વર્ષ ૯ મું
જ્યેષ્ઠ
અંક ૧ લો
સંવત ૧૯૯૬

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૪
પરદેશમાં
શિલિંગ





अनाद्यविद्योपहतात्मसंविदः तन्मूलसंसारपरिश्रमातुराः ।
यदृच्छयेहोपसृताः स्वमाप्नुयुः सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માયિક છતાં ખરું લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનું મૂલ છે એવા આ સંસારના પરિશ્રમથી જેઓ દુઃખી થયેલા છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછા પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે તે આ આશ્રમ પૂજ્યપાદ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|


## લવાજમસંબંધી જરુરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ–બીલખા–(કાઠિયાવાડ)**

## જરુરી

**સૂચનાઃ**—લેખસંબંધી સર્વ પત્રવ્યવહાર **તંત્રીને** શિરનામે **માંગરોળ**–કાઠિયાવાડ, અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર **શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ–બીલખા** એ શિરનામે કરવો.

---

**તંત્રી** અને પ્રકાશકઃ મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ વેદાંતભૂષણ–**માંગરોળ**–કાઠિયાવાડ.

---

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
**પારેખ દેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૯મું ]　　સંવત્ ૧૯૯૬ જ્યેષ્ઠ　　[ અંક ૧

# ॥ नवमवर्षारंभे मंगलाचरणं पत्रप्रशस्तिश्च ॥

अपथपथविमर्शाशक्तमूढं सुपन्था-
नमधिगमयदेतन्नाथबोधं त्रिचिन्वत्।
नवमशरदिमूप्त पत्रमेकान्तदुर्ग-
श्रुतिचरमदुरापाद्वैतसद्बोधनाग्र्यम्॥ १॥

सकृदपि करुणाब्धे नाथ सस्मर्यमाणोऽ-
नवधिततगभीरं ध्वान्तमज्ञानमंधम्।
जननमरणबीजं प्रक्षिपन्नाशु बन्धं
कथमिव मनुजैस्त्वं विस्मृतो जात्वपि स्याः॥ २॥

अभयवरकरं श्रीदक्षिणामूर्तिरूपं
स्मितरुचिरतमास्यं हृत्तमोनिघ्नमोदम्।
हृदयभुविमुनीन्द्रैस्तत्त्वमार्गैकगामै-
र्वितिमिमतिनिदानं सेवितं नाथमीडे॥ ३॥

जनिशतचितपुण्यप्रापणीयं दुरापं
निखिलदुरितदूरीकारदसंपदाञ्जम्।

अहह तव विहायान्यत्र वाञ्छन्हि सौख्यम्
गृहगतसुरवृक्षं नाथ हित्वान्यमेति ॥ ४ ॥

पण्डित रघुनंदनझा नथ्थुझा
व्या. न्या. आचार्य प्रधानाध्यापक श्रीदक्षिणामूर्ति स. ध.
श्रीआनंदाश्रम–वीकरवा.

અર્થઃ—કુમાર્ગ અને સારા માર્ગના વિચારમાં અસમર્થ હોવાથી મૂઢ બનેલ મનુ સારે માર્ગે લઈ જનારું, શ્રીનાથના ઉપદેશને ભેગો કરવાવાળું, અત્યંત કઠીન વેદાંતના પ્રતિ તેથીજ દુઃખે પ્રાપ્ત થાય એવા અદ્વૈત બ્રહ્મનો બોધ કરાવવામાં શ્રેષ્ઠ એવું આ આનં માસિક પત્ર નવમા વર્ષમાં પ્રવેશ કરે છે. ૧

હે નાથ! હે કરુણાસાગર! એક વાર પણ સ્મરણ કરાયેલા જે આપ અત્યંત વિસ્ત હોવાથી ગંભીર જણાતા, જન્મ અને મરણના બીજરૂપ તથા બંધનરૂપ એવા અજ્ઞાનરૂપ અંધકારને શીઘ્ર દૂર કરવાવાળા છો તે આપ કયારે પણ મનુષ્યોવડે કેવી રીતે વિસ્મૃત શકો છો? ૨

અભય અને વર હસ્તમાં ધારણ કરનારા, મંદ હાસ્યવડે શોભાયમાન મુખવાળા, હૃદયના અંધકારને દૂર કરનારા, તત્ત્વમાર્ગજ જેનો વિષય છે એવા મોટા મુનિઓવડે હૃદયકમ સેવાયેલા, જ્ઞાન વિજ્ઞાનનું દાન કરનારા એવા શ્રીદક્ષિણામૂર્તિ શ્રીનાથમહેશ્વરને હું સ્તવું છું.

હે નાથ! હજારો જન્મનાં પુણ્યોવડે પ્રાપ્ત થનાર, ને તેથીજ દુઃખે પ્રાપ્ત થઇ શકે તથા સમગ્ર પાપને દૂર કરવામાં સમર્થ એવાં આપશ્રીનાં ચરણકમળનો ત્યાગ કરીને ખેદની વ છે કે બીજે ઠેકાણે સુખની ઇચ્છા કરતો મનુષ્ય ઘરમાં રહેલ કલ્પવૃક્ષને છોડીને બીજા વૃ સેવે છે. ૪

---

## श्रीआनंदाश्रम पत्रना नवमा वर्षमां प्रवेशप्रसंगे प्रार्थना

જય નાથ! જય સદ્ગુરો!

ઉપરથી જોતાં સુખરૂપ જણાતા પણ ઉંડા ઉતરીને જોતાં દુઃખરૂપ દેખાતા આ સંસ રના પરિશ્રમથી શ્રમિત થએલાંઓને માટે ખરેખરા વિશ્રામભૂત એવા આપશ્રીના આનંદાશ્રમ પ્રકટ થતું રહેતું આ શ્રીઆનંદાશ્રમપત્ર આજ નવમા વર્ષમાં પ્રવેશ કરે છે.

તત્ત્વભૂત [illegible] સંપાદન કરવાનો પ્રયત્ન કરનારાંઓના પરિશ્રમને સફળ કરીને તેમ તત્ત્વભૂત [illegible] તૃપ્ત કરનારા એવા આપશ્રીના અન્વર્થ આનંદાશ્રમમાંથી પ્રકટ રહેતું [illegible]નાઃ—લેખસંબંધી પત્ર આજ નવમા વર્ષમાં પ્રવેશ કરે છે.

[illegible] પત્રવ્યવહાર સાથે પોતાના આચારવિચારની એકતાવાળા ઉપદેશવડે સુપાત્ર જનતાન તત્ત્વ તથા [illegible] વિવેક દેખાડી તેને ઉપરથી રમણીય જણાતા અતત્ત્વમાંથી ઘસ ખરા સુખસ્વરૂપ [illegible]નો આસ્વાદ કરાવનારા એવા આપશ્રીના અન્વર્થ આનંદાશ્રમમાંથી થતું રહેતું આ શ્રીઆનંદાશ્રમપત્ર આજ નવમા વર્ષમાં પ્રવેશ કરે છે.

અમારા તથા અમારે પગલે પગલું મૂકનારી અમારી પ્રજાના ખરા કલ્યાણનો ઉપદેશ સતત વહેતો રહે છે એવા આ શ્રીઆનંદાશ્રમપત્રની પ્રતતિ અમને ઇષ્ટ હોવાથી એના નવમા વર્ષમાં

થતા પ્રવેશને પ્રસંગે અમારા હૃદયોમાં સ્વાભાવિક વહેતાં આનંદનાં અભિલાષનોનું આપશ્રીને નિવેદન કરીનેજ અમે અમને કૃતાર્થ જાણીએ છીએ.

કરુણાનિધાન હે શ્રીસદ્ગુરો! અત્યંત કરુણાને વશ વર્તતાં પોતાના સ્વાભાવિક બ્રહ્માનંદના ભોગની પણ અસ્પૃહા રાખીને અમારા ખરા કલ્યાણનો ઉપદેશ વહાવવાની આપશ્રીએ અમારા ઉપર જે કૃપા વર્ષાવી છે તેની અમારી મતિમાં તથા અમારે પગલે પગલું મૂકનારી અમારી પ્રજાઓની મતિમાં યથાવત્ પ્રતીતિ સદા રહ્યા કરે એવું થવા પણ આપશ્રીને આ સંપૂર્ણ જગતનું યથાવત્ નિયમન કરનારા ઈશ્વરથી અનન્ય જાણનારાં અમે આપશ્રીનેજ પ્રાર્થીએ છીએ.

જનતાના આચારવિચારનું આજ અવલોકન કરતાં જણાય છે કે પોતાના ખરા કલ્યાણને કહેનારા શ્રુતિના તથા સ્મૃતિના ઉપદેશથી અભિન્ન એવા આપશ્રીએ પ્રવર્તાવેલા ઉપદેશનું વહન કરનારા આ શ્રીઆનંદાશ્રમપત્રના વાચનમનનપ્રતિ જનતાના મોટા ભાગને અભિરુચિ નથી.

જનતાનો મોટો ભાગ વર્તમાન રાજ્યપ્રકરણની રાજસતામસ વાર્તામાંજ અભિરુચિ રાખી રહેનારો છે.

જનતાનો જે અલ્પ ભાગ શાસ્ત્રપ્રકરણમાં વિદ્વાન્ ગણાય એવો છે તે પણ સીધા સાદા ને સાત્ત્વિકભાવે કહેવાતા આ શ્રીઆનંદાશ્રમપત્રના ઉપદેશને જેવા ને તેવા રૂપમાં ગ્રહણ કરવાની અભિરુચિવાળો જણાતો નથી પણ પોતાના મનોરાજ્યને અનુસરીને પોતે કલ્પેલા કોઈ રસવાળો ઉપદેશ શ્રીઆનંદાશ્રમપત્રમાં પ્રકટ થતો રહેવો જોઈએ એવી મનોભાવનાને સેવતો રહેતો જણાય છે.

આ આદિ સર્વ આ વર્તમાન યુગના યથાવત્ સ્વરૂપનું નિદર્શન કરનારું છે.

પણ 'વાર્યું ન કરે તે હાર્યું કરે' એ આદિ જનતાના સ્વભાવને લક્ષમાં રાખીને સારા ઉપદેશને ગ્રહણ કરી જેઓ ઉપદેશને અનુસરતું વર્તન રાખી રહેવામાં પ્રમાદ કરનારાં છે તેમને તેવા પ્રસંગોનો અનુભવ કરાવીને ઉપદેશને અનુસરતું વર્તન રાખી રહેનારાં કરવાની પણ જગતની વ્યવસ્થા કરનારા ઈશ્વરથી અભિન્ન આપ ભગવાને વ્યવસ્થા રાખેલી છે.

લોકશાસનના કલ્પિત વાદને વશ વર્તતાં, લોકને બહુમતિના દોરપર, શાસ્ત્રની દૃષ્ટિથી અવિહિત ગણાય એવાં ઘણાં કર્મો કરી કરાવીને, રાજ્યની ધુરાનું વહન કરનારું આજનું રાજમંડલ પણ, ઉપરથી દારુણ દેખાતી આપ ભગવાનની એ વ્યવસ્થાના ક્રમપર ચડેલું દેખાય છે.

જેમ ઘટે તેમ સર્વેની મતિમાં થવા યોગ્ય ફેરફાર સત્વર થવા પામે અને પ્રસંગની દારુણતા સત્વર અદૃશ્ય થવા સાથે સર્વેને સત્વર સ્વસ્થતા સધાય એમ થવા પણ હે કરુણાનિધે! અમે આપ ભગવાનનેજ દીનતાપૂર્વક પ્રાર્થીએ છીએ.

---

## શ્રીનાથવચનામૃત

**[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]**

સાચા ભક્તનું પરિણામે બહુ સારું થાય છે, તેના બંને લોક સુધરે છે, ને ઢોળ કરનાર ભક્ત પોતાના બંને લોક બગાડે છે.

પરમાત્માથી ભિન્ન પ્રાણિપદાર્થમાં ઘાટી મમતા બાંધનાર જીવને ઘણીવાર અચાનક દુઃખી થવું પડે છે એમ વિવેકીઓ કહે છે.

જે મનુષ્ય પોતાને ભક્ત માની પ્રભુથી ભિન્નમાં પરમસ્નેહ કરી પોતાના

કર્તવ્યનો ત્યાગ કરે છે તે મનુષ્ય પોતાને બેસવાની ડાળ કાપનાર મનુષ્યના જેવો મૂર્ખ છે.

જે ઠગ ભક્તો પરમાત્માને અને સજ્જનોને ખોટું સમજાવવાનો પ્રયત્ન કરી તેમને ઠગવાને ઇચ્છે છે તે પોતેજ દુઃખી થાય છે, ને તેનો પરલોક પણ બગડે છે.

પ્રભુની અનપાયિની ભક્તિ પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનુષ્યે સર્વદા પોતાના મનમાં સુદૃઢ સમજી રાખવું જોઇએ કે જ્યાંસુધી તે પોતે પ્રામાણિકપણે વર્તી તેમની આજ્ઞાઓમાં શુદ્ધ ભાવથી અડગપણે વર્તે છે ત્યાંસુધી કોઇ કારણથી પ્રભુ તેના ઉપર ઉપરથી દયા ન દર્શાવતા હોય તોપણ તે ભક્તના ઉપર તેમની અગાધ દયા ગુપ્તરીતે વર્તી રહી છે, અને જો તે તેથી વિપરીત રીતે વર્તે છે તો પ્રભુ કોઇ કારણથી તેના ઉપર તેને વૈભવનું દાન કરવારૂપ દયા દેખાડતા હોય તોપણ તેના ઉપર તેમની અંતરની એટલે વાસ્તવિક દયા નથી.

આ લોકમાં ને પરલોકમાં કોઇપણ સ્થલે ને કોઇપણ કાલે દૃશ્યના વિચારથી ને ઉપભોગથી મનુષ્યના અંતઃકરણને શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ પ્રાપ્ત થવાનો સંભવ નથી. જ્યારે મનુષ્ય પોતાના શ્રીસદ્ગુરુના અને સત્શાસ્ત્રના ઉપદેશને અડગ શ્રદ્ધા ને પરમોત્સાહથી અનુસરી પોતાના સદ્ઘન, ચિદ્ઘન, આનંદઘન, વ્યાપક, અસંગ, અક્રિય ને નિરાલંબ આત્મસ્વરૂપનો અનુભવ કરવા સુભાગી થાય છે, ત્યારેજ તે મનુષ્ય શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખની અવિચલ પ્રાપ્તિ કરી શકે છે, માટે તમારે પણ વિવેકવૈરાગ્યનું બલ ઉત્તમ પ્રકારે વધારી પૂર્વોક્ત પ્રયત્નવડે વર્તમાન શરીરમાંજ શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ પ્રાપ્ત કરી લેવાં જોઇએ. ઢીલ નજ કરવી જોઇએ.

અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીરને ઉત્તમપ્રકારે વશ વર્તાવવારૂપ તપના સેવનથી મનુષ્ય આ લોકનું ને પરલોકનું હિતકર ઇચ્છિત સુખ મેળવી શકે છે, માટે તેનું તપ સર્વદા આદરપૂર્વક કરવું.

સદા ઉદ્યોગી, આરોગી, કર્તવ્યનિષ્ઠ ને ગંભીર રહેવું.

રાગ, દ્વેષ, રીસ, ચિંતા, ભય ને ઉતાવળીયાપણું એ દોષોને હૃદયમાં અલ્પ સમય પણ અવકાશ ન આપવો. શુદ્ધ વિચાર, શુદ્ધ નિશ્ચય ને શુદ્ધ પ્રવૃત્તિનું સદાગ્રહપૂર્વક સદા સેવન કરવું.

પોતાના હૃદયમાંજ પરમાત્માનો ને પરમધામનો આવિર્ભાવ કરવા ઉમંગપૂર્વક નિરંતર યત્ન કર્યા કરવો.

જગતની ને સાંસારિક જનોની સાંસારિક વાતોની ઉપેક્ષા કરી પરમાત્માનાજ શુભ વિચારોમાં મનને લગાડ્યા કરવું.

પવિત્ર ને નમુનારૂપ જીવન ગાળવું.

જીવનને પરમાનંદમય કરવું.

શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખની આગળ આ લોકનાં મોટામાં મોટાં મઝાનાં સુખો પણ કંઇ લેખામાં નથી એમ મનમાં નક્કી કર્યા કરવું.

## श्रीसनत्सुजातीयम्

[ અનુવાદક:—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતવર્ષના અંક ૧૧ના પૃષ્ઠ ૨૭૫ થી )

सनत्सुजात उवाच
શ્રીસનત્કુમારભગવાન્ કહે છે:

> यत्तच्छुक्रं महाज्योति दीप्यमानं महद्यशः।
> यद्वै देवा उपासन्ते यस्मादर्को विराजते।
> योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥ १ ॥

ભાવાર્થ:—જે શુક્લ છે એટલે નિર્મળ છે એટલે જેમાં વસ્તુતાએ મળભૂત જણાતું આ જગત્ છે જ નહિ, જે મોટા જ્યોતિરૂપ છે એટલે જે પોતાના પ્રકાશથી જ પ્રકાશી રહેનારૂં છે, જે સદા દીપ્યમાન છે એટલે સદોદિત જાજ્વલ્યમાન છે, જે મોટાયશવાળું છે એટલે જેની પ્રખ્યાતિ કદી લોપ ન પામે એવી છે, જેની દેવો ઉપાસના કરે છે એટલે પોતાનો દેવભાવ ટકાવી રાખવા માટે દેવો જેની સદા ઉપાસના કરે છે, જેમાંથી ઉદય પામેલો સૂર્ય મૂર્યરૂપે વિરાજમાન છે એટલે જે સૂર્યનું પણ મૂળ છે, તે સનાતન પરમાત્માનું યોગીઓ એટલે દેહ તથા ઇંદ્રિયોને તેમના અનુકૂળ વિષયોના ભોગમાંથી ઉપરામ પમાડી જેઓ દેહ તથા ઇંદ્રિયોને પરમાત્માના દર્શન કરવાના પ્રયત્નમાં વાળી રહેનારા છે તેઓ પોતાના આત્મારૂપે એટલે પોતાનાજ ખરા સ્વરૂપે દર્શન કરે છે. ૧

श्रीशांकरभाष्यम् ॥

अचारणीय तमसः परस्तादित्यादिना ब्रह्मणो रूपं निर्धार्य तदात्मवित्पश्यति ज्ञानयोगादिति ज्ञानयोगेनात्मदर्शनमुक्तं पुनरपि तस्य स्वरूपं दर्शयित्वा योगिनस्तद्रूपं पश्यन्तीत्याह यत्तदिति।

अचारणीयं तमसः परस्तात् તે તમથી પર છે, તમસ્ આદિ કોઇવડે તેનું આવરણ શક્ય નથી એ આદિ વચનોવડે બ્રહ્મના સ્વરૂપનો નિર્ધાર કરીને तदात्मवित्पश्यति ज्ञानयोगात् તેનું આત્માને જાણનારો તે આત્માને જાણવાના યોગથીજ દર્શન કરે છે. કર્મ આદિના બીજા કોઇ યોગવડે તેનું દર્શન શક્ય નથી એ આદિ વચનોવડે જ્ઞાનનાજ યોગવડે બ્રહ્મનું દર્શન કહેલું છે પાછું પણ તે બ્રહ્મના સ્વરૂપને દેખાડીને તે સ્વરૂપને યોગીઓ પ્રકૃષ્ટપણે જુએ છે એટલે દેહ તથા ઇંદ્રિયોના વિષયભૂત આ એમ કહેવાતા પદાર્થરૂપે નહિ પણ પોતાના આત્મારૂપે એટલે હું એમ કહેવાતા પદાર્થરૂપે જુએ છે એમ હવે यत्तत्० ॥ એમ આ શ્લોકવડે કહે છે

यद्ब्रह्मात्मवित्पश्यति ज्ञानयोगाद्यज्ज्ञात्वाऽमृता भवन्ति तच्छुक्लं शुद्धमविद्यादि दोषरहितं।

આત્માને એટલે પોતાના ખરા સ્વરૂપને જાણનારો જે બ્રહ્મને જ્ઞાનના યોગવડે દેખે છે અને જે બ્રહ્મને જાણીને જાણનારાઓ અમૃત થાય છે તે બ્રહ્મ શુક્લ છે એટલે શુદ્ધ છે એટલે અવિદ્યા આદિ કોઇ દોષ તેનામાં ખરેખરો લાગુ નથી

महज्ज्योतिः सर्वावभासकत्वात् श्रूयते च तस्य भासा सर्वमिदं विभातीति।

તે બ્રહ્મ મોટા જ્યોતિસ્વરૂપ છે, અન્ય સર્વને પ્રકાશનારું હોવાથી બ્રહ્મ મોટા પ્રકાશસ્વરૂપ છે.

તેના પ્રકાશથી આ સર્વ પ્રકાશી રહેલું છે એવી શ્રુતિ પણ છે.

दीप्यमानं भ्राजमानं

તે બ્રહ્મ સદા દીપ્તિવાળું છે એટલે સદોદિત પ્રકાશી રહેલું છે.

महद्यशः श्रूयते तस्य नाम महद्यश इत्यादि।

તે બ્રહ્મ મોટાયશવાળું છે એટલે જેની ખ્યાતિ કદી લોપ ન પામે એવી છે તેનું નામજ મહદ્યશ એટલે મોટા યશવાળું એવું છે એમ શ્રુતિમાં સંભળાય પણ છે.

यद्धै ब्रह्म देवा इन्द्रादय उपासते श्रूयते च तद्देवा ज्योतिषां ज्योतिरायुर्होपासतेऽमृतमिति।

જે બ્રહ્મની દેવો એટલે ઇંદ્રઆદિ દેવો ઉપાસના કરે છે.

તેની દેવો જ્યોતિના પણ જ્યોતિરૂપે આયુરૂપે અને અમૃતરૂપે ઉપાસના કરે છે એમ શ્રુતિમાં સંભળાય પણ છે.

यस्मात् परं ज्योतिषो ब्रह्मणोऽर्कादि ज्योतिर्विराजते येन सूर्यस्तपति तेजसेय इति श्रुतेः।

વળી બ્રહ્મરૂપ જે જ્યોતિમાંથી ઉદય પામેલ સૂર્યરૂપ જ્યોતિ વિરાજમાન છે.

જેના તેજવડે તેજવાળો થયેલો સૂર્ય તપે છે એવી શ્રુતિ હોવાથી સૂર્યરૂપ જ્યોતિનું પણ જે બ્રહ્મરૂપ જ્યોતિમૂળ છે.

एवं भूतं परमात्मानं सनातनं भगवन्तं योगिन एव पश्यन्ति न पुनर्ज्ञानयोगरहिताः॥ १॥

આવા સ્વરૂપવાળા પરમાત્મા જે સનાતન છે અને જે પરતંત્ર એવા જીવ નથી પણ સ્વતંત્ર એવા ઈશ્વર છે તેમને યોગીઓ પોતાના ખરા સ્વરૂપના જ્ઞાનરૂપ યોગવડેજ જુએ છે. જ્ઞાનરૂપ યોગવિનાનાને કર્મઆદિના અન્ય કોઇ યોગવડે પરમાત્માનું દર્શન શક્ય નથી. એટલે કર્મઆદિના યોગવડે દેહઇંદ્રિયોના વિષયભૂત દેહઇંદ્રિયોને ગોચર એવા આ કહેવાતા પદાર્થરૂપે પરમાત્માનું દર્શન શક્ય નથી. પરમાત્માનું દર્શન તો દેહઇંદ્રિયોથી પર પોતાના ખરા સ્વરૂપના જ્ઞાનના યોગવડેજ હું કહેવાતા પદાર્થરૂપેજ શક્ય છે. (ચાલુ)

---

## श्रीयाज्ञवल्क्य स्मृति

[અનુવાદક:—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ વેદાંતભૂષણ]

योगीश्वरं याज्ञवल्क्यं संपूज्य मुनयोऽब्रुवन्।
वर्णाश्रमेतराणां नो ब्रूहि धर्मानशेषतः॥ १॥

યોગીઓમાં મુખ્ય એવા શ્રીયાજ્ઞવલ્ક્યનું સંપૂર્ણ પૂજન કરીને મુનિઓએ એમને કહ્યું કે વર્ણ તથા આશ્રમવાળાઓના અને વર્ણ તથા આશ્રમ વિનાનાઓના ધર્મો અમને કહો તે એવી રીતે કહો કે કોઇનો કોઇ ધર્મ કહેવો રહી જાય નહિ. ૧

मिथिलास्थः स योगीन्द्रः क्षणं ध्यात्वाऽब्रवीन् मुनिन्।
यस्मिन् देशे मृगः कृष्णस्तस्मिन् धर्मान्निबोधत॥ २॥

મિથિલામાં સ્થિતિ કરી રહેનારા યોગીઓમાં મુખ્ય તે શ્રીયાજ્ઞવલ્કયે એક ક્ષણુ ધ્યાન કરીને મુનિઓને કહ્યું કે જે દેશમાં કાળીયાર મૃગ અનાયાસ વિચરે છે તે દેશમાં અનુષ્ઠાન કરવાના ધર્મોને સાંભળો. ૨

पुराणन्यायमीमांसाधर्मशास्त्रांग मिश्रिता :।
वेदा: स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥ ३ ॥

પુરાણુ ન્યાય મીમાંસા ધર્મશાસ્ત્ર અને વેદોનાં અંગોવડે મિશ્ર એવા વેદો એમ સંપૂર્ણ વિદ્યાઓને તથા ધર્મને જાણવાનાં ચૌદ સ્થાનો છે એટલે સપૂર્ણ વિદ્યાઓ તથા ધર્મને જાણવાનું મુખ્ય સ્થાન તો વેદોજ છે પણુ વેદોમાં કહેલા અર્થોનો તેનાં અંગો ધર્મશાસ્ત્રો એટલે સ્મૃતિઓ મીમાંસાઓ ન્યાયનાં પ્રસ્થાનો અને પુરાણોમાં જુદે જુદે રૂપે સ્ફોટ કરેલો હોવાથી ચાર વેદ ઉપરાંત તેનાં ૭ અંગો તથા સ્મૃતિ મીમાંસા ન્યાય ને પુરાણુ એમ ચૌદ સ્થાનો જ્ઞાનની પ્રાપ્તિનાં કહેલાં છે કે:—

मन्वत्रिविष्णुहारीत याज्ञवल्क योशनोंगिर:।
यमापस्तंबसंवर्ता: कात्यायन बृहस्पती।
पराशरव्यासशंखलिखिता दक्षगौतमौ।
शातातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रयोजका: ॥ ४, ५ ॥

મનુ અત્રિ વિષ્ણુ હારીત યાજ્ઞવલ્કય ઉશના અંગિરા યમ આપસ્તંભ સંવર્ત કાત્યાયન બૃહસ્પતિ પરાશર વ્યાસ શંખ લિખિત દક્ષ ગૌતમ શાતાતપ અને વસિષ્ઠ એઓ ધર્મશાસ્ત્રના પ્રણેતા છે.

देशे कालउपायेन द्रव्यं श्रद्धासमन्वितं।
पात्रे प्रदीयते यत्तत् सकलं धर्मलक्षणम् ॥ ६ ॥

એક દાનરૂપ ધર્મના અનુષ્ઠાનમાં અનુકૂળ દેશ, અનુકૂળ કાળ, ઉત્સાહ, શ્રદ્ધાયુક્ત એવું દ્રવ્ય, અનુકૂળ પાત્ર, અને દેવારૂપકર્મ આ સર્વ લક્ષણોનો વિવેક રાખવો ઘટે છે એવી રીતે સર્વે ધર્મોના અનુષ્ઠાનમાં તે તે ધર્મોને અનુકૂળ દેશ આદિનો વિવેક રાખવો ઘટે છે. ૬

श्रुतिस्मृतिसदाचारा: स्वस्य च प्रियमात्मन:।
सम्यक् संकल्पज: कामो धर्ममूलमिदं स्मृतम् ॥ ७ ॥

શ્રુતિઓ, સ્મૃતિઓ, સદાચારને કહેનારાં બીજાં શાસ્ત્રો તથા સદાચારના દૃષ્ટાંતભૂત શિષ્ટ-પુરુષો, પોતાના આત્માની પ્રસન્નતા, અને સંકલ્પ કરવાની રીતે યથાવત્ કરેલા સંકલ્પમાંથી ઉત્પન્ન થયેલ કામના આ સર્વને સ્મૃતિશાસ્ત્રમાં ધર્મનું મૂળ કહેલું છે એટલે જે કર્મ શ્રુતિ, સ્મૃતિ, સદાચાર, આત્માની પ્રસન્નતા અને સંકલ્પ કરવાની રીતે યથાવત્ કરેલા સંકલ્પમાંથી ઉત્પન્ન થએલ કામનાના સમન્વયથી કરવામાં આવે તે ધર્મ કહેવાય. ૭

इज्याचारदमाहिंसादानस्वाध्यायकर्मणां ।
अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ॥ ८ ॥

યજ્ઞ આચાર દમ અહિંસા દાન સ્વાધ્યાય એ આદિ સર્વે કર્મો ધર્મ કર્મો છે પણુ યોગવડે જે આત્માનું દર્શન કરવું આ પરમ ધર્મરૂપ કર્મ છે એટલે ધર્મનાં કર્મો કરવા પહેલાં કર્મોના કરનાર એવા પોતાના ખરા સ્વરૂપને જાણવું એ અગત્યનું છે.

चत्वारो वेदधर्मज्ञा: पर्षत्त्रैविद्यमेव वा।
सा ब्रूते यं स धर्म: स्यादेको वाध्यात्मवित्तम: ॥ ९ ॥

ચાર વેદમાં કહેલા ધર્મોને જાણનારા ચાર પુરુષો અથવા ત્રણ વેદમાં કહેલાં ધર્મોને જાણનારા ત્રણ પુરુષોની પરિષદ્ કહેવાય છે. તે પરિષદ્ જે કર્મને ધર્મકર્મ કહે તે કર્મને ધર્મ-કર્મ જાણવું, અથવા અધ્યાત્મવેત્તાઓમાં ઉત્તમ કદી એકજ પુરુષ હોય તો પણ તે જે કર્મને ધર્મકર્મ કહે તેને ધર્મકર્મ જાણવું. ૯

ब्रह्मक्षत्रियविट्शूद्रा वर्णास्त्वाद्या स्त्रयो द्विजा: ।
निषेकाद्या:स्मशानान्तास्तेषां वै मंत्रत: क्रिया: ॥ १० ॥

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શૂદ્ર આ ચાર વર્ણો છે પણ તેમાંના પ્રથમ ત્રણ વર્ણો દ્વિજ કહેવાય છે એટલે શાસ્ત્રના સંસ્કારવાળા દેહની દૃષ્ટિથી શાસ્ત્રના સંસ્કારને પામવાથી તેઓનો તે બીજો જન્મ મનાય છે, તેથી તેઓ દ્વિજ કહેવાય છે.

શૂદ્રને શાસ્ત્રના સંસ્કારો ન હોવાથી તેમને બીજા જન્મનો પ્રસંગ નથી.

ગર્ભાધાનથી માંડીને અંત્યકર્મપર્યંતનો તેમની એટલે દ્વિજ વર્ણોની સઘળી ક્રિયાઓ મંત્રયુક્તજ હોય છે, એટલે મંત્રવડેજ સાધવાની હોય છે.

———[ ० ]———

## ब्रह्मवाद

[ અનુવાદક:— મહારાણીદાસ ગોકુલદાસ દેસાઈ-વેદાંતભૂષણ ]

परीक्षिदुवाच પરીક્ષિત કહે છે:—

ब्रह्मन् ब्रह्मण्यनिर्देश्ये निर्गुणे गुणवृत्तय: ।
कथं चरन्ति श्रुतय: साक्षात्सदसत: परे ॥ १ ॥

હે બ્રહ્મન્! બ્રહ્મ એવું છે કે તેને ઇંદ્રિય ગોચર કરાઈ શકાય એવો કોઈ નિર્દેશ તેને માટે શક્ય નથી એટલે તેને માટેનો કોઈ નિર્દેશ તેને ઇંદ્રિયગોચર કરાવી શકે એમ નથી તેનું મુખ્ય કારણ તો પ્રસિદ્ધ છે કે ઇંદ્રિયો સર્વ ગુણોની વૃત્તિરૂપ એટલે કાર્યરૂપ છે અને બ્રહ્મ નિર્ગુણ છે એટલે નિર્ગુણ એવું બ્રહ્મ ગુણોના કાર્યભૂત ઇંદ્રિયોને ગોચર ન થાય એ ઘટે છે પણ એ નિર્ગુણ એવા બ્રહ્મનો ઉપદેશ કરતારી શ્રુતિઓ પણ એક રીતે જોતાં ગુણોના કાર્યભૂત છે તે પ્રત્યક્ષ એવા આ લોક તથા પરોક્ષ એવા સ્વર્ગઆદિ લોક કે જેઓ સર્વ પણ ગુણોના કાર્યભૂત છે તેમનો તો ઉપદેશ કરી શકે એ યોગ્ય છે પણ પ્રત્યક્ષ કે પરોક્ષ એવા ગુણોના કાર્યભૂત સર્વે પદાર્થોથી તેમજ ગુણોથી પણ પર એવા બ્રહ્મનો ઉપદેશ કેમ કરી શકે એ એક પ્રશ્ન છે એટલે જેમ ગુણોથી પર બ્રહ્મ ગુણોના કાર્યભૂત ઇંદ્રિઓને ગોચર ન થાય તેમ ગુણોથી પર બ્રહ્મ ગુણોના કાર્યભૂત શ્રુતિઓને એટલે વેદોને પણ ગોચર ન થાય, તેનો બ્રહ્મના સ્વરૂપને યથાવત્ પોતે જાણ્યા-વિના તેનો બીજાને ઉપદેશ કેમ કરી શકે એ એક પ્રશ્ન છે. ૧

श्रीशुकउवाच શ્રીશુકદેવજી કહે છે:—

बुद्धीन्द्रियमन:प्राणान् जनानामसृजत्प्रभु: ।
मात्रार्थंच भवार्थंच आत्मनेऽकल्पनाय च ॥ २ ॥

પરમાત્માએ જીવોનેમાટે બુદ્ધિ ઇંદ્રિયો મન ને પ્રાણોનું જે સર્જન કરેલું છે તે ઇંદ્રિયોના વિષયોનો ભોગ કરવા અને તેથી આ લોક પરલોકના સંસારવ્યવહારનું વહન કરવામાટે જેમ કરેલું છે તેમ બુદ્ધિ મન કે ઇંદ્રિઓની કલ્પનામાં ન આવી શકે એવા આત્માના એટલે પોતાના ખરા સ્વરૂપના લાભમાટે પણ કરેલું છે.

અવિવેકી મૂઢ જનો ઇંદ્રિયોના વિષયોને ખરા માની તેમના ભોગ પરાયણ રહી આ લોક તથા પરલોકના સંસારવ્યવહારમાં ચકાવે ચડે છે.

વિવેકી પ્રજ્ઞાવંતજનો ઇંદ્રિયોથી ઉપરામ પામી પોતાના ખરા સ્વરૂપને પામી સ્વસ્થ થાય છે. આત્માને એટલે પોતાના ખરા સ્વરૂપને જાણવાવાળા પ્રજ્ઞાવન વિવેકીજનો જેમ આત્માને એટલે પોતાના ખરા સ્વરૂપને ઇંદ્રિયોવડે ઇંદ્રિયગોચર કરીને તેને જાણતાં નથી પણ ઇંદ્રિયોના ઉપરામવડે ઇંદ્રિયોથી છુટાં પડીને પોતાના સ્વરૂપને પામે છે

તેમ શ્રુતિઓ વા વેદો પણ પરમાત્માના ગુણોના સબંધવાળા કોઈ નિર્દેશવડે ઉપદેશ કરતા નથી પણ ગુણોના ઉપરામવડે ગુણોથી પર એવા અર્થના નિર્દેશવડેજ પરમાત્માનો ઉપદેશ કરે છે તે ધરે છે ૨

सैषा ह्युपनिषद् ब्राह्मी पूर्वेषां पूर्वजै र्धृता ।
श्रद्धया धारयेद्यस्तां क्षेमं गच्छेदकिंचनः ॥ ३ ॥

પૂર્વના પણ પૂર્વજોએ ધારણ કરેલી બ્રહ્મની આ ઉપનિષદ્ છે એટલે સુયોગ્ય શિષ્ય વા પુત્રને ગુપ્તપણે કહેવા જેવી બ્રહ્મના સબંધની આ ગુપ્ત વાત છે. આજ પણ જે પુરુષ બ્રહ્મના સબંધની એ ઉપનિષદ્‌ને શ્રદ્ધાવડે ધારણ કરે એટલે તે ખરી છે એવા વિશ્વાસપૂર્વક ધારણ કરે તે કદી કેવળ અકિંચન હોય એટલે વ્યવહારમાં ગણાતું સ્ત્રીપુત્ર વા દ્રવ્ય આદિનું ધન કાંઈ તેની પાસે ન હોય તોપણ તે સર્વથા ક્ષેમભૂત એવા બ્રહ્મને પામી રહે બ્રહ્મને પામવામાં સ્ત્રી પુત્ર દ્રવ્ય આદિ સંસારવ્યવહારમા ધન મનાતા કોઈ ધનની અપેક્ષા નથી. બ્રહ્મને પામવા માટે તો બ્રહ્મના સંબધની આ ઉપનિષદ્‌ને તે ખરી છે એવા વિશ્વાસવડે ધારણ કરીને પછી તેના મનનવડે તથા નિદિધ્યાસનવડે બ્રહ્મને પામી રહે છે. ૩

अत्र ते वर्णयिष्यामि गाथां नारायणान्वितां ।
नारदस्य च संवादं ऋषेर्नारायणस्य च ॥ ४ ॥

આ પ્રસગે નારાયણ ઋષિ અને નારદના સવાદરૂપ પરમાત્માના સબંધવાળી એક ગાથાનું હું તારી પાસે વર્ણન કરીશ તે પરથી વેદો બ્રહ્મનો કેવી રીતે નિર્દેશ કરે છે તે તને અવગત થશે. ૪

एकदा नारदो लोकान् पर्यटन् भगवत्प्रियः ।
सनातनमृषिं द्रष्टुं ययौ नारायणाश्रमम् ॥ ५ ॥

એક સમયે ભગવાન્ છે પ્રિય જેને એવા નારદ વા ભગવાનને જે પ્રિય છે એવા નારદ લોકોમાં ફરતા ફરતા સનાતન એવા નારાયણ ઋષિનાં દર્શન કરવા એમના આશ્રમમાં ગયા.

यो वै भारतवर्षेऽस्मिन्क्षेमाय स्वस्तये नृणां ।
धर्मज्ञानशमोपेतमाकल्पादास्थितस्तप. ॥ ६ ॥

જે નારાયણ ઋષિ મનુષ્યોના ક્ષેમ માટે તથા કલ્યાણ માટે કલ્પના આરંભથીજ ધર્મ જ્ઞાન અને શમ સાથેના તપમાં વિરાજમાન થએલા છે.

तत्रोपविष्टं ऋषिभिः कलापग्रामवासिभिः ।
परीतं प्रणतोऽपृच्छदिदमेव कुरूद्वह ॥ ७ ॥

ત્યાં કલાપ ગામમા વસતા ઋષિઓવડે ઘેરાઇને બેઠેલા તે નારાયણઋષિને હે કુરુકુલના પુત્ર! નારદે પ્રણતિપૂર્વક તમે મને જે પૂછેલુ છે તેજ આ પૂછ્યું.

तस्मै ह्यवोचद् भगवानृषीणां शृण्वतामिदं ।
यो ब्रह्मवादः पूर्वेषां जनलोकनिवासिनाम् ॥ ८ ॥

તે સઘળા ઋષિઓ સાંભળે એ રીતે ભગવાન્ નારાયણ ઋષિએ નારદને હું તમને જે હમણાં કહું છું તે આ કહ્યું કે જે જનલોકમાં નિવાસ કરી રહેનારા પૂર્વ પુરુષોના બ્રહ્મવાદરૂપે જગતમાં પ્રસિદ્ધ છે. ૮ (ચાલુ).

## મદાલસા

[ અનુવાદક:—મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતાંકના પૃષ્ઠ ૩૦૧ થી )

आगम्य स्वपुरं सोऽथ पित्रोः सर्वमशेषतः ।
कथयामास तन्वंगी यथा प्राप्ता पुनर्मृता ॥

પોતાના પુરમાં આવીને રાજપુત્ર કુવલયાશ્વે મરેલી મદાલસા પોતાને પાછી શી રીતે મલી તે સઘળું કાંઈ બાકી ન રહે એમ પોતાના માતાપિતાને કહી સંભળાવ્યું.

ननाम सापि चरणौ श्वश्रूश्वशुरयोः शुभा ।
स्वजनं च यथा पूर्वं वंदनाश्लषणादिभिः ॥
पूजयामास तन्वंगी यथान्यायं यथावयः ॥

મદાલસાએ પણ સાસુસસરાના ચરણોમાં નમન કર્યું અને બીજાં સ્વજનોને પણ તેમના વય અને બીજી યોગ્યતાને અનુસરીને જેને જે રીતે મળતી તેને તે રીતે વંદન આલિંગન આદિ-વડે સર્વેને સારું લગાડી મળી.

ततो महोत्सवो जज्ञे पौराणां तत्र वै पुरे ॥

પુરમાં પુરજનોને મોટો ઉત્સવ પેદા થયો.

ऋतध्वजश्च सुचिरं तया रेमे सुमध्यया ।
निर्झरेषु च शैलानां निम्नगापुलिनेषु च ।
काननेषु च रम्येषु वनेषूपवनेषु च ॥

ઋતધ્વજે પણ દીર્ઘકાળ સુધી તે સુંદર મદાલસા સાથે પર્વતોના ઝરાઓમાં, નદીઓના તટપર સુંદર કાનનોમાં ને વનો તથા ઉપવનોમાં રમણ કર્યું.

पुण्यक्षयं वांछमाना सापि कामोपभोगतः ।
सह तेनातिक्रान्तासु रेमे रम्यासु भूमिषु ॥

મદાલસાએ પણ ઉપભોગવડે પુણ્યના ક્ષયની ઇચ્છા કરીને ઘણી દૂરની રમણ કરવા જેવી ભૂમિઓમાં તે કુવલયાશ્વની સાથે રમણ કર્યું.

ततः कालेन महता शत्रुजित्स नराधिपः ।
सम्यक् प्रशास्य वसुधां कालधर्ममुपेयिवान् ॥

તે પછી ઘણે કાળે તે શત્રુજિત રાજા વસુધાનું યથાવત્ રાજ્ય કરીને કાળધર્મને પામ્યા એટલે મરણ પામ્યા.

ततः पौरा महात्मानं पुत्रं तस्य ऋतुध्वजं ।
अभ्यषिंचन्त राजानमुदाराचारचेष्टितम् ॥

તે પછી પુરજનોએ શત્રુજિતના મહાત્મા પુત્ર ઉદાર આચાર તથા ઉગ્ર પરાક્રમોવાળા ઋતુધ્વજનો રાજા તરીકે અભિષેક કર્યો.

सम्यक् पालयतस्तस्य प्रजाः पुत्रानिवौरसान् ।
मदालसायाः संजज्ञे पुत्रः प्रथमजस्ततः ॥

તે પછી સગા પુત્રોનું પિતા પાલન કરે તેમ પ્રજાઓનું પાલન કરતા તે ઋતધ્વજને મદાલસાથી પહેલે ખોળેજ દીકરો સાંપડ્યો.

तस्य चक्रे पिता नाम विक्रान्त इति धीमतः ।
तुतुषुस्तेन वै भृत्या जहास च मदालसा ॥

તે બુદ્ધિમાન્ પુત્રનું નામ પિતા ઋતધ્વજે 'વિક્રાન્ત' એવું પાડયું. તે નામવડે સેવકો બધા રાજી થયા પણ મદાલસા હસવા લાગી.

सा वै मदालसा पुत्रं बालमुत्तानशायिनं ।
उल्लापनच्छलेनाह रुदमानमविस्वरम् ॥

તે મદાલસા તો હજી ચતો સૂઈને રોતા પોતાના તે પુત્રને એટલે હજી ઘણોજ બાળક હતો ત્યાંજ તેને રોતો છાનો રાખવાના નિમિત્તથી છાનું છાનું કહેવા લાગી.

शुद्धोऽसि रे तात न तेऽस्ति नाम ।
कृतं च ते कल्पनयाऽधुनैव ।
पंचात्मकं देहमिदं न तेऽस्ति
नैवास्य त्वं रोदिषि कस्य हेतोः ॥

હે તાત! તું તો શુદ્ધ સ્વરૂપ છો એટલે દેહઆદિવડે મળના મિશ્રરૂપવાળો તું ખરેખર નથી. ખરેખર તો મળથી અમિશ્ર એવા શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છો.

તને કોઇ નામ પણ લાગુ થાય એમ નથી એટલે કોઇ નામ તારું ખરેખરું નામ નથી.

જે નામ તારું કરે છે તે તો કલ્પનાવડે તારું નામ હમણાંજ પાડયું છે. પાંચ ભૂતોનો બનેલો આ દેહ પણ ખરેખર તારો નથી. તેમ તે દેહનો સ્વામી દેહી પણ તું નથી તો પછી તું રૂએ છે તેમાં શું કારણ છે?

न वा भवान् रोदिति वै स्वजन्मा
शब्दोऽयमासाद्य महीसमूहं ।
विकल्प्यमानो विविधै गुणार्थै-
र्गुणाश्च भौताः सकलेन्द्रियेषु ॥

અથવા પૃથ્વીતત્ત્વના સમૂહભૂત આ દેહને પામીને દેહના જન્મવડે તારો જન્મ થયો એમ માનીને તો તું રોતો નથી?

આ દેહ તો ભૂતક છે. ગુણોના વિવિધ પદાર્થોવડે તે કલ્પાયો છે અને સઘળી ઇંદ્રિયોમાં પણ ગુણો અને ગુણોના કાર્યભૂત ભૂતોવિના બીજું કાંઈ નથી.

માટે દેહના જન્મવડે તારો જન્મ થયાનું માનીને રોવાનું પણ તારે ખરું કોઇ કારણ નથી.

भूतानि भूतैः परिदुर्बलानि
वृद्धिं समायान्ति यथेह पुंसः ।
अन्नाम्बुपानादिभिरेव कस्य
न तेऽस्ति वृद्धिर्न तेऽस्तिहानिः ॥

અત્યંત ક્ષીણ થયેલાં ભૂતોમાં બીજાં ભૂતો મેળવવાથી તે ક્ષીણ થયેલાં ભૂતો વૃદ્ધિ પામે છે તેમ અહિં પુરુષને પણ અન્ન ખાવાથી તથા જળ પીવાથી પુરુષ વૃદ્ધિ પામે છે એમ દેખાય છે પણ ખરી રીતે જોતાં એ વૃદ્ધિ કોની છે? ભૂતોના કાર્યભૂત દેહની જ છે, કેવળ ચૈતન્યસ્વરૂપ એવા તારે તો કદી કોઇ નિમિત્તથી વૃદ્ધિ પણ નથી તેમ કોઇ નિમિત્તથી તારે ક્ષીણતા પણ નથી.

त्वं कंचुके शीर्यमाणे निजेऽस्मिन्
स्तस्मिन् स्वदेहे मूढतां मा व्रजेथाः ।
शुभाशुभैः कर्मभिर्देहमेतन्
मदादिमूढैः कंचुकस्ते पिनद्धः ॥

આ તારો દેહ જે એક રીતે તારી કાંચળી જેવો છે તે વિખરાવાને પાત્ર છે એવા એ તારા દેહમાં પોતાપણું કરવાની મૂઢતાને તું કરીશમાં.

કામક્રોધ આદિની મૂઢતાને વશ વર્તીને કરેલાં શુભ તથા અશુભ કર્મોવડે આ તારો દેહ પુષ્ટ થયેલો છે.

એટલે દેહવડે શુભ તથા અશુભ કર્મોના ફળભૂત સુખ તથા દુઃખનો ભોગ કરવા માટેજ આ તારો દેહ પુષ્ટ થયેલો છે.

એ ભોગવાઈ રહેથી તે પાછો ક્ષીણ થઈ જશે.

તેના પુષ્ટ થવાથી કે ક્ષીણ થવાથી તું પોતે પુષ્ટ થયેલો કે ક્ષીણ થયેલો તને જાણીશમાં.

तातेति किंचित्तनयेति किंचि-
दम्बेति किंचिद् दयितेति किंचित् ।
ममेति किंचिन्न ममेति किंचिद् भौतं संघं बहुधा माऽलपेथः ॥

આ દેહ છે તે ભૂતોનો એક સંઘાતભૂત છે તેને માટે કવચિત્ હે તાત ! એવું કંઈ કવચિત્ હે પુત્ર ! એવું કંઈ, કવચિત્ હે અંબ ! એવું કંઈ, કવચિત્ હે વ્હાલી ! એવું કંઈ, કવચિત્ મારો એવું કંઈ, કવચિત મારો નહિ, એવું કંઈ, એમ અનેક પ્રકારનો લપલપાટ કરમાં.

दुःखानि दुःखोपगमाय भोगान्
सुखाय जानाति विमूढचेताः ।
तान्येव दुःखानि पुनः सुखानि
जानाति विद्वा नविमूढचेताः ॥

અવિવેક વડે જેનું ચિત્ત અત્યંત મૂઢ છે તે તો દુઃખોને દુઃખી થવા માટેજ આવેલાં જાણે છે અને ભોગોને સુખ માટે સાંપડેલા જાણે છે. વિવેકવડે જેનું ચિત્ત જાગ્રત છે તે તો ઉલટું દુઃખોને પાછું સુખ ઉપજાવવા માટેજ આવેલાં જાણે છે અને સુખોને પાછું દુઃખ ઉપજાવવા માટેજ સાંપડેલા જાણે છે.

हासोऽस्थिसंदर्शनमक्षियुग्म
मत्युज्ज्वलं यत्कलुषं वसायाः ।
कुचादि पीनं पिशितं घनं तत्
स्थानं रतेः किं नरको न योषित् ॥

સ્ત્રીનાં દાંતો દેખાડવા રૂપ હસવું, અતિ ઉજ્જ્વલ બે આંખો, ચરબીની જમાવટ રૂપ કઠણ કુચને અત્યંત મસળવું આ બધાં કારણોથી સ્ત્રીને મૂઢ માણસ રતિનું સ્થાન જાણે છે, ખરી રીતે વિચારતાં સ્ત્રી નરકરૂપ નથી ?

यानं क्षितौ यानगतश्च देहो
देहेऽपि चान्यः पुरुषो निविष्टः ।
ममत्वमुर्व्यां न तथा यथा स्वे
देहेऽतिमात्रं च विमूढतैषा ॥

પૃથ્વી ઉપર વાહન હોય છે વાહનમાં દેહ બેઠેલો હોય છે અને દેહમાં વળી બીજો કોઈ એટલે પુરુષ બેઠેલો હોય છે આમ પ્રત્યેક અને સર્વ દેહીઓ માટે સમાન છતાં પોતાના દેહમાં પ્રત્યેકને જેવી અત્યંત મમતા હોય છે તેવી મમતા પૃથ્વીને વિષેના અન્ય કોઈ દેહમાં હોતી નથી એ અવિવેકને લીધે છે.

त्यज धर्ममधर्मं च उभे सत्यानृते त्यज ।
उभे सत्यानृते त्यक्त्वा येन त्यजसि तत्त्यज ॥

ધર્મને છોડ એટલે દેહવડે પુણ્યકર્મો કરવાના વિચારને છોડી દે એવી રીતે અધર્મને છોડ એટલે દેહવડે પાપકર્મો કરવાં પણ છોડી દે. સાચુ અને ખોટું છોડી દે, કારણ કે આ જગતમાં સાચું મનાતું પણ મૂળે સાચુ હોતું નથી તો ખોટુ મનાતું તો સાચું ક્યાંથીજ હોય? તેથી સાચા તથા ખોટાને માટેનો આગ્રહ છોડી દે.

એમ સાચા તથા ખોટાને માટેનો આગ્રહ છોડી દઈને જેવડે એ આગ્રહ છોડાય છે તે મન વા બુદ્ધિને પણ છોડી દે. (ચાલુ.)

## बाळकोने माटे

[લેખકઃ—શ્રી૦ દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

[ ૪ ]

બ્રહ્મ, માયા, ઈશ્વર;
જીવ જગત્.
બ્રહ્મ સાચું છે
માયા ખોટી છે.
બ્રહ્મ બધેય છે.
માયા બધેય નથી.
ઈશ્વર એક છે.
જીવ અનેક છે.
ઈશ્વર મોટા છે.
જીવ નાનો છે.
ઈશ્વર સઘળું જાણે છે
જીવ થોડું જાણે છે
ઈશ્વર સર્વશક્તિમાન્ છે
જીવ અલ્પશક્તિવાળો છે.
જીવ જગત્માં રહે છે
જગત્માં જડ પણ રહે છે.
જડ એટલે જીવ વગરના.
પાણા, છાણા, ધૂળ, કાંકરા વગેરે જડ છે.
માયાને લીધે જગત્ છે.
માયામાં સુખ નથી એટલે જગત્માં પણ સુખ નથી.
ઈશ્વરના ભજનમાં સુખ છે.
જીવનું સાચું સ્વરૂપ બ્રહ્મ છે.

બ્રહ્મ સુખસ્વરૂપ છે.
આપણે બધા જીવ છીએ.
ઈશ્વરને ભજીએ ને બ્રહ્મને અનુભવીએ તો સદા સુખી થઇએ.

—:o:—

## "पूज्यपाद श्रीमन्नाथभगवान्नां चित्रजी ने पादुकाजी साथे दक्षिणहिंदनो यात्रा"नुं
## अनुसंधान

[ લેખક:—શ્રી૦ દયાળસિંહ લાલસિંહ ઠાકોર.]

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૩૦૫ થી )

અમારી મોટરબસ લગભગ સવારના ક. ૯–૪૫ મિ. એ **નાનગેનેરી** ગામે આવી પહોંચી. તિનેવલીથી નાનગેનેરી અઢાર (૧૮) માઇલ થાય. મોટરબસનું ભાડું છઆના એઠું હતું. આ તરફ રેલ્વે ન હોવાથી મોટરબસ ચાલે છે.

નાનગેનેરી નાનું એવું ગામ છે અને અહીંજ **તોતાદ્રી** ભગવાન્‌નું સ્થાન છે. આ તોતાદ્રી ભગવાન્‌નું સ્થાન રામાનુજ સંપ્રદાયનું મુખ્ય કેન્દ્ર ગણાય છે. શ્રીરામાનુજાચાર્યે આ રામાનુજ સંપ્રદાય ચલાવ્યો છે. શ્રીમદ્ આદ્યશંકરાચાર્ય પછી આ શ્રીરામાનુજાચાર્ય દક્ષિણભારતમાં એક અવતારી મહાપુરુષ ને સમર્થ આચાર્ય થઈ ગયા. શ્રીરામાનુજ સંપ્રદાયનો સિદ્ધાંત **વિશિષ્ટાદ્વૈત** છે અને **વ્યાસભગવાન્‌ના બ્રહ્મસૂત્રો** ઉપર શ્રીરામાનુજાચાર્યે **શ્રી**ભાષ્ય રચીને એ સિદ્ધાંત તારવ્યો છે. વિશિષ્ટાદ્વૈત એટલે માયા ને જીવના વિશેષણવાળું અદ્વૈત. આ શ્રીરામાનુજ સંપ્રદાયમાં ઈશ્વર, માયા ને જીવ એ ત્રણેયને અનાદિ અનંત માનવામાં આવે છે અને ઈશ્વરને માયા ને જીવના નિયંતા માનવામાં આવે છે. આ સંપ્રદાય ભક્તિપ્રધાન સંપ્રદાય છે એટલે ભગવાનની ભક્તિ કરનારો ભક્ત ભગવાનના ધામને પામે છે. આ શ્રીરામાનુજ સંપ્રદાય થોડેઘણે અંશે આખા ભારતવર્ષમાં પ્રસરેલો છે, છતાં દક્ષિણભારતમાં તેનું વિશેષપણું છે. આ સંપ્રદાયનાં મંદિરો ભવ્ય ને શિલ્પકળાના નમુનારૂપ છે. એ મંદિરોની સમૃદ્ધિ ને પૂજાનો ઠાઠ જોવા જેવાં છે. વૈષ્ણવ સંપ્રદાયોમાં આ સંપ્રદાયનો સમાવેશ થાય છે. દક્ષિણના **આયંગર** બ્રાહ્મણો ભાગવત-સિદ્ધાંત–વૈષ્ણવ સંપ્રદાયને અનુસરનારા છે અને **અય્યર** બ્રાહ્મણો સ્માર્તસિદ્ધાંત–શૈવસંપ્રદાયને અનુસરનારા છે.

મોટરસ્ટેન્ડ આગળ મોટરબસમાંથી ઊતરીને હું એક માર્ગદર્શક સાથે **રામાનુજકોટમાં** આવ્યો અને ત્યાં એક ધર્મશાળામાં ઉતારો કર્યો. આ ધર્મશાળા મદ્રાસના એક " **ચેટી** " એટલે શેઠ–શાહુકારે બંધાવી છે. ત્યાં મને પ્રભુદયાથી તુરતજ એક બ્રાહ્મણ ગોર મળી ગયા એટલે મને વિશેષ સરળતા થઈ; કારણ કે આ ગોરમારાજ ભાંગ્યું તૂટ્યું પણ હિંદી જાણતા હતા અને યાત્રાળુ પૂરતો વાર્તા–વ્યવહાર નભાવી જાણતા હતા. દક્ષિણ હિંદમાં મજુર પણ અંગ્રેજી ભાષા જાણે છે અને એથી અંગ્રેજી ભાષા જાણનારને એ તરફ વ્યવહારમાં અનુકૂલતા રહે છે એવી જે આપણામાં સામાન્ય માન્યતા છે તે યથાર્થ નથી એમ મને તો અમારી અને મારી એકલાની દક્ષિણ ભારતની સેવાયાત્રામાં ખૂબ અનુભવ થયેલો છે. મારો સામાન એ ગોરદ્વારા ધર્મશાળાની દેખરેખ રાખનારને સોંપીને હું એ ગોરમારાજ સાથે **પુષ્કરણી** તળાવપર આવ્યો. આ તળાવ વિશાળ છે અને તેમાં સમુદ્રની પેઠે મોજાં આવ્યા કરે છે. આ તળાવનું પાણી

ખાસ માટીથી મજેહ્રુ ડોળું છે. તોતાદ્રી ભગવાનની મૂર્તિ આ તળાવમાંથી નીકળી છે એમ કહે છે. આ તળાવપર ઘાટ બાંધેલા છે એટલે લોકોને સ્નાન કરવાની સગવડ પડે છે. હું સ્નાન-માટે તળાવપર આવ્યો ત્યારે ત્યાં ઘણા લોકો સ્નાન કરતા હતા, પરંતુ એ તરફના લોકોની સ્નાનપદ્ધતિ ને શૌચાચાર આપણને જરા મર્યાદાબહારનાં લાગે ખરાં. મેં પણ આ પવિત્ર પુષ્કરણી તળાવમાં સંકલ્પપૂર્વક સ્નાન કર્યું, સંધ્યા કરી, તર્પણ કર્યું અને સ્નેહી સંબંધીઓને સંભાર્યાં. પછી મંદિરમાં ગયો અને ત્યાં તોતાદ્રી ભગવાનનાં દર્શન કર્યાં ને યથાશક્તિ ભેટ ધરી. એ વખતે એ સ્થાનના આચાર્ય ત્યાં મંદિરમાં એકબીજા વિશાલ મંડપમાં બિરાજ્યા હતા અને ત્યાં સાંપ્રદાયિક પૂજાવિધિ ચાલી રહ્યો હતો તેના દર્શનનો લાભ પણ મને મળ્યો. અહીં તોતાદ્રી ભગવાનને તેલનું અભ્યંગ સ્નાન કરાવવામાં આવે છે અને એ તેલને એક કૂવા જેવા કુંડમાં એકઠું કરવામા આવે છે. આ પ્રભુની પ્રસાદીરૂપ તેલના મર્દનથી ગુમડાં, ખુજલી ને કોઢ મટી જાય છે. જે કૂવા જેવા કુંડમાં તેલ ભેગું થાય છે તે કૂવા જેવા કુંડની ભૂમિમાં ગંધક હોય એમ અનુમાન થાય છે.

એ તરફનો ખોરાક મુખ્યત્વે ભાતનો હોવાથી અને હું એકલો હોવાથી મારે ઘણું ખરું દૂધ, કોફી ને ફળ ઉપર ચલાવવું પડતું. મારો આ એકલાનો પ્રવાસ બહુ શીઘ્રતાથી થયેલો ગણાય. કારણ કે, તીર્થસ્થાનમાં સ્નાન દર્શન કર્યા પછી અને જેવાનું જોઇ લીધા પછી અને શક્ય હોય ત્યાં શ્રીનાથપ્રભુસંબંધી વાર્તાદ્વારા ને રિપોર્ટ-વૃત્તાંતદ્વારા પ્રચારનું સેવાકાર્ય કર્યા પછી હું ભાગ્યેજ રોકાતો. વર્તમાનમાં રેલવેટ્રેન, મોટરો, મોટરબસો આદિ પ્રવાસ કરવા માટેનાં સાધનો એટલાં બધાં વધી પડ્યાં છે અને રોજ એટલી બધીવાર નિયમિતપણે મળ્યા કરે છે કે શરીરની શક્તિ ને દ્રવ્યનું સાધન હોય તો પ્રવાસ શીઘ્રતાથી કરી શકાય છે.

મારે આગળ જવા માટે સવારના ૧૧ ક. ૩૦ મિ. એ ઉપડતી મોટર બસને પકડવાની હોવાથી આ **નાનગેનેરી-તોતાદ્રીમાં** રોકાવા માટે મારી પાસે ફક્ત પોણા બે કલાક હતા: એટલે તે સમય દરમ્યાન સ્નાનદર્શનાદિ ને સેવા કાર્ય પતાવીને અને સંતોષી એવા ગોર મારાજ (દ્રાવીડ બ્રાહ્મણ)ને દક્ષિણા આપીને હું મોટરસ્ટેન્ડ પર આવ્યો.

યાત્રાસ્થાનોમાં માર્ગદર્શક તરીકે ગોરમારાજોની સારી એવી કિંમત છે. ગોરમારાજને લીધે આપણને યાત્રા-વ્યવહારમાં ઘણી સરળતા થઇ પડે છે.

હું મોટર સ્ટેન્ડ પર આવ્યો ત્યારે ત્યાં મોટરબસ તૈયાર હતી એટલે હું તેમાં બેસી ગયો. [ચાલુ]

## બળતી ચિતાની આત્મકથા

[લેખક:—શ્રી૦ દયાળસિંહ લાલસિંહ ઠાકોર]

"ૐ શાંતિ:...... શાંતિ:...... શાંતિ:......"

આ અશ્રાવ્ય એવા આંતર ઉદ્ગારો એક બળતી ચિતામાંથી ઊઠી રહ્યા હતા... એ ચિતા **મંદવાહિનીના** એક શાંત તટપર બળી રહી હતી...ગ્રીષ્મઋતુનો સૂર્ય અસ્ત પામી ગયો હતો...સંધ્યાકાળની સ્વાભાવિક શાંતિ પ્રસરી રહી હતી...એટલે સ્મશાનયાત્રિકોમાંના, જે અભ્યાસી હતા તેમનાં અંતઃકરણ સ્વાભાવિક રીતેજ શાંત ને એકાગ્ર થવા લાગ્યાં...અને એ, બળતી ચિતામાંથી ઊઠતા ઉપરોક્ત ને અપરોક્ત અશ્રાવ્ય એવા ઉદ્ગારો અગમ્યરીતે એ અંતઃકરણોપર અફળાવા લાગ્યા:—

## " आनंदाश्रम "

( सवैया )

ધન્ય ભાગ્ય ભારત ભૂમિનાં, જ્યાં પ્રગટ્યા શ્રીનાથ હરિ.
જન હિત કારણુ વિચર્યા પોતે, નાથ જહાં નર દેહ ધરી,
હિમગિરિ કૈલાસ શૃંગથી, જે શિવશંકર રૂપ ધરી,
સૌરાષ્ટ્ર ગિરિ રૈવત છાંયે "આનંદાશ્રમ" પ્રગટ કરી. ૧

એ આનંદાશ્રમના ખોળે, સાંખ્ય, યોગ વિસ્તાર કરી,
શ્રુતિગ્રંથો વિસ્તાર્યા જેણે, જનહિત કારણ હૃદય ધરી;
કર્મ યોગ ને ભક્તિમાર્ગનાં, તત્ત્વજ્ઞાન સુદ્રઢ કરી,
સૌરાષ્ટ્ર ગિરિ રૈવત છાંયે, "આનંદાશ્રમ" પ્રગટ કરી. ૨

નાથ પ્રભુ નર દેહ સ્વરૂપે, દ્રશ્યમાન જગ મધ્ય હતા,
ત્રિવિધ તાપથી તપતા જનને, સુખશાંતિ અર્પણ કરતા;
વચનામૃતથી અમિત દ્રષ્ટિથી, ભક્તતણા સંતાપ હરી,
સૌરાષ્ટ્ર ગિરિ રૈવત છાંયે, "આનંદાશ્રમ" પ્રગટ કરી. ૩

આ અવનીથી નાથ પ્રભુનો દ્રશ્ય દેહ અદ્રશ્ય થતાં,
જ્ઞાન ગંગના શીતળઝરણાં, શુષ્ક થઈ ક્ષુભિત થતાં;
મહાભાગ એ મહા જ્ઞાનીએ, દિવ્ય દેહ સ્વરૂપ ધરી,
જ્ઞાન ગંગ પ્રગટાવી જેણે "આનંદાશ્રમ" પ્રગટ કરી. ૪

જીવન્મુક્ત એ મહા સંતના બોધામૃતનું પાન કરી,
નાથ કૃપાના અદ્ભુત પાત્રે પૂર્ણ કૃપા જ્યાં સફળ કરી;
એવા ભક્તતણાં હૃદયો ત્યાં, દ્રવિત થયાં પ્રેમાશ્રુ ભરી,
જ્ઞાન ગંગ પ્રગટાવી તેણે "આનંદાશ્રમ" પ્રગટ કરી. ૫

ગદ્ય, પદ્ય પરમારથવાદી, વચનામૃતનો જે ઉપદેશ,
નાથસ્વયં જાણે વદતાતા, જે ઉપદેશ અમિત હંમેશ;
એ ઉત્સાહે જ્ઞાન તણી ગંગા જમનાને વહેતી કરી,
જ્ઞાન ગંગ પ્રગટાવી તેણે "આનંદાશ્રમ" પ્રગટ કરી. ૬

નાથતણો આ "આનંદાશ્રમ" અખિલ વિશ્વમાં વ્યાપ્ત થયો,
અવિચળ આનંદાશ્રમ એવો માસિક રૂપે પ્રગટ થયો;
તંત્રીપદ "મહારાણીદાસ"નું જ્ઞાન શ્રુતિ સાક્ષાત કરી,
જ્ઞાન ગંગ પ્રગટાવી તેણે "આનંદાશ્રમ" પ્રગટ કરી. ૭

આનંદાશ્રમને વિસ્તાર્યે, વર્ષ અષ્ટમું પૂર્ણ થયું,
નિર્વિકારી એ નવમ અંકથી વર્ષ નુતન આરંભ થયું
તેમ નિરંતર નિર્વિકારથી, નિગમ અગમ ઉપદેશ કરી,
જ્ઞાન ગંગ વહેવાડો નિત્યે, "આનંદાશ્રમ" પ્રગટ કરી. ૮

લિ. દાસાનુદાસ.

કાનજી પુરુષોત્તમ દવે. વંથલી–સોરઠ.

# શ્રીઆનંદાશ્રમ—સમાચાર

[ ચૈત્ર-વૈશાખ ]

## શ્રીબીલખા—આનંદાશ્રમમાં શ્રીમહારુદ્રયજ્ઞ:—

વૈશાખ વદિ ૬ સોમવાર—વૈશાખ વદિ ૧૦ શુક્રવાર.

યજમાનઃ-શ્રીમાન્ શેઠ વિઠ્ઠલદાસ જાદવજી ગાંધી-મુંબઈ.

વીરપુરવાળા જલાભગતના ભાણેજ હરિભગત થઈ ગયા છે તેમનાં દૌહિત્રી શ્રીમતી પાર્વતી બહેન આ યજ્ઞના યજમાન શ્રીમાન્ શેઠ વિઠ્ઠલદાસભાઈનાં ધર્મપત્ની થાય, અને આ બહેને પૂજ્યપાદ કૃપાનાથની દીક્ષા પણ લીધેલી છે. આ બહેનનું મૂળ વતન બીલખા છે. આ દંપતીને પૂજ્યપાદ કૃપાનાથપ્રતિ ભક્તિભાવ છે અને ધર્મકાર્યોમાં સારી એવી શ્રદ્ધા છે.

વૈશાખ વદિ ૫ ને રવિવારે પ્રાયશ્ચિત્તવિધિનું કાર્ય વેદોક્તરીતે બ્રાહ્મણોદ્વારા થયું હતું, અને વૈ. વદિ ૬ સોમવારના શુભમુહૂર્તમાં શ્રીમહારુદ્રયજ્ઞકાર્યનો મંગલ પ્રારંભ થયો હતો, અને વૈશાખ વદિ ૧૦ શુક્રવારે સાંજે ચાર વાગે શ્રીઇષ્ટકૃપાથી નિર્વિઘ્ને તેની પૂર્ણાહુતિ થઈ હતી.

આ યજ્ઞનારાયણના દર્શનનો લાભ લેવામાટે બીલખાના ના. દરબારશ્રી રાવતવાળા સાહેબ પોતાના લઘુબંધુ શ્રીહાથીઆવાળા ને અધિકારીવર્ગસાથે બેંડ આદિ રાજરસાલા સાથે ખાસ પધાર્યા હતા; અને બીજે દિવસે નામદાર દરબારશ્રી રાવતવાળાનાં રાણીસાહેબ ને કુંવરીસાહેબ પણ રાજરસાલા સાથે પધાર્યાં હતાં ને યજ્ઞનારાયણની પૂજા કરી હતી. આ ઉપરાંત બીલખા ગામમાંથી શ્રીમતી સુમરીબહેન, અમુલાં બહેન, કમુબહેન આદિ રાજકુટુંબીઓ અને ગામનાં બીજાં પ્રતિષ્ઠિત બંધુબહેનો પણ દર્શનાદિનો ધાર્મિકલાભ લેવા આવ્યાં હતાં

જૂનાગઢથી શ્રી. ગુલાબરાય બાબુ સાહેબ, શ્રી. લાલજીભાઈ, શ્રી. પોપટલાલભાઈ અને તેમના પુત્રો ને વંથલીથી શ્રી. કાનજીભાઈ સહકુટુંબ આવ્યા હતા, તથા વાંકાનેરથી શ્રી. શિવશંકર માસ્તર સહકુટુંબ આવ્યા હતા. આ ઉપરાંત બહારગામથી બીજાંઓ પણ યજ્ઞનાં દર્શનાર્થે આવ્યાં હતાં.

વૈશાખ વદિ ૧૧ શનિવારે યજમાન શેઠતરફથી શ્રીબીલખા-આનંદાશ્રમવાસીઓને મિષ્ટાન્ન ભોજન અપાયું હતું અને સાંજે શ્રીબીલખા ગામની બ્રાહ્મણસાધુની ચોર્યાશી પણ આશ્રમમાંજ કરવામાં આવી હતી.

શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિર સામેજ ચોકમાં યજ્ઞમંડપ રચવામાં આવ્યો હતો, ને તેમાં પૂજ્યપાદ કૃપાનાથનાં ચિત્રજીને પણ પધરાવવામા આવ્યાં હતાં, અને યજ્ઞની પૂર્ણાહુતિ થયાબાદ શ્રીબીલખાગામમાં પોતાને ત્યાં પૂજ્યપાદ કૃપાનાથના ચિત્રજીને ધામધૂમથી યજમાન શેઠે પધરાવ્યાં હતાં ને તેનું વિધિવત્ પૂજન કર્યું હતું.

યજ્ઞના દિવસો દરમ્યાન પૂજ્યપાદ કૃપાનાથને યજમાન શેઠતરફથી નિત્ય થાળ ધરાવવામાં આવ્યા હતા.

## યજ્ઞોપવીત ધારણ ને દીક્ષા:—

વૈશાખવદિ ૫ રવિવારે શ્રીઆનંદાશ્રમના ટ્રસ્ટી મહાશય ને માનનીય મંત્રીજી શ્રી. પોપટલાલભાઈના પુત્રો ચિ. ભાનુલાલ તથા ચિ. ઈશ્વરલાલને વેદોક્તવિધિપૂર્વક યજ્ઞોપવીતસંસ્કાર કરાવવામાં આવ્યા હતા, અને તે પછી પૂજ્યપાદ કૃપાનાથનાં પાદુકાજીસમક્ષ તે બંનેએ વિધિપૂર્વક દીક્ષા લીધી હતી. આ દિવસે તેમનાતરફથી સૌ આનંદાશ્રમવાસીઓને મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યું હતું.

પરમશુચિ સાક્ષિપદે, સુસ્થિર રહો સદાય;
સર્વે દશ્યને બ્રહ્મથી, ભિન્ન ન જુઓ જરાય. ૪૨૭

મિથ્યાના ચિંતન વડે, થાય શાંતિનો નાશ;
માટે મિથ્યા ભૂલીને, સમરો શ્રીઅવિનાશ. ૪૨૮

અખંડાનંદ સ્વરૂપમાં, કરવો નિશદિન વાસ;
ચ્યુત કદી થાવું નહિ, જગથી રહી ઉદાસ. ૪૨૯

દુઃખદ વિષયના લાભથી, જો જીવને સુખ થાય;
તો સુખરૂપ બ્રહ્મભાનથી, કેમ ન સુખી થવાય. ૪૩૦

રાગદ્વેષના વિષયને, કરી બ્રહ્મમાં લીન;
અખંડ એક બ્રહ્મ જોઇને, થાવું પરમ પ્રવીણ. ૪૩૧

કામ ક્રોધ લોભાગ્નિની, મોટી ઝેરી ઝાળ;
તેથી બચતા સુજ્ઞજન, રાખી ઘણી સંભાળ. ૪૩૨

સૂક્ષ્મવાસના બાળીને, કરો ચિત્તને લીન;
બાધ કરી પ્રકૃતિતણો, લેશ રહો નહિ દીન. ૪૩૩

અખંડાનંદ અસંગ હું, અક્રિય રહિત વિકાર;
એમ અહંને શુદ્ધ કરી, પામો દુઃખનો પાર. ૪૩૪

ચિદાકાશરૂપે થઈ, રે'વું દશમે દ્વાર;
બાધ કરી સૌ દશ્યનો, જોવું બ્રહ્મ અપાર. ૪૩૫

જે છે તે દેખે નહિ, જે નહિ તેને જોય;
એ અપરાધે અજ્ઞ જન, સાચા સુખને ખોય. ૪૩૬

નિજ મનવાણી નયનને, પાવન કરવા કાજ;
શુચિતમ ચિતમાં જોડવાં, ત્યજી મલિન દશ્યસાજ. ૪૩૭

મિથ્યા આ સંસારને, હે મન! સદા વિસાર;
સદ્રૂપ પરબ્રહ્મને, હે મન! સદા સંભાર. ૪૩૮

નામ રૂપ ને કર્મનો, નહિ ચિદ્‌માં સદ્‌ભાવ;
મિથ્યા ત્રણ શરીરનો, છે ત્યાં સદા અભાવ. ૪૩૯

અહંકારને ત્યાગવો; રાખી આત્મ વિચાર;
સુપ્રસન્ન મન રાખવું, રાખી શાંતિ અપાર. ૪૪૦

---

## પરચુરણ ભેટ

આ માસમાં પૂજ્યપાદશ્રીના દર્શનાર્થે આવેલાં નીચેનાં ભાવિકોતરફથી તથા મનિઓર્ડર-દ્વારા નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છેઃ—

રૂ. આ. પા.
૯-૧૦-૦ શ્રી. કેશવચંદ કાનજી પારેખ-ગોંડલ
૧-૦-૦ શ્રી. ગુલાબરાય વજેશંકર વૈષ્ણવ-અમરેલી

૧-૪-૦ શ્રી. મૂળશંકર નરસીલાલ-રતલામ
૧-૦-૦ ,, સોમનાથ નિકમલાલ-અમદાવાદ
૧-૦-૦ ,, માર્કંડરાય જેસુખલાલ-જૂનાગઢ

શ્રી ખીલખા-આનંદાશ્રમમાં શ્રીમજ્જગદ્‌ગુરુ શ્રીશંકરાચાર્ય જયંતી નિમિત્તે શ્રીમદ્‌ગુરુદેવનું પૂજન થતાં ભેટ નીચે પ્રમાણે આવી છે:

૧-૦-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી-જૂનાગઢ
૦-૪-૦ બ્ર. બ્રહ્મપ્રકાશજી આનંદાશ્રમ
૦-૪-૩ શ્રી. અંબાશંકર નાનજી જોશી ,,
૦-૪-૦ ચિ. નારાયણ રમણિકલાલ-રાજકોટ
૦-૨-૦ શ્રી. ભાનુલાલ પોપટલાલ-જૂનાગઢ
૦-૪-૩ શ્રીમતી મણિબેન વલભરામ-બીલખા
૦-૫-૩ ,, બેન પ્રાણકુંવર મકુબાઇ
૦-૫-૩ ,, બેન મહાલક્ષ્મી નરભેરામ જોશી
૦-૪-૦ શ્રી. દિલસુખરાય કાનજી-વંથલી

---

૨-૦-૦ ,, ભાનુલાલ પોપટલાલ-જૂનાગઢ
૧-૦-૦ ,, ઈશ્વરલાલ પોપટલાલ ,,
૧-૦-૦ ,, ચિમનલાલ નરોત્તમદાસ ,,
૧-૦-૦ ,, સુમતિલાલ નરોત્તમદાસ ,,
૦-૪-૦ ,, ઝીણાભાઈ લાલજી-ધોરાજી
૧-૪-૦ ,, નાથાલાલ તુલસી ભાટ-લીંબડી
૦-૨-૦ ,, કેશવલાલ કલ્યાણજી-કુતિયાણા
૧-૪-૦ ,, લાલચંદ નાથાલાલ સીગામ
૦-૧૨-૦ ,, ,, અખંડદીપકના
૦-૯-૦ ,, ,, તરફથી ત્રણ રુદ્રાભિષેક તથા શ્રીદક્ષિણામૂર્તિના પાઠ વગેરેના પૂજાપાના
૩-૧૨-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુકલા
૦-૮-૦ ચિ. નારાયણ રમણિકલાલ-રાજકોટ
૦-૮-૦ શ્રીબીલખા પોસ્ટમાસ્તર સાહેબનાં ધર્મપત્ની
૧-૦-૦ શ્રી. લક્ષ્મીશંકર અંબાશંકર-ફગાસ
૦-૮-૦ ,, સરદારસિંહ દોલતસિંહ-કુતિયાણા
૦-૪-૦ બેન નર્મદા નવલસિંહ ,,
૩-૦-૦ શ્રી. ઝવેરીલાલ જગજીવન દેસાઈ-બેરાબ.
૦-૮-૦ ,, લાલજી ઝીણાભાઇ-જૂનાગઢ.
૧-૪-૦ ,, પોપટલાલ વાલજી-જામનગર.

૧-૪-૦ શ્રી પુરષોતમદાસ તુલસીદાસ-જામનગર
૩-૦-૦ ,, સબળસિંહજી જાલમસિંહજી ઠાકોર-કુતિયાણા.
૦-૪-૦ બેન બેન ગોદાવરી દુર્લભજી-મોજીદડ.
૦-૮-૦ શ્રી. લક્ષ્મીશંકર ધનેશ્વર-લીંબડી.
૧-૫-૪ પરચુરણ.
૦-૪-૦ બેન સતોકબાઇ-બીલખા
૦-૮-૦ મુંબઇના એક ભક્તજન તરફથી લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકના પૂજાપાના
૦-૫-૪ બેન પાર્વતી ઓધવજી-પાલીતાણા
૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ-જૂનાગઢ
૩-૦-૦ ,, ભાનુલાલ પોપટલાલ ,,
૩-૦-૦ ,, ઈશ્વરલાલ પોપટલાલ ,,
૮-૦-૦ ,, મોહનલાલ કાનજીના પુત્રને યજ્ઞોપવીત પ્રસંગે બંબાળા પ્રભુશ્રીનાં છબિજી પધરાવતાં ધર્યા તે. હા શ્રી.મૂળશંકર કાનજી વકીલ-બીલખા
૧-૪-૦ શ્રી. શિવશંકર આતમારામ-વાંકાનેર
૧-૦-૦ ,, વાસુદેવ લાલજી-જૂનાગઢ
૨-૦-૦ ,, ઉપેંદ્રરાય મહારાણીદાસ દેસાઇ
૧-૦-૦ ,, પુરુષોત્તમ નારણદાસ-મનાવદ
૨-૦-૦ ,, ગુલાબચંદ ગોકુલદાસ-પોરબંદર
૨-૧-૦ ના. દરબારશ્રી રાવતવાળા સાહેબનાં રાણીસાહેબ-બીલખા
૧-૦-૦ શ્રી. ગુલાબરાય અંબાશંકર-જૂનાગઢ
૦-૮-૦ ,, કાનજી પુરુષોત્તમ દવે-વંથલી
૨-૪-૩ પૂજ્યપાદ કૃપાનાથનાં છબિજી યજ્ઞમંડપમાં પધરાવતાં ભેટના આવ્યા તે.
૧-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી-આનંદાશ્રમ.
૨-૮-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર.
૦-૮-૦ ,, ,, તરફથી નિલદાનના.
૧-૫-૦ શેઠ વિઠ્ઠલદાસ જાદવજી ગાંધી-મુંબઇ
૧-૦-૦ બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજી-મોજીદડ
૦-૨-૦ બેન અમુલાંબાઇ કાળાવાળા-બીલખા
૦-૪-૦ બેન સુંભેબાઈ-
૦-૪-૦ ખત્રી જગજીવન જેઠાભાઇ-પોરબંદર
૦-૨-૦ શ્રી. મોનજી ગૌરીશંકર-રૂપાવટી

## लवाजमनी पहोंच

આ માસમાં નીચેનાં બંધુ બહેનો તરફથી માસિકનાં લવાજમો મળ્યાં છેઃ—

- શ્રી. શિવશંકર આત્મારામ–વાંકાનેર વર્ષ ૭
- ,, ઝવેરીલાલ જગજીવન દેસાઈ–બોરસદ ,, ૮–૯
- ,, નાનજી બહેચર–ટીંબી ,, ૯
- ,, હરસુખલાલ લીલાધર–બોરસદ ,, ૯
- ,, વામનભાઈ દ્વારકાદાસ–ઉના ,, ૯
- ,, રતના નથુભાઈ–ટીંકર ,, ૭–૮
- ,, શંકરલાલ નારણજી–ભાવનગર વર્ષ ૫-૬-૭-૮
- ,, સ્વ. શ્રીઆત્મપ્રકાશજી–અખરસા ,, ૮
- ,, રતનજી ઉત્તમરામ–જુનાગઢ ,, ૯
- ,, વિશ્વનાથ માધવજી–પોરબંદર ,, ૯
- ,, ભાઈશંકર કામેશ્વર–પોરબંદર ,, ૭–૮
- ,, રવિશંકર ભવાનીશંકર ,, ,, ૮–૯
- ,, જમનાદાસ વસનજી ,, ,, ૬–૭–૮
- શેઠ અજવાળીબાઈ માવજી ,, ,, ૮
- શ્રી. હરિલાલ છગનલાલ–કાંટેલા ,, ૯
- શ્રી. જમિયતરામ વેલાભાઈ–ખરવાસા વર્ષ ૭–
- ,, મણિલાલ મોહનલાલ–મહીસા ,, ૭–
- ,, વાડીલાલ રવચંદભાઈ–પીલવાઈ ,, ૭–
- ,, જગજીવન વાલજી–વાગધરા વર્ષ ૬-૭-૮
- ,, મણિશંકર સોમનાથ–મુંબઈ ,, ૭–૮
- ,, પુરુષોત્તમ શામજી–મુંબઈ ,, ૭–૮
- ,, પોપટલાલ જયશંકર–હરિપુર ,, ૭–૮
- ,, કેશવલાલ છગનરામ–નાનાસુરકા વર્ષ ૭–૮
- ,, કૃષ્ણદાસ શ્યામજી હસ્તે કરાંચી જતાં માસિકના લવાજમના વર્ષ ૭ માના રૂ. ૪–૦–૦ તથા વર્ષ ૮ માના રૂ. ૩૧–૦–૦ મળ્યા છે.
- શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ–બેંગલોર વર્ષ ૯–૧૦
- ,, લાલચંદ્ર નાથારામ–સીમાસ ,, ૯
- ,, રામજી ભગવાન જોશી–સીસર ,, ૯

( બાકીનાં લવાજમો આવતા અંકમાં છપાશે ).

## श्रीबीलखा–आनंदाश्रममां मिष्टान्न भोजन आपवा संबंधी सूचनाः—

શ્રી બીલખા–આનંદાશ્રમમાં મિષ્ટાન્ન ભોજન આપવા ઇચ્છનારે નીચેની બાબતો ખાસ લક્ષમાં લેવી જોઈએઃ—

૧ આનંદાશ્રમમાં સર્વેને ભોજન આપવામાં આશ્રમને રસોડે જમનારા આનંદાશ્રમના બ્રહ્મચારીઓ, વિદ્યાર્થીઓ, સાધકો, મહેમાનો તથા નોકરોનો સમાવેશ થાય છે.

૨ આનંદાશ્રમમાં નિવાસ કરતા કાર્યકરો અને નોકરોને તથા તેમના કુટુંબને ભોજન આપવાની ઇચ્છા રાખનારે તે પ્રમાણે સ્પષ્ટ જણાવવું જોઈએ.

૩ કેવળ વિદ્યાર્થીઓનેજ ભોજન આપવા ઇચ્છનારે પણ તે પ્રમાણે સ્પષ્ટ લખવું જોઈએ.

સામાન્યરીતે એક લઘુરુદ્ર કરાવવાનો રૂ. ૬–૦–૦ અંકે ૭ ખર્ચ આવે છે, અને એક રુદ્રાભિષેકનો બાર આના ખર્ચ આવે છે. થાળ અને અખંડદીપકમાટે પોતાની ઇચ્છાપ્રમાણે દ્રવ્ય મોકલી શકાય છે. ઉપરોક્ત કાર્યોમાટે નિશ્ચિત રકમ હોવાથી જો અગાઉથી તે રકમ મોકલવામાં આવે તો હિસાબ લખવામાં તથા માસિકમાં પ્રસિદ્ધ કરવામાં ને બ્રાહ્મણોને તે દિવસેજ દક્ષિણા આપવામાં વધારે અનુકૂળતા થાય.

## ☞ खासनोंध

કરાંચી નિવાસી ગુરુબંધુ શ્રી. કૃષ્ણદાસ શ્યામજીએ કરાંચીમાં વસતા ગુરુબંધુઓ તથા અન્ય જિજ્ઞાસુ બંધુઓના લાભાર્થે મુંબઈની માફક કરાંચીમાં પણ પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત આનંદાશ્રમનાં સર્વે પુસ્તકો પોણીકિંમતે મળી શકે તેવી વ્યવસ્થા કરી છે, માટે નીચેના સ્થળેથી પુસ્તકોનો લાભ મળી શકશે.

શ્રી. કૃષ્ણદાસ શ્યામજી વર્મા.

ઠે. શ્રીકૃષ્ણમેડલમાર્ટ નાનકવાડા કરાંચી ( સિંધ )

## श्रीचीलखा आनंदाश्रममां श्रीमद् भागवतनुं सप्ताहपारायण

(सं. १९९६ना જ્યેઠ સુદિ ૭થી જેઠ સુદિ ૧૫.)

જોરાવરનગરનિવાસી આપણા ગુરુબંધુ શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદીના સદ્‌ગત લઘુબંધુ ગૌરીશંકરભાઈના આત્મકલ્યાણાર્થે સદ્‌ગતનાં ધર્મપત્નીઓ ગં. સ્વ. જડીબહેન તથા ગં. સ્વ. સવિતાબહેન અહીં આનંદાશ્રમમાં શ્રીમદ્ ભાગવતનું પારાયણ પૂજ્યપાદ કૃપાનાથની પાવન એવી અદૃષ્ટ અધ્યક્ષતાતળે બેસાડ્યું હતું.

આ પારાયણમાં વ્યાસતરીકે આનંદાશ્રમના શાસ્ત્રી દયારામભાઇ હતા. સપ્તાહ દરમ્યાન પ્રત્યેક દિવસે યજમાનતરફથી પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં થાળ ધરાવવામાં આવતો, અને પૂર્ણાહુતિને દિવસે આનંદાશ્રમવાસીઓ તથા ગામના ગુરુબંધુઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યું હતું.



ગુજરાતના સુપ્રસિદ્ધ એવા કવિ લલિતજી (શ્રી. જન્મશંકરભાઇ) અહીં આનંદાશ્રમમાં એક સાંજે પોતાના મિત્ર જૂનાગઢ સ્ટેટ પાવરહાઉસના આસિસ્ટંટ મેનેજર શ્રી. સોલ્ટ સાહેબ સાથે દર્શનાર્થે આવ્યા હતા, ત્યારે તેમણે પૂજ્યપાદ કૃપાનાથના ચમત્કારી જીવનસંબંધે પોતાનો અનુભવ ભાવપૂર્ણ ભાષામાં શ્રોતાજનોસમક્ષ પ્રકટ કર્યો હતો, અને સુમધુર એવાં સ્વરચિત ભજનો ગાઇ સૌને આનંદ આપ્યો હતો.

## श्रीअमदावाद आनंदाश्रमसमाचार

અમદાવાદથી શ્રી. ચતુરભાઇ આશાભાઇ પટેલ નીચે પ્રમાણે જણાવે છે કેઃ—

શ્રીઅમદાવાદના આનંદાશ્રમના બાંધકામમાં વાપરવામાટે નીચેની વિગતે રકમો આવી છેઃ-

રૂા. ૧૦૧-૦-૦ શ્રીસદ્‌ગત લલ્લુભાઈ ડુંગરભાઈના જીવાત્માના શ્રેયાર્થે તેમના પુત્ર શ્રી. જેઠાભાઇ લલ્લુભાઇ પટેલ-રાયપુર.

રૂા. ૫૧-૦-૦ શ્રી. દિ. બા. અંબાલાલ સાકરલાલનાં દીકરી ગં. સ્વ. રૂક્ષ્મણી બહેન —અમદાવાદ.

રૂા. ૩૦-૦-૦ શ્રી. સાકરલાલ મણિશંકરના શ્રેયાર્થે પૂજ્યપાદશ્રીની સેવામાં ઉપયોગાર્થે ચાંદીનો થાળ ધરવાનિમિત્તે તેમના પિતા શ્રી. મણિશંકર પ્રભાશંકર-ખંભાત.

રૂા. ૪-૫-૦ શ્રી. રા. ભોગીલાલ રણછોડલાલ ગોર અમદાવાદવાળા તરફથી કલ્યાણ-માસિકના વર્ષ ૧૫માના લવાજમનિમિત્તે મળ્યા છે.

---

**શ્રીનાથપ્રભુના ધન્યવાદ**

જે મનુષ્ય પરમાત્માના સ્મરણધ્યાનમાં મગ્ન રહે છે, જેને પ્રભુવિના બીજું કાંઈ ગમતું નથી, જે પરમાત્માને માટે પવિત્રપણે જીવે છે, ને શરીર ત્યજીને પણ તેમને જ પામવાને ઇચ્છે છે, તે મનુષ્ય ધન્યવાદને યોગ્ય છે.

## ખાસ વિજ્ઞપ્તિ

ગુરુપૂર્ણિમાનો પૂજનમહોત્સવ એ આપણા પોતામાટેનો જ મહોત્સવ છે. આ મંગલપ્રસંગે લાભ લેવા આવનારાં એવાં આપણ સૌની સગવડ યથોચિત સચવાય અને મહોત્સવના અંગની વ્યવસ્થા પણ યથોચિત જળવાય એ બહુ જરૂરનું છે અને એટલા માટે આપણે સૌએ પરસ્પર સહકારે સાધવાની ખાસ આવશ્યકતા છે. આ આવશ્યકતાને વિશેષરૂપે પહોંચી વળવા માટે સશક્ત ને સેવાભાવી એવા બંધુઓને ખાસ વિનતિ કરવાની કે તેઓ સેવાનો લાભ લેવા માટે પોતાનાં નામ અગાઉથી નીચેના શિરનામે લખી મોકલાવે વા રૂબરૂ નોંધાવે:—

શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ બીલખા. કાઠિયાવાડ.

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિનિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઈએ.

૨ શ્રી બીલખા—આનંદાશ્રમમાં શ્રી દક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રી આનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઈએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઈએ.

વર્ષ ૯ મું
આષાઢ
અંક ૨ જો
સંવત્ ૧૯૯૬

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



શ્રીઆનંદાશ્રમ (બીલખા)

अनाद्यविद्योपहतात्मसंविदः तन्मूलसंसारपरिश्रमातुराः ।
यदृच्छयेहोपसृताः स्वमाप्नुयुः सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માલિક છતાં ખરું લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માલિક જ્યાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માલિક જ્યાં ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનું મૂળ છે એવા આ સંસારના પરિશ્રમથી જેઓ દુઃખી થયેલા છે તેઓ કોઈ અનાયાસે અહિં આવી ચડે તોપણ પણ પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | ભક્તગીત. | ૨૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૬ |
| ૩ | શ્રીસનત્સુજાતીયમ્. | ૨૭ |
| ૪ | શ્રીયાજ્ઞવલ્ક્ય સ્મૃતિ. | ૨૯ |
| ૫ | બ્રહ્મવાદ. | ૩૧ |
| ૬ | મદાલસા. | ૩૩ |
| ૭ | મોક્ષમાં લોકાંતરગમન થતું નથી. | ૩૬ |
| ૮ | પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનાં ચિત્રજી ને પાદુકાજી સાથે દક્ષિણહિંદની યાત્રાનું અનુસંધાન. | ૩૮ |
| ૯ | અભિલાષનાં આંસુ | ૩૯ |
| ૧૦ | બાળકોને માટે. | ૪૦ |
| ૧૧ | શ્રીગુરુપુર્ણિમા યાને ચાતુર્માસ. | ૪૧ |
| ૧૨ | વિવેકવિચાર. | ૪૪ |
| ૧૩ | શ્રીઆનંદાશ્રમ સમાચાર. | ૪૫ |
| ૧૪ | પરચુરણ ભેટ. | ૪૬ |
| ૧૫ | લવાજમની પહોંચ. | ૪૭ |

## લવાજમસંબંધી જરુરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા-**( કાઠિયાવાડ )

## જરૂરી

**સૂચના**—લેખસંબંધી સર્વ પત્રવ્યવહાર **તંત્રીને** શિરનામે **માંગરોળ**-કાઠિયાવાડ, અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર **શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા** એ શિરનામે કરવો.


**તંત્રી** અને **પ્રકાશક**: મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ વેદાંતભૂષણ—**માંગરોળ**-કાઠિયાવાડ.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
**પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૯ મું ] સંવત્ ૧૯૯૬ આષાઢ [ અંક ૨

## भक्तगीत

[ યોજક: મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

સદ્ગુરુ અમને શ્રુતિએ કહેલ સાંપડ્યા
અમને ભણાવ્યા શ્રુતિએ કહેલ મંત્ર જો
મંત્રતણો મહિમા પણ અમને દાખવ્યો
ધાર્યું સાંપડવાનો શ્રુતિનો તંત્ર જો—૧

મંત્રોચ્ચારે મનુષ્ય સ્વરૂપ સાંપડે
મંત્રોચ્ચારે પ્રકટ થાય જગરાય જો
મંત્રોચ્ચારે દેવો પણ અભિમુખ થતા
મંત્રતણો અદ્ભુત એવો મહિમાય જો—૨

મંત્રોચ્ચારે આપત્તિ અળગી થતી
મંત્રોચ્ચારે અનુકૂળ સર્વ સધાય જો
મંત્રોચ્ચારે ક્રિયા બધી બળ પામતી
મંત્રોચ્ચારે જ્ઞાન અલભ્ય પમાય જો—૩

મંત્રોચ્ચારે પવિત્ર મનવાણી થતાં
મંત્રોચ્ચારે બુદ્ધિ પાવન થાય જો
મંત્રોચ્ચારે પાવન જગ સઘળું થતાં
મંત્રોચ્ચારે દિવ્ય બધું દરશાય જો—૪

પુરશ્ચરણ આદિ પણ જણવ્યાં પ્રીતથી
મંત્રતણી સિદ્ધિના જે ઉપાય જો
પ્રયત્ન થોડો ને ફળ મોટું મંત્રનું
મંત્ર થકી સત્વર સન્મુખ ગુરુરાય જો—૫

મંત્રોચ્ચારે ઋષિઓ પૂજન પામતા
મંત્રોચ્ચારે માતપિતા તરપાય જો
મંત્રોચ્ચારે અર્ઘ્ય હવ્ય દેવો લહે
મંત્રોચ્ચારે પરમેશ્વર પૂજાય જો—૬

મંત્રોચ્ચારે સદ્‌ગુરુ સંનિધિ આપતા
મંત્રોચ્ચારે ગુપ્ત થતા સંદેશ જો
મંત્રોચ્ચારે સિદ્ધિ સઘળી સાંપડે
કેવળ યોગીઓના જે છે દેશ જો—૭

એવા મંત્રો શ્રીસદ્‌ગુરુએ શીખવ્યા
મંત્રોની સિદ્ધિના પણ ઉપાય જો
છતાંય અમને ફળાય કાંઇ અપૂર્ણતા
દોષ અમારા પ્રયત્નનોજ ગણાય જો—૮

———[ ० ]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પૂર્વજન્મના પુરુષપ્રયત્નવિના માણસ મહાવિદ્વાન્ ને મહાશ્રીમંત કદાચ ન થઈ શકે, પણ જો તે ધારે તો વર્તમાનજન્મના પુરુષપ્રયત્નથી તે શાંત, સંતોષી ને આનંદી થઈ શકે.

જેઓ પોતાના મનુષ્યજીવનનું માહાત્મ્ય સમજતા નથી, ને તેને સુધારવા પ્રયત્ન કરતા નથી તેઓ વિવેકીની પંક્તિમાં ગણવાયોગ્ય નથી.

સર્વપ્રકારના ક્લેશોથી પોતાના મનને સર્વદા મોકળું રાખશો.

જે મનુષ્ય પોતાનું અંતઃકરણ સર્વદા પરમાત્માની અભિમુખ રાખે છે તે મનુષ્યનું અંતઃકરણ પવિત્ર, શાંત ને સુખી રહે છે.

પોતાના મનનાં સર્વપ્રકારનાં છલકપટ છોડી, એકનિષ્ઠા દૃઢ કરી, જે મનુષ્ય સર્વદા પ્રભુપરાયણ રહે છે તે મનુષ્ય નિર્ભય ને સુખી થાય છે.

જે સ્થાનમાં ક્લેશનો નિવાસ હોય તે સ્થાન ભલે રમણીય હોય, ને ભલે ત્યાં સારું સારું ખાવાપીવાનું તથા ઓઢવાપહેરવાનું મળતું હોય તો પણ તે સ્થાન વિવેકી મનુષ્યે ઇચ્છવાયોગ્ય નથી. તેના કરતાં તો જ્યાં સર્વદા શાંતિ ને આનંદનો નિવાસ હોય તે પર્ણકુટી, સાદું ખાવાપીવાનું ને સાદું ઓઢવાપહેરવાનું હોય તે વિવેકીમનુષ્યે ઇચ્છવાયોગ્ય છે.

દિનમણિમંડન, ભક્તભવખંડન, જનમનોરંજન, તૃષ્ણાવિષધરગંજન ને મુનિજન માનસહંસને પોતાના મનોરૂપ માનસસરોવરમાં નિરંતર નિવાસ કરાવી

પ્રસન્ન રહેશે.

અંતઃકરણને તથા ઇંદ્રિયોને વશ રાખવાથીજ મનુષ્ય સર્વ કાલમાં ને સર્વ દેશમાં સુખી રહી શકે છે. એક યોગનિષ્ઠ કવિએ પણ નીચેના શ્લોકથી એવોજ ભાવ દર્શાવ્યો છેઃ—

"अकिंचनस्य दांतस्य, शांतस्य समचेतसः।
सदा संतुष्टमनसः सर्वाः सुखमया दिशः॥"

ભાવાર્થઃ—દ્રવ્યતૃષ્ણા વિનાનાને, ઇંદ્રિયોના નિગ્રહવાળાને, મનના નિગ્રહવાળાને, મભાવયુક્ત ચિત્તવાળાને અને સર્વદા સંતોષયુક્ત મનવાળાને દશે દિશાઓ ખથી ભરેલી પ્રતીત થાય છે, ને તેથી વિપરીત લક્ષણવાળા મનુષ્યને સર્વે શાઓ દુઃખથી ભરેલી પ્રતીત થાય છે.

પોતાનું હૃદય જોવાતું હશે. શુભબુદ્ધિ, શુભનિશ્ચય ને શુભપ્રવૃત્તિનું સ્વરૂપ ારેક નવરાશ મળે વિચારાતું હશે.

પોતાના જીવનના ઉદ્દેશને તથા પોતાની પ્રવૃત્તિને પણ ક્યારેક સરખાવાતાં

વિવેકીઓ પોતાના મણના માથાના કરતાં પોતાના નવટાંકના નાકની વધારે રાખે છે.

પોતાનું હિત ઇચ્છનારે નીચેનાં વચનોનો શાંતિથી વિચાર કરવો જોઇએઃ—

"કાંસા ફૂટ ન ફૂટ, રણકા બાજી હૈ."
"હોય ન વિમલવિવેક ઉર, ગુરસન કિયે દુરાવ."
"જલ પયસરીસ બિકાય, દેખો પ્રીતકી રીત ભલી;
બિલગ હોહીં રસ જાય, કપટ ખટાઈ પરતહીં."
"ઉખર ખેત ન નીપજે, જો બોઇએ સો વાર"
"ખેત બગાડ્યું ખડસલે, સભા બગડી કુડ;
ભક્તિ બગાડી લાલચી, કેસર મીલ ગઈ ધુડ."

મૂર્ખ માણસો પ્રેયસ્‌ભણી દોડી પરિણામે દુઃખી થાય છે, ને સમજુ મનુષ્યો ૧સ્‌ભણી ગતિ કરી પરિણામે સુખી થાય છે. (ચાલુ)



## श्रीसनत्सुजातीयम्

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેસાઈ—વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતાંકના પૃષ્ઠ ૬ થી )

शुक्राद् ब्रह्म प्रभवति ब्रह्म शुक्लेन वर्धते।
तच्छुक्लं ज्योतिषां मध्येऽतप्तं तपति तापनं।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम्॥२॥

ભાવાર્થઃ--બ્રહ્મ તેના મૂળ સ્વરૂપે તત્ત્વભૂત પદાર્થ હોવાથી તેમાં અળભૂત ાય એવી માયાનું વસ્તુતાએ અસ્તિત્વ નથી. વસ્તુતાએ જે વિદ્યમાન્ નથી જણાય છે માટે તો તે માયા કહેવાય છે. વસ્તુતાએ જે પદાર્થ વિદ્યમાન ન તે ખરી રીતે જણાવો ન ઘટે પણ યોગાનુયોગથી જણાવાનો સંભવ થાય.

માયા પણ જે જણાય છે તે ખરેખર વિદ્યમાન્ છે માટે જણાય છે એવું નથી પણ યોગાનુયોગથી ઉપજેલ દેહ ઇંદ્રિયોવડે જણાય છે. પણ યોગાનુયોગથી ઉપજેલ દેહ ઇંદ્રિયોવડે જણાય છે માટે જેમને તે જણાય છે તેમની દૃષ્ટિથી જોતાં માયા બ્રહ્મને વિષે જાણે કોઈ એક મળભૂત પદાર્થ હોય એમ જણાય છે. એવા મળભૂત પદાર્થરૂપ માયા બ્રહ્મનેવિષે વસ્તુતાએ નથી પણ બ્રહ્મ તો તત્ત્વભૂત પદાર્થ હોવાથી તેના તત્ત્વસ્વરૂપે શુક્લ એટલે મળરહિત કેવળ શુદ્ધ છે.

બૃંહણવડે એટલે વધીને પોતાના સ્વરૂપમાંજ જગતને ઉપજાવનારું બ્રહ્મનું ઈશ્વરરૂપ બ્રહ્મના એ શુદ્ધ સ્વરૂપમાંથી માયાને યોગે ઉપસ્થિત થાય છે.

ઈશ્વર જગતને ઉપજાવવા માટે જે બૃંહણ કરે છે એટલે વધે છે તે બ્રહ્મનું જે શુક્લ એટલે કેવળ નિર્મળ શુદ્ધસ્વરૂપ છે તે સ્વરૂપવડેજ વધે છે. ઈશ્વરનું વસ્તુ-સ્વરૂપ એટલે ઈશ્વરપદાર્થનું ઈશ્વરરૂપ બ્રહ્મના તત્ત્વભૂત શુક્લ સ્વરૂપથી વસ્તુતાએ કોઈ જુદું રૂપ નથી. બ્રહ્મના તત્ત્વભૂત શુક્લસ્વરૂપથી ઈશ્વરનું ઈશ્વરરૂપ જે જુદું જણાય છે તે કેવળ માયાને યોગે જણાય છે. વસ્તુતાએ જુદું નથી. છતાં જુદું જણાય છે માટે તે વસ્તુતાએ જુદું નથી એમ જણાવવા અહીં કહેલું છે કે ઈશ્વર જગતને ઉપજાવવા જે બૃંહણ કરે છે તે બૃંહણ ઈશ્વરના શુક્લ બ્રહ્મથી જુદા કોઈ ઈશ્વરરૂપનું નથી પણ શુક્લ બ્રહ્મના શુક્લ રૂપનુંજ છે. શુક્લ બ્રહ્મના શુક્લ રૂપનું બૃંહણ વસ્તુતાએ ઘટી શકે નહિ પણ અહીં જે બૃંહણ કહેલું છે તે માયાના યોગનું બૃંહણ છે એમ પ્રથમ કહેવાઈ ગયેલું છે.

એ શુક્લ બ્રહ્મના શુક્લ સ્વરૂપમાંથી માયાવડે ઈશ્વરે ઘણા પ્રકાશવાળા વા પ્રજ્ઞાવાળા પદાર્થો સર્જેલા છે તે સઘળા પદાર્થોની મધ્યે રહેલું છતાં શુક્લ બ્રહ્મનું શુક્લ સ્વરૂપ એ પ્રકાશવાળા કોઈ પદાર્થવડે પ્રકાશિત થતું નથી વા પ્રજ્ઞાવાળા કોઈ પદાર્થવડે તેની પ્રજ્ઞાનો વિષય થતું નથી. ઉલટું એવી રીતે અપ્રકાશિત વા અજાણ્યું રહેલું શુક્લ બ્રહ્મ તેના શુક્લ સ્વરૂપવડેજ પ્રકાશ કરનારા પદાર્થોને પ્રકાશ કરવાનું વા પ્રજ્ઞાવાળા પદાર્થોને પ્રજ્ઞા કરવાનું બળ આપતું રહે છે.

એવા અદ્ભુત સ્વરૂપવાળું બ્રહ્મ સનાતન છે એટલે નિત્ય છે.

એવા અદ્ભુત સ્વરૂપવાળું બ્રહ્મજ ઈશ્વર છે.

અને એવા અદ્ભુત સ્વરૂપવાળું બ્રહ્મજ જીવ છે.

એવા અદ્ભુત સ્વરૂપવાળા બ્રહ્મનું એ અદ્ભુત સ્વરૂપ જાણવું સર્વેને સુલભ નથી.

ક્રિયા તથા ભોગથી ઉપરામ પામીને બ્રહ્મને જાણવાના નિશ્ચિત યોગને સાધનારા જે યોગીઓ છે તેઓજ એ બ્રહ્મને એવા સ્વરૂપે જાણે છે.

તેઓ પણ દેહ ઇંદ્રિયોવડે જણાતા પદાર્થોની પેઠે ઇંદ્રિયગોચરરૂપે એ બ્રહ્મને જાણી શકતા નથી.

પણ પોતાના આત્મારૂપેજ જાણે છે.

એટલે ઇંદ્રિયોવડે તેને જાણતા નથી પણ પોતે પોતાથીજ જાણે છે. ૨

श्रीशांकरभाष्यम् ॥

इदानीं परस्मादेव ब्रह्मणो हिरण्यगर्भाद्युत्पत्तिं दर्शयति शुक्रादिति।

હવે શુક્રાત્ એમ આ શ્લોકવડે હિરણ્યગર્ભઆદિની ઉત્પત્તિ પણ પરબ્રહ્મમાંથીજ થાય છે એમ દેખાડે છે.

शुक्रात् शुद्धात् पूर्वोक्ताद् ब्रह्मणो हिरण्यगर्भाख्यं ब्रह्म प्रभवत्युत्पद्यते।

શુક્લ એટલે શુદ્ધ એવું જે બ્રહ્મ પૂર્વે એટલે પ્રથમ શ્લોકમાં કહ્યું તે બ્રહ્મમાંથી હિરણ્યગર્ભ નામનું બ્રહ્મ પ્રભવ પામે છે એટલે ઉત્પન્ન થાય છે.

अथोत्पन्नं ब्रह्म शुक्लेन वर्धते विराडात्मना।

પછી ઉત્પન્ન થયેલું હિરણ્યગર્ભ નામનું બ્રહ્મ વિરાટ્ સ્વરૂપે તથા વિરાટ્ નામે વધે છે એટલે હિરણ્યગર્ભમાંથી જે વિરાટ્ની ઉત્પત્તિ થાય છે તે પણ પ્રથમ કહેલા શુદ્ધ બ્રહ્મવડેજ થાય છે એટલે શુદ્ધ બ્રહ્મજ હિરણ્યગર્ભરૂપે થાય છે ને શુદ્ધ બ્રહ્મજ હિરણ્યગર્ભમાંથી વિરાટ્રૂપે થાય છે. શુદ્ધ બ્રહ્મમાંથી હિરણ્યગર્ભરૂપે થનાર શુદ્ધ બ્રહ્મથી ભિન્ન બીજું કોઈ નથી તેમ હિરણ્યગર્ભમાંથી વિરાટ્રૂપે થનાર પણ શુદ્ધ બ્રહ્મથી ભિન્ન બીજું કોઈ નથી.

तच्छुक्लं शुद्धं ब्रह्म ज्योतिषानामादित्यानां मध्येतैरतत्प्रप्रकाशितं सत्तपति स्वयमेव प्रकाशते तेषामपि तापकं प्रकाशकं सत्।

તે શુક્લ એટલે શુદ્ધ બ્રહ્મ પ્રકાશવાળા સૂર્ય આદિ પદાર્થોની મધ્યે તેમનાવડે અપ્રકાશિત રહ્યા રહ્યા તથા તેમને પ્રકાશ કરતા રહ્યા પોતે પોતાની મેળે પ્રકાશે છે.

योऽन्यानवभास्यः सः सर्वावभासकः स्वयमेव भासते

જે બીજાવડે પ્રકાશિત ન થતાં છતાં પ્રકાશવાળો હોય તે પોતે પોતાની મેળે ભાસનારો તથા બીજાના પ્રકાશવડે પ્રકાશિત થનારાઓને પ્રકાશ આપનારો હોય છે.

तं भगवन्तं योगिन एव पश्यन्ति ॥ २ ॥

તે સનાતન પરમાત્માને યોગીઓજ જાણે છે-

પરમાત્માનું જ્ઞાન પામવાને માટે એટલે પરમાત્માને જાણવા માટે જે યોગ નક્કી કરવામાં આવેલ છે તેના યોગવિનાનો કોઈ તેને જાણી શકતો નથી. ૨

———[ ० ]———

## श्रीयाज्ञवल्क्य स्मृति

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતાંકના પૃષ્ઠ ૮ થી )

गर्भाधानमृतौ पुंसः सवनं स्पन्दनात् पुरा।
षष्ठेऽष्टमे वा सीमन्तो मास्येते जातकर्म च ॥ ११ ॥

ઋતુકાલે ગર્ભાધાનનો સંસ્કાર કરવો.

ગર્ભ ફરકતો થવા પહેલાં પુંસવન નામનો સંસ્કાર કરવો.

છઠ્ઠે વા આઠમે મહિને સીમંતનો સંસ્કાર કરવો અને જન્મ થતાં જાતકર્મનો સંસ્કાર કરવો.

अहन्येकादशे नाम चतुर्थे मासिनिष्क्रमः।
षष्ठेऽन्नप्राशनं मासि चूडा कार्या यथाकुलं ॥ १२ ॥

જન્મથી અગીયારમે દિવસે નામ પાડવાનો સંસ્કાર કરવો.
જન્મથી ચોથે મહિને ઘરની બહાર નીકળવાનો સંસ્કાર કરવો.
જન્મથી છઠ્ઠે મહિને અન્ન ખવડાવવાનો સંસ્કાર કરવો.
અને વાળ ઉતરાવવાનો સંસ્કાર જ્યારે અનુકૂળતા હોય ત્યારે કરવો.

**एवमेनः शमं याति बीजगर्भ समुद्भवं ।**
**तूष्णीमेताः क्रियाः स्त्रीणां विवाहस्तु समन्त्रकः ॥ १३ ॥**

એમ શાસ્ત્રની વિધિપ્રમાણે સઘળા સંસ્કારો કરવાથી દેહીને જન્મકર્મમાં આરંભથી અંતપર્યંત થયેલ સઘળા અસુખની શાંતિ થાય છે ને સ્વસ્થતા સાંપડે છે.

સ્ત્રીઓને આ સઘળા સંસ્કારો મંત્રવિનાજ કરવા. કેવળ એક વિવાહનો સંસ્કાર સ્ત્રીઓને પણ મંત્રવડે કરવો.

**गर्भेऽष्टमे वाऽब्दे ब्राह्मणस्योपनायनं ।**
**राज्ञामेकादशे सैके विशामेके यथाकुलं ॥ १४ ॥**

ગર્ભથી આઠમે વર્ષે વા જન્મથી આઠમે વર્ષે બ્રાહ્મણને ઉપનયનનો સંસ્કાર કરવો.
ક્ષત્રિયોને અગીયારમે વર્ષે ઉપનયનનો સંસ્કાર કરવો.
ને વૈશ્યોને બારમે વર્ષે ઉપનયનનો સંસ્કાર કરવો.
કેટલાએક ધર્મોને કહેનારાઓ વૈસ્યોને માટે ઉપનયન સંસ્કાર કરવાનું જ્યારે અનુકૂળ હોય ત્યારે તેમને ઉપનયન સંસ્કાર કરવો એમ કહે છે.

**उपनीय गुरुः शिष्यं महाव्याहृतिपूर्वकं ।**
**वेदमध्यापयेदेनं शौचाचारांश्च शिक्षयेत् ॥ १५ ॥**

શિષ્યને ઉપનયન સંસ્કાર કરીને તેને મહાવ્યાહૃતિઓપૂર્વક વેદો ભણાવવા.
અને એને પવિત્રતાના આચારો શીખવવા.

**दिवासन्ध्यासु कर्णस्थब्रह्मसूत्र उदङ्मुखः ।**
**कुर्यान्मूत्रपुरीषे तु रात्रौ चेद् दक्षिणामुखः ॥ १६ ॥**

દિવસે ને સંધ્યાઓ સમયે બ્રહ્મસૂત્રને કાન ઉપર રાખીને ઉત્તરદિશાપ્રતિ મુખ રાખીને તથા રાત્રે દક્ષિણદિશાપ્રતિ મુખ રાખીને મૂત્ર તથા મળનો ત્યાગ કરવો.

**गृहीतशिश्नश्चोत्थाय मृद्भिरभ्युद्धृतैर्जलैः ।**
**गन्धलेपक्षयकरं शौचं कुर्यादतन्द्रितः ॥ १७ ॥**

મૂત્રનાં ટપકાં પગપર ન પડે એ રીતે ઊઠીને મળમૂત્રરહિત જગ્યાએ જઇ માટીવડે અને આગળથી ભરી રાખેલા જલવડે મળમૂત્રનો દુર્ગંધ અને લેપ કેવળ લોપ પામે ત્યાંસુધી શુદ્ધ કરવું તેમાં આળસ કે પ્રમાદ ન કરવાં.

**अन्तर्जानु शुचौ देश उपविष्ट उदङ्मुखः ।**
**प्राग्वा ब्राह्मेण तीर्थेन द्विजो नित्यमुपस्पृशेत् ॥ १८ ॥**

મળમૂત્રનું શૌચ એટલે શુદ્ધિ કર્યા પછી દ્વિજે નિત્ય બ્રહ્મતીર્થવડે આચમન કરવું.
પવિત્ર જગ્યાએ ઉત્તર વા પૂર્વાભિમુખે બેસી જમણા હાથને ગોઠણમાંથી કાઢીને બ્રહ્મતીર્થથી આચમન કરવું.

**कनिष्ठादेशिन्यंगुष्ठमूलान्यग्रं करस्य च ।**
**प्रजापतिपितृब्रह्मतीर्थान्यनुक्रमात् ॥ १९ ॥**

ટચલી આંગળીનું મૂળ પ્રજાપતિતીર્થ છે.

તર્જની આંગળીનું મૂળ પિતૃતીર્થ છે.

ને અંગુઠાનું મૂળ બ્રહ્મતીર્થ છે.

એમ અનુક્રમે પ્રજાપતિતીર્થ પિતૃતીર્થ ને બ્રહ્મતીર્થ જાણવાં.

त्रिःप्राश्यापो द्विरुन्मृज्य खान्यद्भिःसमुपस्पृशेत् ।
अद्भिस्तु प्रकृतिस्थाभिर्हीनाभिः फेनबुद्बुदैः ॥ २० ॥

ફીણ અને પરપોટા વિનાના સ્વચ્છ જલનું ત્રણવાર અશન કરવું એટલે મુખમાં નાંખવું બે વાર મુખ ધોવું અને પછી જલવડે ઇંદ્રિયોને સ્પર્શ કરવો.

हृत्कंठतालुगाभिस्तु यथासंख्यं द्विजातयः ।
शुध्येरन्स्त्रीच शूद्रश्च सकृत्स्पृष्टाभिरन्ततः ॥ २१ ॥

જેટલીવાર આચમન કરવું હોય તેટલીવાર જળ તાલુમાં થઇ કંઠમાં જાય ને કંઠમાં થઇ હૃદયમાં પહોંચે ત્યારે દ્વિજોની શુદ્ધિ થાય અને સ્ત્રી તથા શૂદ્ર જળને એકવાર ઓઠનો સ્પર્શ કરે એટલે શુદ્ધ થાય. (ચાલુ)

---:o:---

## ब्रह्मवाद

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ. ]

( અનુસંધાન ગતાંકના પૃષ્ઠ ૧૦ થી )

नारायणउवाच નારાયણઋષિ કહે છે.

स्वायंभुव ब्रह्मसत्रं जनलोकेऽभवत्पुरा ।
तत्रस्थानां मानसानां मुनीनामूर्ध्वरेतसाम् ॥ ९ ॥

હે બ્રહ્માના પુત્ર ! જનલોકનેવિષે ત્યાં રહેનારા બ્રહ્માના મનમાંથી ઉપજેલા નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરનારા મુનિઓનો પૂર્વે એક સમયે બ્રહ્મસત્ર થયો હતો.

યાજક જુદો ને યજમાન જુદો એવી વ્યવસ્થાવિનાનો સર્વેએ સાથે મળી કરવાનો યજ્ઞ સત્ર કહેવાય છે.

બ્રહ્મસત્ર એટલે બ્રહ્મના સંબંધે સર્વેએ સાથે મળી કરવાનો યજ્ઞ.

યજ્ઞ એટલે યજનનું કર્મ.

યજન એટલે આરાધના.

બ્રહ્મનો સાક્ષાત્કાર થાય એ રીતે બ્રહ્મના સ્વરૂપનો સૂક્ષ્મ નિર્ધાર કરવો તે બ્રહ્મયજ્ઞ કહેવાય. એવો નિર્ધાર કરવા મળેલા સર્વે સાથે મળીને કરે તે બ્રહ્મસત્ર કહેવાય.

श्वेतद्वीपं गतवति त्वयि द्रष्टुं तदीश्वरं ।
ब्रह्मवादः सुसंवृत्तः श्रुतयो यत्र शेरते ॥ १० ॥

શ્વેતદ્વીપમાં વિરાજમાન ઈશ્વરસ્વરૂપના દર્શન કરવા તમે શ્વેતદ્વીપ ગયા હતા તે સમયે બહુ ઉત્તમ પ્રકારે એ બ્રહ્મવાદ થયો હતો.

બ્રહ્મના સંબંધમાં નિર્ણય કહેનારું પ્રવચન બ્રહ્મવાદ કહેવાય.

એ બ્રહ્મવાદમાં બ્રહ્મના સંબંધમાં જે નિર્ધાર થયો હતો તે નિર્ધારનેવિષેજ શ્રુતિઓનું પણ પર્યવસાન છે એટલે એ નિર્ધાર કહીનેજ કહેવાઈ ગયું જાણી શ્રુતિઓ પણ કહેવાનું સમાપ્ત કરે છે.

तत्रह्यायमभूत् प्रश्नस्त्वं मां यमनुपृच्छसि ॥ ११ ॥

એ બ્રહ્મસત્રને વિષે તમે મને જે પ્રશ્ન કરો છો તેજ પ્રશ્ન હતો એટલે એ બ્રહ્મસત્રને વિષે જે બ્રહ્મવાદ થયો તે તે પ્રશ્નનાજ ઉત્તરરૂપ છે. તેથી તે બ્રહ્મવાદમાં તમારા પ્રશ્નના પણ ઉત્તરનો સમાવેશ થઈ જાય છે.

तुल्यश्रुततपः शीलास्तुल्यस्वीयारिमध्यमाः ॥
अपि चक्रुः प्रवचनमेकं शुश्रूषवो परे ॥ १२ ॥

એ સર્વે મુનિઓ વેદના અધ્યયનમાં તપમાં ને શીલમાં સમાન હતા. કોઇ કોઇથી ચડે કે ઊતરે એવા નહોતા. પોતાને વિષે મિત્રભાવ રાખનારવિષે તટસ્થભાવ રાખનારનેવિષે તેમ શત્રુભાવ રાખનારનેવિષે તેઓ સર્વે સમાનભાવ રાખી રહેનારા હતા, એમ છતાં તેઓએ સાથે મળીને જે પ્રવચન કર્યું તેમાં પોતામાંના એકને વક્તા કરી બીજાઓ શ્રોતા થયા હતા.

**सनंदनउवाच** વક્તા થયેલા સનંદનઋષિ કહે છે.

स्वसृष्टमिदमापीय शयानं सहशक्तिभिः ।
तदन्ते बोधयांचक्रुस्तल्लिंगैः श्रुतयः परं ॥ १३ ॥

પોતે સર્જેલા જગતને પોતાનામાં પાછું શમાવી લઇને તથા પોતાની સંપૂર્ણ શક્તિઓને પણ પોતાનેવિષે ખેંચી લઇને સૂતેલા જગદીશ્વરને તેઓને જાગવાનો સમય થયેથી શ્રુતિઓ તેઓના સ્વભાવલક્ષણોનું ગાન કરીને જગાડે છે.

यथा शयानं सम्राजं बन्दिनस्तत्पराक्रमैः ।
प्रत्यूषेऽभेत्य सुश्लोकैर्बोधयन्त्यनुजीविनः ॥ १४ ॥

જેમ સૂતેલા સમ્રાટ્‌ને તેની ઉપજીવિકા ખાનારા બંદીજનો સવાર થાય ત્યારે સમ્રાટ્‌ની પાસે જઇને તેનાં પરાક્રમોનું ગાન કરીને ઊઠાડે છે તેમ શ્રુતિઓ જગદીશ્વરને જાગવાનો સમય થયેથી તેમના સ્વભાવલક્ષણોનું ગાન કરીને તેઓને ઊઠાડે છે.

**श्रुतय उचुः** શ્રુતિઓ ગાન કરે છે.

जयजय जह्यजामजित दोषगृभीतगुणां ।
त्वमसि यदात्मनो समवरुद्धसमस्तभगः ॥
अगजगदोकसामखिलशक्त्यवबोधक ते ।
क्वचिदजयात्मना च चरतोऽनुचरेन्निगमः ॥ १५ ॥

આપ નિદ્રાનો ત્યાગ કરો:

નિદ્રા આપનો પરાભવ કરીને આપને પોતાને વશ વર્તાવે છે અને એથી આપ નિદ્રાનો ત્યાગ નથી કરી શકતા એમ આપ કહો તો એમ આપનું કહેવું ટકી શકે એવું નથી:

આપ કોઇથી પરાભવ ન પામો એવા સદા સર્વદા જયસ્વરૂપવાળા છો.

નિદ્રા મને છોડતી નથી એમ આપ કહો તો આપનું એવું કહેવું પણ ટકી શકે એવું નથી.

નિદ્રા કોઇ પદાર્થ નથી કે જે આપને બાંધી રાખે.

નિદ્રાનું આપે ગ્રહણ કર્યું તે પહેલાં તે હતી નહિ અને આપ તેનો ત્યાગ કરી દેશો પછી તે હશે નહિ તેથી નિદ્રા વસ્તુભૂત કોઇ પદાર્થ નથી.

નિદ્રા ઉપજીને ઉભો થયેલો પદાર્થ હોય તો તેના જન્મઆદિનો નિર્ધાર હોવો જોઇએ તે નથી તેથી નિદ્રા ઉપજીને ઉભો થએલો પદાર્થ પણ નથી. નિદ્રા કેવળ આપની માયાની વૃત્તિભૂત છે.

એમ હોવાથી નિદ્રા પોતાથી આપને બાંધી રાખી શકે એવો સંભવ નથી.

માટે નિદ્રાનો આપ ત્યાગ કરો.

નિદ્રાનો ત્યાગ કરવા આપ સમર્થ થાઓ એ રીતનો આપનો જય થાઓ જય થાઓ.

નિદ્રાવડે આપને સ્વરૂપશાંતિનો લાભ થાય એ નિદ્રાનો એક મુખ્ય ગુણ છે

પણ જગતનો ઉદય જગતની રક્ષા તથા જગતનો સંહાર કરવાનું જે ઐશ્વર્ય આપનેવિષે સમસ્તરૂપે રહેલું છે તે આપનું ઐશ્વર્ય નિદ્રાવડે જાણે કેવળ અવરોધ પામ્યા જેવું થાય છે. એ એ ગુણના ગર્ભમાં રહેલો દોષ છે. એવા એટલે દોષને ગર્ભમાં રાખી રહેનારા ગુણવાળી નિદ્રાને ચાલુ રાખવી આપને ઘટે નહિ માટે એ નિદ્રાનો આપ ત્યાગ કરો

જગતનો ઉદય કરવાની જગતની રક્ષા કરવાની તથા જગતનો સંહાર કરવાની જે વ્યસ્ત વિવિધ શક્તિઓ સ્થાવર તથા જંગમ દેહવાળા વિવિધ દેહીઓ ધરાવે છે તેમની તે સંપૂર્ણ વ્યસ્ત શક્તિઓનો તેમનેવિષે આવિર્ભાવ કરનારા આપજ છો.

એવા સમસ્ત સપૂર્ણ શક્તિઓવાળા આપ કોઈ સમયે તે સપૂર્ણ શક્તિઓને સ્વરૂપમાં ખેંચી લઇ નિદ્રાને અનુકૂળ થાઓ છો ત્યારે નિદ્રામાંથી પાછા આપ જ્યારે જાગવાને અભિમુખ થાઓ છો ત્યારે આપના સ્વરૂપવર્ણનના ગાનવડે આપને જગાડવા આપના અનુચરરૂપે અમે ઉપસ્થિત થઇએ છીએ.

———:o:———

## मदालसा

**[ અનુવાદકઃ–મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ-વેદાંતભૂષણ ]**

( અનુસંધાન ગતાંકના પૃ૪ ૧૩ થી )

**वर्धमानं सुतं सा तु राजपत्नी दिने दिने।**
**तमुल्लापादिना बोधमनयन्निर्मलात्मकम् ॥**

રાજપત્ની એ મદાલસા તો એ રીતે મોટા થતા તે પુત્રને હાલરડાં આદિના નિમિત્તથી મળરૂપ દેહથી પર એવા નિર્મળ આત્માના જ્ઞાનને પમાડવા લાગી.

**यथा यथावलं लेभे यथा लेभे मतिं च सः।**
**तथा तथात्मबोधं च सोऽवापन् मातृभाषित. ॥**

તે પુત્ર પણ જેમ જેમ શરીરનું બળ પામતો ગયો ને જેમ જેમ તેની મતિ પણ ખીલવા લાગી તેમ તેમ માનાં કથનોવડે આત્માના એટલે પોતાના ખરા સ્વરૂપના જ્ઞાનને પામવા લાગ્યો.

**इत्थं तया स तनयो जन्मप्रभृति बोधित.।**
**चकार न मतिं प्राज्ञो गार्हस्थ्यं प्रति निर्ममः॥**

એ પ્રમાણે જન્મપ્રભૃતિથીજ મદાલસાવડે બોધને પામેલા તે પુત્રે દેહઆદિમાં મમતા-વિનાનો થએલો હોઇ ગૃહસ્થ થવાને એટલે સંસાર માંડવાને મન ન કર્યું એટલે તે ઘરનો ત્યાગ કરી વનમાં ચાલ્યો ગયો.

**द्वितीयोऽस्याः सुतो जज्ञे तस्य नामाकरोत् पिता।**
**सुबाहुरयमित्युक्ते सा जहास मदालसा॥**

મદાલસાને બીજા પુત્રનો જન્મ થયો તેનું તેના પિતાએ સુબાહુ નામ પાડયું. આ સુબાહુ એટલે સારી ભુજાઓવાળો છે એમ તેના પિતાએ કહેતાં મદાલસા હસી.

तमप्येवं यथापूर्वं बालमुल्लापवादिनी।
प्राह बाल्यात् स च प्राप तथाबोधं महामतिः॥

તે બાળકને પણ પ્રથમની પેઠે હાલરડાં ગાવાવાળી મદાલસાએ બાળપણથીજ ઉપદેશ આપવા માંડ્યો અને મોટી મતિવાળો તે પુત્ર પણ તે પ્રમાણે આત્માના એટલે પોતાના ખરા સ્વરૂપને જાણતો થયો.

तृतीयं च तनयं जातं स्तं राजा शत्रुमर्दनं।
यदाह तेन सा सुभ्रूर्जहासातिचिरं पुनः॥

ત્રીજો પુત્ર જન્મ્યો તેને રાજાએ શત્રુમર્દન એવું નામ આપ્યું એ નામ કહ્યું ત્યારે વળી સુંદર ભવાંવાળી મદાલસા ઘણું હસી.

तथैव सोऽपि तन्वंग्या बालत्वादेव बोधितः।
क्रियाश्चकारनिष्कामा न किंचित् फलकारणम्॥

તે પુત્ર પણ બાળપણથીજ સુંદર અંગવાળી મદાલસાવડે બોધ પામેલો થવાથી જે કાંઈ ક્રિયા કરે તે નિષ્કામપણે કરે એટલે કોઈ પણ કામનાને સાધવાના આશયથી વા કોઈ ફળ મેળવવાના આશયથી ન કરે એવો થયો.

चतुर्थस्य सुतस्याथ चिकीर्षं नाम भूपतिः।
ददर्श तां शुभाचारा मीषद्धासां मदालसाम्॥

પછી ચોથા પુત્રનું નામ પાડવાની રાજા જેવો ઇચ્છા કરવા લાગ્યો તેવામાં સારા આચારવાળી તે મદાલસાને રાજાએ થોડું હસતાં દેખી.

तामाह राजा हसतीं किंचित् कौतुहलान्वितः।
क्रियमाणेऽसकृन्नाम्नि कथ्यतां हास्यकारणम्॥

કાંઇ કૌતુહલવાળો થઇને તે હસતી મદાલસાને રાજા કહે છે કે જ્યારે જ્યારે નામ પાડવામાં આવે છે ત્યારે ત્યારે તું હાસ્ય કરે છે તો તારા તે હાસ્યનું મને કારણ કહે.

विक्रान्तश्च सुबाहुश्च तथान्यः शत्रुमर्दनः।
शोभनानीति नामानि तानि मन्ये कृतानि वै॥

વિક્રાન્ત સુબાહુ તથા ત્રીજો શત્રુમર્દન એ ત્રણેનાં નામો હું તો સુંદર પાડેલાં માનું છું.

योग्यानि क्षत्रबन्धूनां शौर्याटोपयुतानि च।
असन्त्येतानि वै भद्रे यदि ते मनसि स्थितम्॥

ક્ષત્રિયજાતિને ઘટે તેવાં શૌર્ય અને સદભિમાનવાળાં એ નામો હોવાથી એ નામો યોગ્ય પાડેલાં છે એમ હું તો માનું છું પણ હે ભદ્રસ્વરૂપવાળી! તને તે નામો યોગ્ય ન લાગતાં હોય તો તારા મનમાં જે નામ યોગ્ય લાગતું હોય–

तदस्य क्रियतां नाम चतुर्थस्य सुतस्य मे।

તે મારા આ ચોથા પુત્રનું નામ તું પાડ.

**मदालसोवाच** મદાલસા કહે છે.

मयाज्ञा भवतः कार्या महाराज यथात्थ मां।
तथा नाम करिष्यामि चतुर्थस्य सुतस्य ते॥

મારે આપની આજ્ઞા પ્રમાણે કરવું જોઇએ તો હે મહારાજ! તમે મને જેમ કહો છો તેમ તમારા ચોથા પુત્રનું નામ હું પાડીશ.

अलर्क इति धर्मज्ञः ख्यातिलोके गमिष्यति ।
कनीयानेष ते पुत्रो मतिमांश्च भविष्यति ॥

આ તમારો નાનો દીકરો અલર્ક એવા નામવડે લોકમાં પ્ખ્યાતિ પામશે.
તે ધર્મને જાણવાવાળો તથા સાચી મતિવાળો થશે.

तच्छ्रुत्वा नाम पुत्रस्य कृतं मात्रा महीपतिः ।
अलर्क इत्यसंबद्धं प्रहस्येदमथाब्रवीत् ॥

કાંઈ પણ સંબંધવિનાનું અલર્ક એવું નામ પુત્રનું તેની માએ પાડેલું સાંભળીને રાજા હસીને આ પ્રમાણે કહેવા લાગ્યો.

भवत्या यदिदं नाम मत्पुत्रस्य कृतं शुभे ।
किमीदृशमसंबद्ध मर्थः कोऽस्य मदालसा ॥

મારા પુત્રનું જે આ નામ હે શુભલક્ષણોવાળી ! તેં પાડયું તે આવું સંબંધવિનાનું કેમ પાડયું ? હે મદાલસા એ નામનો અર્થ શો થાય છે ?

मदालसोवाच મદાલસા કહે છે.

कल्पनेयं महाराज कृता सा व्यवहारिकी ।
त्वत्कृतानां तथा नाम्नां श्रुणु भूप निरर्थताम् ॥

નામ પાડવાની જે પ્રથા છે તે હે મહારાજ ! એક વ્યવહારની સગવડ માટેની કલ્પના છે.
મેં પાડેલા નામમાં તમને કાંઈ અર્થ દેખાતો નથી તો તમે પાડેલાં નામોની પણ નિરર્થકતા હું આપને કહું છું તે સાંભળો.

वदन्ति पुरुषाः प्राज्ञाः व्यापिनं पुरुषं यतः ।
क्रान्तिश्च गतिरुद्दिष्टा देशाद् देशांतरं तु या ॥

પ્રાજ્ઞ પુરુષો પુરુષનું ખરું સ્વરૂપ સર્વવ્યાપી છે એમ કહે છે તેથી તમે પાડેલા વિક્રાન્ત એવા નામમાં દેશદેશાંતરમાં ક્રમણ અથવા ગમનનો જે ભાવ રહેલ છે તે વાસ્તવિક નથી.

सर्वगो न प्रयातीह व्यापी देहेश्वरो यतः ।
ततो विक्रान्त स ज्ञेयं मता मम निरर्थका ॥

સર્વત્ર રહેનારા પદાર્થને અન્યત્ર ક્યાંહી પ્રયાણ કરવાનું રહે નહિ અને દેહી પુરુષનું ખરું સ્વરૂપ સર્વત્ર રહેલું છે તેથી દેહીનું વિક્રાન્ત એવું નામ મારે મતે નિરર્થક છે.

सुबाहुरिति या संज्ञा कृतान्यस्य सुतस्य ते ।
निरर्था साप्यमूर्तस्य पुरुषस्य महीपते ॥

હે રાજન્ ! આપના બીજા પુત્રનું નામ આપે સુબાહુ પાડયું પણ પુરુષનું ખરું સ્વરૂપ અમૂર્ત એટલે નિરાકાર હોવાથી સારા હાથનો આકાર તેમાં ઘટે નહિ તેથી તે નામ પણ નિરર્થક છે.

पुत्रस्य यत्कृतं नाम तृतीयस्यारिमर्दनः ।
मन्ये तत्राप्यसंबद्धं श्रुणु चाप्यत्र कारणम् ॥

ત્રીજા પુત્રનું નામ શત્રુમર્દન પાડયું તે પણ સંબંધ વિનાનું છે તેમાં જે કારણ રહેલું છે તે આપ નક્કી સાંભળો.

एक एव शरीरेषु सर्वेषु पुरुषो यदा ।
तदाऽस्य राजन् कः शत्रुः को वा मित्रमिहेष्यते ॥

હે રાજન્! સર્વે શરીરોમાં જો પુરુષ એકજ છે તો પુરુષનો શત્રુ કોણ છે? કોઇજ નહિ અને એને મિત્ર કોઇ હોવાનું પણ કેવી રીતે યોગ્ય ગણાય? નજ ગણાય.

मूतैर्मूतानि मर्दन्ते अमूर्तो मर्दते कथं ।
क्रोधादीनां पृथग्भावात्कल्पनेयं निरर्थका ॥

વળી શત્રુમર્દન એવા નામમાં શત્રુનું મર્દન કરવાનો ભાવ છે પણ મૂર્ત એટલે આકારવાળાં પૃથ્વીઆદિ ભૂતોનું ભૂતોવડે મર્દન થાય એ ઘટે છે પણ અમૂર્ત એટલે નિરાકાર પુરુષનું મર્દન કેમ ઘટે? નજ ઘટે.

ક્રોધ આદિના આયતનભૂત મન અને દેહ આદિ જુદાં જુદાં હોવાથી મન તથા દેહ આદિની સાથે એકતા કરીને પુરુષો પોતાને જુદા જુદા જાણે છે ને પરસ્પર મર્દન વા આલિંગન આદિ કરે છે તે તેમની કલ્પના નિરર્થક છે.

यदि संव्यवहारार्थं मसन्नाम प्रकल्प्यते ।
नास्ति कस्मादलर्काख्ये नैरर्थ्यं भवतो मतम् ॥

જો વ્યવહાર સારી રીતે સધાય એ માટે એટલે વ્યવહારની સગવડતામાટે ખોટાં નામોની કલ્પના થાય છે એમ આપનું કહેવું હોય તો વ્યવહારની સગવડતામાટે જો ખોટાં નામો પણ સાર્થક ગણાય છે તો અલર્ક એવું નામ કાંઈ અર્થ વગરનું છતાં વ્યવહારની સગવડતાના કામ માટે તો સાર્થક છે તેથી આપ તેને નિરર્થક કેમ માનો છો? આપે તેને નિરર્થક ન માનવું જોઇએ. (ચાલુ)

———:o:———

## મોક્ષમાં લોકાંતરગમન થતું નથી

[ લેખકઃ–મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતવર્ષના અંક ૧૨ના પૃષ્ઠ ૨૯૯થી )

લેખક ભાઇ કહે છે કે " આ માટે જૈનશાસ્ત્રોમાં ન્યાયપુરઃસર ઘણું લખાણ આપવામાં આવેલું છે પરંતુ તેને વિષયાંતરરૂપ ધારી અત્રે સ્થાન આપ્યું નથી. "

પણ જો સ્થાન આપ્યું હોત તોજ નક્કી થઇ શકત કે આ માટે કહીને લેખક ભાઇ કયી વાત માટે જૈનશાસ્ત્રોમાં ઘણું લખાણ આપવામાં આવેલું છે એમ કહેવા માગે છે.

આર્યજનતામાં અવતારની માન્યતા સામેના આર્યજનતાના નિષ્ણાતોએ કરેલા વિરોધ અને તેથી ઉપસ્થિત થએલ વિતંડાની વાતનું ઘણું લખાણ જૈનશાસ્ત્રમાં આપવામાં આવેલું છે?

સિદ્ધશિલાનો ઇનકાર કરવાથી નિષ્કામી ને નિષ્ક્રિય પરમાત્માને સનાતની આચાર્યો જગત્‌કર્તા માનવા લાગ્યા એ વાતનું ઘણું લખાણ જૈનશાસ્ત્રોમાં આપવામાં આવેલું છે?

સિદ્ધશિલા એક લોકાંતર છે અને સિદ્ધ વા મુક્ત જીવને મરણપછી સિદ્ધશિલામાં જઇને રહેવાનું હોવાથી સિદ્ધ વા મુક્ત જીવને પણ લોકાંતર છે એવું પ્રતિપાદન કરનારું ઘણું લખાણ જૈનશાસ્ત્રોમાં આપવામાં આવેલું છે?

કે સિદ્ધ વા મુક્ત જીવને મરણ પછી કોઇ લોકમાં જવાનું ન હોવાથી તેને મરણ પછી લોકાંતરગમન નથી એમ કહેનારા આર્યજનતાનાં શાસ્ત્રોનું એવું કહેવું ખરું નથી એવું પ્રતિપાદન કરનારું ઘણું લખાણ જૈનશાસ્ત્રોમાં આપવામાં આવેલું છે?

ઉપરની ચારમાંની કોઈ એક વાતુ માટે જૈનશાસ્ત્રમાં ઘણું લખાણુ આપવામાં આવેલુ છે એમ લેખક ભાઈ કહેવા માગતા હોય એવું એમના લેખનો સંબંધ તથા ક્રમ આદિનો વિચાર કરતાં જણાય છે.

પણુ એ ચારમાંથી જે કોઇ એક બે ત્રણુ વા ચારે વાતોપર જૈનશાસ્ત્રોમાં ઘણું લખાણુ આપવામાં આવેલું છે એમ લેખકભાઇ કહેવા માગતા હોય તે વાત આ સ્થલે ન લખતાં તેને વિષયાંતર ધારી લખી નથી તો જૈનશાસ્ત્રોનુ પરિશીલન કરનારા જૈન ભાઇઓ તો જૈનશાસ્ત્રોમાંથી તે વાતના લખાણનું અવલોકન કરી લે એ કદાચ બને પણુ સાક્ષર છતાં જૈનેતર બંધુઓ જેઓ જૈનશાસ્ત્રોનુ પરિશીલન ન રાખતા હોય તેમને તે લખાણનું અવલોકન કરી લેવાનું શી રીતે બને ? અને કદી તેઓ પરિશ્રમ કરીને પોતાથી એ લખાણનું અવલોકન કરી લે એમ લેખક ભાઈ કહેવા માગતા હોય તો પણુ લેખકભાઇ તેમની પાસે કયી વાતના લખાણનું અવલોકન કરાવી લેવા માગે છે તે નક્કી જાણ્યાવિના તેઓ કયી વાતના લખાણનું અવલોકન કરશે એ પ્રશ્ન રહે છે છતાં લેખકભાઇ તેમને વિનતિ કરતા લખે છે કે " અમારા જૈનેતર સાક્ષર બંધુઓને વિનતિ કે તે મહાશયો આ બાબતનું સૂક્ષ્મ રીતે અવલોકન કરશે અને સત્યાસત્ય શું છે તેનું ન્યાયબુદ્ધિથી તોલન કરી સત્ય હકીકતને સ્વીકૃત કરશે. "

આજ સાક્ષર બંધુઓને સૂક્ષ્મ રીતે અવલોકન કરવાનું બળ કદી રહેલ હોય તો પણુ તેમને શાસ્ત્રોના લખાણનું સૂક્ષ્મ રીતે અવલોકન-કરવાની અગત્ય જણાતી દેખાતી નથી અને રાજપ્રકરણની કે બીજી જે કોઇ વાતના લખાણનું સૂક્ષ્મ રીતે અવલોકન કરવાની તેમને અગત્ય જણાય છે તે વાતમાં પણુ બહુધા સાક્ષર કે નિરક્ષર કહેવાતો જનતાનો મોટો ભાગ જે લખાણને સત્ય ને ન્યાયવાળું માનતો હોય તે લખાણને જ પોતે પણુ સત્ય ને ન્યાયવાળું માની રહેવાના એક જ માનસને ધારણ કરી રહેનારા જણાય છે.

છતાં કદી કોઇ સાક્ષર બંધુને શાસ્ત્રોના લખાણનું સૂક્ષ્મ રીતે અવલોકન કરવાનું મન થઇ આવે તો તે કેવળ ભાષાગત અક્ષરના સ્વરૂપને જાણનારા હોવાથીજ સાક્ષર કહેવાતા સાક્ષર બંધુને શાસ્ત્રે કહેલા અક્ષર પદાર્થના સ્વરૂપની લક્ષણા કરવા પુરતું સૂક્ષ્મ રીતનું અવલોકન કરવાનું સામર્થ્ય થવું સહેલું નથી.

અને છતાં કદી તેવું સામર્થ્ય પણુ તેને થાય તો પછી એકતરફી જૈનશાસ્ત્રોનાજ લખાણનું સૂક્ષ્મ રીતે અવલોકન કરીને કરેલો તેનો નિર્ણય છેવટનો નિર્ણય કેવી રીતે ગણાશે ?

જૈનશાસ્ત્રોના જે વાતપરના લખાણનુ તેણે સૂક્ષ્મ રીતે અવલોકન કરેલ હોય તે વાતપરના આર્યજનતાના શાસ્ત્રોના લખાણનું પણુ તેવીજ રીતે સૂક્ષ્મપણે અવલોકન કર્યા વિના તે બે શાસ્ત્રોના લખાણમાંનું કયા શાસ્ત્રનું લખાણુ સત્ય તથા ન્યાયવાળું છે એવી તે તુલના શી રીતે કરી શકશે ?

માટે કાં તો જે વાતપરના જૈનશાસ્ત્રોના લખાણનું સૂક્ષ્મપણે અવલોકન કરાવવા લેખકભાઈ માગતા હોય તે વાત પ્રથમ સ્પષ્ટ કહેવી જોઇતી હતી અને પછી તે લખાણુ પણુ જનતા પાસે સ્પષ્ટરૂપમાં મૂકવું જોઈતું હતું.

તેમ તેમણે કરેલું નથી એવી સ્થિતિમાં જૈનેતર કોઇ સાક્ષર બંધુને જૈનશાસ્ત્રોના કોઇ લખાણની આર્યજનતાના શાસ્ત્રોના લખાણુ સાથે તુલના કરવાનુજ શક્ય નથી સાં સત્યાસત્યનો કે ન્યાયઅન્યાયનો નિર્ધાર કરવાનું શક્ય ક્યાંથી થાય ? ને સત્ય અસત્યનો કે ન્યાય અન્યાયનો જ્યાં નિર્ધારજ શક્ય નથી ત્યા તેમાંના કોઇ એકનો સ્વીકાર કે અનાદર કરવાનો પણુ અવસરજ કેવી રીતે ઉભો થાય ? નજ થાય. (ચાલુ)

# "पूज्यपाद श्रीमन्नाथभगवान्नां चित्रजी ने पादुकाजी साथे दक्षिणहिंदनी यात्रा" नुं

## अनुसंधान

[ લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

બરાબર ૧૧ ક. ૩૦ મિ. એ અમારી મોટર બસ રવાના થઇ.

**નાનગેનેરી** ( **તોતાદ્રી** ) થી ઉપડેલી અમારી મોટરબસ સીધી **કન્યાકુમારી** ( **કેપ કોમોરિન** ) જવાની હતી. **તોતાદ્રી**થી **કન્યાકુમારી** ૩૦ (ત્રીશ) માઇલ થાય. મોટરબસનું ભાડું દશ આના બેઠું.

**તોતાદ્રી**થી **કન્યા કુમારી** જતાં રસ્તામાં **પાનાગુડી** ગામ આવે છેઃ ત્યાં **છોટે નારાયણ**નું પુરાણું મંદિર છે : તેના દર્શનનો લાભ પણ મને અનાયાસે મળ્યો.

**છોટે નારાયણ**ના મંદિરમાં નારાયણ ભગવાન્ તથા શંકરભગવાનનાં દર્શન છે. **પાના-ગુડી** ગામ બહુ નાનું છે, છતાં ત્યાં મ્યુનિસિપાલિટીની ધર્મશાળા છે.

**તોતાદ્રી**થી **લંબેનારાયણ** જવું હોય તો પણ જઇ શકાય છે. **તોતાદ્રી**થી **લંબેનારા-યણ** આઠ માઇલ થાય અને **લંબેનારાયણ**થી **છોટે નારાયણ** નવ માઇલ થાય.

બલિરાજા પાસે યાચેલી ત્રણ ડગલાં પૃથ્વી આપવાને વામન ભગવાને વિરાટ્ સ્વરૂપ ધારણ કર્યું હતું તે આ લંબેનારાયણનું સ્વરૂપ છે. તે મૂર્તિ ઊભેલી છે. આ ઉપરાંત આ મંદિરમાં બીજી બે મૂર્તિઓ છેઃ તેમાં એક બિરાજમાન છે અને બીજી શયન સ્થિતિમાં છે.

**લંબેનારાયણ**નું મંદિર **ત્રિકુરાગુડી** ગામમાં આવેલું છે. **ત્રિકુરાગુડી** બહુ નાનું ગામ છે. અહીં કેળાં ને નાળિયેર મળે છે. અહીં પણ રાજાની ધર્મશાળા છે.

**છોટેનારાયણ**થી આગળ ચાલતાં અંગ્રેજ સરકારના રાજ્યની હદ પૂરી થાય છે અને ત્રાવણકોર રાજ્યની હદ શરુ થાય છે : અહીં ત્રાવણકોર રાજ્યનું જકાતનાકું છે એટલે પ્રત્યેક પ્રવાસીના સામાનની તપાસ થાય છે, પણ જરાય પજવણી નથી.

અંગ્રેજ સરકારના રાજ્યની હદ વટાવીને અમારી મોટરબસે ત્રાવણકોર રાજ્યની હદમાં પ્રવેશ કર્યો અને સીધા બપોરના લગભગ ૧ ક. ૩૦ મિ. એ અમે **કન્યાકુમારી** ( **કેપકોમો-રિન** ) પહોંચ્યા : એટલે **તોતાદ્રીથી કન્યાકુમારી** પહોંચતાં લગભગ બે કલાક લાગ્યા.

કન્યાકુમારી ( કેપ કોમોરિન )માં ત્રાવણકોરના મહારાજાની વિશાળ ધર્મશાળા છે : તેમાં મેં ઉતારો કર્યો અને ત્યાં થોડી વિશ્રાંતિ લઇને સ્વસ્થ થયો.

આ ધર્મશાળામાં ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રાંતોમાંથી ઘણાં યાત્રિકો આવીને ઉતર્યાં હતાંઃ બંગાલી, નેપાલી, સિંધી, પંજાબી, મદ્રાસી, ગુજરાતી, દક્ષિણી, હિંદુસ્તાની આદિ : છતાં સર્વેમાં આર્ય સંસ્કૃતિનું સામ્ય જણાઇ આવતું—એકજ ભાવના, એકજ ધ્યેય, એકજ આચાર… !

પછી મને ત્યાં એક ગોર મારાજ મળી ગયા. એ ગોર મારાજ હતા તો નાની ઉમરના, પણ વિનયી ને ચાલાક હતા : એટલે મને માર્ગદર્શક ને માહિતીદાતારૂપે ઉપયોગી થઇ પડ્યા.

———:०:———

## અભિલાષનાં આંસુ

[લેખકઃ—શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર]

"જ...ય...ના...થ..." આ જયશબ્દો એક રુગ્ણશય્યામાંથી ઊઠી રહ્યા હતા. આ શબ્દો માંદાં એવાં એક બ્હેનના હતા એ શબ્દોમાં માધુર્ય હતું... કોમળતા હતી. એ શબ્દોના શાંત ઉચ્ચારણ પાછળ શરીરની અશક્તિ છતાં આત્માનું ઓજસ્ ઝણઝણી રહ્યું હતું

એ રુગ્ણશય્યામાં એ માંદાં બહેન અઢેલીને શાંતિથી બેઠેલાં હતાં અને આસપાસ બીજાં સેવાવ્રતધારી બહેનો બેઠા હતાં સૌનાં મુખપર વિષાદની છાયા હતી. શિશિરઋતુની એ સાંજ હતી, અને સર્વત્ર શાંતિ પ્રસરેલી હતી...સેવાવ્રતની સુવાસ પમરી રહી હતી.

થોડીવાર પછી માંદાં એવાં એ બહેન શક્ય એટલાં સ્વસ્થ થઈને પોતાની આસપાસ બેઠેલાં બહેનોને સંબોધીને શાંતિથી બોલવા લાગ્યાં —

"બહેનો...! મારા આ માંદા દેહમાંથી પ્રાણ ઊડી જાય તે પહેલાં મારુ અંતર તમારી સૌની આગળ આજે ઠલવવા વૃત્તિમાં વેગ આવ્યો છે.

તમો સૌ એ તો જાણો છો કે આપણા નાથપ્રભુના ઉપદેશને આપણા જીવનમાં ઉતારવાના ઉદ્દેશથી આપણે સૌ ભદ્રશિલા ના શાંત તટપર ખાસ બહેનો માટે નિર્મિત થયેલા આ આનંદાશ્રમમાં વર્ષોથી આવીને વસ્યાં છીએ.

સ્ત્રીશરીરનું સંરક્ષણ બન્યું રહે, સ્ત્રીત્વની શુદ્ધતા જળવાઈ રહે, ને સ્ત્રીશરીરધારી જીવાત્માઓને પણ મુક્તદશા સુલભ થાય એ કરુણાળુ હેતુથી નાથપ્રભુએ આ આનંદાશ્રમ નિર્માણ કરાવવા કૃપા કરી છે

પુરુષોની પેઠે સ્ત્રીઓએ પણ શનૈઃશનૈઃ પશુભાવમાંથી ને પશુકર્મમાંથી નિવૃત્ત થવા પ્રયત્નશીલ રહેવું જોઈએ અને પરમાત્મદર્શન પામી કૃતાર્થ થવું જોઈએ એમ નાથપ્રભુ વારંવાર પ્રબોધતા નહોતા શું?

ગાર્ગી, મૈત્રેયી, મીરાંબાઈ આદિ આપણા સ્ત્રીસમાજની આદર્શ વિભૂતિઓ અમરજ્યોતિઓ...એ અમરજ્યોતિઓના પરમ એવા પ્રકાશની પરિછાયાતળે આપણે પણ આપણાં જીવન ઉજાળી શકીએ-ઉન્નત કરી શકીએ-કૃતકૃત્ય થઈ શકીએ...!

આપણાં સ્ત્રીશરીર હોવાથી તેમાં માતા થવાની સ્વાભાવિક એવી ઘાટી વાસના છે...આપણા અંતઃકરણમાં સ્ત્રીત્વના સંસ્કારો ભર્યા છે...સ્ત્રીસુલભ એવી અહંતા ચિદાભાસમાં પોષાય છે. એ વાસનાનો ક્ષય થાય, એ સંસ્કારો વિરલ થાય, ને એ અહંતા નિર્બીજ થાય એવી સાધનકલા નાથપ્રભુની પાવનસેવામાંથી આપણને પ્રાપ્ત નથી થઈ શું?

શરીરઇંદ્રિયોના વિકારોના શમનમાટે કૃચ્છ્ર ચાંદ્રાયણઆદિ વ્રતો કરવાં... અંતઃકરણની શુદ્ધિ ને બુદ્ધિની સૂક્ષ્મતા સાધવામાટે નિત્ય નિરંતર સૂર્યોપાસન ને સ્વાધ્યાયનું પરિશીલન કરવું...ધ્યાનયોગના અભ્યાસનો ધીરજ ને દૃઢતાપૂર્વક પરિપાક કરવો: આ આપણામાટેનો નાથપ્રભુનો આજ્ઞાક્રમ આપણસૌને સ્મરણમાં છે ખરો? ને તદનુસાર આપણે સૌ વર્તીએ છીએ ખરાં? એ આપણે પ્રત્યેક આપણી જાતને દરરોજ પૂછતા રહેવું જોઈએ.

આપણી માતૃભાષા ગુજરાતી છે એટલે એનું સંગીન જ્ઞાન આપણ પ્રત્યેક બહેનને સરળતાથી મળે એવી સુંદર વ્યવસ્થા આપણા આ આનંદાશ્રમમાં છે... હિંદીભાષા ને સંસ્કૃતભાષાસાથે પરિચય સાધી શકીએ એવો પ્રબંધ પણ આપણા આ આનંદાશ્રમમાં છે...આશ્રમજીવનમાં ઉપયોગી એવાં ફૂલઝાડ ઉછેરવાની કલા, શીવણકલા ને શરીરસ્વાસ્થ્યકલા પણ સાધ્ય થાય એવી વ્યવસ્થા પણ આપણા આ આનંદાશ્રમમાં છે.

સ્વચ્છતા, સુઘડતા ને સુવ્યવસ્થિત એ તો આપણા આનંદાશ્રમના પ્રાથમિક પાઠો છે. આપણા આશ્રમજીવનના બીજમંત્રો છે.

ગીતા, ભાગવત, રામાયણ ને નાથપ્રભુપ્રણીત પુસ્તકો એ આપણા સ્વાધ્યાયગ્રંથો...અને...નાથકાવ્યો, કાવ્યદોહન આદિ આપણા ભજનગ્રંથો...!

યોગાસનો, સૂર્યનમસ્કાર ને આરોગ્યવર્ધિની એ આપણું સ્વાસ્થ્ય જાળવી રાખવામાટેનાં સુંદર એવાં સાધનો...!

સાત્ત્વિક આહારવિહાર, સદ્વાચન, સુવિચાર ને સત્સંગ એ આપણી આત્મસુધારણાનાં આવશ્યક અંગો...!

આત્મસુધારણામાટે નાથપ્રભુનો વારંવાર પ્રધાનપણે ઉપદેશ...!

આપણે કૃતાર્થ થવું ને આપણાં બીજાં બહેનો પણ કૃતાર્થ થાય એ માટે પણ પ્રયત્નશીલ રહેવું એ ઉદ્દેશથી નાથપ્રભુએ આ આશ્રમસંસ્થા સ્થાપન કરી છે અને આપણે એ આશ્રમજીવન સ્વીકાર્યું છે એટલે નાથપ્રભુના પરમકલ્યાણપ્રદ એ ઉપદેશની સિદ્ધિને અર્થે આપણે પ્રાણાંત નિશ્ચયથી સતત મંડયા રહેવું જોઈએ...!

બહેનો...! હું આજે અધૂરી આશાએ જાઉં છું...મારા અંતરના અભિલાષની આ આંસુકથા છે...નાથપ્રભુના શાંતિસંદેશનું સંકલન ને સંપ્રસારણ એ મારું જીવનધ્યેય હતું...એ ધ્યેય કાર્ય અપૂર્ણ રહે છે એથી મારું અંતર વલોવાય છે...પણ હવે છેલ્લી ઘડીએ શું થાય ?...તમારી સૌની કર્તવ્યનિષ્ઠામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે એટલે મારું એ જીવનકાર્ય તમો સૌને સોંપતી જાઉં છું... જયનાથ, જયપ્રભુ...જન્માંતરે જરૂર મળશું ને કાર્યસિદ્ધિ કરશું, હો...!..."

આમ બોલતાં બોલતાં માંદાં એવાં એ બહેન અચાનક શાંત થઇ ગયાં એટલે પાસે બેઠેલાં બહેનો ઉભાં થઇને તેમના શરીરને તપાસવા લાગ્યાં તો હાથપગ ઠંડા પડતા જતા હતા, નાકની દાંડી શીતળ થતી જતી હતી, શ્વાસોચ્છ્વાસ ધીમા પડતા જતા હતા...છતાં પ્રણવનો સૂક્ષ્મનાદ અંદરથી ઊઠી રહ્યો હતો...!

———:०:———

## વાળકોને માટે

[ લેખકઃ—શ્રી૦ દયાળસિંહ લાલસિંહ ઠાકોર. ]

[ ૫ ]

આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી. આ પાંચ ભૂતો છે.

એને પંચભૂત કે પંચમહાભૂત પણ કહે છે.

આ પાંચ ભૂતો ભેળા થાય છે તે પંચીકરણ કહેવાય છે.

જગત્‌ના સઘળા પદાર્થો આ પાંચ ભૂતોના બનેલા છે.
આપણું શરીર પણ આ પાંચ ભૂતોનું બનેલું છે.
પૃથ્વી જલને આધારે છે, જલ તેજને આધારે છે, તેજ વાયુને આધારે છે, વાયુ આકાશને આધારે છે, આકાશ માયાને આધારે છે ને માયા બ્રહ્મને આધારે છે.
એટલે સઘળાંનો સાચો આધાર બ્રહ્મ છે. એ બ્રહ્મ પરમસુખરૂપ છે.
આથી બ્રહ્મને જે અનુભવે તે પરમસુખી થાય છે.
હવે બ્રહ્મને શી રીતે અનુભવવું એ શાસ્ત્ર ને સદ્‌ગુરુ શીખવે.

———(ॐ)———

## ॥ श्रीगुरुपूर्णिमा यानें चातुर्मास ॥

[ લેખકઃ અંબાલાલ તુલજારામ-જંબુસર. ]

પ્રિય આત્મબંધુઓ અને બ્હેનો !

ચાતુર્માસ આ એક મુમુક્ષુ સ્ત્રીપુરુષોનું મહાન્ વ્રત છે. ચાતુર્માસના નિયમો પાળવાથી શારીરિક તંદુરસ્તી ઉપરાંત મહાન્ ધર્મલાભ થાય છે, મહાન્ પુણ્ય થાય છે. ચાતુર્માસ એ મુમુક્ષુઓની સીઝન છે. સીઝનમાં જેમ વેપારીઓ વિવિધ પ્રકારે ધંધો કરી દ્રવ્ય સંપાદન કરવા મચી પડે છે તેમ ચાતુર્માસમાં જિજ્ઞાસુઓ ખાસ ધર્મસાધન કરી પુણ્ય સંપાદન કરી લ્યે છે.

ચાતુર્માસનું વ્રત આષાઢ સુદિ ૧૧થી આરંભ થઈ કારતક સુદિ ૧૧ શે સમાપ્ત થાય છે.

ચાતુર્માસનું વ્રત બનીશકે તો પોતાના સદ્‌ગુરુજીના સ્થાનમાં, વા દેવમંદિર કે તીર્થસ્થાનમાં વા પોતાના ઘેર પણ થઈ શકે છે.

### ચાતુર્માસના નિયમો.

બ્રહ્મચર્યઃ—ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत। બ્રહ્મચર્ય અને તપવડે દેવોએ મૃત્યુને જીતી લીધું, મુમુક્ષુઓએ વીર્ય ધારણારૂપી બ્રહ્મચર્ય પાળવું. બ્રહ્મચર્ય પાળનારના મન ઇન્દ્રિઓ વશ રહે છે, શરીર સુદૃઢ બને છે જેથી પરમાત્મપ્રાપ્તિનાં સાધનો ઉત્સાહપૂર્વક કરી શકે છે. "यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति" પરમાત્માની પ્રાપ્તિને ઇચ્છનારા બ્રહ્મચર્યનું પાલન કરે છે, માટે શુદ્ધ બ્રહ્મચર્યની અનિવાર્ય અગત્ય છે.

૨ આહારઃ—"आहार शुद्धौ सत्त्वशुद्धिः" સંયમી જીવનવાળાને ખાનપાન સાત્વિક અને નિયમિત રાખવાની ઘણીજ અગત્ય છે.

ચાતુર્માસમાં ભોજન એકવેળા લેવાનું હોય છે. ભોજનમાં બહુ મરચાં તથા બહુ તેલવાળા પદાર્થો નહિ લેવા—અને લસણ ડુંગળી આદિ તમોગુણવર્ધક પદાર્થો તો યાવત્ જીવન નહિ લેવા જોઇએ. સાંજ સવારે દૂધ વા ફળફળાદિ લઈ શકાય, જેથી શરીરનું આરોગ્ય સચવાઈ રહે.

ભજન ધૂન સત્સંગઃ—ચાતુર્માસના નિયમોવાળાએ ખાસ સૂર્યોદય પહેલાં ઊઠી સંધ્યાદિક કર્મોથી પરવારી પ્રભુનું માનસિક ધ્યાનપૂજન જપાદિ વિશેષ કરવું. કહ્યું છે કે "ઘડી ઘડી ઈશ્વરનું ધ્યાન, સાંજસવાર ને મધ્યાન."

ઘણાં ઘણું કહે શું થાય, ભવતરવાનો એજ ઉપાય."

બાકીના સમયે સત્સંગ કે સદ્‌ગ્રંથોનું વાંચન કરવું. સત્પુરુષોની સેવા કરવી. દાન કરવું ઇત્યાદિ.

सत्सङ्गेन परं प्राप्य दुस्तरं, तरतेऽचिरात्।
तस्मादतिप्रयत्नेन सत्सङ्गं सततं कुरु॥

બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુના સમાગમે કરીને પરમાત્માને પ્રાપ્ત થઇને દુઃખે કરી તરી શકાય

એવા સંસારને જલદી પાર થવાય છે, માટે ખંતરાખી હંમેશ સત્સંગ કરો. **સત્સંગ** = ત્રિકાળ અબાધ્ય એવું સત્સ્વરૂપ જે આત્મા તેનો સંગ જે દ્વારા થાય તે સત્સંગ.

### સદ્ગ્રંથોનું વાચન

જે મનુષ્યો સદ્ગ્રંથો વાંચે અને વિચારે તેને પણ જ્ઞાનનો લાભ થાય છે, અને પરમાત્મામાં નિષ્ઠા વધે છે. તેનું અજ્ઞાનતિમિર નાશ પામે છે, માટે ચાતુર્માસ કરનારે ખાસ ધ્યાન રાખીને સમયનો સદુપયોગ કરી લેવો અને સાંજે પણ સ્નાનસંધ્યાદિ પ્રભુભજન કરી શયન કરવું. પ્રભુમય જીવન કરવાથી પ્રભુ સંભાળ રાખશે, માટે અવશ્ય નિયમો લઈ તે નિયમો પાળીને આત્મોન્નતિ કરી લેવી. કહ્યું છે કે:—

"बडेभाग्य मनुष्य तनु पावा, सुरदुर्लभ सद्ग्रंथन गावा ।
साधनधाम मोक्षकरद्वारा, पाई न जेहिं परलोक संवारा ॥"

અત્યંત ભાગ્યવડે મનુષ્ય શરીર પ્રાપ્ત થયું છે. તે દેવતાઓને પણ દુષ્પ્રાપ્ય છે આ વાત સારા સારા ગ્રંથોમાં કહેલી છે. આ શરીર મોક્ષના સાધનોનું સ્થાન છે તથા મોક્ષનું દ્વાર છે. તેને પ્રાપ્ત કરીને જેણે પરલોક સાધ્ય ન કર્યો.

"सो परत्र दुःख पावहिं, शिर धुनि धुनि पछिताई ॥"

તે મનુષ્ય અંતે પરલોકમાં દુઃખ પામે છે તથા માથું ધુણાવી ધુણાવીને પસ્તાવો કરે છે, માટે માનવું તે સત્ અને કરવું તે અડગ.

ચાતુર્માસનું વ્રત કરનારને અનાયાસે ઇન્દ્રિયનિગ્રહ થાય છે. સહેજે સહેજે અપાર જેવો ભવસાગર તરી જવાય છે અને સહેલાઈથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે, માટે દરેક બંધુબહેનોને ચાતુર્માસનું વ્રત કર્તવ્ય છે.

### " ગુરુપૂર્ણિમા "

ચાતુર્માસનું વ્રત શ્રીસદ્ગુરુસાથમાં કરનારને અનેક લાભ ઉપરાંત એને મુખ્યલાભ તો ગુરુપૂર્ણિમાનો થાય છે. સદ્ગુરુબંધુઓની સાથે પ્રત્યક્ષ શ્રીગુરુપૂજનનો લાભ થાય છે; અને સાથે સાથે ગુરુબંધુઓનો મેળાપ ને સત્સંગ થાય છે. એક બીજા સાથે પ્રીતિ થાય છે, અને સંગને લઈને ભજનાદિ વધુ થાય છે.

કહ્યું છે કે:—

" ડહ્યા ડહાપણ મૂકી દે, સદ્ગુરુને શરણે જઈ રહે,
વચન તણો રાખી વિશ્વાસ; કુકલ્પનાનો કરજે નાશ.
ઉપાધિથી અળગો રહે, ડહ્યા ડહાપણ મૂકી દે. "

શ્રીભગવાને પણ શ્રીમુખે કહ્યું છે કે:—

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं, प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरितं, पुमान् भवाब्धिं न तरेत्स आत्महा ॥

શ્રેષ્ઠ એવો મનુષ્યદેહ જે સુલભ છતાં અત્યંત દુર્લભ છે, તે મજબુત નૌકારૂપ છે તથા તેને ગુરુરૂપી ખલાસી છે, આ દેહ-પવનરૂપી ( જે હું તે મ્હારી ) કૃપાથી પ્રેરાયેલો હોવા છતાં જે મનુષ્ય સંસારને તરતો નથી તે આત્મઘાતી છે. ( શ્રીમદ્ભાગવત. )

સદ્ગુરુની અનિવાર્ય અગત્ય છે. "ગુરુ વિના જ્ઞાન નહિ" "ગુરુબિન ભવનિધિ તરે ન કોઈ, જો વિરંચી શંકર સમ હોઈ." બ્રહ્મા અને સદાશિવ જેવડા મોટા હોય તેમને પણ સદ્ગુરુની જરૂર છે. જેને માથે સદ્ગુરુ છે તે યથાશક્તિ સાધન કરતો છતો નિર્ભય છે. કૃત-

ફલ છે કહ્યું છે કે—

आस्ते दैशिकचरण निरवधिरारते तदीक्षणे करुणा।
आस्ते किमपि यदुक्तं, किमतः परमस्ति जन्मसाफल्यम् ॥

(श्रीशंकराचार्य)

જે મારા સદ્ગુરુશ્રીનું ચરણકમલ મારા મસ્તકપર છે, તેમના અવલોકનમાં જે મારા ઉપર અનવધિ કૃપા છે, અને જે તેમણે જે કાંઇ પણ ઉપદેશેલું છે તે મારા હૃદયમાં છે તો આનાથી વધારે મારા જન્મનું સફલપણું શું છે? શ્રીસદ્ગુરુમહિમાનો પાર નથી અને એમની અમોઘ કૃપાનો પણ પાર નથી, તેથીજ શ્રીસદ્ગુરુઋણમાંથી મુક્ત થવાની ઇચ્છાથી આપણે શ્રીગુરુસ્થાનમાં વા પોતાને ઘેર એકઠા થઇ શ્રીગુરુપૂર્ણિમામહોત્સવ કરીએ છીએ, અને શ્રી-ગુરુપૂજન કરી આનંદ લઇએ છીએ

પદ

ગુરુગમ એવી જડે સાધુભાઇ! ગુરુગમ એવી જડે,
પથ્થર લાદી પાર ઉતરિયે, અગમતણી ગમપડે
સાધુભાઇ ગુરુગમ એવી જડે૦
પાનાને પોથાં છોડાવી, અગમ કળા કે આપે!
બ્રહ્મપદે બેસાડીને, હાં છેલ્લે તખતે થાપે!
સાધુભાઇ ગુરુગમ એવી જડે૦

વારંવાર મહાપુરુષો गुरुकृपा हि केवलं વદે છે પોતામાં જે કંઇ ઉત્કૃષ્ટતા અનુભવાય છે તે કેવલ ગુરુકૃપાનુંજ ફલ માને છે જ્ઞાન, ધ્યાન, ભજનાદિ શ્રી ગુરુની કૃપા હોય તોજ ફળે છે. શ્રી પ્રીતમદાસે હરિનો રસ શ્રીસદ્ગુરુ પાસેથીજ માગ્યો છે

પદ–દોહા

"સદ્ગુરુને ચરણે નમું, માગુ પ્રેમ પ્રમાદ,
દયા કરીને દીજીએ, હરિરસ અમૃત સ્વાદ ૧
વાણી શકે નહિ વર્ણવી, સદ્ગુરુ કેરૂં સ્વરૂપ,
મન બુદ્ધિ પોંચે નહિ, ઉપમા રહિત અનુપ ૨
પ્રથમ પુરણ પ્રેમસુ, વદુ સદ્ગુરુ ચરણ;
તાપ ટળે સમારના, મટે જન્મ ને મરણ ૩

શ્રી સદ્ગુરુ ઉપર વિશ્વાસ પ્રગટે કે પ્રભુ પ્રાપ્તિનો માર્ગ ટૂંકો સરલ અને અનુકૂળ બની જાય છે

લ્હારા મનમા પોથી ગોખી જનક વિદેહી બનવું,
અનભેું ઘર આવ્યુ, ભાઇ! તારુ ચડી ઝઝવુ
સાધુભાઈ ગુરુગમ એવી૦
દેહ ધારી પ્રભુ મૂર્તિ મળજો સ્નેહ માત્રની સ્નેહી
પ્રભુનું ઘરએ ખરુ બતાવે! નાચ નચાવે થેઈ થેઈ
સાધુભાઈ ગુરુગમ એવી જડે૦
ધણીના ઘરનું ધીંઆણુ જે જાણે તે શુ બોને?
મુનિ થઈને મહાલે સાગર, ખેલ અખેલા એને
સાધુભાઈ ગુરુગમ એવી જડે૦



શ્રી ગુરુની સેવાદ્વારા તેમની કૃપા સંપાદન કરી મુમુક્ષુઓએ ભવસાગરથી પાર થવું જોઇએ. શ્રીગુરુપૂર્ણિમા એ મુમુક્ષુઓનો દિવ્ય દિવસ છે. તે દિવસે ગુરુબંધુઓ શ્રીગુરુનું ભજનપૂજન કરી અમૂલ્ય લ્હાવો લે છે. તેમનું જીવન ધન્ય છે, તેઓ કૃતકૃત્ય છે. સૌ કોઇ બંધુઓ શ્રીગુરુભજનનો લાભ લઇ, એમના સદ્‌ગ્રંથોનું અવલોકન કરી ગુરુપૂર્ણિમામહોત્સવ ઉજવશો ને જીવનનો ધન્ય લ્હાવો લેશો. ઇતિશિવમ્.

———:o:———

## विवेकविचार

(લેખકઃ શ્રી. માણિકચવર્મા.)

(અનુસંધાન ગતાંક ૧૨ ના પૃષ્ઠ ૩૦૯થી)

### દોહરા

દાન અને વરદાન દે, બહુવિધ માનવ દેવ;
દ્રવ્ય પુત્ર કે રાજ્ય દે, કરે જો સાચી સેવ. ૭
નિજ પાસ જે હોય તે, સઘળું દે નહિ એહ;
રાખી વાડ કરે બધા, જે છે આપ સદેહ. ૮
પણ નિજપદને આપતા, પ્રભુજી હાથોહાથ;
રાખી વાડ કરે નહિ, એક વિશ્વના નાથ. ૯
ઉદાર અન્ય ન એહસમ, વરદ નાથ પરમેશ;
પૂરે ઈચ્છા સર્વની, માયાનાથ મહેશ. ૧૦
માયાજન્ય પદાર્થમાં, ધણી ન બે જણ હોય;
પણ પ્રભુજીના સ્વરૂપમાં, ધણીપણું સૌનું સ્હોય. ૧૧
અદ્‌ભુત કેવી વાત આ, સૌનું એક સ્વરૂપ;
છતાં કાંઈ તકરાર નહિ, પ્રભુનું સ્વરૂપ અનુપ. ૧૨
પેસી પ્રભુના સ્વરૂપમાં, સરખો લે આનંદ;
ઇચ્છે તે સઘળા જનો, કશો ન જ્યાં છે ફંદ. ૧૩
નહિ પોતાનું પારકું, સૌને સાચી છૂટ;
હક સરખો સૌનો રહ્યો, જ્યાં નહિ લૂંટાલૂંટ. ૧૪
અદ્‌ભુત ખોળો પ્રભુતણો, જ્યાં બેઠા સૌ જીવ;
સૌને રાખ્યા નિજરૂપે, એવા અનુપમ શિવ. ૧૫
અનેક યુગ વીત્યા છતાં, ઘટ્યો ન આનંદ અલ્પ;
ઘટશે નહિ કદી ભવિષ્યમાં, પ્રભુનો આનંદ સ્વલ્પ. ૧૬
વિનાશીમાં તું પડી રહ્યો, એ તો ભારે ભૂલ;
વૃદ્ધ થયો સમજ્યો છતાં, હજી ચાલે કાં ધૂળ? ૧૭

(ચાલુ)

× × × ×

———:o:———

## श्री आनंदाश्रम-समाचार.

(જેઠ માસ)

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેકઃ**—આ માસમાં શ્રીમાન્ શેઠ દામોદરદાસ માધવજીભાઈ-મુંબઈવાળા તરફથી એક લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક, શ્રી ગાંડાલાલ બહેચર ઢાંકવાળા તરફથી એક રુદ્રાભિષેક તથા શ્રી મોનજી જાદવજીનાં સાસુ બેન વાલીબાઇ કરાંચી તરફથી એક લઘુરુદ્ર કરાવવામાં આવ્યા હતા.

**મુખ્ય ભેટઃ**—રૂ. ૫૮-૧૩-૬ શ્રી કરાંચી-આનંદાશ્રમમાં સં. ૧૯૯૬ના કાર્તિકથી વૈશાખ સુધીમાં સાત માસમાં ભેટના આવ્યા. હા. શ્રી કૃષ્ણદાસ શ્યામજી-કરાંચી. રૂ. ૧૫૦-૦-૦ શ્રી કરાંચી આનંદાશ્રમના સં. ૧૯૯૫ના ૭ માસની ઉપજના આવ્યા. હા. શ્રી. કૃ. શ્યા. કરાંચી. ૧૦-૪-૦ શ્રી. ભાલચંદ્ર નાથારામ-સીગામ. ૧૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૧૦-૪-૦ બેન સરદારકુંવરબા-મહેલોલ. રૂ. ૪૩-૦-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકાર ને તેમનું કુટુંબ-જુનાગઢ. રૂ. ૯૫-૫-૦ મુંબઈનિવાસી એક ગૃહસ્થ. રૂ. ૨૫-૦-૦ મુંબઈનિવાસી એક ગૃહસ્થ. રૂ. ૧૬-૦-૦ ગં. સ્વ. જડી બહેન તથા ગં. સ્વ સવિતાબહેન તે સદ્ગત ત્રિવેદી ગૌરીશંકર ભાઇશંકરનાં પત્નીઓ તરફથી સપ્તાહ નિમિત્તે ભેટ-જોરાવરનગર. રૂ. ૨૪-૦-૦ શ્રી. મંગળપ્રસાદ ત્રિભુવનરાય છાયા-કરાંચી તથા શ્રી હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ-માંગરોળ ને તેમનું કુટુંબ. રૂ. ૧૪-૪-૦ મુંબઈમાં શ્રી શંકરજયંતીના દિવસે પૂજ્યપાદ શ્રી સદ્ગુરુદેવનું પૂજન થતાં સાધકો તરફથી હા. શેઠ દામોદરદાસ માધવજીભાઈ-મુંબઈ. રૂ. ૧૬-૮-૦ મુંબઈમાં ગત શ્રીનૃસિંહજયંતિના દિવસે પૂજ્યપાદ શ્રી સદ્ગુરુદેવનું પૂજન થતાં સાધકો તરફથી હા. શ્રી શેઠ દામોદરદાસ માધવજી-ભાઈ-મુંબઈ

**ભોજન અને થાળઃ**—આ માસમાં નીચેના બંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રી દક્ષિણામૂર્તિ સ. ધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૮-૬-૯ શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા-વાંકાનેર. રૂ. ૧૬-૦-૦ શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેસાઈ-માંગરોળ. રૂ. ૨૨-૮-૦ મુંબઈનિવાસી એક ભક્તજન. રૂ. ૧૧-૦-૦ સદ્ગત શેઠ રવજી દેવજી ગાંધી-હા. ગં સ્વ. બેન મોંઘીબહેન-જામનગર. રૂ. ૧૬-૦-૦ શ્રી પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ.

ઉપરાંત આ માસમાં નીચેના બંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા —

રૂ. ૧-૪-૦ શ્રી. કૃષ્ણદાસ શ્યામજી-કરાંચી. રૂ. ૨-૧૩-૦ શ્રી. ઉપેંદ્રસિંહ કરણસિંહ ઠાકાર-રંગુન (બે થાળ). રૂ. ૧-૪-૦ શ્રી. જયંતીલાલ દેવશંકર-વાંકાનેર. રૂ ૧-૪-૦ શ્રી. શિવલાલ બહેચરલાલ-ઢાંક. રૂ. ૧-૪-૦ શ્રી. કાનજી કરસનજી-ખીલખા. રૂ. ૧-૪-૦ શ્રીમતી બેન ગંગાબાઇ મૂળજી-લીંબડી. રૂ. ૧-૪-૦ શ્રી. વલભસિંહ માનસિંહ-કુંતિયાણા. રૂ. ૧-૪-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૩-૧૨-૦ શ્રી. મોનજી જાદવજીનાં સાસુ બેન વાલીબાઈ-કરાંચી (૩ થાળ) રૂ. ૧-૪-૦ મુંબઈના એક ભક્ત. રૂ. ૧-૪-૦ બેન પ્રભાવંતીબેન-જૂનાગઢ. રૂ ૫-૦-૦ શ્રી. ઈશ્વરલાલ ધનેશ્વર ભટ્ટ-લીંમડી. (ચાર થાળ). રૂ. ૧-૦-૦ શ્રી શિવશંકર દયાળજી વ્યાસ-પીપલાઈ. રૂ. ૧-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ-ખીલખા.

રૂા. ૧-૪-૦ બેન મધુકાંતા કૃપાશંકર લીંબડી. રૂા. ૧-૪-૦ શ્રી. બાલકૃષ્ણ વીરચંદ-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ ગં. સ્વ. બેન જડીબેન તથા ગં. સ્વ. બેન સવિતાબેન-જોરાવરનગર. રૂા. ૧-૪-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ.

નીચેના ગૃહસ્થો તરફથી અખંડદીપક નિમિત્તે રકમ આવેલી છે:—

૦-૪-૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ-કુતિયાણા. ૦-૬-૦ બેન વાલીબાઈ-કરાંચી. ૦-૪-૦ શ્રી. ગાંડાલાલ બેચરલાલ-ઢાંક. ૦-૪-૦ બેન પ્રભાવંતીબેન-જૂનાગઢ. રૂા. ૨૫-૦-૦ વરતેજનિવાસી શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી તેમના સદ્‌ગતપુત્રો ચિ. મનુભાઈ તથા ચિ. કામજિતના આત્મકલ્યાણાર્થે અખંડદીપકના ઘૃતનિમિત્તે મળ્યા. સં. ૧૯૯૬ના જેઠ માસ સુધીના. (બે વર્ષના.) ૦-૪-૦ શ્રી. મોહનલાલ કાનજી-બંધાળા. ૦-૪-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ.

---

## પરચુરણ ભેટ

આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથના દર્શનસત્સંગાર્થે આવેલા બંધુબહેનો તરફથી તથા મનીઑર્ડર દ્વારા નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છે:—

રૂા.આ.પા.

૧-૦-૦ ધ્ર. શ્રીઆત્મપ્રકાશજી-મોજીદડ
૦-૫-૩ હંસરાજ રવજી-રાણાવાવ
૦-૫-૩ વિ. પ્રભાશંકર વ્રજલાલ-ગલસાણા
૧-૦-૦ શંકરજયંતીના દિવસે જંબુસરમાં પૂજ્યપાદશ્રીનું પૂજન થતાં સાધકો તરફથી ભેટ હા. અંબાલાલ તુલજારામ જાની
૦-૪-૦ ભણુશાળી કાનજી દેવજી
૨-૦-૦ મગનલાલ લલુભાઈ-સુરત
૧-૦-૦ શ્રી. ઇચ્છારામ કૃષ્ણદેવ-સીગામ
૧-૪-૦ બેન જડીબાઇ કરુણાશંકર-જોરાવરનગર
૦-૪-૦ ,, મણિબાઈ પ્રાણજીવન ,,
૦-૧૨-૦ ,, ભાનુમતી અંબાશંકર ,,
૦-૮-૦ શિવપ્રસાદ રામેશ્વર દવે ,,
૦-૮-૦ વસંતરાય ચંદુલાલ ,,
૧-૪-૦ શ્રી જયંતીલાલ દેવશંકર-વાંકાનેર
૧-૦-૦ ,, મગનલાલ રામજી જોશી-આંકોલવાડી
૧-૦-૦ ,, લક્ષ્મીશંકર જટાશંકર મોજીદડ
૦-૮-૦ ,, જશવંતરાય ભાનુશંકર ,,
૦-૪-૦ શ્રી. ધનેશ્વર દેવકૃષ્ણ-જૂનાગઢ
૧-૪-૦ બાઇશ્રી કસુબાઈ-બીલખા
૦-૪-૦ બેન સુબજીબા ,,
૧-૦-૦ ,, સવિતાબાઈ વિઠ્ઠલભાઇ જોરાવરનગર
૧-૦-૦ ,, નિર્મળાબાઇ લક્ષ્મીશંકર ,,
૧-૦-૦ શ્રી પદ્મશંકર અંબાશંકર ,,
૦-૪-૦ બાબુભાઈ વલ્લભદાસ-જૂનાગઢ
૦-૨-૦ બેન કસ્તુરબાઈ જેશંકર-બીલખા
૧-૪-૦ બેન મહાલક્ષ્મી નરભેરામ-રાજકોટ
૦-૪-૦ સંતોકબાઈ- બીલખા
૨-૧૨-૦ શ્રી. ગાંડાલાલ બેચરલાલ મહેતા ને તેમનું કુટુંબ-ઢાંક
૦-૮-૦ શ્રી. કલ્યાણસિંહ ભવાનસિંહ-જૂનાગઢ
૩-૦-૦ ,, અંબાશંકર ભાઇશંકર-જોરાવરનગર
૦-૮-૦ બેન પ્રભાવંતીબેન-જૂનાગઢ
૦-૮-૦ ધ્ર. દલપતરામ પ્રભુરામ રાવળ
૩-૦-૦ બેન ગુલાબબેન-માંગરોળ
૦-૨-૦ ,, મણિબહેન-બીલખા
૪-૦-૦ ,, પદ્મશંકર અંબાશંકર તથા તેમનાં પત્ની-વડોદરા

૦-૪-૦ વોરા પ્રાણશંકર ગોરાભાઈ-માંગરોળ
૦-૪-૦ શ્રી. હરજી કરશન-ધીણુડા
૧-૪-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-(પ્રભુશ્રીને વસ્ત્ર ધરવા નિમિત્તે.) માંગરોળ
૮-૦-૦ ગં. સ્વ. બહેન જડીબાઈ તથા બેન સવિતાબાઈ-જોરાવરનગર
૪-૦-૦ શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ
૨-૦-૦ બેન મણિબાઈ-જોરાવરનગર
૦-૪-૦ શાંતિલાલ દેવશંકર-ઢાંક
૦-૮-૦ વિનોદરાય પ્રતાપશંકર-જૂનાગઢ
૧-૦-૦ ખત્રી બાલકૃષ્ણ વીરચંદ ,,
૫-૦-૦ સદ્ગત શેઠ રવજી દેવજી ગાંધી-જામનગર હા. શ્રી છગનલાલભાઈ
૨-૦-૦ શ્રી. સવજી અમરસી-આંટવા
૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ
૦-૪-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી-વડિયા
૦-૬-૦ પરચુરણ

---

## લવાજમની પહોંચ

આ માસમાં નીચેના બંધુઓ તરફથી લવાજમો મળ્યાં છે.

શ્રી. મોહનલાલ ગંગાધર વ્યાસ-ધોરાજી વર્ષ ૯
,, મકનજી નરસિંહ-રાસ ,, ,,
,, ઇચ્છારામ કૃષ્ણદેવ-સીગામ ,, ,,
,, રેવાશંકર લક્ષ્મીરામ-નેરાબર ,, ૭-૮
,, કાનજી કરશનજી-વીસાવદર ,, ,,
,, ભાનુશંકર ભાઈશંકર-વઢવાણ ,, ૮
,, જયતીલાલ ભાઈશંકર-અમદાવાદ ,, ,,
,, રામેશ્વર કુસજી દવે-જોરાવરનગર ,, ૭-૮
,, ગૌરીશંકર લીલાધર-વઢવાણ ,, ,,
,, અંબાશંકર ભાઈશંકર-જોરાવરનગર ,, ૮-૯
બેન જડીબહેન- ,, ,, ૯
શ્રી. મલભાઈ લક્ષ્મીશંકર-રાજકોટ ,, ૮-૯
,, મૂળશંકર જગજીવન-રામપુરા. ,, ૯
,, ચતુર્ભુજ ગૌરીશંકર-ઈશ્વરીયા ,, ,,
,, ભાઈચંદ દેવકરણ-સાયલા ,, ,,
,, જયશંકર કાલિદાસ-ધારી ,, ૮-૯
,, છગનલાલ દેવકૃષ્ણ ,, ,, ,,
,, ચંદુલાલ અંબાશંકર-અમદાવાદ ,, ,,
,, પદ્મશંકર અંબાશંકર-વડોદરા ,, ૯
,, લક્ષ્મીશંકર કાનજી-અમદાવાદ ,, ,,
,, બાપુભાઈ ઘેલાભાઈ-મોરબી ,, ૭-૮
,, ભાઈશંકર ગોપાલજી-દહીંસરા ,, ૮
,, રવિશંકર મોહનલાલ-હળવદ ,, ૭-૮
શ્રી. માધવજી મયારામ-રૂપાવટી વર્ષ ૭-૮
,, જમનાદાસ મોહનલાલ-માણસા ,, ,,
,, હરિકૃષ્ણ ચંદ્રેશ્વર-ઝાલોદ ,, ૯
,, હરિકૃષ્ણ મનજી-જૂનાગઢ ,, ,,
,, તુલસીદાસ રામજી-અડવાણા ,, ,,
,, લક્ષ્મીદાસ પ્રાગજી ,, ,, ,,
,, વશરામ કેશવજી રાજગોર-અડવાણા ,, ,,
,, હીરાગર કાનગર ,, ,, ,,
,, નાનજી દેવકૃષ્ણ ,, ,, ,,
,, કાવા રામજી-રાણાવાવ ,, ૭-૮
,, અનોપસંગ કાભાઈ-પખાજણ ,, ,,
,, નરોત્તમદાસ મગનલાલ-મુંબઈ ,, ,,
,, જટાશંકર નારણજી-થાંટવડ ,,
શ્રી કુમારસાહેબ અમરા ખાચર-જસદણ ૮
દરબાર લાયબ્રેરી ,, ,, ,,
શ્રી. કાશીરામ નાનજી ,, ,, ,,
,, નાગશર્મા ,, ,, ,,
,, હરિકૃષ્ણ કરુણાશંકર-વીંછીયા ,, ,, ,,
,, પોપટલાલ જીવરામ-મોટીઅણીયાળી ,,
,, શિવશંકર દયાળજી-પીલવાઈ વર્ષ ૧૦
,, ભાયાલાલ જુઠાભાઈ-નારી ,, ૭-૮
હા. શ્રી. ભાઈશંકર ધનજી દવે
,, ભગવાનજી રામેશ્વર-ભાવનગર ,, ૮

શ્રી. નારાયણરાવ પાંડુરંગ–માંડવી વર્ષ ૭–૮
,, નંદલાલ બી ગોસાઈ–પચરૂખી ,, ૯
,, દયાશંકર ભાઈશંકર–માણસા વર્ષ ૬–૭–૮
,, ભાઈશંકર પીતાંબર–કરાંચી ,, ૭–૮
,, જમશેદજી પેસ્તનજી–માહીમ ,, ૯
,, પીરોજશાહ એરચશાહ ,, ,, ,,
,, મીનોચહેર મહેરવાનજી–મુંબઇ વર્ષ ,,
,, મંચેરશાહ હોરમસજી–માહીમ ,, ,,
,, ધનજીશાહ અરદેશર–મુંબઈ ,, ,,
,, પ્રભુદાસ પાનાચંદ–કળસાર ,, ,,
,, રામભાઇ રાણાભાઇ–નવાણીયાખીજડીયા ,,
,, નથુભાઇ કરશનજી ઉપાધ્યાય–દ્વારકા ,,
,, જમનાદાસ મકનજી ,, ,,
,, મૂળશંકર નરભેરામ–મુંબઈ વર્ષ ૭–૮
,, કલ્યાણજી શંકર ,, ,, ૮–૯
,, ગોકુળદાસ ડોસાભાઈ ,, ,, ૮
શ્રી. માધવજી ગોકુલદાસ–ભેરાઈ ,, ૯
,, દરજી સવજી અમરશી–ખાંટવા ,, ૮–૯
,, છગનલાલ કાલિદાસ–રાજ્યચરાડી ,, ,,
બેન નર્મદાબાઇ જટાશંકર–રસનાળ ,, ૯
શ્રી. કાનજી દામજી–રાજકોટ ,, ,,

શ્રી. ઉપેંદ્રસિંહ કરણસિંહ–રંગુન વર્ષ ૯
,, કરણસિંહ લાલસિંહ–જૂનાગઢ ,, ,,
,, શિવસિંહ પ્રતાપસિંહ–કલકત્તા ,, ,,
,, જેકિશનદાસ રણછોડદાસ–કઠોર ,, ૮–૯
,, હરિદાસ નરસિંહદાસ–ખંભાળીયા ,, ૯
બેન હશરા ભાગવત–દેલવાડા ,, ૯
શ્રી. વિઠ્ઠલદાસ હરગોવિંદદાસ–મેસાણા ,, ,,
,, વિઠ્ઠલજી નારણજી–વડોદરા ,, ,,
,, જયંતીલાલ છોટાલાલ ભટ્ટ ઇલોલ ,, ,,
,, દેવકૃષ્ણ જાદવજી–ખીલડી ,, ,,
,, બલદેવદાસ ચુનીલાલ–માણસા વર્ષ ૭–૮
,, મણિલાલ રણછોડદાસ–પોરબંદર ,, ૮–૮–૯
બેન ગણપતિબહેન–મુંબઇ ,, ૮–૯
,, કંકુબાઈ ગૌરીશંકર–લીંબડી ,, ૯
શ્રી. પ્રેમશંકર પીતાંબર–ખાંટવા ,, ,,
,, મંગળભાઇ રણછોડભાઈ–દેલવાડા ,, ,,
,, ભીમજી વૈજનાથ જોશી–જેતપુર ,, ૭–૮–૯
,, રવિશંકર માનસંગ–જૂનાગઢ ,, ૯
,, પોપટલાલ તારાચંદ–જૂનાગઢ ,, ,,
,, અંબાશંકર ગોવિંદજી–ઉત્તરલાઈ વર્ષ ૬–૭–૮
(બાકીનાં લવાજમો આવતા માસમાં છપાશે.)

---

## श्रीबीलखा–आनंदाश्रममां मिष्टान्न भोजन आपवा संबंधी सूचनाः—

શ્રી બીલખા–આનંદાશ્રમમાં મિષ્ટાન્ન ભોજન આપવા ઇચ્છનારે નીચેની બાબતો ખાસ લક્ષમાં લેવી જોઇએ:—

૧ આનંદાશ્રમમાં સર્વેને ભોજન આપવામાં આશ્રમને રસોડે જમનારા આનંદાશ્રમના બ્રહ્મચારીઓ, વિદ્યાર્થીઓ, સાધકો, મહેમાનો તથા નોકરોનો સમાવેશ થાય છે.

૨ આનંદાશ્રમમાં નિવાસ કરતા કાર્યકરો અને નોકરોને તથા તેમના કુટુંબને ભોજન આપવાની ઇચ્છા રાખનારે તે પ્રમાણે સ્પષ્ટ જણાવવું જોઇએ.

૩ કેવળ વિદ્યાર્થીઓનેજ ભોજન આપવા ઇચ્છનારે પણ તે પ્રમાણે સ્પષ્ટ લખવું જોઈએ.

સામાન્યરીતે એક લઘુરુદ્ર કરાવવાનો રૂ. ૬–૦–૦ આંકે ખર્ચ આવે છે, અને એક રુદ્રાભિષેકનો બાર આના ખર્ચ આવે છે. થાળ અને અખંડદીપકમાટે પોતાની ઇચ્છાપ્રમાણે દ્રવ્ય મોકલી શકાય છે. ઉપરોક્ત કાર્યોમાટે નિશ્ચિત રકમ હોવાથી જો અગાઉથી તે રકમ મોકલવામાં આવે તો હિસાબ લખવામાં તથા માસિકમાં પ્રસિદ્ધ કરવામાં ને બ્રાહ્મણોને તે દિવસેજ દક્ષિણા આપવામાં વધારે અનુકૂળતા થાય.

## आपणा जीवननो एक अमूल्य अवसर

### શ્રીનાથઘાટ અને શ્રીનાથસેતુ

શ્રી ભીલખા-આનંદાશ્રમ એ આપણા શ્રીનાથપ્રભુનું પરમપાવન એવું આનંદધામ છે. આ આનંદ ધામ ગિરિવર એવા ગિરનારની છાયામાં આવેલું છે. આ ગિરનારમાંથી વહન પામતાં વામન એવાં વક્રગંગા આપણા પ્રભુના આનંદધામના પરમપાવન પાદ પ્રક્ષાલતાં વિમળ ભાવે વહે છે.

આપણા પ્રભુના સ્નાનવડે આ વક્રગંગા વિશેષ પુણ્યવંતા થયાં છે...એટલે વક્રગંગાજીના જે આરાપર આપણા પ્રભુ સ્નાન કરવામાટે પધારેલા તે આરાપર શ્રીનાથઘાટ સ્થાપન થાય એવો શુભસંકલ્પ થાય છે. સાથે સાથે વક્રગંગાપર આપણી મનુષ્યોની ને ગાયમાતાઓ આદિની આવવાજવાની સહીસલામત સરળતામાટે એક પુલ-શ્રીનાથસેતુ પણ બંધાઇ જાય એવો પણ શુભસંકલ્પ છે.

આ શુભસંકલ્પને વ્યાવહારિક સ્વરૂપ આપવું એ આપણ સૌ શ્રીનાથપ્રભુનાં બાળકોનું આવશ્યક એવું એક કર્તવ્ય છે.

આટલાં બધાં આપણ સૌ ભાઇબહેનો આટલી સેવા શા સારુ ન કરી શકીએ? ...જરૂર કરી શકીએ.

જયનાથ! જયપ્રભુ!

---

### —: परमसुखी थवाना उपाय :—

આ ગ્રંથ પૂજ્યપાદ મહાત્માશ્રીનાં વ્યાખ્યાનોના સંગ્રહરૂપ છે. ત્રણ ગુણોનું અતિક્રમણ એ આ ગ્રંથનો વિષય છે. જિજ્ઞાસુઓને માટે આ ગ્રંથ ઘેર બેઠાં પ્રત્યક્ષ સત્સંગરૂપ છે. અંતઃકરણના દોષો તજવાના ને શુભગુણો પ્રાપ્ત કરવાના વિવિધ ઉપાયો એમાં વર્ણવ્યા છે. અનેક દૃષ્ટાંતોથી આ ગ્રંથ ભરપૂર છે. ભિન્ન ભિન્ન અધિકારવાળાં સર્વ સ્ત્રીપુરુષોને આ ગ્રંથ સુહૃદની પેઠે ઉપકારક થાય તેવો છે. પરમસુખી થવાનો રાજમાર્ગ આમાં ખુલ્લો મૂક્યો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પૂજ્યપાદ મહાત્માશ્રીની છબી ગ્રંથારંભે છે. પાકું પૂંઠું, બીજી આવૃત્તિ, મૂલ્ય પોણી કિંમતે રૂ. ૦-૧૨-૦

મળવાનું સ્થળ:—

વ્યવસ્થાપક આનંદાશ્રમ-ભીલખા (કાઠિયાવાડ).

---

## શ્રીનાથપ્રભુનો પુણ્યપ્રબોધ

જે મહાસત્યના અજ્ઞાનથી જનસમૂહના હૃદયમાં અપૂર્ણતાની પ્રતીતિ થાય છે, તે મહાસત્યના જ્ઞાનથીજ અપૂર્ણતાની નિવૃત્તિ સંભવે છે, અન્યથા સંભવતી નથી.

---

## पूज्यपाद कृपानाथनां लीला जीवननी झांखी करावतां पुस्तको:-

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રીનાથચરિતામૃત પ્રથમપ્રવાહ | અર્ધી કિંમત. રૂ. | ૦-૧૨-૦ |
| ૨ | શ્રીમન્નાથપ્રભુ જીવનમાળા ભાગ ૧ લો. | ,, ,, | ૦-૨-૬ |
| ૩ | ,, ,, ,, ,, ૨ જો. | ,, ,, | ૦-૨-૯ |
| ૪ | શ્રીમન્નાથતીર્થયાત્રા | ,, ,, | ૦-૪-૦ |
| ૫ | નાથભગવાન્ | ,, ,, | ૦-૦-૬ |
| ૬ | મહાયોગી શ્રીમન્નથુરામશર્મા-જીવનજ્યોત-ધર્મપ્રવાહ | ,, ,, | ૦-૨-૦ |
| ૭ | ,, ,, ,, સંસ્મરણો | ,, ,, | ૦-૨-૦ |
| ૮ | ,, ,, ,, સ્વરૂપાવસ્થાન | ,, ,, | ૦-૧-૬ |

ઉપરનાં પુસ્તકો મંગાવનારે પોસ્ટેજ ખર્ચ અલગ સમજવું.

**મળવાનું સ્થળ:—વ્યવસ્થાપક આનંદાશ્રમ—બીલખા ( કાઠિયાવાડ. )**

---

## विज्ञप्ति--

૧ સંધ્યાદિનિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઈએ.

૨ શ્રી બીલખા-આનંદાશ્રમમાં શ્રી દક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રી આનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઈએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઈએ.

વર્ષ ૯ મું
શ્રાવણ
અંક ૩ જો
સંવત્ ૧૯૯૬

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





## શ્રીઆનંદાશ્રમ-ઓલખા.

अनाद्यविद्योपहतात्मसंविदः तन्मूलसंसारपरिश्रमातुराः।
यदृच्छयेहोपसृताः स्वमाप्नुयुः सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માયિક છતાં ખરું લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનું મૂલ છે એવા આ સંસારના પરિશ્રમથી જેઓ દુઃખી થયેલા છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછા પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



## લવાજમસંબંધી જરુરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઉતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા-(કાઠિયાવાડ)

જરૂરી

સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


**તંત્રી** અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ વેદાંતભૂષણ—**માંગરોળ**—કાઠિયાવાડ.
**સહતંત્રીઃ** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-**બીલખા.**

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
**પારેખ દેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न विभेति कुतश्चन ।

અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૯ મું ] સંવત્ ૧૯૯૬ શ્રાવણ [ અંક ૩

## ભક્તિવડે બ્રહ્માનંદનો લ્હાવો લેવાવિષે બોધ

(પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્)

પદ

પ્રિય! લ્યો આનંદનો લાવો, નહિ મળે સમય ફરી આવો પ્રિય—ટેક

મનવાણીને પ્રભુમાં રોકી, ભાન જગતનું ભૂલાવો,
સુખસાગરમાં નિશદિન ઝીલી, દુઃખ સૌ દૂર વહાવો પ્રિય૦ ૧

મિથ્યા સઘળું મૂકી દઇને, કરો સત્યમાં દાવો;
પરમ પ્રેમ શ્રીપ્રભુમાં રાખી, મનમાં મસ્તી જમાવો. પ્રિય૦ ૨

સાચા હિતેચ્છુ પ્રભુ સમજી, શુદ્ધ ભક્તિ જગાવો,
લુણ પાણીમાં પાણી લુણમાં, એમ અભેદ બનાવો પ્રિય૦ ૩

દ્રવ્ય સગાં ને દેહ ઉપરથી, મનનો રાગ તજાવો;
સાર્થક કરવા ભક્તનામનું, લીધો વેશ ભજાવો પ્રિય૦ ૪

——•०•——




श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




**आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।**

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૯ મું ] સંવત્ ૧૯૮૬ ભાદ્રપદ [ અંક ૪

## मनप्रति बोध

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

ભૈરવ રાગ.

ભજી લે પ્રીતે ભગવાન્, હે મન! ભજી લે પ્રીતે ભગવાન્,
તેથી પામીશ પદ તું મહાન, હે મન! ભજી૦ ટેક

ત્રિવિધ દુઃખો વિલાશે તેથી, પછી નહિ રહે અરતિનું[1] અભિધાન[2] હે મન!૦ ૧
શરીર સંબંધી દ્રવ્ય માનાદિ, એ સૌ છે અતિ દુઃખનાં સ્થાન હે મન!૦ ૨
તારા મૂળ ભણી કર દૃષ્ટિ, જે છે આનંદ સત્ય ને જ્ઞાન. હે મન!૦ ૩
વિના સમજે વિષભક્ષણ કરમાં, કર તું પ્રેમથી અમૃતરસ-પાન. હે મન!૦ ૪

———:o:———

1 વ્યાકુળતાનું. 2 નામ.

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમેશ્વર પાસે સર્વદા શુભમતિ ને તેમની કૃપાની માગણી કરવી.

શુભ પ્રયત્ન શ્રદ્ધાપૂર્વક ચાલુ રાખવાથી પ્રભુ સાહાય્ય કરશે.

દુઃખની પ્રાપ્તિ મનુષ્યના કોઈ પાપથી થાય છે.

પાપ શુભકર્મવડે ને શુભવિચારવડે દૂર થઈ શકે છે.

ધૈર્ય ને સાવધાનતા રાખી શુભ વિચાર ને શુભ કર્મમાં મંડ્યા રહો, ને પરમાત્મા જેવી બુદ્ધિ આપે તેવો પ્રયત્ન સાવધાનતાપૂર્વક વ્યવહારસિદ્ધિ માટે કરતા રહો.

જીવ મનુષ્યશરીરને પામ્યા પછી પણ જો નઠારાં કર્મો કર્યા કરે તો તે પોતાના કર્માનુસાર પશુ, પંખી, જલચર, કીટ કે વૃક્ષાદિ થાય. વેદધર્મ, જૈનધર્મ ને બૌદ્ધધર્મ એ ત્રણેનો આના સંબંધમાં એકજ અભિપ્રાય છે.

પ્રભુનું નામસ્મરણ કરતાં સ્મરણ કરનારને રોમાંચ થાય તોપણ જ્યાંસુધી તે મનુષ્યને પોતાના સ્થૂલ શરીરનું ભાન હોય, તે કોઇ વર્ણાશ્રમમાં હોય, ને પોતાનો પ્રાપ્તવ્યવહાર કરતો હોય ત્યાંસુધી તે દ્વિજ હોય તો તેણે ત્રિકાલ સંધ્યાવંદન, જપ ને સ્વાધ્યાયાદિ કરવાં જોઇએ.

ભક્તિના મિથ્યાભિમાનથી તેમનો તેણે પરિત્યાગ ન કરવો જોઈએ.

સર્વત્ર સગુણ વા નિર્ગુણ બ્રહ્મના દૃઢ સાક્ષાત્કારવાળાના મનમાં દૃઢ રાગદ્વેષ રહી શકતા નથી.

પોતાના સ્થૂલ શરીરના ત્યાગની સમીપની ક્ષણસુધી વિવેકી મનુષ્યે પોતાના અંતઃકરણનો ને ઇંદ્રિયોનો ભૂલથી પણ વિશ્વાસ ન કરવો. ધૈર્ય ને સાવધાનતા રાખી તેમને સર્વદા સન્માર્ગે ચલાવ્યાં કરવાં.

પ્રભુના ઔદાર્યનો ને અપક્વ અંતઃકરણવાળા જીવના અંતઃકરણની ક્ષુદ્રતાનો વિચાર કરી પોતાના અંતઃકરણની શુદ્ધિ, વિશાલતા, સૂક્ષ્મતા ને એકાગ્રતા ઉત્સાહપૂર્વક વધાર્યા કરવાં. તેમાં ગાફેલ ન રહેવું.

### દૃષ્ટાંત

કોઇ એક શ્રદ્ધાળુ સંત ચોમાસાની એક સાંજે પોતાના આશ્રમની બહારની ઓશરીમાં બેઠા હતા, તથા પ્રભુની અદ્ભુત લીલા વિચારતા હતા. એવામાં એક અતિ વૃદ્ધ, અશક્ત ને આંધળા જેવો જણાતો માણસ ત્યાં આવ્યો. તેણે તે સંતની પાસે કાંઇ ખાવાનું આપવાની તથા રાતની રાત તેમના આશ્રમમાં પડ્યા રહેવા દેવાની માગણી કરી. સંતે તેની તે માગણીનો સ્વીકાર કરી તેને પોતાના આશ્રમમાં આણ્યો, ને તેની આગળ ખાવાનું મૂક્યું. તે તેણે પ્રભુને અર્પણ કર્યા વિના ખાધું તેથી તે સંતને રીસ ચઢી, ને તેને ધમકાવીને પોતાના આશ્રમની બહાર કાઢી મૂક્યો. પછી પ્રભુએ આકાશવાણીદ્વારા તે સંતને કહ્યું:–" હે સજ્જન! પેલો વૃદ્ધ માણસ ક્યાં છે?" તે સંતે ઉત્તર આપ્યું કેઃ–" હે પ્રભો! તેણે આપને અર્પણ કર્યા વિના ભોજન કર્યું તેથી મેં તેને મારા આશ્રમની

બહાર કાઢી મૂક્યો છે." પ્રભુએ પુનઃ આકાશવાણીદ્વારા કહ્યું:—"હે ભલા માણસ! મેં તેને આજસુધી તેની તે ભૂલની ક્ષમા કરીને મારા જગત્‌માં નભાવ્યો, ને તમારાથી એક રાત પણ તેની તે ભૂલ ક્ષમા કરીને તેને તમારા આશ્રમમાં નભાવી શકાયો નહિ?" (ચાલુ)

—:o:—

## श्रीसनत्सुजातीयम्

[અનુવાદકઃ—મહાશણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન ગતાંક ૨ જાના પૃષ્ઠ ૨૯ થી)

पूर्णात्पूर्णमुद्धरन्ति पूर्णात्पूर्णं प्रचक्षते ।
हरन्ति पूर्णात्पूर्णं च पूर्णेनैवावशिष्यते ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥ ३ ॥

પદાર્થઃ—पूर्णात् पूर्णं उद्धरन्ति જેઓ બ્રહ્મમાંથી જગત્‌ની ઉત્પત્તિ કહે છે તેઓ એક રીતે બ્રહ્મમાંથી બ્રહ્મનીજ ઉત્પત્તિ કહે છે पूर्णात् पूर्णं प्रचक्षते બ્રહ્મમાંથી ઉપજેલું જગત્ બ્રહ્મમાં સ્થિત છે એમ જેઓ કહે છે તેઓ એક રીતે બ્રહ્મમાંથી ઉપજેલું બ્રહ્મજ બ્રહ્મમાં સ્થિત છે એમ કહે છે हरन्ति पूर्णात् पूर्णं च અને બ્રહ્મમાંથી ઉપજેલું જગત્ પાછું બ્રહ્મમાં લય પામે છે એમ જેઓ કહે છે તેઓ એક રીતે બ્રહ્મમાંથી ઉપજેલું બ્રહ્મજ બ્રહ્મમાં લય પામે છે એમ કહે છે पूर्णेन एव अवशिष्यते કારણકે જગત્ તેની સર્વ અવસ્થામાં વસ્તુતાએ બ્રહ્મજ હોય છે એટલે જગત્ તેની સર્વ અવસ્થામાં વસ્તુસ્વરૂપે બ્રહ્મજ હોય છે. योगिनः तं प्रपश्यन्ति भगवन्तं सनातनं બ્રહ્મમાંથી એવી રીતની જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ ને લય કરનારા ઈશ્વરના પણ તત્ત્વસ્વરૂપભૂત તે સનાતન બ્રહ્મને યોગીઓજ જાણે છે.

ભાવાર્થ:—તત્ત્વભૂત પદાર્થ બ્રહ્મજ છે અને તત્ત્વભૂત પદાર્થ પોતાથીજ સર્વથા પરિપૂર્ણ હોય તેથી બ્રહ્મજ સર્વથા પોતાથીજ પરિપૂર્ણ છે.

તત્ત્વભૂત પદાર્થ સદા અવિકૃત એકરૂપે રહેનારો હોય તેથી બ્રહ્મજ સદા અવિકૃત એકરૂપે રહેનારું હોય છે.

કારણભૂત પદાર્થમાં વિકૃતિ થયા વિનાજ તેમાંથી કાર્યની ઉત્પત્તિનો કેવળ અસંભવ હોવાથી બ્રહ્મમાંથી કાર્યભૂત જગત્‌ની ઉત્પત્તિનો કેવળ અસંભવ છે.

છતાં જે આ જગત્ જણાય છે તે જગતરૂપે કોઈ ખરો પદાર્થ છે ને તે બ્રહ્મમાંથી ઉપજેલો છે એમ જેઓ કહે છે તેઓ એક રીતે બ્રહ્મમાંથી બ્રહ્મ ઉપજેલું છે એમજ કહે છે, કારણ કે બ્રહ્મમાંથી ખરેખરા કોઈ કાર્યની ઉત્પત્તિનો સંભવ નથી તેથી જગતરૂપે જણાતું જગત્ વસ્તુતાએ જગત્ નથી, પણ જગતરૂપે જણાતું જગત્ વસ્તુતાએ બ્રહ્મજ છે એટલે કે જગતરૂપે જણાતું જગત્ વસ્તુસ્વરૂપે જગત્ નથી પણ બ્રહ્મજ છે; તેથી જેઓ બ્રહ્મમાંથી જગત્‌ની ઉત્પત્તિ થવાનું કહે છે તેઓ એક રીતે બ્રહ્મમાંથી બ્રહ્મનીજ ઉત્પત્તિ થવાનું કહે છે, પણ બ્રહ્મમાંથી બ્રહ્મની ઉત્પત્તિ કહેવામાત્ર કહેવાય, ખરી ન હોય તેથી જેઓ બ્રહ્મ-

માંથી જગતની ઉત્પત્તિ થવાનું કહે છે તેઓનું તે કહેવું કહેવામાત્ર છે પણ ખરું નથી એમ કહેવાનો ભાવ છે.

એ રીતે બ્રહ્મમાંથી ઉપજેલું જગત્ બ્રહ્મમાં સ્થિતિ કરી રહે છે એમ જેઓ કહે છે તેઓ પણ એક રીતે બ્રહ્મમાંથી ઉપજેલું બ્રહ્મજ બ્રહ્મમાં સ્થિતિ કરીને રહે છે એમ કહે છે.

જગતરૂપે જણાતું જગત્ જો જગત્‌રૂપે ખરો પદાર્થ હોય તો તેને બ્રહ્મમાં સ્થિતિ થતાં બ્રહ્મના બ્રહ્મસ્વરૂપમાં જગત્ જેટલી ન્યૂનતાનો પ્રસંગ થાય પણ સદા અવિકૃત એકરૂપે રહેનારા બ્રહ્મમાં કાંઈ ક્ષતિનો સંભવ ન હોવાથી જગત્ વસ્તુતાએ બ્રહ્મમાંથી ઉપજતું પણ નથી તેમ વસ્તુતાએ જગત્ બ્રહ્મમાં સ્થિત પણ થતું નથી. જે કંઈ જગત્‌રૂપે જગત્ જણાય છે તે વસ્તુતાએ જગત્ નથી પણ બ્રહ્મ છે એટલે કે જગત્‌રૂપે જણાતું જગત્ તેના વસ્તુસ્વરૂપે જગત્ નથી પણ બ્રહ્મ છે, તેથી બ્રહ્મમાંથી ઉપજેલું જગત્ બ્રહ્મમાંજ સ્થિતિ કરી રહે છે એમ જેઓ કહે છે તેઓ બ્રહ્મમાંથી ઉપજેલું બ્રહ્મજ બ્રહ્મમાં સ્થિતિ કરી રહે છે એમ કહે છે; એટલે કે એમ કહેવાતુલ્ય એમનું એ કહેવું છે એમ કહેવાનો ભાવ છે.

એવી રીતે બ્રહ્મમાંથી ઉપજેલું જગત્ પાછું બ્રહ્મમાં લય પામે છે એમ જેઓ કહે છે તેઓ પણ એક રીતે બ્રહ્મમાંથી ઉપજેલું બ્રહ્મ પાછું બ્રહ્મમાં લય પામે છે એમજ કહે છે એટલે કે એમ કહેવાતુલ્ય એમનું એ કહેવું છે.

જગત્‌રૂપે જણાતું જગત્ જો જગત્‌રૂપે ખરો પદાર્થ હોય તો બ્રહ્મમાં તે પાછું ભળતાં બ્રહ્મમાં તેટલો વધારો થાય પણ સદા અવિકૃત એકરૂપે રહેનારા બ્રહ્મના બ્રહ્મસ્વરૂપમાં કાંઈ વધારો થવાનો પણ સંભવ ન હોવાથી બ્રહ્મમાં લય પામતું જણાતું જગત્ વસ્તુતાએ જગત્ નથી પણ બ્રહ્મ છે એટલે કે બ્રહ્મમાં લય પામતું જણાતું જગત્ તેના વસ્તુસ્વરૂપે જગત્ નથી પણ બ્રહ્મ છે. તેથી બ્રહ્મમાંથી ઉપજેલું જગત્ પાછું બ્રહ્મમાં લય પામે છે એમ જેઓ કહે છે તેઓ એક રીતે બ્રહ્મમાંથી ઉપજેલું બ્રહ્મ પાછું બ્રહ્મમાં લય પામે છે એમ કહે છે એટલે કે એમ કહેવાતુલ્ય છે તે ઘટી શકતું ન હોવાથી કહેવામાત્ર તેમનું તે કહેવું છે. તેમનું તે કહેવું વાસ્તવિક નથી એમ કહેવાનો ભાવ છે.

બ્રહ્મમાંથીજ આ વિચિત્ર જગત્ ઉત્પન્ન થએલું જણાય છે. સ્થિતિ સમયે આ સંપૂર્ણ જગત્ તેમાંજ સ્થિતિ કરી રહેલું જણાય છે, તથા લય સમયે આ સંપૂર્ણ જગત્ લય પામીને પાછું તેમાંજ શમાઈ જતું જણાય છે છતાં વસ્તુતાએ સદા અવિકૃત એકરૂપે રહેનારા અને પોતાનાજ સ્વરૂપમાં એ રીતે જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ ને લયનો વૈભવ દર્શાવનારા પોતે જગત્‌ના ઈશ્વર છતાં પણ વસ્તુતાએ સદા અવિકૃત એકરૂપે રહેનારા તે બ્રહ્મને પ્રાકૃત મનુષ્યો જાણી શકતા નથી પણ તેને જાણવાનો જે યોગ શ્રુતિ આદિ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ કરેલો છે તથા જે યોગ શ્રીસદ્‌ગુરુના સેવનવડે સાંપડે એવો છે તે યોગને સાધનારા યોગીઓજ તે બ્રહ્મને જાણી શકે છે તથા તેઓજ દૈહિક જીવન જીવતા સમયે તથા પછી તે સદા અવિકૃત એકરૂપે રહેનારા પોતાના બ્રહ્મસ્વરૂપમાં અવસ્થાન કરી રહેનારા છે. ૩

श्रीशांकरभाष्यम् ॥

इदानीं पूर्णवाक्यार्थं कथयति पूर्णादिति पूर्णात्० એમ આ શ્લોકવડે હવે પૂર્ણ વચનના અર્થને કહે છે.

पूर्णाद् देशत. कालतो वस्तुतश्चापरिच्छिन्नात् परमात्मनः पूर्णमेवोद्धरन्ति जीवरूपेण ।

દેશ કાળ અને વસ્તુના પરિચ્છેદ રહિત એવા એટલે અપરિચ્છિન્ન પરમાત્મામાંથી પૂર્ણ એટલે અપરિચ્છિન્ન બ્રહ્મજ જીવરૂપે ઉપસ્થિત થાય છે એમ કહે છે.

यत्पूर्णात्पूर्णमुद्धृतं जीवात्मनाऽतः पूर्णादेव समुद्धृतत्वादिदमपि जीवस्वरूपं पूर्णमेव प्रचक्षते विद्वांसः ।

પૂર્ણ બ્રહ્મમાંથી જીવરૂપવડે બ્રહ્મજ ઉપસ્થિત થાય છે આથી એટલે પૂર્ણ બ્રહ્મમાંથી ઉપસ્થિત થએલ હોવાથી આ જીવરૂપને પણ વિદ્વાન્ પુરુષો એટલે જીવના ખરા સ્વરૂપને જાણનારા પુરુષો પૂર્ણ એટલે બ્રહ્મજ કહે છે.

तथा हरन्ति पूर्णात् जीवात्मनाऽवस्थितात् पूर्णमात्मस्वरूपमात्रं देहेन्द्रियाद्यनुप्रविष्टं देहेन्द्रियादिभ्यो निष्क्रम्य तत्साक्षिणं सर्वान्तरं देहद्वयादुद्धरन्तीत्यर्थः ।

તેવી રીતે પૂર્ણમાંથી એટલે જીવાત્મારૂપે રહેલા જીવરૂપમાંથી પૂર્ણને એટલે દેહ ઇંદ્રિય આદિમાં અનુપ્રવેશ પામી સર્વની અંતર આત્મસ્વરૂપને દેહ ઇંદ્રિય આદિથી પૃથક્ તારવીને દેહ ઇંદ્રિય આદિના સાક્ષીને સ્થૂલ તથા સૂક્ષ્મ દેહથી વિદ્વાન્ પુરુષો એટલે જીવના આત્મસ્વરૂપને એટલે ખરા સ્વરૂપને જાણનારા પુરુષો જુદું તારવી જાણે છે એમ કહેવાનો ભાવ છે.

अत उद्धृतं तेनैव मूलभूतेन पूर्णानंदेनावशिष्यते ।

સ્થૂલ તથા સૂક્ષ્મ દેહમાંથી આત્મસ્વરૂપરૂપે જુદું તારવેલું તે બ્રહ્મ પરમ આનંદસ્વરૂપવાળા પોતાના મૂળભૂત સ્વરૂપવડે તત્ત્વપદાર્થરૂપે અવશેષ રહે છે.

तेनैव ब्रह्मात्मना संयुज्यते चित्सदानंदाद्वितीयब्रह्मात्मनावशिष्यत इत्यर्थः ।

જીવ સ્થૂલ તથા સૂક્ષ્મ દેહથી જુદા તારવેલા તેના આત્મસ્વરૂપવડે મૂળભૂત બ્રહ્મસ્વરૂપ સાથે જોડાઈ જાય છે એટલે એકતાને પામે છે એટલે સત્ ચિત્ અને આનંદસ્વરૂપ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપવડે તત્ત્વપદાર્થરૂપે અવશેષ રહે છે એમ કહેવાનો ભાવ છે.

पूर्णमेवावशिष्यत इति वा पाठः ।

અથવા पूर्णमेवावशिष्यते એવો પણ પાઠ છે

यदा देहेन्द्रियादिभ्यो निष्क्रम्य तत्साक्षिणं सर्वान्तरं देहद्वयादुद्धरन्ति तदा पूर्णमेवावशिष्यत इत्यर्थः ।

જ્યારે દેહ ઇંદ્રિય આદિ સર્વની અંતર રહેલ તેમના સર્વના સાક્ષીને દેહ ઇંદ્રિય આદિ સર્વથી તેઓ આત્મસ્વરૂપરૂપે જુદો પાડે છે ત્યારપછી જીવ તત્ત્વસ્વરૂપે પૂર્ણ એવા બ્રહ્મસ્વરૂપવડેજ અવશેષ રહે છે એમ કહેવાનો ભાવ છે.

तथा च श्रुतिः શ્રુતિવચન પણ છે કેઃ—

पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।<br>
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

દેહ ઇંદ્રિય આદિને અગોચર એવું બ્રહ્મ પૂર્ણ છે.

દેહ ઇંદ્રિય આદિવડે પ્રત્યક્ષ જેવું જણાતું આ પણ પૂર્ણ છે.

આ એટલે પ્રત્યક્ષ પૂર્ણના પૂર્ણરૂપને પોતામાં શમાવીને એટલે આ પ્રત્યક્ષ પૂર્ણને પૂરેપૂરું પોતામાં શમાવી લઇને દેહ ઇંદ્રિય આદિને સદા પરોક્ષ રહેલું એવું પૂર્ણજ અવશેષ રહે છે.

अस्यायमर्थः આ શ્રુતિવચનનો આ અર્થ છે.

पूर्णमदः तच्छब्दवाच्यं जगत्कारणं ब्रह्म।

દેહ ઇંદ્રિય આદિને અગોચર હોવાથી तत्त्वमसि એ શ્રુતિવચનમાં કહેલા તત્ શબ્દવડે કહેવાતું જગતના કારણભૂત બ્રહ્મ પૂર્ણ છે.

पूर्णमिदं त्वंशब्दनिर्दिष्टं प्रत्यगात्मस्वरूपं।

तत्त्वमसि એ શ્રુતિવચનમાં કહેલા त्वं પદવડે કહેલું દેહ ઇંદ્રિય આદિને પ્રત્યક્ષ જેવા જણાતા જીવનું દેહ ઇંદ્રિય આદિ સર્વેની અંતર રહેલું આત્મસ્વરૂપ પૂર્ણ છે.

कथमनयोस्तत्त्वं पदार्थयोः पूर्णत्वमिति चेत्तत्राह।

તત્ એટલે તે અને त्वं એટલે તું એ બે જુદા જુદા અર્થવાળા પદાર્થો છતાં તે બંનેનું પૂર્ણત્વ કેમ ઘટે એમ શંકા થાય તો તેની નિવૃત્તિ માટે કહે છે કેઃ—

पूर्णादविच्छिन्नात् पूर्णमेव उदच्यते जीवेश्वररूपेण यस्मात् तस्मादनयोः पूर्णत्वमित्यर्थः।

વિચ્છેદને પાત્ર નહિ એવા પૂર્ણ બ્રહ્મમાંથીજ જીવ અને ઈશ્વરના રૂપનું પૂર્ણ ઉદય પામે છે એટલે ઉપસ્થિત થાય છે માટે જીવ અને ઈશ્વર બંને તેમના મૂળભૂત બ્રહ્મસ્વરૂપે પૂર્ણ છે એમ કહેવાનો ભાવ છે.

पूर्णस्य तत्त्वात्मनावस्थितस्य पूर्णरूपमादाय तत्त्वंपदार्थयोः शोधनं कृत्वा शोधितपदार्थः सन्नित्यर्थः।

પૂર્ણના એટલે તત્ત્વસ્વરૂપે રહેલા પૂર્ણને લઇને એટલે તત્ એટલે તે પદવડે કહેલા પદાર્થનું તથા त्वं એટલે તું પદવડે કહેલા પદાર્થનું શોધન કરીને એટલે પદાર્થમાત્ર તેના શુદ્ધ સ્વરૂપે એમ કહેવાનો ભાવ છે.

पूर्णमेव ब्रह्मावशिष्यते ब्रह्मैव भवतीत्यर्थः।

પૂર્ણ એવા બ્રહ્મસ્વરૂપેજ અવશેષ રહે છે એટલે બ્રહ્મજ થાય છે એમ કહેવાનો ભાવ છે.

यः पूर्णस्वरूपस्तं परमात्मानं योगिन एव पश्यन्ति ॥ ३

જે પૂર્ણ સ્વરૂપવાળા છે એટલે જેનું સ્વરૂપ ખરેખરા કોઈ વિચ્છેદને પાત્ર નથી એવા તે પરમાત્માને એટલે બ્રહ્મનું યોગીઓજ યોગવડે દર્શન કરે છે પ્રાકૃત મનુષ્યો દેહ ઇંદ્રિય આદિવડે તેનું દર્શન કરી શકતાં નથી. ૩ (ચાલુ)

——(:)——

## શ્રીયાજ્ઞવલ્ક્ય સ્મૃતિ

**[ અનુવાદક:—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ ]**

(અનુસંધાન ગતાંક ૨ જાના પૃષ્ઠ ૩૧ થી )

**स्नानमब्दैवतैर्मन्त्रैर्मार्जनं प्राणसंयमः।**
**सूर्यस्य चाप्युपस्थानं गायत्र्याः प्रत्यहं जपः ॥ २२ ॥**

જે મંત્રોના દેવતા જળ હોય તે મંત્રોવડે પ્રતિદિન સ્નાન કરવું તથા માર્જન કરવું.
પ્રતિદિન પ્રાણનો સંયમ કરવો.
પ્રતિદિન સૂર્યનું ઉપસ્થાન કરવું.
અને પ્રતિદિન ગાયત્રી મંત્રનો જપ કરવો.

**गायत्रीं शिरसा सार्धं जपेद्व्याहृतिपूर्विकां।**
**प्रतिप्रणवसंयुक्तां त्रिरयं प्राणसंयमः ॥ २३ ॥**

આરંભમાં પ્રણવ સાથેની વ્યાહૃતિ, મધ્યમાં પ્રણવ સાથેની ગાયત્રી અને અંતે પ્રણવ સાથેનું શિર એ રીતના આખા મંત્રનો ત્રણવાર જપ કરવો એ પ્રાણનો સંયમ કહેવાય.

**प्राणानायम्य संप्रोक्ष्य त्र्यृचेनाब्दैवतेन तु**
**जपन्नासीत सावित्रीं प्रत्यगातारकोदयात् ॥ २४ ॥**

બહિર્મુખ વિસ્તરેલા પ્રાણોને ચારે બાજુથી અંતરમાં પાછાવાળીને જળદેવતાવાળી ત્રણ ઋચાઓવડે વિધિપૂર્વક પ્રોક્ષણ કરીને તારાઓ દેખાય ત્યાંસુધી ગાયત્રીનો જપ કરતા બેસવું.

**संध्यां प्राक् प्रातरेवं हि तिष्ठेदासूर्यदर्शनात् ।**
**अग्निकार्यं ततः कुर्यात् संध्ययोरुभयोरपि ॥ २५ ॥**

પ્રાતઃકાલે એ પ્રમાણે સંધ્યા સૂર્યનાં દર્શન પહેલાં કરી લેવી.
પછી અગ્નિમાં હોમ કરવો.
એવી રીતે પ્રાતઃ તથા સાયં એમ બંને સંધ્યા કર્યા પછી પ્રતિદિન હોમ કરવો.

**ततोऽभिवादयेद् वृद्धानसावहमिति ब्रुवन् ।**
**गुरुं चैवाप्युपासीत स्वाध्यायार्थं समाहितः ॥ २६ ॥**

સંધ્યા તથા હોમ કરી લીધા પછી પોતાની ઓળખાણ આપીને હું આ છું એમ કહીને વૃદ્ધ સંબંધિજનોને વિધિપૂર્વક અભિવાદન કરવું.

અને પછી મુખ્યપણે તો પોતાના ગુરુની પાસે જવું. ગુરુની ઉપાસના કરીને તેમની પોતાપ્રતિ અભિમુખતા સાધવી.

ગુરુ પાસે જવામાં મુખ્યહેતુ સ્વાધ્યાયનો છે તેનું સ્મરણ રાખવું.
સ્વાધ્યાય સ્વસ્થચિત્ત રાખી કરવો.

**आहूतश्चाप्यधीयीत लब्धं चास्मै निवेदयेत् ।**
**हितं चास्याचरेन्नित्यं मनोवचनकर्मभिः ॥ २७ ॥**

શ્રીગુરુ પોતાપ્રતિ અભિમુખ થઈને બોલાવે ત્યારેજ તેમના સમીપ જઈ અધ્યયન કરવું.
ભિક્ષા માગતાં વા અન્ય પ્રસંગથી કાંઈ મળે તો તેમને તેનું નિવેદન કરવું.
પ્રતિદિન શ્રીગુરુનું હિત થાય એવુંજ વર્તન રાખવું.
તે ઉપરનું દેખાડવા માત્રના હેતુથી નહિ પણ ખરેખર એટલે મન વચન અને કર્મની એકતા રાખીને શ્રીગુરુના હિતનુંજ આચરણ કરતા રહેવું. (ચાલુ)

## બ્રહ્મવાદ

[ અનુવાદક:—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ. ]

( અનુસંધાન ગતાંક ૨ જાના પૃષ્ઠ ૬૩થી )

આ શ્લોકમાં શ્રુતિઓએ જે કહેલું છે તે ભગવાનને નિદ્રામાંથી જગાડવાના પ્રસંગે કહેલું હોવાથી તેનો ઉપર પ્રમાણે અર્થ કહેવામાં આવેલો છે.

ખરી રીતે માયાને પરવશ થયેલા જીવને તેના સ્વરૂપમાં જાગૃત કરવાવડેજ શ્રુતિઓ ચરિતાર્થ ગણાય છે.

માટે માયાની પરવશતામાંથી મુક્ત કરવા જીવને તેના ખરા સ્વરૂપમાં જાગૃત કરવાના કામમાં આ શ્લોકનો અર્થ કહેવામાં આવે તો તે નીચે પ્રમાણે કહી શકાય:—

તમે માયાથી પરાજય પામો એવા વસ્તુતાએ નથી.

વસ્તુતાએ આપ સદા સર્વદા જયસ્વરૂપ છો.

માટે તમે માયાને છોડી દો.

માયા કોઈ વસ્તુભૂત પદાર્થ નથી કે જેને તમે છોડી ન શકો. પોતાથીજ સદા વિદ્યમાન પદાર્થ વસ્તુભૂત પદાર્થ કહેવાય એવો વસ્તુભૂત પદાર્થ તમે એકજ છો.

તમારાથી ભિન્ન અન્ય કોઈ પદાર્થ એવો વસ્તુભૂત પદાર્થ નથી, તેમ તમે પોતે તેને ઉપસ્થિત ન કરો તો તે પોતે પોતાથી જન્મીને ઉપસ્થિત થાય એવો પદાર્થ પણ તે નથી એટલે કે જન્મ પામીને પદાર્થરૂપતાને પામે એવો પણ પદાર્થ તે નથી. તે કેવળ તમારીજ એક પ્રકારની કલ્પનાભૂત છે.

માટે તેનો ત્યાગ કરો.

એટલે કે એ પ્રકારની કલ્પનામાંથી ઉપરામ પામો.

એ રીતે માયાનો ત્યાગ કરવામાં તમે સમર્થ થાઓ એ રીતનો આપનો જય થાઓ જય થાઓ.

માયાને અભિમુખ થવાથી સ્વર્ગ આદિ સુખોનો તમને લાભ થાય એ માયાનો એક મુખ્ય ગુણ છે.

પણ માયાને પછી વશ વર્તવાથી તમારા સ્વરૂપગત સર્વ ઐશ્વર્ય કેવળ અવરોધ પામ્યાજેવું થઇ રહે છે એ એ ગુણના ગર્ભમાં રહેલો મોટો દોષ છે.

એ રીતના દોષને ગર્ભમાં રાખનારા ગુણવાળી માયાને અભિમુખ રહેવાનું ચાલુ રાખવું એ તમને ઘટતું નથી, માટે એ માયાનો તમે ત્યાગ કરો.

જગતનો ઉદય જગતની રક્ષા તથા જગતનો લય કરવાની જે વ્યસ્ત વિવિધ શક્તિઓ સ્થાવર તથા જંગમ દેહવાળા વિવિધ દેહીઓ ધરાવે છે તેમની તે સંપૂર્ણ વ્યસ્ત શક્તિઓનો તમનેવિષે આવિર્ભાવ કરનારા સમસ્ત ઐશ્વર્યસંપન્ન મહેશ્વરનું માહેશ્વરસ્વરૂપ તમારા ખરા સ્વરૂપથી જરા પણ જુદું નથી.

છતાં તે સંપૂર્ણ ઐશ્વર્યસંપન્ન તમારા તે માહેશ્વરસ્વરૂપથી વા ઐશ્વર્ય તથા અનૈશ્વર્યના ભાવથી કેવળરહિત એવા તમારા તત્ત્વસ્વરૂપથી વિમુખ થઇને જ્યારે કોઈ સમયે તમે કેવળ અજયસ્વરૂપવાળા થઇને એટલે કેવળ પરાભવ પામેલા દીન સ્વરૂપવાળા થઇને જીવરૂપે વિચરવાની લીલા કરો છો ત્યારે તમારા તે જીવરૂપથી છૂટવાના સમયે તમારા વાસ્તવિક સ્વરૂપના સ્વભાવ તથા લક્ષણોનું ગાન કરીને તમને તમારા વાસ્તવિક સ્વરૂપમાં જાગૃત કરવા અમે તમારા અનુચરરૂપે ઉપસ્થિત થઇએ છીએ.

( ચાલુ )

—:o:—

## मदालसा

[ અનુવાદકઃ-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતાંક ૨ જાના પૃષ્ઠ ૭૬ થી )

एवमुक्तस्तया साधुमहिष्या स महीपतिः ।
तथेत्याह महाबुद्धिर्दयितां तथ्यवादिनीम् ॥

રાજા પોતે મોટી બુદ્ધિવાળો હતો, મહારાણી પોતાને વહાલી હતી, મહારાણી સદા સાચું કહેનારી છે એમ તે જાણતો હતો, અને જોઇ જાણીને સાચી વાતને ખોટી કહેવાની દુર્જનતાવાળો પોતે ન હોતો પણ સાચી વાતનો તુરત સાચી વાતરૂપે સ્વીકાર કરવાની સજ્જનતાવાળો હતો તેથી મહારાણીએ જ્યારે એમ કહ્યું ત્યારે તેણે કહેલી વાત તેણે કહી તેમજ ખરેખર છે એમ તેણે મહારાણીને ઉત્તરમાં કહ્યું.

तं चापि सा सुतं सुभ्रूर्यथापूर्वं सुतांस्तथा ।
प्राहाववोधजननं तामुवाच स पार्थिवः ॥

પણ સારાં ભવાંવાળી મદાલસા પ્રથમના પુત્રોને આત્મજ્ઞાન ઉપજાવનારાં વચનો જેમ કહેતી તેમજ આ ચોથા પુત્રને પણ કહેવા લાગી છે એમ જ્યારે રાજાએ જોયું ત્યારે રાજા મદાલસાને કહેવા લાગ્યો કેઃ—

करोषि किमिदं मूढ ममाभावाय संततेः ।
दुष्टावबोधदानेन यथा पूर्वसुतेषु मे ॥

હું ત્યાગી નથી પણ ગૃહસ્થ રાજા છું તેનાં સંતાનોને ત્યાગમાં અભિરુચિ પ્રકટે એવો બોધ ન કરતાં ગૃહસ્થ રાજાને ઘટે તેવાં પરાક્રમો કરવામાં અભિરુચિ પ્રકટે એવો બોધ કરવો જોઇએ એવો વિવેક નહિ રાખનારી હે મદાલસા! મારી સંતતિનો અભાવ થાય એવું તું આ શું કરે છે? ત્યાગમાં અભિરુચિ પ્રકટાવનારા જે આત્મજ્ઞાનનો બોધ તેં પ્રથમના મારા પુત્રોને કર્યો હતો તેવોજ બોધ આ પુત્રને પણ તું કરવા લાગી છે. એવી રીતે મારા બધા પુત્રોને તું એવા બોધવડે ત્યાગી કરતી રહે તો મારે તો છતે પુત્રોએ સંતતિનો અભાવ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય એ મારા સ્વધર્મ અને વૈભવની અપેક્ષાએ દોષ ગણાવો ઘટે તે આત્માના એટલે ખરા સ્વરૂપના પ્રખર જ્ઞાનવાળી તારી દૃષ્ટિમાં દોષરૂપે નહિ દેખાતો હોય પણ હું એને દોષરૂપ જોઉં છું.

यदि ते मतिरियं कार्यमनुग्राह्यं वचो मम ।
तदेनं तनयं मार्गे प्रवृत्तेः संनियोजय ॥

માટે જો તું મારું પ્રિય કરવાનેજ ઇચ્છતી હો વા હું કહું તેમ કરીનેજ મને રાજી રાખવા ઇચ્છતી હો તો આ પુત્રને નિવૃત્તિ માર્ગમાં અભિરુચિ પ્રકટાવનારા આત્મજ્ઞાનનો બોધ નહિ કરતાં પ્રવૃત્તિમાર્ગમાં અભિરુચિ પ્રકટાવનારા ધર્માધર્મનો બોધ કરી તેને પ્રવૃત્તિમાર્ગમાં જોડવાનું કર.

कर्ममार्गसमुच्छेदं नैव देवि गमिष्यति ।
पितृपिंडनिवृत्तिश्च नैव साध्वि भविष्यति ॥

કે જેમ કરવાથી હે દેવિ! કર્મમાર્ગના ઉચ્છેદનો પ્રસંગ ન થાય અને હે સાધ્વિ! પિતૃઓને પિંડ મળતા અટકવાનો પ્રસંગ ન થાય.

पितरो देवलोकस्थास्तथा तिर्यक्त्वमागताः ।
तद्वन्मनुष्यतां याता भूतवर्गेषु ये स्थिताः ॥

જે પિતૃઓ દેવલોકમાં સ્થિત થયેલાં છે તેવી રીતે જે પિતૃઓ પશુપક્ષી આદિના ભાવને પામેલાં છે તેવી રીતે જે પિતૃઓ મનુષ્યભાવને પામેલાં છે તથા તેવી રીતે જે પિતૃઓ ભૂતવર્ગમાં સ્થિત છે,–

सपुण्यानसपुण्यांश्च क्षुत्क्षामांस्तृट्परिप्लुतान् ।
पिंडोदकप्रदानेन नरः कर्मण्यवस्थितः ॥

જે પિતૃઓ પોતાની પુણ્ય સંપત્તિવાળાં હોવાથી પોતાથીજ સુખી હોય કે જે પિતૃઓ પોતાની પુણ્ય સંપત્તિવાળાં ન હોવાથી પોતાથી સુખી ન હોય તે સર્વેને તથા જેમના કંઠ ભુખથી રુંધાતા હોય તથા તરસથી જેઓ વ્યાકુલ હોય તેઓ સર્વેને પિંડ અને જળના વિધિપૂર્વકના દાનવડે એટલે વિધિપૂર્વકના શ્રાદ્ધ તથા તર્પણવડે તેમને સર્વથા તૃપ્ત કરવાથી કર્મમાર્ગમાં રહેલા પુરુષે તેનો સ્વધર્મ કરેલો ગણાય.

सदाप्याययते सुभ्रु तद्वद् देवातिथीनपि ॥

તેવીજ રીતે હે સારાં ભવાંવાળી મદાલસા! પૂજનવડે દેવોને અને ભોજનસત્કારવડે અતિથિઓને પ્રસન્ન રાખવાથી પણ કર્મમાર્ગમાં સ્થિત પુરુષે પોતાનો સ્વધર્મ કરેલો ગણાય.

देवैर्मनुष्यैः पितृभिः प्रेतैर्भूतैः सगुह्यकैः ।
वयोभिः कृमिभिः कीटैर्नर एवोपजीव्यते ॥

દેવો, મનુષ્યો પિતૃઓ, પ્રેતો, ભૂતો અને ગુહ્યકો, વૃદ્ધો, કૃમિઓ ને કીડાઓ આ સર્વેની આજીવિકા કર્મમાર્ગમાં રહેલા ગૃહસ્થ પુરુષપર આધાર રાખનારી છે.

तस्मात्तन्वंगि मे पुत्रं यत्कार्यं क्षत्रयोनिभिः ।
ऐहिकामुष्मिकायालं तत्कर्म प्रतिपादय ॥

માટે હે સુંદર અંગોવાળી મદાલસા! ક્ષત્રિય જ્ઞાતિમાં જન્મેલા પુરુષોનું આ લોકના સંબંધવાળું તથા પરલોકના સંબંધવાળું જે કંઇ કર્તવ્ય હોય તે સર્વેનું સંપૂર્ણપણે પ્રતિપાદન તું મારા પુત્રપ્રતિ કરતી રહે. (ચાલુ)

---

## संकीर्ण

[ લેખકઃ શ્રી. માણિક્યવર્મા. ]

**પુરાણો શોધઃ—**

કોઈ કુશળ વૈદ્યે બહુ કાળપૂર્વે શોધ કરેલો છે કે રૂપીઆ ગળે બાંધવાથી મનુષ્યને બહુ હાનિ થાય છે. ગળે બાંધેલા રૂપીઆ માણસનું ગળું સાંકડું કરી નાંખે છે એટલુંજ નહિ, પણ ગળાને અને મગજને સંબંધ હોવાથી તે માણસનું મગજ બગાડે છે, ને તેથી તે ગળે વળગેલા રૂપીઆ ગળેથી છોડાવનારી કોઇ પણ ચીજ તે ગળે બાંધી શકતો નથી. વળી ગળું અતિશય સાંકડું થઇ જવાથી તેને બહુ લાભ કરનારી એવી કોઇ પણ ચીજ તે ગળે ઊતારી શકતો નથી. આમ ને આમ જો ચાલ્યું જાય તો તેનું પરિણામ એવું થાય છે કે પછી તેણે ગળે બાંધેલા રૂપીઆ બહુ ઉપાયે ને બહુ પ્રયત્ને પણ તેને ગળેથી વછૂટતા નથી, અંતે તે તેનું કમોત કરે છે. માટે,—

પોતાનું ભલું ઇચ્છનાર મનુષ્યે ભૂલેચૂકે ક્યારે પણ રૂપીઆને ગળે બાંધવા નહિ.

કલ્યાણનો વરસાદ:—

જેને ઘેર પ્રભુનું પૂજન છે, જેને ઘેર પ્રભુનું સ્મરણ છે, જેને ઘેર પ્રભુનું ધ્યાન છે, જેને ઘેર વૃદ્ધોનું માન અને વૃદ્ધોની સેવા છે, તથા જેને ઘેર દાનપુણ્ય છે તેને ઘેર કલ્યાણનો વરસાદ છે.

"धन्य जन्म जगतीतल तासु, पितुहि प्रमोद चरित सुनी जासु।"

આ પૃથ્વી ઉપર તે પુત્રનો જન્મ ધન્ય છે કે જેનું વર્તન સાંભળીને-જાણીને-પિતા બહુ પ્રસન્ન થાય છે.

"करतल चारी पदारथ ताके, प्रिय पितु मातु प्राणसम जाके।"

જેને પોતાનાં માતાપિતા પ્રાણની પેઠે વહાલાં છે — જે એવા સ્વાભાવિક પ્રેમથી માતાપિતાની સેવા કરે છે, તેને ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ મનુષ્યે પ્રાપ્ત કરવાયોગ્ય ચારે પુરુષાર્થ હથેળીમાં છે — મતલબ બહુ સહેલાઈથી પ્રાપ્ત થાય છે.

(શ્રીતુલસીકૃત રામાયણ)

મોક્ષના ચાર દ્વારપાળ:—

પ્ર. પરમલાભ કયો ? ઉ. સંતોષ.
પ્ર. પરમધન કયું ? ઉ. સત્સંગ.
પ્ર. પરમજ્ઞાન કયું ? ઉ. વિચાર. (પરમાત્માના સ્વરૂપનો વિચાર-બ્રહ્મવિચાર.)
પ્ર. પરમસુખ કયું ? ઉ. શમ. (અંતઃકરણની શાંતિ.)

"संतोषः परमो लाभः सत्संगः परमं धनम्।
विचारः परमं ज्ञानं शमश्च परमं सुखम्॥"

(શ્રીયોગવાસિષ્ઠ રામાયણ)

સત્સંગ:—

સોનારૂપાના કટકારૂપ ધનવડે આ વિશ્વના પદાર્થો મળી શકે છે, પણ તેવડે પરમ-દુર્લભ એવો મોક્ષ મળી શકતો નથી.

સત્સંગરૂપી ધનવડે મનુષ્ય ઉત્તરોત્તર સુખી થતો જઇ પરિણામે મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે.

જે પરમદુર્લભ એવા મોક્ષને મેળવી આપે તે પરમધન કેમ ન કહેવાય ?

મહાપુરુષનો ઉપદેશ:—

મહાપુરુષનાં વચનો-તેમનો ઉપદેશ-એ તેમનો અક્ષરદેહ છે. મહાપુરુષનો સાક્ષાત્ સત્સંગ જેમનાથી પ્રાપ્ત ન થઇ શકે તેમ હોય તેઓ પ્રયત્ન કરે તો તેમના અક્ષરદેહનો સત્સંગ અવશ્ય પ્રાપ્ત કરી શકે છે. માટે,—

બંધુઓને ભલામણ-પ્રાર્થના-વિનતિ:—

જો બની શકે તો આ 'આનંદાશ્રમ' માસિકના ૩ જા વર્ષના અંક ૭ માથી વર્ષ ૪ થા ના અંક ૮ સુધીમાં જણાવ્યા પ્રમાણે પોતાના ગામ કે શહેરમાં सनातनधर्ममंडळ-સ્થાપો, ને મોટાપાયાપર લોકોને સત્સંગ લાભ મળે તેવી વ્યવસ્થા કરો. જેમનાથી એમ ન બની શકે તે પોતાને ઘેર કે અન્ય સ્થળે સત્સંગમંડળ ચલાવવાનો પ્રયત્ન કરી સ્વપરનું કલ્યાણ સાધી શકે.

धर्मदानमनुत्तमम्–ધર્મદાનથી બીજું કોઈ પણ દાન શ્રેષ્ઠ નથી–ધર્મદાનજ સર્વોત્તમ દાન છે.

સદ્‌ગુરુ સેવાઃ—

પોતાના સદ્‌ગુરુના ઉપદેશનો પ્રચાર કરવાવડે મનુષ્યનાં દુઃખો દૂર કરી, તેમને પરમસુખી કરવાનો પ્રયત્ન કરવો તે પોતાના સદ્‌ગુરુની સાચી સેવા છે એમ પૂજ્યપાદ કૃપાનાથે જણાવેલું છે.

સદ્‌ગુરુસેવાના મહાફળનું માહાત્મ્ય વર્ણવી શકાય તેવું નથી. એક કવિ કહે છે કે જો પૂર્વના મહાપુણ્યના યોગે મનુષ્યજીવન પ્રાપ્ત થયું છે તો,—

"કરો કરો કાંઈક કામ સારું."

બીજા કવિ કહે છે કે,—

**"સારું કરી કરવું અધિક, સારું સારું ઉત્તમ"**



## તર્પણની ઝંખના

**[ લેખકઃ—શ્રી૦ દયાળસિંહ લાલસિંહ ઠાકોર. ]**

શ્રાવણ માસના સાત્ત્વિક દિવસો હતા અને શ્રાવણનાં સરવડાં વાતાવરણમાં શાંતિસૌંદર્ય પ્રસરાવી રહ્યાં હતાં. આ સમયે **જીર્ણદુર્ગના** ચરણમાં વહેતી **શ્યામશિલાના શ્યામઘાટ** ઉપર **તર્પણ** ચાલી રહ્યાં હતાં:—

**"आब्रह्मस्तंबपर्यन्तं देवर्षिपितृमानवाः । तृप्यन्तु पितरः सर्वे मातृमातामहादयः । अतीतकुलकोटीनां सप्तद्वीपनिवासिनाम् । आब्रह्मभुवनाल्लोकादिदमस्तु तिलोदकम् ॥"** ........ !

**શ્યામઘાટ**ની સામેના **શ્યામશિલા**ના તટપર એક આમ્રકુંજ આવેલી હતી ત્યાં સ્વચ્છ એવી સમ શિલાપર શાંત બેઠેલ બંધુયુગલના કાનપર શાસ્ત્રીય રીતે ચાલી રહેલ ઉપરોક્ત **તર્પણ**નો સાત્ત્વિક ધ્વનિ આવ્યોઃ એટલે એ બંનેએ એકબીજા સામું જોઈને માર્મિક એવું સ્મિત કર્યું... !

એ બંને બંધુઓનાં અંતઃકરણમાં એક પ્રકારની ઝંખના હતી અને એ ઝંખના એ બંનેનાં નેત્રોદ્વારા સૂક્ષ્મરીતે વ્યક્ત થઈ રહી હતી.

એ બંને બંધુઓનાં શરીર ભિન્ન છતાં હૃદય એક હતાં: ભાવના એક હતી: ઝંખના એક હતી... !

અત્યારે એ ઝંખના પાછળનો ઇતિહાસ આ પ્રમાણે સૂક્ષ્મરીતે ઉકલી રહ્યો હતો:—

"વર્ષો પહેલાંની એ વાત છે...ત્યારે નાથપ્રભુ શિક્ષક હતા...આપણા( ઉપરોક્ત બંને બંધુઓના )પિતાના સખા હતા...સમય જતાં નાથપ્રભુ શિક્ષકમાંથી સદ્‌ગુરુ થયા ને આપણા પિતા એઓશ્રીના શિષ્ય થયા...એટલે એ સખાભાવમાંથી સખાભક્તિ પ્રકટી...પછી તો પ્રતિવર્ષ આપણા પિતા નાથપ્રભુને આપણે ત્યાં પધરાવતા ને મહિના મહિનાસુધી સેવાનો લાભ લેતા અને આપણ સૌ કુટુંબિજનોને સેવાનો લાભ લેવરાવતા...આપણા પિતાની સાથે આપણાં માતા પણ પ્રભુની સેવામાં તલ્લીન રહેતાં...વૈભવ છતાં બંને વિરક્ત રહેતાં...બહોળું કુટુંબ છતાં અલિપ્ત રહેતાં...'મોહજિતના કુટુંબ જેવા થવું' એ આપણા પ્રભુના આશીર્વાદનું કૃપાફલ આપણે અનાયાસે અનુભવતા આવીએ છીએ...આપણા પિતાની અર્પણભક્તિ એવી કે નાથપ્રભુએ પણ પ્રસન્નતા દર્શાવેલીઃ—'તમારા ભક્તિયુક્ત અંતઃકરણના સ્મરણથી વૃત્તિ આનંદ અનુભવે છે...' આપણે ત્યાં પ્રભુની સ્થિતિ હોય તે દરમ્યાન આપણા પિતા પ્રભુની સેવામાં

રહેતા, પ્રભુ પાસે સૂતા ને પ્રભુનાં ચરણકમળ તળાંસવાની સેવા કરતા…પ્રભુ સાથે આપણા પિતા સવારે વહેલા ચાર વાગે ફરવા જતા…પ્રભુ આપણે ઘેર પધારતા, રસોડું જોતા ને પવિત્રતા પાળવામાટે આપણા માતાને કૃપાસૂચન કરતા…ત્યારે વહેલા મળસકામાં પ્રભુની ઘરે પધરામણી થતી…શરુ શરુમાં આપણાં દાદીમાને શંકા રહેતી એટલે પ્રભુનાં પાદારવિંદમાં એમને જ્યોતિનાં દર્શન થયાં એટલે પછી પ્રભુચરણમાં ઢળી પડ્યાં…આપણા પિતા પ્રભુની આરતી ઉતારતા ત્યારે આપણે બધાં ભાંડરુઓ આપણાં માતા સાથે આ પ્રમાણે એમાં સાદ પૂરાવતાં.—

> કદાપિ જો હોય ઈન્દ્રપદ, તુજપર જાઉં વારી કરી;
>
> પશ્ચાત્ વેચાઉં હું, શિર ઉપર પૂળી ધરી;
>
> તથાપિ તેમાંનું, કંઈ નથી મારું જરી;
>
> મનાવું પાડ એમાં શું, વણકૃપા તારી ખરી.

…આપણા પિતાને પ્રભુ ચોરાશી આસન કરી બતાવે…

…આપણા પિતાને પ્રભુ શક્તિચાલન મુદ્રાનો અભ્યાસ દૃઢ કરાવે, કુંડલિની જાગૃત કરી ષટ્ચક્રભેદન સિદ્ધ કરાવે ને સમાધિદશામાં સ્થાપે, જીવનસંકટમાંથી ઉગારે ને પ્રતિમામાં પ્રકટ થઈ પ્રત્યક્ષ દર્શન આપે…' વ્યવહાર પરમાર્થમાં કુશળ ' એવું આપણા પિતામાટે પ્રભુ પ્રમાણપત્ર આપે…આપણા પિતાના અવસાન સમયે પ્રભુ પ્રતિમામાંથી પ્રકટે ને યમદૂતોને હાંકી કાઢે ને પોતાના ધામમાં લઈ જાય…આપણા પિતાના દેહાવસાનના વ્યાવહારિક સમાચાર શ્રીખીલખા-આનંદાશ્રમમાં નાથપ્રભુને મળ્યા ત્યારે એઓશ્રી ગંભીર થઇ જઇ પ્રકટ વૈરાગ્યદશા અનુભવે અને એને અનુરૂપ આ પ્રમાણે વૈરાગ્યવાણી ઉચ્ચરે:—

> "પિથલસે મિજલસ ગઈ, તાનસેનસે રાગ;
> હસવો ખેલવો રમવો ગયો, સબ બિરબલકી સાથ."

…આપણા પિતાશ્રીના પરલોકગમન પછી આપણુ સૌને નાથપ્રભુ પોતાશ્રીની પારમેશ્વરી શક્તિવડે પોષે…સંકટમાંથી ઉગારે…આર્થિક મુંઝવણ મટાડે…રોગમુક્ત કરે…નવજીવન અર્પે…!

આજ આપણા પિતા નથી…પ્રભુ પણ સ્વધામ પધારી ગયા…આપણાં માતા પણ ગયાં…આપણું એ બહોળું કુટુંબ નથી…આપણો એ વૈભવ નથી…આપણો એ જીવનઉલ્લાસ નથી…માત્ર આપણા સદ્ગત પિતાની પ્રભુનો શાંતિસંદેશ ઘરઘર પહોંચાડવાની પવિત્ર ભાવનાને મૂર્તિમતી કરવાની હાર્દિક ઝંખના છે…આપણા પિતાની એ ભવ્ય ભાવનાને મૂર્તિમતી કરવી એમાં જ આપણા પિતાનું સાચું તર્પણ છે…અને એ તર્પણની સિદ્ધિ અર્થેજ જાણે કેમ "यस्यानुग्रहमिच्छामि तस्य सर्वं हराम्यहम्" જેવી આપણી સ્થિતિ થતી જાય છે…આપણો પ્રભુના આનંદધામ આનંદાશ્રમની નજદીક જતા જઇએ છીએ…અને એ અર્થેજ આપણો જીર્ણદુર્ગમાં નિવાસ…એ અર્થેજ આપણું ઉંચુ અંગ્રેજી અધ્યયન…એ અર્થેજ આપણું વ્યાવહારિક જીવનનું ધ્યેય…અને એ અર્થેજ આપણું જીવનસર્વસ્વ…!"

પિતૃતર્પણની—પ્રભુસેવાની એ પુણ્યજ્વાલામાં જલી જવાના એ બને બંધુઓને જીવનકોડ હતા…એ જ્વલનમાં એમને જીવન ઉલ્લાસનાં દર્શન થતાં…જીવનની ઇતિકર્તવ્યતા ભાસતી…!

## वाळकोने माटे

[ लेखकः—श्री० दयाळसिंह लालसिंह ठाकोर. ]

[૬]

વર્ણ અને આશ્રમ.

વર્ણ ચાર છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર.

બ્રાહ્મણ ઉપદેશ કરવાનું કામ કરે છે.

ક્ષત્રિય રક્ષણ કરવાનું કામ કરે છે.

વૈશ્ય વેપાર કરે છે.

શૂદ્ર સેવા કરે છે.

આશ્રમ પણ ચાર છે; બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યસ્ત.

બ્રહ્મચર્ય આશ્રમવાળો બ્રહ્મચારી કહેવાય છે.

બ્રહ્મચારી ભણે છે ને સેવા કરે છે.

ગૃહસ્થ આશ્રમવાળો ગૃહસ્થ કહેવાય છે.

ગૃહસ્થ પૈસા કમાય છે, પોતાના કુટુંબનું ભરણપોષણ કરે છે ને સાધુ-સંતનો સત્કાર કરે છે.

વાનપ્રસ્થ આશ્રમવાળો વાનપ્રસ્થ કહેવાય છે.

વાનપ્રસ્થ પૈસા કમાવાનું કામ છોડી દે છે અને પરમેશ્વરનું ભજન વધારે કરે છે.

સંન્યસ્ત આશ્રમ વાળો સંન્યાસી કહેવાય છે.

સંન્યાસી પરમાત્માનું સ્મરણ ને ધ્યાન કર્યા કરે છે.

---

## रामनाथनां दर्शने

શ્રાવણ સુદિ પ્રતિપદા એ સાત્ત્વિક એવા શ્રાવણમાસનો પહેલો દિવસ ને અનધ્યાયનો દિવસ હોવાથી શ્રીબીલખા–આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના કેટલાએક વિદ્યાર્થીઓ કોઠારી ને રસોયા આદિ શ્રીરામનાથનાં દર્શનાર્થે ગયા હતા.

આ રામનાથનું પવિત્ર સ્થાન શ્રીબીલખા–આનંદાશ્રમથી ઉત્તરે દોઢેક ગાઉ થાય. શ્રીબીલખા–આનંદાશ્રમથી ચાલતાં પ્રથમ શ્રીભીડભંજન મહાદેવનું મંદિર આવે છે, અને ત્યાંથી વકગંગા ઊતરીને આગળ રસ્તો ચાલે છે. વચ્ચે રેલવે લાઇન વટાવીને જતાં **શ્રીનાથઘાટ** આવે છે: અને પછી ખેતરો ને વૃક્ષોવાળો પાર્વતીય પ્રદેશ આવે છે. અહીં બે રાજ્યોની સીમાસૂચક ચિહ્ન છે. આ બે રાજ્યોમાં એક બરવાળાનું નાનું રાજ્ય ને બીજું જૂનાગઢનું મોટું રાજ્ય. બરવાળા રાજ્યના હિંદુ કાઠી રાજા છે અને જૂનાગઢ રાજ્યના મુસલમાન બાબી રાજા (નવાબ) છે. શ્રીબીલખા–આનંદાશ્રમ, શ્રીનાથઘાટ વગેરે બરવાળા રાજ્યની હદમાં છે. આગળ જતાં ગિરનારનું આ તરફનું એક નાકું આવે છે, અને ત્યાં જૂનાગઢ રાજ્યના જંગલખાતાના ચોકીદાર રહે છે. આ ગિરનારના નાકાને રામનાથનું નાકું કહે છે. અહીંજ એક ટેકરીપર શ્રીરામનાથ-મહાદેવનું મંદિર ને તે જગ્યાના મહંતનો મઠ છે. પાસે અન્નપૂર્ણા માતાજીનું તથા કાળભૈરવનું

પણ સ્થાન છે. અહીં એક ભોંયરું પણ છે, અને એમ કહેવાય છે કે આ ભોંયરું છેક ગિરનાર પર આવેલા ગુરુદત્તાત્રેયના શિખરસુધી જાય છે, હાલ આ ભોંયરાનું દ્વાર પત્થરવડે બંધ કરાવી દેવામાં આવ્યું છે.

આ જગ્યા પુરાતન ગણાય છે. એ વિષે એવી દંતકથા છે કે અહીં વર્ષો પહેલાં એક મહંત રહેતા તે બહુ તપસ્વી હતા, અને તેમના આશીર્વાદથી બીલખાનું રાજ્ય કાઠી રાજાઓને મળ્યું છે. બીજી એવી પણ દંતકથા છે કે એ તપસ્વી મહંત તરફથી એક પોઠિયો-બળદ બીલખા ગામમાં ભિક્ષા લેવામાટે આવતો ને તેના વળાવા તરીકે સાથે સિંહ પણ આવતો ને ગામની બહાર વડગંગાને કાંઠે એ સિંહ રોકાઈ જતો, અને જ્યારે પોઠિયો ગામમાંથી ભિક્ષા લઈને પાછો વળતો ત્યારે તેની ભેળો થઈ જતો.

રામનાથની ટેકરી પાસેજ બીજી એક ટેકરી છે. આ ટેકરી હિડિંબ રાક્ષસની બહેન હિડિંબાનો મંગાળો (ચૂલો) મનાય છે. અહીં રામનાથ પાસે થઈને ગુડાજલી નદી વહે છે, અને ત્યાં આવેલાં વૃક્ષોની ઘટા ચારે બાજુએ નાની નાની ટેકરીઓ હોવાથી અહીંનું દ્રશ્ય બહુ રમણીય લાગે છે, અને વાતાવરણ પણ શાંત લાગે છે.

રામનાથની જગ્યામાં યાત્રિકોને ઊતરવાની સારી સગવડ છે. રસોઈ કરવા માટેનાં વાસણો ને પાગરણ આદિની પણ વ્યવસ્થા છે. આ સઘળો પ્રબંધ કાઠી રાજાઓ તરફથી થયેલો છે.

અહીંથીજ ગિરનારનો પ્રદેશ શરુ થાય છે, અને આગળ ઝાડીમાં કેડી રસ્તે ચાલ્યા જઈએ તો દોઢેક ગાઉ ઉપર બોરદેવીનું સ્થાન આવે છે. બોરડીના વૃક્ષનીચે દેવીનું સ્થાન હોવાથી બોરદેવી કહેવાય છે. આ પણ સુંદર સ્થાન છે, અને અહીં પણ એક મહંત રહે છે. અહીં યાત્રિકોને ઊતરવાની, ખાવાપીવાનો સીધોસમાન ને રસોઇ કરવાનાં ઠામવાસણ ને પાગરણ આદિની પણ સગવડ છે. આ સ્થાન પણ ગિરનારને ફરતી પ્રદક્ષિણામાં આવે છે.

પ્રતિવર્ષ કાર્તિક સુદિ એકાદશીએ ગિરનારની પ્રદક્ષિણા શરુ થાય છે, ને કાર્તિક સુદિ પૂનમે પૂર્ણ થાય છે. કાર્તિક સુદિ એકાદશીની રાત્રિએ યાત્રિકો ગિરનારની તળેટી-ભવનાથમાં ભેળા થાય છે, અને બારશની સવારે વહેલાં ત્યાંથી ઉપડે છે; અને દૂધેશ્વર પાસે થઇને ગિરનારની ઘોડીઓ-ટેકરીઓ ને વૃક્ષોની ઝાડીમાં થઇને ત્રણેક ગાઉ ઉપર આવેલી ઝીણાબાવાની મઢીએ આવે છે: અને અહીં મુકામ કરે છે. આ ઝીણાબાવા એક ચમત્કારી સાધુ થઇ ગયા છે એમ કહેવાય છે, અને તે આ તેમનું સ્થાન છે. અહીં પણ મીઠા પાણીનો ઝરો, વૃક્ષોની ઘટા અને મેદાન વગેરેનું દ્રશ્ય મનોહર છે. બારશનો આખો દિવસ યાત્રિકો અહીં ગાળે છે: ખાઇપી આનંદ કરે છે; ને ભજનકીર્તન પણ કરે છે. તેરશની સવારે અહીંથી યાત્રિકો રવાના થાય છે, અને ગિરનારની ઘોડીઓ વટાવતાં વટાવતાં માળવેલો નામના સ્થાનમાં આવે છે, ને મુકામ કરે છે. અહીં પાસે સુરજકુંડનું પણ સ્થાન છે; ત્યાં પણ કેટલાક મુકામ કરે છે. અહીં પણ વૃક્ષો, ઝરાઓ આદિનું નૈસર્ગિક સૌંદર્ય દર્શનીય છે. તેરશની રાત્રિ અહીં ગાળી ચૌદશની વહેલી સવારે યાત્રિકો ચાલે છે ને બોરદેવીના સ્થાનમાં આવી મુકામ કરે છે. ચૌદશનો દિવસ બોરદેવીમાં ગાળી પૂનમની સવારે યાત્રિકો પાછા ભવનાથ આવે છે, અને દામોદરકુંડમાં સ્નાન કરી, દાનપુણ્ય દર્શનાદિ કરીને સ્વસ્થાને જાય છે.

ઝીણાબાવાની મઢી, સુરજકુંડ, માળવેલો, બોરદેવી વગેરે પણ જૂનાગઢ રાજ્યમાં છે, અને ત્યાં તે રાજ્યના જંગલખાતાના ચોકીદારો અને જંગલના ઇજારદારનાં માણસો રહે છે. ગિરનારની પ્રદક્ષિણા બારગાઉની છે. ગિરનારની તપોભૂમિ; ત્યાંનું નૈસર્ગિક સૌંદર્ય, સાત્વિક ને શાંત વાતા-

વરણુ: એ બધું જાતે અનુભવવા જેવું છે.

આપણા નાથપ્રભુ પણ આ ગિરનારના પવિત્ર પ્રદેશમાં વિચરેલા; અને આચાર્યસ્થિતિમાં પણ શિષ્યો સાથે ગિરનારની પ્રદક્ષિણા કરેલી, અને રામનાથ પણ પધારેલા; માટે આપણે સૌએ પણ આ સ્થાનોમાં દર્શનનો લાભ જીવનમાં એકવાર તો જરૂર લેવો જોઇએ.

---

## आर्यप्रजानुं प्रतिनिधि केवल एक आर्यप्रजानुं शास्त्र छे.

**[ લેખક:–મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ ]**

હવે પછી હિંદુસ્તાનના રાષ્ટ્રશાસનનું વિધાન નવેસર કરવાનું છે અને હિંદુસ્તાનમાં વસી રહેનારી વિવિધ પ્રજાઓના તથા સંગઠિત થઇ રહેનારી સંકીર્ણ સંસ્થાઓના પ્રતિનિધિઓ સાથે મળીને તેનું વિધાન કરશે એવા અર્થનું પ્રસિદ્ધ પ્રકાશન થયેલું છે.

રાષ્ટ્રશાસનમાં ઉપજખર્ચની વ્યવસ્થા, વેપાર રોજગારનું નિયમન તથા દુષ્ટના દમનપૂર્વક સાધુના સંરક્ષણની યોજનાપૂરતોજ સમાવેશ હોય તો તેવા રાષ્ટ્રશાસનનું વિધાન કરવાના કામમાં સર્વે પ્રજાઓ તથા સંસ્થાઓ કાંઇ પણ સંકોચવિના પોતપોતામાંની કોઇ સુયોગ્ય વ્યક્તિઓને પોતપોતાનું પ્રતિનિધિત્વ આપી શકે.

પણ હવે પછી કરવાના રાષ્ટ્રશાસનના વિધાનમાં જો પ્રજાઓ તથા સંસ્થાઓના ધાર્મિક તથા ધર્મથી ઓતપ્રોત થએલા સામાજિક આચારવિચારોના બંધારણનો પણ સમાવેશ કરવાનો હોય તો તેવા રાષ્ટ્રશાસનનું વિધાન કરવાના કામમાં જે પ્રજાઓ તથા સંસ્થાઓને પોતપોતાનાં પ્રાચીન શાસ્ત્રો સાંપડેલાં છે તે પ્રજાઓ તથા સંસ્થાઓ આજ કોઇને પોતાનું પ્રતિનિધિત્વ આપી શકે એમ નથી.

જે પ્રજાઓને તથા સંસ્થાઓને પોતપોતાનાં પ્રાચીન શાસ્ત્રો સાંપડેલાં છે તે પ્રજાઓને તથા સંસ્થાઓને પોતપોતાનાં તે પ્રાચીન શાસ્ત્રોને અનુસરીને બંધાયેલા બંધારણવાળા પોત-પોતાના ધાર્મિક આચારવિચારો તથા પોતપોતાના તેવા ધર્મથી ઓતપ્રોત થએલા સામાજિક આચારવિચારો તેમને પોતપોતાને પ્રાચીનપરંપરાથી આજપર્યંત ઉતરી આવેલા છે અને આજ પણ તે પ્રજાઓ તથા સંસ્થાઓ પોતપોતાનાં પ્રાચીન શાસ્ત્રોને અનુસરીને બંધાયેલા બંધારણવાળા પોતપોતાના તે પ્રાચીન પરંપરાવાળા ધાર્મિક તથા ધર્મથી ઓતપ્રોત થએલા સામાજિક આચારવિચારોમાં પોતાનું કલ્યાણ જોનારી હોવાથી તેમાં કાંઇ ફેરફાર કરવા દેવા તૈયાર નથી.

રાષ્ટ્રશાસનનું વિધાન કરવાના કામમાં વરણુ પામેલાં પ્રતિનિધિઓ બહુધા આજ અર્વા-ચીન સંસ્કૃતિના સંસ્કારોથીજ તરબોળ થએલાં હોય છે.

પ્રતિનિધિત્વના વરણુની પ્રક્રિયા પણ આજ વિચિત્ર છે.

સર્વે મનુષ્યોને સમાન ગણવાના ખોટા ખ્યાલથી જેમને રાષ્ટ્રનો કે શાસનનો કાંઇ ખ્યાલ હોતો નથી એવાં પેટ ભરવાના ધંધા પાછળ વા વૈભવવિલાસમાં રાતદિવસ રોકાઈ રહેનારાં મનુષ્યોના મતો પણ પ્રતિનિધિત્વના વરણુમાટે મતો ગણવામાં આવે છે.

પ્રતિનિધિત્વના વરણુમાટે ઉમેદવાર મનુષ્યો મતો મેળવવા માટે જે અવિહિત આચાર-વિચારોનો પ્રચાર કરે છે તે જોનાર તથા જાણનારને તો અર્વાચીન સંસ્કૃતિ જાણવી કે વિકૃતિ જાણવી તેના વિમાસણમાં નાંખી દે એવા હોય છે.

પ્રાચીન સંસ્કૃતિના સંસ્કારથી સંસ્કૃત થએલી પ્રજાઓ તથા સંસ્થાઓ જે આચારવિચારને નિંદ્ય ગણે છે અને જે આચારવિચારને આદર આપનાર વ્યક્તિને સદાચારથી ભ્રષ્ટ ગણે છે તેવા

આચારવિચારોનું પ્રસિદ્ધ પ્રદર્શન કરનારાંઓ આજ પ્રતિનિધિત્વના વરણમાં પ્રથમ પંક્તિમાં વરાય છે.

આવી પરિસ્થિતિમાં પોતપોતાની પ્રાચીન સંસ્કૃતિથી સંસ્કૃત થએલી પ્રજાઓ તથા સંસ્થાઓ રાષ્ટ્રશાસનનું વિધાન કરવાના કામ માટે કોઇને પણ પોતાનું પ્રતિનિધિત્વ આપી શકે નહિ એ સુસ્પષ્ટ છે.

બીજી બાજુ જોતાં કોઇ પણ રાષ્ટ્રના શાસનનું વિધાન કરવાનો ખરો અધિકાર તે રાષ્ટ્રને ઉપસ્થિત કરનારનો એટલે પરમેશ્વરનો છે.

અવલોકન કરનારને સહેજ જણાઇ આવે એવું છે કે પ્રત્યેક અને સર્વ રાષ્ટ્રોના શાસનનું વિધાન પરમેશ્વરે ગોઠવેલું પણ છે. એ વિધાનમાં રાજ્યને મુખ્યપણે એ વિધાનનું સુકાન સુપરદ કરેલું છે.

પણ અર્વાચીન સંસ્કૃતિના સંસ્કાર પામેલાં રાજ્યને તથા પ્રજાઓને આજ પરમેશ્વરે કરેલા રાષ્ટ્રશાસનના વિધાનમાં સંતોષ નથી. તેઓ પોતપોતાના ડહાપણને ખરું ડહાપણ માની પોતાના તે ડહાપણને અનુસરીને નવાં વિધાનો કરવા માગે છે. તેમાં અવરોધ કરનારાંઓનો અવરોધ કદી ખરા આધારવાળો હોય તોપણ કેવળ અવિચારી અને દ્વેષ આદિના મૂળવાળો ગણે છે. તેમને પ્રગતિનાં શત્રુ માને છે. પણ પોતે પ્રાચીન સંસ્કૃતિમાં રહેલા તથ્યને જોવાનો શ્રમ સ્વીકારતાં નથી અને પરિણામે ખરા કલ્યાણનો માર્ગ છોડી અકલ્યાણના માર્ગનું ગ્રહણ કરતા કરાવતા થાય છે એ પોતાની ભૂલ તેઓ જોઇ કે જાણી શકતાં નથી.

જો હિંદુસ્તાનમાં રાષ્ટ્રના શાસનનું સુખદ વિધાન કરવું હોય તો હિંદુસ્તાનમાં વસી રહેનારી પ્રત્યેક તથા સર્વ પ્રજાઓને તેમજ સંગઠિત થઇ રહેનારી પ્રત્યેક તથા સર્વ સંસ્થાઓને અન્યને અવિરોધી એવા તેમના ધાર્મિક આચારવિચારોનું શાસન તેમના ધર્મગુરુઓને અને સામાજિક આચારવિચારોનું શાસન તેમના સમાજના અગ્રેસરોને રહેવા દઇ તેઓ તે તે શાસન તેમના શાસ્ત્રોને અનુસરીને ચલાવે છે કે નહિ તે જોતા રહેવા પૂરતું કાર્ય રાજ્યનું રહેવું જોઇએ.

અને મુખ્યપણે તો રાજ્યની ઉપજખર્ચની સુવ્યવસ્થા, વેપારરોજગારનું સારું નિયમન અને દુષ્ટના દમનપૂર્વક સાધુના સંરક્ષણની સારી યોજનામાં રાજ્યે સાવધાન રહી આંતર તથા બહારનાં આક્રમણોથી રાષ્ટ્રનું સારી રીતે સંરક્ષણ બન્યું રહે એવું વિધાન રાજ્યે કરવું જોઈએ છે.

---

## શ્રીઆનંદાશ્રમ—સમાચાર

### ( શ્રાવણમાસ )

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છેઃ અને એટલા માટેજ શક્ય તેટલા ઝીણા મોટા સમાચાર આપવાની પ્રથા રાખેલી છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણ જેવી લાગે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલે ફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવામાં હેતુ છે.

ઉપરાંત બંધુભગનીઓનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય

તાજો રહે છે, અને એ રીતે વ્યવહાર પરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઈ શકાય છે. ]

**શ્રીસદ્ગુરુદેવનું પૂજન:**—ગત શ્રાવણ સુદિ બળેવના દિવસે શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના શાસ્ત્રીઓ, વિદ્યાર્થીઓ તથા સાધકો આદિએ મળી ઉપાકર્મસંસ્કાર કરી વિધિપૂર્વક નૂતનયજ્ઞોપવીત ધારણ કર્યાં હતાં, પશ્ચાત્ તન્નિમિત્તે સૌ આનંદાશ્રમવાસીઓએ મળી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું પૂજન વિધિપૂર્વક કર્યું હતું, ત્યારબાદ સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયાં હતાં.

ઉપરોક્ત દિવસે ગામના બ્રાહ્મણાદિને શ્રીઆનંદાશ્રમતરફથી પાકના લાડુ પ્રસાદતરીકે આપવામાં આવ્યા હતા.

ગત શ્રીકૃષ્ણજન્માષ્ટમીના દિવસે આનંદાશ્રમવાસીઓ, સાધકો તથા ગામનાં બંધુબ્હેનોએ મળી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું, ત્યારબાદ પંડિત રઘુનંદનજીએ "શ્રીકૃષ્ણજન્માષ્ટમીવ્રત" એ વિષયપર વ્યાખ્યાન કર્યું હતું. પશ્ચાત્ ધૂન-કીર્તન થયાં હતાં તથા સૌને પ્રસાદ અને ચરણામૃત અપાયાં હતાં

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેક:**—આ માસમાં નીચેના ગૃહસ્થોતરફથી લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતા:—

બોરીવલિના એક ભક્તજનતરફથી લઘુરુદ્ર ૧ મુંબઈનિવાસી એક ભક્તજન તરફથી લઘુરુદ્ર ૧ કરાંચીનિવાસી શ્રી. મેનજી જાદવજીનાં સાસુ સદ્ગત વાલીબાઈ તરફથી લઘુરુદ્ર ૧ દેવગામવાળા વાળા ભુરાભાઈ પુંજાભાઈ તરફથી લઘુરુદ્ર ૧, ગંગાસ્વરૂપ જડીલક્ષ્મી રઘુનાથજી કીકાણી જૂનાગઢવાળા તરફથી લઘુરુદ્ર ૧, બેન વિજ્યાલક્ષ્મીબાઈ-ધંધુકાવાળા તરફથી લઘુરુદ્ર ૧, શ્રી. દ્વારકાદાસ ખેતસી કરાંચી-પાંચ રુદ્રાભિષેક, જામજોધપુરના એક સજ્જન ૧ રુદ્રાભિષેક, શ્રી. કાનજી પુરુષોત્તમ-વંથલી ૧ રુદ્રાભિષેક.

**મહામૃત્યુંજય મંત્રજપ:**—આ માસમાં શ્રી. ભોગીલાલ જગજીવનદાસ દેશાઈ-જૂનાગઢ વાળા તરફથી વિધિપૂર્વક સબીજ મહામૃત્યુંજયમંત્રના સવાલક્ષ જપનું અનુષ્ઠાન કરાવવામાં આવ્યું હતું, તથા તેમનાતરફથી બ્રાહ્મણોને ભોજન આપવામાં આવ્યું હતું.

**મુખ્યભેટ:**—આ માસમાં રૂ. ૧૦] ઉપરાંત નીચે પ્રમાણે મુખ્યભેટ આવેલી છેઃ— રૂ. ૧૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી કરાંચી. રૂ. ૨૦-૧૨-૦ શ્રી. કેવળચંદ કાનજી પારેખ ગોંડલ.

**ભોજન અને થાળ:**—આ માસમાં નીચેના ગૃહસ્થો તરફથી પૂજ્યપાદશ્રીની સેવામાં થાળ ધરવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં.

રૂ. ૧૬-૧૨-૦ શ્રીબોરીવલિના એક ભક્તજન. રૂ. ૧૭-૮-૦ શ્રી. સબળસિંહ જાલમસિંહ ઠાકોર-કુંતિયાણા. રૂ. ૧૪-૧૨-૯ પૂજારી બ્ર. દલપતરામ પ્રભુરામ રાવળ-મીતડી. રૂ. ૧૩-૧૩-૦ શ્રી. હિંમતલાલ નાગરદાસ ભટ્ટ-લીંબડી. રૂ. ૧૬-૪-૦ શ્રીમતી બ્હેન ફુલકુંવરબાઈ-મુંબઈ. રૂ, ૧૩-૮-૦ શ્રી. ચતર્ભુજ ભીમજી દવે-પોરબંદર.

ઉપરાંત નીચેના ગૃહસ્થોતરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂ. ૧-૪-૦ શ્રી. નરભેરામ ઓધવજી અઢીયા-ખીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. અંબાલાલ તુલજારામ જંબુસર. રૂ. ૬-૪-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી ( પાંચ થાળ ). રૂ. ૧-૪-૦ શ્રી.



દરજી લાલજી જેઠા–કરદેજ. રૂા. ૧–૪–૦ શ્રી. ભાનુશંકર પ્રભુરામ–મીતડી. રૂા. ૧–૪–૦ શ્રી. ડોલતસિંહજી અદાભાઈ–ખીલખા. રૂા. ૧–૦–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી–આનંદાશ્રમ–બીલખા. રૂા. ૧–૪–૦ શ્રી. વાળા ભુરાભાઈ પુંજાભાઈ–દેવગામ. રૂા ૧–૪–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂા ૧–૪–૦ એક ભક્તજન–મુંબઈ. રૂા. ૧–૪–૦ વકીલ મૂળશંકર કાનજી–બીલખા. રૂા. ૧–૪–૦ શ્રી. મોનજી જાદવજીનાં સાસુ બાઈ વાલીબાઇ તરફથી–કરાંચી. રૂા. ૧–૪–૦ શ્રી. સોમજી વાલજી ઠક્કર–ખડીયા. રૂા. ૪–૦–૦ ગંગાસ્વરૂપ બેન જડીલક્ષ્મી રઘુનાથજી કોઠારી–જૂનાગઢ ( ત્રણ થાળ ). રૂા. ૧–૪–૦ શ્રી. દુર્ગાશંકર નાગરદાસ ભટ્ટ–લીંબડી. રૂા. ૧–૪–૦ શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય–લીંબડી. રૂા. ૫–૪–૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ ઠાકોરનાં ધર્મપત્ની બાઇ કમળાગૌરીએ પોતાના પિતાની માંદગીવેળા કરેલી માનતાનિમિત્તે ( ૪ થાળ ), રૂા. ૧–૦–૦ શ્રી. નરભેરામ ઓધવજી–બીલખા. રૂા. ૧–૪–૦ શ્રી. લાલજી ઓધવજી–બીલખા. રૂા. ૫–૪–૦ શ્રી. કેશવજી જીણાભાઈ–જૂનાગઢ ( ચાર થાળ ). રૂા. ૨–૮–૦ શ્રી. શેઠ પ્રાગજી દેવજી–કરાંચી ( બે થાળ ). રૂા. ૧–૪–૦ શ્રી. કાનજી પુરુષોત્તમ–વંથલી. રૂા. ૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–ગોધરા.

સિવાય શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં પ્રસાદાર્પણ નિમિત્તે નીચેની રકમો મળી છેઃ— રૂા. ૦–૪–૦ શ્રી. પુરુષોત્તમ લક્ષ્મણરામ રામી–વડનગર. રૂા. ૦–૪–૦ શ્રી. લક્ષ્મણરામ કાશીરામ રામી–વડનગર રૂા. ૦–૫–૦ શ્રી. કાશીરામ રામચંદ્ર–વડનગર.

અખંડદીપકઃ—આ માસમાં નીચેની રકમો અખંડદીપકમાટે આવેલી છેઃ—

રૂા. ૫–૪–૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ–કુંડલા. રૂા. ૦–૪–૦ શ્રી. સબળસિંહ જાલમસિંહ કુંતિયાણા. રૂા. ૦–૪–૦ વાળા ભુરાભાઈ પુંજાભાઈ–દેવગામ. રૂા. ૦–૪–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી–જૂનાગઢ. રૂા. ૦–૪–૦ શ્રી. મોનજી જાદવજીનાં સાસુ બાઇ વાલીબાઈ–કરાંચી. રૂા. ૧–૪–૦ બહેન કંકુબાઈ ગૌરીશંકર મહેતા–લીંબડી ( દીપમાળ નિમિત્તે ). રૂા. ૦–૪–૦ શ્રી. ચંદુલાલ માવજી તરફથી શ્રીપ્રભુશ્રીને દૂધ ધરવામાટે. રૂા. ૧–૪–૦ વાળા ભુરા પુંજા–દેવગામ તરફથી વિદ્યાર્થીઓને દૂધ પાવા નિમિત્તે. રૂા. ૧–૪–૦ ગં. સ્વ. ગંગાબાઈ–વડનગર તરફથી વિદ્યાર્થીઓને દૂધ પાવા નિમિત્તે. રૂા. ૨૦–૦–૦ મુંબઈ નિવાસી શેઠ રાજસી જીવરાજભાઈતરફથી જિજ્ઞાસુ બંધુબ્હેનોને રુદ્રાક્ષના બેરખા આપવા માટે આવ્યા છે.

રૂા. ૨૫–૪–૦ મુંબઇનિવાસી શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકોર તરફથી શ્રાવણ માસમાં દરરોજ પ્રભુશ્રીને એક થાળ ધરાવવા માટે, સવારસાંજ પ્રભુશ્રીને દૂધ ધરાવવા માટે તથા એક માસ અખંડદીપક માટેના મળ્યા છે. રૂા. ૨–૬–૦ લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક કરાવનારા ગૃહસ્થો તરફથી પૂજાપા નિમિત્તે.

———:૦:———

**શ્રીસનાતનધર્મપ્રચારઃ**—ગતાંકમાં જણાવ્યા પ્રમાણે શ્રી. ભાઇશંકર ધનજી દવે તથા શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝાએ નીચેનાં સ્થળોએ જઇ સનાતની જનતાને પૂજ્યપાદ કૃપાનાથનો શાંતિ સંદેશનો પ્રવચનોદ્વારા સુંદર લાભ આપ્યો છે તથા કાઠિઆવાડમાં ભિન્નભિન્ન સ્થળે શ્રીઆનંદાશ્રમ તરફથી ચાલતા સનાતનધર્મ શિક્ષણના વર્ગોનું નિરીક્ષણ કરી તે કાર્યની વૃદ્ધિ માટે સુંદર પ્રયાસ કર્યો છે.–

અષાઢ વદિ ૧૩ જૂનાગઢમાં શ્રી. મંત્રીજી પોપટલાલ તારાચંદ વકીલને ત્યાં સર્વ ગુરુબંધુઓ સમક્ષ શ્રીસદ્‌ગુરુદેવનો મહિમા તથા દીક્ષાસંબંધી સુંદર વિવેચન કરી ભજનધૂન થયાં હતાં.

આષાઢ વદિ ૧૪ **જૂનાગઢમાં** ઋષિગુરુકુલ બ્રહ્મચર્યાશ્રમમાં પંડિત મયારામદાસજીના આમંત્રણથી ત્યાં વ્યાખ્યાનનો ક્રમ ગોઠવવામાં આવ્યો હતો. તે સમયે ગામમાંથી વકીલો, હાઇસ્કૂલના શિક્ષકો તથા અન્ય સજ્જનોએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી. કાશીસ્થ પં. હરદેવશર્માના પ્રમુખપદે સભા મળી હતી. તેમાં "જીંદગીનું ધ્યેય" "યોગ અને સનાતન ધર્મની મહત્તા" એ વિષયોપર વ્યાખ્યાન થયું હતું. ગિરનારની જગાના બે મઢધારી મહંતોની પણ હાજરી હતી. વ્યાખ્યાન પછી પં. હરદેવશર્માએ તથા બીજા એક બ્રહ્મચારીએ ઉપસંહાર કર્યો હતો. ત્યાંથી શ્રી. પોપટલાલ તારાચંદ વકીલને ઘેર મંડળમાં વ્યાખ્યાન આપી શ્રી. ગુલાબરાય અંબાશંકર રાવળને ત્યાં રાત્રિનિવાસ કર્યો હતો.

આષાઢ વદિ ૩૦—**વંથલીમાં** સંસ્કૃતપાઠશાળામાં સનાતની જનતાના આગ્રહથી "સનાતન ધર્મની મહત્તા" એ વિષયપર વ્યાખ્યાન આપ્યું હતું, તથા પાઠશાળા પણ તપાસી હતી.

શ્રાવણ સુદિ ૧—**માણાવદર** સંસ્કૃતપાઠશાળાના વિશાળહોલમાં સનાતનધર્મપર વ્યાખ્યાન કર્યું તેમાં દિવાનસાહેબના શિરસ્તેદાર, રે. ખાતાના શિરસ્તેદાર, વકીલો, શિક્ષકો તથા વિદ્યાર્થીઓએ સારી હાજરી આપી હતી.

શ્રાવણસુદિ ૨–૩–૪ **કુતિયાણામાં** શ્રી. કરસનજીભાઇએ જનતા સમક્ષ "અસલ સુખ તથા નકલી સુખ તથા દુઃખ" એ વિષયપર વ્યાખ્યાન આપ્યું હતું. પાઠશાળામાં પણ દીક્ષામહત્ત્વ તથા ગુરુદેવની આજ્ઞાનું પાલન એ વિષયપર વ્યાખ્યાન થયું હતું. ત્યાંનો સનાતનધર્મ શિક્ષણવર્ગ પણ તપાસવામાં આવ્યો હતો. તથા ગિરધારી ધર્મશાલાના વ્યાખ્યાન હોલમાં ગુરુબંધુઓ તથા અન્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થોની હાજરીમાં "સનાતનધર્મ, પરમપદની પ્રાપ્તિ અને યોગ" એ વિષયપર વ્યાખ્યાન થયું હતું.

શ્રાવણ સુદિ ૫–૬–૭:—**પોરબંદર**–આનંદાશ્રમમાં મુકામ કર્યો હતો. આજે ગુરુવાર હોવાથી આનંદાશ્રમમાં બહેનોનું સત્સંગમંડળ મળ્યું હતું. તે સમયે પૂજ્યપાદશ્રીનું જીવનચરિત વંચાયા બાદ ચાલતા પ્રસંગપર વિવેચન કર્યું હતું. પછી સંન્યાસાશ્રમમાં હાજરી આપી હતી. આનંદાશ્રમમાં ચાલતી કન્યાસંસ્કૃત વિદ્યાલયનું નિરીક્ષણ કર્યું: આ કાર્યમાં પ્રજ્ઞાચક્ષુ મેઘજીભાઇ સારો લાભ આપી રહ્યા છે. સંન્યાસાશ્રમમાં શ્રી. શાસ્ત્રીજી રેવાશંકરભાઇના પ્રમુખપદે સભા મળતાં "સનાતનધર્મ અને કર્મ તથા ઉપાસના માર્ગમાં ભક્તિયોગ" એ વિષયપર વ્યાખ્યાન કર્યું હતું. આ સમયે લગભગ ૩૦૦ જિજ્ઞાસુ બંધુબહેનોની હાજરી હતી. શ્રી. શેઠ ભાણજી લવજીની ધર્મશાળામાં હરિકથાકાર શ્રી. મૂળશંકર હરિદાસ બુવાના મંડળમાં પણ ભગવત્ શરણાગતિ અને અનન્યચિંતન એ વિષયપર વ્યાખ્યાન આપ્યું હતું. શ્રોતાજનોની સંખ્યા ૨૦૦ લગભગ હતી.

શ્રાવણ સુ. ૮–૯ :—**જામજોધપુરમાં** ગુરુબંધુઓને બોલાવી તેમનો અભ્યાસ તપાસ્યો તથા સાંજે ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે નગર પ્રદક્ષિણા કરી હતી. ત્યારબાદ ધાર્મિક વ્યાખ્યાન થયું હતું. આ સમયે આશરે ૧૦૦૦ માણસોએ હાજરી આપી હતી.

શ્રાવણ સુદિ ૧૦:—**શ્રાફામાં** દરબારગઢમાંના દીક્ષિત બહેનો અને અન્ય બહેનો સમક્ષ શ્રીસદ્‌ગુરુમહિમા એ વિષયપર વ્યાખ્યાન આપ્યું હતું, તથા ત્યાંના આનંદાશ્રમની સ્થિતિ તપાસી હતી.

શ્રાવણ સુદિ ૧૧–૧૨:—**ભાણવડની** મિડલસ્કૂલના મકાનમાં વ્યાખ્યાન માટેની યોજના થતાં રા. મામલતદાર સાહેબ, મુન્સફ સાહેબ, વકીલો અને અન્ય સંભાવિત ગૃહસ્થોની હાજરીમાં મેઘરાજાને મહેર કરવા પ્રાર્થના કરી હતી. ત્યારબાદ ધાર્મિક વ્યાખ્યાન આપ્યું હતું. ૧૭૫ થી ૨૦૦ શ્રોતાજનોની હાજરી હતી. વ્યાખ્યાન થઇ રહ્યાબાદ શ્રી. મામલતદાર સાહેબે તથા તાલુકા

સ્કૂલ માસ્તરે ઉપસંહારરૂપે વિવેચન કર્યું હતું, તથા આપણા મંડળના બંધુઓને ગુરુમહિમાપર વિવેચન કરી અભ્યાસમાટે ઉત્સાહિત કર્યા હતા.

**શ્રીલીંબુડા આનંદાશ્રમ:**—અહિંના આશ્રમમાં શ્રાવણ વદિ ૮ શ્રીકૃષ્ણજન્માષ્ટમીના દિવસે સૌ ભાઈઓ તથા બહેનોએ મળી પૂજ્યપાદ કૃપાસિંધુ પ્રભુશ્રીનું પૂજન વિધિપૂર્વક કર્યું હતું. " વિપ્ર બંધુઓ શાંતિપાઠ, તથા રુદ્રીનો પહેલો તથા બીજો અધ્યાય, તથા શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્ર બોલ્યા હતા. સારબાદ શ્રીરામાયણમાંથી થોડું વાચન, તથા ભજન ધૂન થયાં હતાં. પછી સૌને પ્રસાદી અને ચરણોદક અપાયાં હતાં. પચાસેક માણસોએ પૂજનનો લાભ લીધો હતો.

ઉટડી ગામેથી બે પટેલ બંધુઓ આ પૂજનનો લાભ લેવા માટે આવ્યા હતા. ઉટડીગામ અહિંથી ત્રણેક ગાઉ થાય.

——:o:——

## परचुरण भेट

આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથનાં દર્શનસત્સંગમાટે આવેલા ગૃહસ્થોતરફથી તથા મની-ઓર્ડરદ્વારા નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છે:—

રૂ. ૭–૧૨–૦ દરજી લાલજી જેઠા કરદેજ
૧–૧૨–૦ શ્રી. મધુવનદાસ ચંદુલાલ–ગ્વાલીયર તરફથી જાન્યુઆરીથી જુલાઈ સુધીના નિત્યદાનના.
૦–૮–૦ મોહનસિંહ નારણસિંહ–કુંતિયાણા.
૧–૪–૦ બોરીવલીના એકભક્તજન
૦–૧–૦ કાંતિલાલ ભાણજી બગસરા.
૧–૦–૦ શ્રી. પ્રતાપરાય મુગટરામ-માંડળ
૦–૧૧–૦ માંડળમાં પરચુરણભેટના.
૧–૪–૦ શ્રી. વિઠ્ઠલદાસ શામજી–કુંડલા.
૧–૦–૦ વ્રજદાસ પાનાચંદ–દીવ
૧–૦–૦ સોમનાથ હરજીવન–વીલેપારલા.
૨–૦–૦ બેન મોંઘીબાઈ બેચર–કુંડલા.
૨–૦–૦ શ્રી. દામજી નાગજી ,,
૦–૮–૦ ,, મગન આણંદજી ,,
૦–૪–૦ ,, દુર્લભજી નાગજી ,,
૦–૪–૦ શ્રી. કલ્યાણજી કાનજી ,,
૧–૦–૦ ,, મંગળદાસ માધવલાલ–સાદરા.
૧–૦–૦ શ્રી. ઈશ્વરલાલ અંબાશંકર–સાદરા.
૧–૦–૦ ,, અમથાલાલ જગજીવન–માણસા.
૧–૦–૦ બેન તારાગૌરી હીરાલાલ–કાલોલ.
૨–૦–૦ શ્રી. સોમનાથ ત્રિકમલાલ–અમદાવાદ
૫–૦–૦ ,, સુખળસિંહ જાલમસિંહ–કુંતિયાણા

૧–૦–૦ શ્રી. રેવાશંકર અંબાશંકર–લાલપુર
૦–૮–૦ ,, લક્ષ્મીશંકર અંબાશંકર–ફગાસ.
૦–૪–૦ ,, રેવાશંકર ભાઈનાં પત્ની–લાલપુર.
૦–૪–૦ ,, નરભેરામ ઓધવજીનાં પત્ની.
૦–૪–૦ બેન લાધુ નરભેરામ-બીલખા.
૦–૬–૦ શ્રી. વ્રજલાલ નરભેરામ– ,,
૨–૦–૦ બેન જાનબાઈ ડોસાભાઈ–રાણાવાવ
૦–૧૪–૦ શ્રી. હરિહર ધીરજરામ-અમદાવાદ.
૧–૦–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી જૂનાગઢ
૦–૪–૦ બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦–૨–૦ ઠા. કલ્યાણસિંહ ભવાનસિંહ–જૂનાગઢ.
૦–૨–૦ શ્રી. અંબાશંકર નાનજી આનંદાશ્રમ.
૦–૨–૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે ,,
૧–૦–૦ ,, ઓધવજી વાઘજી–બીલખા.
૦–૨–૦ વિદ્યાર્થી ઘનશ્યામ, પ્રાણશંકર લઘુગામ.
૦–૨–૦ વિ. પ્રાણશંકર તથા મગનલાલ
૦–૩–૦ ,, હિંમતલાલ તથા મૂળશંકર ભવાની-શંકર તથા ગિરધરલાલ.
૧–૦–૦ શ્રી. જીવાભાઈ કાંધાભાઈ–બીલખા.
૦–૪–૦ શાસ્ત્રી દયારામ મૂળજી–આનંદાશ્રમ.
૦–૪–૦ શ્રી. નાનાલાલ જીવનલાલ–બીલખા.
૦–૮–૦ બેન કસ્તુરબાઈ જયશંકર ,,

૨–૦–૦ શ્રી. હરકીશનદાસ નારણદાસ–સનાવદ
૦–૪–૦ ,, ખીમજી વેલજી જામસલાયા.
૦–૪–૦ ,, બ્ર. બ્રહ્મપ્રકાશજી–આનંદાશ્રમ
૦–૪–૦ ,, દયારામ મૂળજી ,,
૦–૨–૦ ,, અંબાશંકર નાનજી જોશી ,,
૦–૨–૦ પં. રઘુનંદનત્રા. ,,
૦–૨–૦ શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે ,,
૦–૨–૬ ચિ. લલિતપ્રસાદ અંબાશંકર જોશી ,,
૦–૨–૦ બેન મણિબાઈ વલભરામ બીલખા.
૦–૩–૦ ,, સુખજીબા ,,
૦–૮–૦ ,, સંતોકબેન ,,
૦–૪–૦ ,, કસ્તુરબેન ,,
૧–૧–૦ શ્રી. નરભેરામ ઓધવજી ,,
૦–૨–૦ ચિ. પ્રભાશંકર દયારામ બીલખા.
૭–૧૧–૧॥ જૂનાગઢમાં શ્રીકૃષ્ણજન્માષ્ટમી નિમિત્તે શ્રીસદ્‌ગુરુદેવનું પૂજન થતાં ત્યાંના સાધકો તરફથી ભેટના હા. શ્રી. વકીલ પોપટલાલ તારાચંદ.

માંડળમાં શ્રીખંભલાવમાતાજીપુસ્તકાલયની ઉદ્‌ઘાટન ક્રિયાવખતે શ્રીસદ્‌ગુરુદેવનું પૂજન થતાં નીચે પ્રમાણે ભેટના.

૦–૮–૦ શ્રી. બાલાભાઈ દયારામ રાવળ
૦–૪–૦ ડૉ. રમણપ્રસાદ સોમેશ્વર
૦–૪–૦ વૈદ્ય માણેકલાલ જટાશંકર
૦–૪–૦ શ્રી. તુળજાશંકર મૂળશંકર
૦–૪–૦ શ્રી. મૂળશંકર ગણેશજી ત્રિવેદી

---

૧–૦–૦ શ્રી. લક્ષ્મીશંકર ઓધવજી
૧–૦–૦ ,, માનસિંહ નથુસિંહ–કુંતિયાણા
૦–૮–૦ ,, માણેકચંદ પાનાચંદ ,,
૦–૮–૦ ,, હરજીવન ઈશ્વરજી ,,
૦–૮–૦ ,, પુરુષોતમ સુંદરજી ,,
૦–૮–૦ ,, જયશંકર કલ્યાણજી ,,
૦–૮–૦ ,, કેશવલાલ કલ્યાણજી ,,
૦–૮–૦ ,, રૂપસિંહ કલ્યાણસિંહ ,,
૦–૪–૦ ,, રામસિંહ નારણસિંહ ,,
૦–૪–૦ ,, ગોવિંદજી માવજી ,,
૦–૪–૦ ,, બાપુભાઈ ઘેલાભાઈ ,,
૦–૪–૦ ,, નાગરદાસ મોતીલાલ ,,
૦–૪–૦ ,, રઘુનાથસિંહ ભવાનસિંહ ,,
૦–૪–૦ ,, જાદવજી માવજી ,,
૦–૪–૦ ,, સબળસિંહ જાલમસિંહ ,,
૦–૨–૦ ,, કરશનજી પ્રાણજીવન–વાંકાનેર
૦–૪–૦ બેન સુખજીબા–બીલખા
૦–૪–૦ ,, સંતોકબાઈ ,,
૧–૦–૦ ,, શ્રી અમુલાં બહેન–બીલખા
૧–૦–૦ બાઈ શ્રીકુમબાઈ કુંતાણાંવાળાં ,,
૦–૪–૦ ,, રાણુંબાઈ ,,
૦–૫–૦ બેન શ્રીપાંચુબાઈ કાંથડવાળા ,,
૦–૧૪–૪॥ પરચુરણ ભેટ.

—:૦:—

## લવાજમની પહોંચ

આ માસમાં નીચેના ગૃહસ્થો તરફથી લવાજમ મળ્યાં છેઃ—

શ્રી. બદરીલાલ રતનરામ—ભરુચ. વર્ષ ૮
,, પુરુષોત્તમ સુંદરજી–કુંતિયાણા ,, ૯
,, ઝવેરચંદ જાદવજી સોની–મુંબઈ ,, ,,
,, ગઢવી ગોવિંદ ભોજાભાઈ જાંબુડા. ,, ૮
શ્રી. પ્રેમજી હીરજી ખાંભોદર વર્ષ ૮
,, મધુવનદાસ ચંદુલાલ પરીખ–ગ્વાલીયર ,,૮-૯.
,, ગોવિંદરામ સેવકરામ–માંડળ ,, ૯
,, દયાળજી નારણજી કંટ્રાક્ટર–રાજકોટ ,,૮-૯
,, સોમનાથ હરજીવન–વીલેપારલે. ,,૮-૯
,, અમરશી સુંદરજી–બખરલા ,, ૯
,, મકન ગોવિંદ દરજી ,, ,, ૯
,, રામજી નથુભાઈ–કુંડલા વર્ષ ૬-૭-૮
,, જટાશંકર રામજી ,, ,, ૯
,, રઘુરામ આત્મારામ દવે-મોણપરી વર્ષ ૮
,, ચતુર્ભુજ લાલજી–વરવાળા ,, ૯
શ્રીમતી તારાબહેન હીરાલાલ–કાલોલ ,, ૯
શ્રી. મંગળદાસ માધવલાલ–સાદરા ,, ૯
,, ઈશ્વરલાલ અંબાશંકર ,, ,, ૯

શ્રી. ભીમશંકર ભવાનીશંકર આદરા વર્ષ ૯
" જોઇતારામ જીવતરામ " " ૯
" નાથાલાલ પુંજાભાઇ " " ૯
" રવચંદભાઇ હરગોવિંદદાસ " " ૮-૯
" લક્ષ્મીશંકર દયાશંકર–આંટવા " ૯
" હરજી હરજી રવજી " " ૯
" રજપુત નથુભાઇ હીરાભાઇ " " ૯
" વલભજી જયરામ " " "
શ્રી. ગોપાળભાઇ નરશીભાઇ દીવા વર્ષ ૯
બેન વિજ્યાગૌરી લક્ષ્મીશંકર ધંધુકા " ૮
જોશી જીવન લવજી જામજોધપુર " ૯
હરજી લાલજી જેઠા કરદેજ " ૯
શ્રી. રાણા ગોવિંદજી મોહજી નાકરા વર્ષ ૯
" રેવાશંકર અંબાશંકર–લાલપુર " ૮-૯
" દેવશી વશરામ–રાણાવાવ " ૯
" હંસરાજ રવજી " " ૯

શ્રી. નથુભાઇ મનજીભાઇ ચાણાવાવ વર્ષ ૯
" રેવાશંકર ભવાનીશંકર " " ૮
શ્રી. ડાહ્યાભાઇ ફુલાભાઇ–ઉત્તરસંડા " ૯
શ્રીમતી બાઇશ્રી જીવલબા હરાભાઇ-સાણંદ " ૯
શ્રી. બોઘજી કલ્યાણજી–બેરવાજતના " ૯
" સોમજી વાલજીભાઇ–ખડીઆ. " ૯
" લક્ષ્મણરામ કાશીરામ–વડનગર " ૯
" પ્રભાશંકર અંબારામ–ચાંપરડા " ૯
" લાલજી ઓધવજી અઢીયા–બીલખા " ૯
" ખીમજી વેલજી–જામસલાયા " ૯
" કરસનદાસ દામજી–કુંતિયાણા " ૯
" માણેકચંદ પાનાચંદ " " ૯
" રમણિકલાલ ભગવાનદાસ " " ૯
" જમનાદાસ ગોરધન દલાલ " " ૮-૯
શ્રી. અંબાલાલ ભુલાખીરામ જાની–મુંબઈ વર્ષ ૯મું
શ્રી. અમથાલાલ જગજીવન–મુંબઈ વર્ષ ૯

——:o:——

## श्रीबीलखा–आनंदाश्रममां मिष्टान्नभोजन आपवासंबंधी सूचनाः—

બીબીલખા–આનંદાશ્રમમાં મિષ્ટાન્ન ભોજન આપવા ઇચ્છનારે નીચેની બાબતો ખાસ લક્ષમાં લેવી જોઇએ:—

૧ આનંદાશ્રમમાં સર્વેને ભોજન આપવામાં આશ્રમને રસોડે જમનારા આનંદાશ્રમના બ્રહ્મચારીઓ, વિદ્યાર્થીઓ, સાધકો, મહેમાનો તથા નોકરોનો સમાવેશ થાય છે.

૨ આનંદાશ્રમમાં નિવાસ કરતા કાર્યકરો અને નોકરોને તથા તેમના કુટુંબને ભોજન આપવાની ઇચ્છા રાખનારે તે પ્રમાણે સ્પષ્ટ જણાવવું જોઇએ.

૩ કેવળ વિદ્યાર્થીઓનેજ ભોજન આપવા ઇચ્છનારે પણ તે પ્રમાણે સ્પષ્ટ લખવું જોઇએ.

સામાન્યરીતે એક લઘુરુદ્ર કરાવવાનો રૂા. ૬–૦–૦ આંકે ખર્ચ આવે છે, અને એક રુદ્રાભિષેકનો બાર આના ખર્ચ આવે છે. થાળ અને અખંડદીપકમાટે પોતાની ઇચ્છાપ્રમાણે દ્રવ્ય મોકલી શકાય છે. ઉપરોક્ત કાર્યોમાટે નિશ્ચિત રકમ હોવાથી જો અગાઉથી તે રકમ મોકલવામાં આવે તો હિસાબ લખવામાં તથા માસિકમાં પ્રસિદ્ધ કરવામાં ને બ્રાહ્મણોને તે દિવસેજ દક્ષિણા આપવામાં વધારે અનુકૂળતા થાય.

——:o:——

# MAHATMA SHRI NATHURAMA SHARMA
# &
# HIS MESSAGE

**[ પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્માજી અને તેઓશ્રીનો સંદેશ. ]**

આ નામની પૂજ્યપાદ કૃપાનાથના લીલાજીવનની ઝાંખી કરાવતી એક પુસ્તિકા અંગ્રેજીમાં હમણાંજ બહાર પડેલી છે. અંગ્રેજી ભાષા લગભગ પાંચે ખંડમાં પ્રસરેલી એવી ભાષા છે, એટલે પાંચે ખંડનાં જિજ્ઞાસુઓ ઓછેવત્તે અંશે પણ કૃપાનાથના પરમકલ્યાણકર શાંતિસંદેશને સમજી શકે ને ઝીલી શકે, અને એ રીતે લાભ લઇ શકે એ હેતુથી આ અંગ્રેજી પુસ્તિકા લખીને પ્રકટ કરવામાં આવી છે.

લેખક મહાશયે લખીને તથા પ્રકાશક મહાશયે પ્રકટ કરીને આ અંગ્રેજી પુસ્તિકાઓ શ્રીબીલખા–આનંદાશ્રમમાં પુનઃપ્રકાશનના સંપૂર્ણ હક્ક સાથે શ્રીપ્રભુચરણે સમર્પણ કરી છે.

લેખકઃ—**શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર** બી. એ.

પ્રકાશકઃ—**શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી.**

મૂલ્ય માત્ર રૂ. ૦–૪–૦ આના ચાર.

મળવાનું સ્થળઃ—**શ્રી. વ્યવસ્થાપક–આનંદાશ્રમ–બીલખા.**

**નોંધઃ**—આ અંગ્રેજી પુસ્તિકા ગોંડલમાં શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક એન્ડ લીથો પ્રિન્ટિંગ પ્રેસમાં છાપવામાં આવી છે, અને આ પ્રેસના માલીક ને મેનેજર શ્રી. કેવળચંદભાઇએ આ પુસ્તિકા છાપવા સંબંધીના કાર્યમાં સુંદર સહાય આપી છે, એટલુંજ નહિ, પરંતુ પ્રકાશન ખર્ચમાં દ્રવ્યની ભેટ આપીને પોતે પુણ્યભાગી પણ થયા છે.

———:o:———

## પૂજ્યપાદ કૃપાનાથનાં લીલાજીવનની ઝાંખી કરાવતાં પુસ્તકોઃ–

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | શ્રીનાથચરિતામૃત પ્રથમપ્રવાહ | અર્ધી કિંમત. | રૂ. | ૦–૧૨–૦ |
| ૨ | શ્રીમન્નાથપ્રભુ જીવનમાલા ભાગ ૧ લો. | ,, | ,, | ૦–૧–૩ |
| ૩ | ,, ,, ,, ,, ૨ જો. | ,, | ,, | ૦–૧–૬ |
| ૪ | શ્રીમન્નાથતીર્થયાત્રા | ,, | ,, | ૦–૨–૦ |
| ૫ | નાથભગવાન્ | ,, | ,, | ૦–૦–૬ |
| ૬ | મહાયોગી શ્રીમન્નથુરામશર્મા–જીવનજ્યોત–ધર્મપ્રવાહ | | ,, | ૦–૨–૦ |
| ૭ | ,, ,, ,, સંસ્મરણો | | ,, | ૦–૨–૦ |
| ૮ | ,, ,, ,, સ્વરૂપાવસ્થાન | | ,, | ૦–૧–૬ |

ઉપરનાં પુસ્તકો મંગાવનારે પોસ્ટેજ ખર્ચ અલગ સમજવું.

**મળવાનું સ્થળઃ**—વ્યવસ્થાપક આનંદાશ્રમ—**બીલખા** ( કાઠિયાવાડ. )

॥ ॐ ॥

## શ્રીનાથઘાટ અને શ્રીનાથસેતુ

શ્રીનાથઘાટ અને શ્રીનાથસેતુ સ્થાપન કરવાના સંકલ્પને શનૈઃ શનૈઃ વ્યાવહારિક સ્વરૂપ મળતું જાય છે એ આપણામાટે આનંદની વાત છે. આપણા નાથપ્રભુપ્રતિનો ભક્તિભાવ દર્શાવનારા આ પુણ્યકાર્યનો પ્રારંભ કરવાનો પ્રાથમિક લાભ લેનારાં ખરેખર પુણ્યભાગી થયાં છે, અને હવે પછી આનો લાભ લેનારાં સઘળાં પણ જરૂર પુણ્યભાગી થશે

જયનાથ ! જયપ્રભુ !

---

શ્રીઉપદેશગ્રંથાવલિના કેટલાએક છૂટા અંકોનાં પુસ્તકો હમણાંજ તૈયાર કરવામાં આવ્યાં છે. જિજ્ઞાસુઓને તેનો લાભ બહોળા પ્રમાણમાં મળે એ હેતુથી તેની કિંમત માત્ર રૂા ૦-૪-૦ રાખવામાં આવી છે, પોસ્ટેજ અલગ સમજવું.



# जिज्ञासुओने सुंदर तक

સંસ્થાના તથા સાધકોના લાભાર્થે નીચે જણાવેલાં પુસ્તકો આ ચાતુર્માસમાં અર્ધી કિંમતે મળશેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રીમદ્ ભગવદ્ગીતા રહસ્યદીપિકાટીકા | પાકું પૂંઠું | અર્ધી | કિંમતે | રૂા. ૧-૧૨-૦ |
| ૨ | શ્રીનાથકાવ્ય ભાગ ૧ લો | કાચું પૂંઠું | ,, | ,, | ૦-૨-૬ |
| ૩ | ,, ભાગ ૨ જો | ,, | ,, | ,, | ૦-૭-૦ |
| ૪ | શ્રીમદ્ ભગવદ્ગીતા પંચરત્નસટીક | પાકું પૂંઠું | ,, | ,, | ૦-૮-૦ |
| ૫ | જ્ઞાનદર્પણ ( નકશો ) | | ,, | ,, | ૦-૧૧-૦ |
| ૬ | વેદાંતદર્પણ ,, | | ,, | ,, | ૦-૭-૦ |
| ૭ | શ્રીકર્તવ્યબોધ | | ,, | ,, | ૦-૪-૦ |
| ૮ | નાથકીર્તનાવલિ | | ,, | ,, | ૦-૧-૩ |
| ૯ | શ્રીનાથસંકીર્તન | | ,, | ,, | ૦-૧-૬ |
| ૧૦ | શ્રીમન્નાથપ્રભુ-જીવનમાલા ભાગ ૧ લો | | ,, | ,, | ૦-૧-૩ |
| ૧૧ | ,, ભાગ ૨ જો | | ,, | ,, | ૦-૧-૬ |
| ૧૨ | શ્રીમન્નાથતીર્થયાત્રા | | ,, | ,, | ૦-૨-૦ |
| ૧૩ | શ્રીનાથગુરુસ્તવન | | ,, | ,, | ૦-૦-૬ |

મળવાનું સ્થળઃ—

શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા ( કાઠિયાવાડ ).

વર્ષ ૯ મું
આશ્વિન
અંક ૫ મો
સંવત ૧૯૯૬

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

॥ श्रीनाथजयन्ती विशेषांक ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂા. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ-બીલખા.

अनाथविद्योपहतात्मसंविदः तन्मूलसंसारपरिश्रमातुराः ।
यदृच्छयेहोपसृताः स्वमाप्नुयुः सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માયિક છતાં ખરું લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનું મૂલ છે એવા આ સંસારના પરિશ્રમથી જેઓ દુઃખી થયેલા છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછા પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



---

## લવાજમસંબંધી જરૂરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ–બીલખા–(કાઠિયાવાડ)**

## જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ વેદાંતભૂષણ–સાંગસોળ–કાઠિયાવાડ.
**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–શ્રીઆનંદાશ્રમ–બીલખા.

---

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.

श्रीसद्गुरुपरमात्मा श्रीमन्नाथभगवान्



શ્રીઅમદાવાદ-આનંદાશ્રમના અત્રણુમંદિરમાં સિંહાસનપર
બિરાજતા શ્રીમન્નાથભગવાન્



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥

श्रीनाथजयंती विशेषांक




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૯મું] સંવત્ ૧૯૯૬ આશ્વિન [અંક ૫

## जीवनो मनने उपदेश

[પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્]

સદ્ગુરુસેં કર પ્રીત રે મન! સદ્ગુરુસેં કર પ્રીત; ટેક.

કાકા મામા કુટુંબ સંબંધી, સ્વારથકે હૈ મીત. રે મન!૦ ૧

અંતકાલ કોઉ કામ ન આવે, કર લે દૃઢ પરતીત. રે મન!૦ ૨

પરમ–પ્રીતિકા વિષય વે હૈ, કર વામેં દૃઢ પ્રીત. રે મન!૦ ૩

પરમોપકારક પરમ દયાલુ, અતીવ નિર્મલ ચિત્ત. રે મન!૦ ૪

શરીરગૃહાદિસેં ત્યજ મમતા, વહુ સબ દુઃખદ અનિત્ય. રે મન!૦ ૫

નાથ શાંતિ તૃપ્તિકા હેતુ, હૈ શ્રીસદ્ગુરુ નિત્ય. રે મન!૦ ૬

———:o:———

## શ્રીનાથવચનામૃત

### (પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્)

દૃશ્ય જગત્‌ની મમતા મનુષ્યના અંતઃકરણમાંથી જેટલી જેટલી છૂટતી જાય છે, અને તેના અંતઃકરણમાં પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેઓમાં જેટલો જેટલો અડગ ને એકનિષ્ઠાવાળો વિશુદ્ધ પ્રેમ વધતો જાય છે, તેટલું તેટલું તેનું અંતઃકરણ પરમાત્માની સમીપ જતું જાય છે.

આમ થવાથી તેનું અંતઃકરણ શુદ્ધ, સૂક્ષ્મ, એકાગ્ર ને શાંત થાય છે. તેના હૃદયમાંથી ભય, વ્યાકુલતા, ભ્રાંતિ ને દુઃખ દૂર થવા લાગે છે.

એવા ભક્તનું મન પછી જ્યાં ત્યાં ભમવાની ને જેને તેને મળવાની ઇચ્છા કરતું નથી, ને શોકને વશ થઇને રહતું નથી. પરમાત્માના સ્મરણધ્યાનમાં ને તેમનાજ વિચારમાં તે મત્ત ને આનંદી રહે છે.

જો અવિવેકી મનુષ્ય પણ ભાંગ, ગાંજો કે દારૂ પીવાથી તેના કેફવડે ઉન્મત્ત થાય છે, ને તે થોડા સમયને માટે સંસારનું દુઃખ ભૂલે છે, તો પછી વિવેકી મનુષ્ય પરમાત્માની અનન્યભક્તિના સેવનવડે ઉન્મત થાય, ને તે સંસારનું દુઃખ ભૂલે, તેમાં શું આશ્ચર્ય!

જે મનુષ્યનું મન હું અનન્યભક્તિ કરૂં છું એમ માને છે, છતાં જો તે ઉન્મત થતું નથી, ને સંસારનું દુઃખ ભૂલી જતું નથી, તો તેની અનન્યભક્તિ કોઇ પણ પ્રકારે દોષવાળી છે એમ સમજવું.

પ્રભુનું માહાત્મ્ય જે મનુષ્યે જેટલા પ્રમાણમાં જાણ્યું હોય તે મનુષ્યની વાણી તેટલા પ્રમાણમાં બીજું બોલવું બંધ કરી પ્રભુના સ્મરણમાં પ્રેમપૂર્વક જોડાય છે. તેનાં નેત્રો તેટલા પ્રમાણમાં બીજું જોવામાં પ્રેમવાળાં ન થતાં પરમાત્માનાં દર્શનમાં પ્રેમવાળાં થાય છે, ને તેનું અંતઃકરણ તેટલા પ્રમાણમાં બીજા વિચારોનો પરિત્યાગ કરી પરમાત્માના સંબંધના વિચારોમાં જોડાય છે.

બરફ જેમ પાણીમાં મૂક્યો હોય તો તે ગળીને પાણીરૂપ થઇ જાય છે તેમ ભક્તે પોતાના મનને પરમાત્મસ્વરૂપમાં સ્થિર કરી તેમાં ગાળ્યા કરવું જોઇએ, આમ કરવાથીજ તેની પ્રતિષ્ઠા, શાંતિ ને સુખમાં વધારો થાય છે.

જીવને પોતાના શુભાશુભ નિશ્ચય પ્રમાણે આ લોકમાં કે પરલોકમાં ફલની પ્રાપ્તિ થાય છે માટે સમજુ મનુષ્યે પોતાના ઉત્તમ નિશ્ચયને ઉત્તરોત્તર દૃઢ કર્યા કરવો જોઇએ.

અંતઃકરણને પવિત્ર, સૂક્ષ્મ ને એકાગ્ર કર્યાવિના પરમાત્માનું સ્વરૂપ તથા તેમની પ્રેરણાઓ મનુષ્યથી સમજી શકાતાં નથી, માટે પોતાના અંતઃકરણને પવિત્ર, સૂક્ષ્મ ને એકાગ્ર કરવા ઘણામાં ઘણી પ્રીતિ, ધૈર્ય ને સાવધાનતાથી પ્રયત્ન કરવામાં પાછાં પગલાં ભરવાનાં નથી.

માહાત્મ્યજ્ઞાનપૂર્વક એકનિષ્ઠા ન રાખવાથી, કર્તવ્યનિષ્ઠા નહિ રાખવાથી,

સત્સંગને બાને જ્યાંત્યાં ભટકવાથી ને આજ્ઞાઓનું પ્રીતિપૂર્વક સ્મરણ રાખી તે પ્રમાણે નહિ વર્તવાથી પરિણામે, લાભ થતો નથી, પણ હાનિજ થાય છે એ સ્મરણમાં રાખશો.

અયોગ્ય વિચારોને લેશપણ અવકાશ ન આપવો, નહિ તો તે વિચારો સમય આવે એવા વિચારો કરનારને અયોગ્ય ક્રિયામાં જોડે છે, ને તેની અધોગતિ કરાવે છે.

સુખી થવા ઇચ્છનાર મનુષ્યે ન્યાયથી, ડહાપણથી ને પોતાની પ્રતિષ્ઠાનું સ્મરણ રાખીને વર્તવું જોઇએ.

જ્યારે જ્યારે જપમાં ને ધ્યાનમાં બેસવું ત્યારે ત્યારે મનને એટલી બધી ભક્તિથી ભરી દેવું કે જેથી પ્રસન્ન થયેલા પ્રભુ કૃપા કરીને તે મનમાં પોતાના સ્વરૂપનો પ્રકાશ કરે.

જો તમે નિષ્કપટ વિશુદ્ધ વર્તન રાખી પ્રીતિપૂર્વક આજ્ઞાઓનું પરિપાલન કર્યાં કરશો તો તમે તમારા જીવનને દિવ્ય ને રમણીય બનાવી શકો તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

શુભ પ્રયત્નથીજ મનુષ્યના ઇચ્છિત કાર્યની સિદ્ધિ થાય છે. પ્રારબ્ધ તેને કાંઇ કરી દેતું નથી. નીચેનું વેદવચન પણ એમજ કહે છે:—

"आस्ते भग आसीनस्य ऊर्ध्वं तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥

ભાવાર્થ:—બેસી રહેનારનું પ્રારબ્ધ બેસી રહે છે, ઊભા રહેનારનું પ્રારબ્ધ ઊભું રહે છે, સૂતેલાનું પ્રારબ્ધ સૂતું રહે છે, ને ચાલનારનું પ્રારબ્ધ ચાલે છે.

(ચાલુ)

—— o:——

## शरणागति

[રચનાર: શ્રી. હરિવરરાય હર્ષદરાય-દેશાઈ]

નમું કૃપાઘન શ્રીમન્નાથને રે, જેના દર્શનથી દુ:ખડાં જાય જો,
જેની જયંતી ઊજળી દીસે રે, જેના પૂજનથી સુખડાં થાય જો. નમું૦ ૧
ઉલ્લાસભેર શિષ્ય આવતા રે, સૌ ચરણકમલમાં કરે પ્રણામ જો,
ષોડશોપચાર પૂજન કરે રે, કરે સ્તવન લઈ નાથતણું નામ જો. નમું૦ ૨
વળી વેદના ઉચ્ચાર ઋષિઓ કરે રે, પોતે તત્ત્વતણો દે ઉપદેશ જો,
મૌન ઉપદેશ મુનિઓ ઝીલે રે, મતિ જાડીતણો ત્યાં નહિ પ્રવેશ જો. નમું૦ ૩
મતિ જાડીને પણ રૂજેથી ઝીણી કરે રે, મંત્રતંત્રતણા સધાવે પ્રયોગ જો,
અધિકાર અનુસાર ઘણું આપતા રે, આપે મોક્ષ અને ઘટે તેને ભોગ જો. નમું૦ ૪
શરણ દેજો ચરણકમળતણું આપનાં રે, અમે મહારાણીદાસતણાં બાળ જો,
મતિ નિત્ય રહે ચરણમાં આપના રે, એવું કૃપા કરી કરજો વહાલ જો. નમું૦ ૫
હરિવરરાય વદું વહાલથી એટલું રે, મતિ પાપથી રહે સદાય દૂર જો,
પુણ્ય કામમાં પરોવાય પ્રીતથી રે, એવું કૃપા કરી કરજો જરૂર જો. નમું૦ ૬

——o——

॥ ૐ ॥

# કૃપાનાથ અને તત્ત્વદર્શન

## [ લેખકઃ—શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોર બી.એ. ]

શ્રીબીલખા—આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રી પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી **શ્રીનથુરામ-શર્મા** આચાર્યજીને તેઓશ્રીનો શિષ્યસમૂહ ભિન્નભિન્ન નામોથી સંબોધતો અને અત્યારે પણ એજ સંબોધનોનો ઉપયોગ કરે છે. તેમાંનું એક અભિધાન "કૃપાનાથ" છે. તેઓશ્રીએ તત્ત્વદર્શન કરી તત્ત્વદર્શીપણું પ્રાપ્ત કર્યું તેની તથા તત્ત્વજ્ઞાનથી જગતને શો લાભ છે તેની આ લઘુલેખમાં સ્વલ્પ આલોચના કરવામાં આવશે.

તત્ત્વ એટલે સારભૂત વસ્તુ. આ પ્રતીત થતા વિશ્વમાં સદાકાળ રહેનારું, જ્ઞાનસ્વરૂપવાળું ને આનંદઘન તત્ત્વ છે. તેની શોધ આર્યાવર્તના દ્રષ્ટાઓએ અનેક સૈકાઓ પહેલાં કરી લીધી છે. દૃશ્ય જગતની ચાર સ્થિતિઓ છેઃ સ્થૂલ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ. બ્રહ્માંડની પેઠે પિંડની પણ ચાર સ્થિતિઓ છે. વિશ્વનું અધિષ્ઠાન અથવા જેને આધારે દૃશ્ય પ્રતીત થાય છે તે અંતિમ સૂક્ષ્મતમ તત્ત્વ બ્રહ્મ કહેવાય છે અને સ્થૂલ સૂક્ષ્મ અને કારણ આ ત્રણ શરીરને પ્રકાશનાર તથા તે ત્રણેથી પર તત્ત્વ તે આત્મા કહેવાય છે. વાસ્તવિક રીતે આ આત્મતત્ત્વ બ્રહ્મતત્ત્વથી અભિન્ન છે એમ વેદાંતશાસ્ત્ર માને છે. આ પ્રમાણે બ્રહ્મથી અભિન્ન આત્માના હસ્તામલકવત્ અપરોક્ષાનુભવનું બીજું નામ તત્ત્વદર્શન—આત્મદર્શન—બ્રહ્મદર્શન છે. હિંદુધર્મશાસ્ત્રોમાં અને તત્ત્વ ગ્રંથોમાં આ જ્ઞાનને જીવનવિકાસની છેલ્લી સ્થિતિ માની છે. આવું તત્ત્વદર્શન કરનાર તત્ત્વદર્શી કહેવાય છે. તત્ત્વદર્શી એટલે કર્તવ્ય, જ્ઞાતવ્ય અને પ્રાપ્તવ્યના પારને પામેલા મહાપુરુષ. શ્રી-બીલખાના સંત શ્રીનથુરામ શર્મા આચાર્યપ્રવર આવા સમર્થ તત્ત્વદર્શી મહાપુરુષ હતા. આવા તત્ત્વદર્શી મહાપુરુષનું હૃદય વિશ્વ જેટલું વિશાલ બને છેઃ એટલે પૂજ્યચરણ શ્રીનાથપ્રભુનો બોધ સૌને રુચિકર થતો. તેઓશ્રીના બોધમાં મનુષ્યત્વના વિકાસને પ્રાધાન્ય હતું. મનુષ્ય ગમે તે જ્ઞાતિનો હોય, ગમે તે ધર્મનો હોય, ગમે તે રાષ્ટ્રનો હોય છતાં સાચો મનુષ્ય બની શકે એ તેઓશ્રીનો બોધ હતો. સાચા મનુષ્યનો અર્થ બીજો કશો નહિ, પરંતુ શુદ્ધ વ્યવહાર રાખનારો, નીતિને માર્ગે ચાલનારો અને ધર્મમાં પ્રીતિવાળો પ્રત્યેક માનવ સાચો મનુષ્ય બની જાય તો લગભગ બધા કુટુંબક્લેશો ટળી જાય, જ્ઞાતિ ક્લેશો ટળી જાય, રાષ્ટ્રક્લેશો ટળી જાય .

મનુષ્યત્વનો વધારે વિકાસ થતાં તેમાં દેવત્વ એટલે દેવભાવ પ્રકટે છે. તેનું હૃદય વધારે વિશાળ, વધારે શુદ્ધ વધારે સાત્ત્વિક થાય છે. સામાન્ય જનસમૂહથી તે જુદો તરી આવે છે અને આંતર પવિત્રતાને લઈ માનપાત્ર બને છે. એથી આગળ વધતાં—તત્ત્વ-જ્ઞાનને રસ્તે, યોગને રસ્તે કે ભક્તિને રસ્તે—તે મનુષ્યમાં ઈશ્વરભાવ અથવા બ્રહ્મભાવ પ્રકટે છે. તે મનુષ્ય મટી, દેવ મટી, ઈશ્વરસ્વરૂપ થાય છે. તેના અંતઃકરણમાં રહેલી બધી આસુરી સંપત્તિ નાશ પામે છે અને દૈવીસંપત્તિ પૂર્ણતઃ વિકસી ઊઠે છે. તેના અંતઃકરણમાં રહેલા તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણનું તેમણે અતિક્રમણ કરેલું હોવાથી તે પુરુષ ગુણાતીત મહા-પુરુષ બને છે. મહાપુરુષ બનવું એટલે બીજું કશું નહિ, પણ માત્ર પોતાની સાંકડી દિવાલો તોડી નાંખવી. સ્વકુટુંબમાં રહેલી અને પોષણ પામતી સાંકડી ભાવનાને તોડી નાંખવી, જ્ઞાતિ અને રાષ્ટ્રની દિવાલોથી આગળ વધવું અને વિશ્વવ્યાપી બનવું. ટુંકામાં જે પુરુષે પોતાના

જીવભાવને સચ્ચિદાનંદ બ્રહ્મમાં હોમી દીધો છે–પોતાનું 'હુંપણું' અને 'મારાપણું' તદન ગાળી નાંખ્યું છે તે મહાપુરુષ કહેવાય છે. શ્રીનથુરામશર્માજી આવા મહાપુરુષ હતા.

*સાચા બ્રહ્મદર્શી મહાપુરુષનું જીવન કેટલું અસંગ, કેટલું નિર્લેપ, કેટલું વિશુદ્ધ, કેટલું કરુણાળુ* હોય તે તેઓશ્રીએ બરોબર જીવી બતાવ્યું. તેઓશ્રી આચાર્યસ્થિતિમાં રહેતા હતા એટલે ઉપદેશ દેવામાટે જનસમૂહમાં રહેવું પડતું; ને વિચરવું પડતું; પરંતુ જલમાં રહેલું કમલ જેમ જલના સ્પર્શથી અલિપ્ત રહે છે તેમ જનસમાજમાં સ્તુતિનિંદા અને માનાપમાનથી તેઓશ્રી નિર્લેપ રહેતા. જ્યાં પોતેજ સર્વમાં વસેલા હોય અને પોતામાંજ સર્વને પ્રત્યક્ષ કરતા હોય– જેમને બ્રહ્મતત્ત્વથી ભિન્ન બીજું કાંઈ પ્રતીત ન થતું હોય તેમને બીજાપણાના અભાવને લઈને કોના તરફ રાગ થાય અને કોના તરફ દ્વેષ થાય? બ્રહ્મદર્શનથી પ્રકટેલી અવિચ્છિન્ન પ્રસન્નતા એટલી ઉત્કટ હોય છે કે પછી એ મહાપુરુષને અન્યની સ્તુતિની અપેક્ષા રહેતી નથી અને એ પ્રસન્નતા એટલી સુદૃઢ હોય છે કે અન્યની નિંદા તેને ચૂંથી શકતી નથી.

હરરોજ વસંત ઔર હોલી હૈ, હરએક રાત દિવાલી હૈ;
હરરોજ નયી એક શાદી હૈ, હરરોજ મુબારકબાદી હૈ.

આવી અખંડ પ્રસન્નતાથી છલોછલ ભરેલું તેઓશ્રીનું જીવન હતું, રોમેરોમમાં ઉભરાતી પ્રસન્નતા મુખારવિંદપર પ્રતિબિંબિત થતી. જ્યારે દર્શન સમાગમ માટે જવું થાય ત્યારે એજ સુપ્રસન્ન-સ્મિત દૃષ્ટિએ પડે. પ્રાતઃકાળના ઉત્થાનથી માંડી રાત્રિએ શયનપર્યંત અનેકવિધ પ્રવૃત્તિમાં રહ્યા છતાં, અનેક અનુકૂલતાપ્રતિકૂલતાઓમાંથી પસાર થયા છતાં મુખારવિંદપરનું સ્મિત જરાય ઓસરેલું ન જણાય. એ અખૂટ આનંદના ઝરામાં સૌ જિજ્ઞાસુઓ–મોક્ષપથિકો યથેચ્છ સ્નાન કરી શકતા. ત્રિવિધતાપથી તપેલું માનવહૃદય ત્યાં શીતલ બનતું. વિરોધીઓનો વિરોધ કે નિંદકોની નિંદા બ્રહ્માનંદમાં અવગાહન કરતા એ સંતના હૃદયને ન સ્પર્શી શકતાં.

પોતાશ્રી આચાર્યસ્થિતિએ વિરાજતા હોવાથી કર્તવ્યરૂપે અનેક શિષ્યોને તેઓના હિતને માટે બોધ આપવો પડતો: સૂચનાઓ–આજ્ઞાઓ કરવી પડતી, પરંતુ એ આજ્ઞાઓમાં પણ મધુરતા–રોચકતા ભરેલી જણાય. સાંભળનારને એ વચનો જરાપણ અપ્રિય ન ભાસે. જેમ વત્સલપિતા પુત્રોને સંબોધતા હોય એમ અનુભવ થતો. સંસ્થાના નોકરોને સમયપત્રક અને સેવાકાર્યનું સૂચન પ્રથમથી જ અપાઈ જતાં; એટલે તેમને પણ સેવાની સુગમતા રહેતી. સેવક તેના સમયમાં કે કાર્યમાં પ્રમાદ કરે તોય તેને બહુ કોમળ વાણીમાં સંબોધવામાં આવે. એ શબ્દોમાં દ્વેષ ન હોય, ક્રોધ ન હોય, અરે! તિરસ્કારની છાંટ પણ ન હોય. અરે! તેઓશ્રી તેમના નિયામક છે એનો દબદબો પણ ન હોય, એટલે એ શબ્દો રામબાણની પેઠે અમોઘ–અચૂક બનતા. કામ કરનાર નોકરનું સ્વમાન જરાપણ ઘવાતું નહિ, તેથી તે બમણી હોંશથી, બમણા ઉત્સાહથી, બમણા પ્રેમથી પોતાનું કામ કરતો. એક પ્રસંગે તેઓશ્રી સ્નાનગૃહમાં સ્નાનમાં પ્રવૃત્ત હતા તે સમયે થોડે દૂર એક સેવકે સારી કિમ્મતનું એક ચિનાઈ વાસણ ફોડી નાંખ્યું. તેની માંહે રહેલી વસ્તુ જમીન પર ઢોળાઈ છિન્નભિન્ન થઈ ગઈ. તેઓશ્રીએ તે પ્રત્યક્ષ જોયું, પરંતુ જાણે કાંઈ ન બન્યું હોય તેમ તે પ્રસંગને જવા દીધો. બીજે દહાડે એકાંતમાં જ્યારે એ નોકરનું તેઓશ્રી પાસે જવું થયું ત્યારે બહુજ મૃદુતાથી તેઓશ્રી આ પ્રમાણે બોલ્યા: "રામજી! બીજા શેઠ હોત તો તમને શું કહેત? કામમાં સાવધાનતા રાખવી". આવી મૃદુતા દાખવી શકે એ શેઠને કોણ ન પૂજે? આવી ઉદારતા દાખવે એવા શેઠ મળવા કેટલા દુર્લભ છે? ઉપરનો મીઠો ઠપકો કહો કે વાત્સલ્યભર્યું સૂચન કહો. ગમે તે કહો.

તે સાંભળતાં તેના હૃદયમાં શાંતિનો શેરડો પડ્યો. તે ગળગળો બન્યો. તેની આંખો ભીની થઈ. પિતામાતા પણ જેટલું વાત્સલ્ય ન દાખવે તેટલું વાત્સલ્ય જોઈ તેની કર્તવ્યભાવના સુદૃઢ બની અને તેઓશ્રીપ્રતિનો પૂજ્યભાવ અધિક થયો.

તત્ત્વનું અપરોક્ષદર્શન થયા પછી મનુષ્ય કેટલો મહાન્ બને છે અને મહાન્ બન્યા પછી પણ કેટલો વિનમ્ર, ઉદાર અને સર્વાત્મભાવવાળો બને છે તેનું દૃષ્ટાંત તેઓશ્રીએ પૂરું પાડયું.

કદાચ એમ પ્રશ્ન થાય કે ભલે પારમાર્થિક દૃષ્ટિએ તત્ત્વદર્શનની અગત્ય રહેતી હોય, પરંતુ વ્યાવહારિક જગતમાં તત્ત્વજ્ઞાન શો લાભ કરી શકે અથવા બીજી રીતે તત્ત્વદર્શી મહાપુરુષ જગતના સ્થૂલ વ્યવહારમાં શો ફાળો આપી શકે? ઘણાનું એમ માનવું છે કે તત્ત્વજ્ઞાન એ વિચારનો વિષય છે અને એ રીતે તે એક ઉત્કૃષ્ટ આદર્શ પૂરો પાડે છે; પરંતુ સંસારના વ્યવહારમાં–સંસારના સુખમાં, સંસારની શાંતિમાં અને સંસારની વ્યવસ્થામાં તત્ત્વજ્ઞાન શું સાહાય્ય કરી શકે? આવી માન્યતાને લઇનેજ ઘણા ચિંતકોને એ તરફ અણગમો રહે છે. આનો શ્રીનાથપ્રભુએ સુંદર ખુલાસો કર્યો છે. એ તરફ જરા દૃષ્ટિ કરીએ.

જો કુટુંબની વ્યવસ્થામાં માનનારને એકત્ર કુટુંબની અભંગતા સાચવવી હોય, જો જ્ઞાતિહિતચિંતકને જ્ઞાતિનું ઐક્ય ને હિત ઇષ્ટ હોય, જો રાષ્ટ્રવિધાયકને રાષ્ટ્રીયતા અખંડિત રાખવી હોય, તો દરેકે પોતપોતાના કાર્યપૂરતું વ્યક્તિગત સ્વાર્થનું બલિદાન આપવું પડશે. જેટલે અંશે વ્યક્તિગત સ્વાર્થ ઓછો અને એ સ્વાર્થના સમૂહના હિત માટે ત્યાગ તેટલે અંશે તે કાર્ય સફલ બને. જો કુટુંબના બધામાં વ્યક્તિગત સ્વાર્થ ન હોય અને કુટુંબ સમસ્તનું હિત પ્રધાન બને તો કેવી સુંદર, કેવી આદર્શ એ કુટુંબ વ્યવસ્થા બને! એજ પ્રમાણે પ્રત્યેક જ્ઞાતિજનમાં જ્ઞાતિહિત પ્રધાન અને સ્વહિત ગૌણ બને તો જ્ઞાતિહિત કેટલું સધાય? તેજ પ્રમાણે રાષ્ટ્રનું પણ સમજવું.

આ પ્રમાણે માનવહિતની સાધનામાં સ્વસ્વાર્થને હોમવાનો છે–પોતાપણું ગૌણ કરવાનું છે–પરહિતને પ્રધાન માનવાનું છે, આ દૃષ્ટિએ તત્ત્વદર્શી મહાપુરુષે પોતાપણું એટલી હદસુધી છોડયું હોય છે કે પોતાપણું રહેતુંજ નથી. વ્યક્તિત્વની ભાવના એટલે સુધી છોડી હોય છે કે વ્યક્તિત્વનું અભિમાન નષ્ટ થઈ જાય છે. પોતાપણાને એટલું વ્યાપક બનાવ્યું હોય છે કે બધામાં પોતે પોતાને જુએ છે અને પોતામાં બધાને જુએ છે. એટલેજ પોતાને જેમ અને જેટલું ચહવાય તેમ અને તેટલું બીજાને તે મહાપુરુષ ચહાય છે. એટલે સુધી વ્યક્તિત્વને સમષ્ટિની ભાવનામાં હોમી દીધું હોય છે કે પછી સમષ્ટિનું હિત પોતાનું હિત બની જાય છે–સમષ્ટિનું સુખ પોતાનું સુખ બની જાય છે–સમષ્ટિની શાંતિ પોતાની શાંતિ બની જાય છે. આવા મહાપુરુષ સર્વને એક મહા પિતાના પુત્રો માને છે અને આધ્યાત્મિક બંધુત્વની દૃષ્ટિએ સૌને જુએ છે. તેમનામાં રાગનો અભાવ હોય છે એટલે સ્તુતિ કરનાર તરફ પક્ષપાત કરવા તેઓ તત્પર થતા નથી. તેમનામાં દ્વેષનો અભાવ હોય છે એટલે વિરોધ કરનારને અન્યાય કરવા તેઓ તત્પર થતા નથી. તેઓનો અંગત સ્વાર્થ રહેતો નથી: એટલે બીજાની મિલ્કત અથવા દ્રવ્ય મેળવવા તેઓ ઇચ્છતા નથી: અને પ્રારબ્ધવશાત્ વા અનાયાસ એ આવી મળ્યાં હોય તો તેમાં પણ બંધાતા નથી, અને એનો પણ જનકલ્યાણમાટે સદુપયોગ કરે છે. પોતાને જગતમાં કાંઈ પ્રાપ્ત કરવાનું ન હોવાથી તેમનામાં લોભ, હિંસા ને પરિગ્રહબુદ્ધિ તો ક્યાંથીજ હોય? પોતાથી ભિન્ન બીજું કાંઈ પ્રતીત ન થતું હોવાથી પછી ક્રોધ પણ કોની તરફ કરવાનો હોય, તિરસ્કાર અથવા ઉપહાસ પણ કોનો કરવાનો હોય? એકજ મહાપિતાનાં સૌ પુત્રપુત્રીઓ છે એવી સુદૃઢ ભાવના

થયા પછી અથવા બધામાં એકજ પરમતત્ત્વ વ્યાપેલું છે એવો સુદૃઢ અપરોક્ષ અનુભવ થયા પછી કયા વિજાતીય શરીરમાં કામબુદ્ધિ રહે? જે કામબુદ્ધિ અનીતિનું શિરોબિંદુ છે, દરેક દુર્ગુણનું મૂલસ્થાન છે અને જેના સદ્ભાવથી જગતમાં અનેક ઉત્પાતો થાય છે તેને તો એ મહાપુરુષે દગ્ધબીજભાવને પમાડી હોય છે એટલે જગતની સુવ્યવસ્થાને તેઓ કેટલા આધારભૂત બને છે તેનો તો મતિમાને વિચાર કરવાનો રહ્યો.

માણસ ધન માટે ચોરી કરે, લૂંટ કરે, હિંસા કરે, છેતરપીંડી કરે અને ખૂન પણ કરે. માણસ સ્વાર્થમાટે બીજાને હેરાન કરે, બીજાનું ધન પડાવે, બીજાનું જીવન સર્વસ્વ પણ હરી લે. આવી અંધાધૂંધી અટકાવવા અને સમાજ વા રાષ્ટ્રમાં સુવ્યવસ્થા રાખવામાટે અનેક ઉપાયો યોજવા પડે છે–રક્ષકો અને ન્યાયાધિકારીઓ રાખવા પડે છે. આ બધું છતાં કોણ કહી શકે છે કે અન્યાય તદ્દન અટકી જાય છે–હિંસા તદ્દન અટકી જાય છે–લૂંટફાટ તદ્દન અટકી જાય છે? ઉલટું આપણને દિનપ્રતિદિન સમાજ અને રાષ્ટ્રમાં સુવ્યવસ્થાને નામે બહિર્ દંભ અને ન દૃષ્ટિએ પડે તેવી અરાજકતા દેખાય છે. આ બધાના મૂળમાં રહેલી છે સ્વાર્થપરતાની મજબૂત જંજીર. જ્યાંસુધી સમાજ અથવા રાષ્ટ્રને નિઃસ્વાર્થબુદ્ધિના સેવકો ન સાંપડે ત્યાંસુધી સુવ્યવસ્થાનું સ્વપ્ન આકાશકુસુમવત્ સમજવું–જનકલ્યાણની વાતો પેટ ભરવાના પ્રપંચો સમજવા–દેશહિતની ઘોષણા સ્વહિતનોજ પ્રકાર સમજવો.

જો સમાજમાં નીતિને સ્થાપવા માંગતા હો, જો રાષ્ટ્રમાંથી પરસ્પરના વિરોધને દેશવટો આપવો હોય તો પ્રત્યેક વ્યક્તિએ સ્વાર્થરહિત થવું પડશે. પછી રક્ષકોની અથવા ન્યાયાધિકારીઓની ઓછી જરૂર પડશે. આવો આદર્શ તો ફક્ત સાધુજીવન પૂરો પાડે છે. સાચા સાધુઓ પોતાની તપશ્ચર્યાવડે પોતાનું જીવન પરકલ્યાણમાં ગાળી નાંખે છે. એટલે જેમને જગત પોતાનુંજ લાગે છે અને પોતેજ જગતના બનેલા છે તેમને જગતહિતમાં ફાળો આપનારા ન માનવા એ કયો સુજ્ઞ સ્વીકારી શકશે? સમાજને અગત્યની નીતિનું તેમના જેટલું બીજું કોણ પાલન કરે છે? વગરવેતને જગત્ હિતનું બીજું કોણ એટલું ચિંતન કરે છે, તે માટે આચરણ કરે છે, તે માટે બલિદાન આપે છે? પ્રત્યેક માનવ પોતા જેવો નિઃસ્વાર્થ અને પરહિતરત બને તે માટે તેમનો પ્રયાસ હોય છે. પોતે પોતાના જીવનથી સમાજની સુવ્યવસ્થાને ટેકો આપે છે અને એવો ટેકો આપનારા માણસોનું નૂતન સર્જન કરે છે. વિદ્યાલયો જે કામ નથી કરી શકતાં તે કામ એ સાધુ પુરુષો કરે છે: છતાં આપણે પૂછીએ કે જગતને સંતજીવન શું આપે છે? મારે એજ પૂછવું પડે છે કે સંતજીવન જગતને શું નથી આપતું?

સં. ૧૯૯૬ આશ્વિન સુદિ ૪ શનિવાર, શ્રીનાથાબ્દ ૮૩

———[*]———

## વેદનાનું હાસ્ય

[લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર]

હેમંતઋતુનો અપૂર્ણ ચંદ્ર પ્રકાશી રહ્યો હતો: હવામાં ઠંડી હતી: સઘળું ગંભીર હતું. એ સમયે બે બ્રહ્મચારીઓ આનંદાશ્રમની પુષ્પવાટિકામાં શાંતચિત્ત બેઠેલા હતા. બેમાંના એક બ્રહ્મચારી પ્રૌઢ હતા અને બીજા યુવાન હતા. બંનેએ શ્વેત વસ્ત્રો પાંચ છેડે પહેર્યાં હતાં અને શ્વેત ઉપવસ્ત્ર ઓઢ્યાં હતાં: બંનેનાં કપાળે ભસ્મનાં ત્રિપુંડ્ર હતાં: બંનેના હાથમાં રુદ્રાક્ષનો બેરખો હતો: બ્રહ્મચર્યનું તેજ બંનેનાં નેત્રમાં ઝળકી રહ્યું હતું: બંનેનાં તનમન-સ્વસ્થ ભાસતાં હતાં:

બંનેનાં મુખપર પ્રસન્નતા હતી.

સ્વલ્પ સમય વ્યતીત થયા પછી પ્રૌઢ બ્રહ્મચારીજીના મુખપર મૂક હાસ્ય સ્ફુરવા લાગ્યું... પરંતુ એ હાસ્યમાં વિષાદની છાયા હતી–અંતરની ઉંડી ઉંડી વેદના હતી એમ સૂક્ષ્મ અવલોકન કરનારને અવશ્ય જણાઈ આવે.

શનૈઃ શનૈઃ એ પ્રૌઢ બ્રહ્મચારીજીએ સ્વસ્થતા પ્રાપ્ત કરી અને પોતાના યુવાન એવા બંધુ બ્રહ્મચારીને સંબોધતાં કહેવા લાગ્યાઃ—

"આપણા સંબંધી એટલે આનંદાશ્રમના બ્રહ્મચારીઓ સંબંધી આજે વિશેષ કહેવાની વૃત્તિ થાય છે...!

તમે જાણો છો, કે આનંદાશ્રમના બ્રહ્મચારીઓ એટલે સાક્ષાત્ નાથપ્રભુપાસેથી વા નાથપ્રભુનાં પાદુકાજી સમક્ષ બ્રહ્મચારીની દીક્ષા જેમને મળેલી છે તે બ્રહ્મચારીઓ. આ બ્રહ્મચારીઓમાં નૈષ્ઠિક બ્રહ્મચારીઓ છે ને વિધુર વા વાનપ્રસ્થ બ્રહ્મચારીઓ પણ છે.

આ બ્રહ્મચારીઓએ જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળવાનું હોય છે અને પવિત્રપણે જીવવાનું હોય છે. **વૈરાગ્ય ને અભ્યાસ–સેવા ને સ્વરૂપસ્થિતિ** એમાંજ એમના સમગ્રજીવનની ઇતિકર્તવ્યતા છે...!

આનંદાશ્રમના બ્રહ્મચારીઓએ આનંદાશ્રમની ને આનંદાશ્રમના અધિદેવ નાથપ્રભુની ઉપાસના કરવાની છે...આત્માનું દર્શન પામી જીવન્મુક્ત થવાનું છે...અને...જીવન્મુક્તિને પંથે અન્ય પણ પડે એ અર્થે યથાશક્તિ પ્રયત્ન પણ સમભાવે કરવાનો છે.

વેદનો અંતિમભાગ–રહસ્યભાગ–જ્ઞાનભાગ એ **વેદાંત** છે. આ **વેદાંતનું** શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરી આપણે (આનંદાશ્રમના બ્રહ્મચારીઓએ) તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાનું છે.

**તત્ત્વજ્ઞાન એટલે સ્વરૂપજ્ઞાન–આત્મજ્ઞાન–બ્રહ્મજ્ઞાન.**

તત્ત્વજ્ઞાનસાથે મનોનાશ ને વાસનાક્ષય પણ સાધવાનાં છે.

મનોનાશ એટલે મનને શુદ્ધ, સ્થિર, સૂક્ષ્મ ને શાંત કરીને અમનસ્કભાવમાં સ્થિતિ કરવી તે.

વાસના વૃત્તિભેદે, રુચિભેદે કે પ્રકૃતિભેદે અસંખ્ય પરિમાણ છેઃ છતાં સામાન્યતઃ લોકવાસના, પુત્રવાસના ને શાસ્ત્રવાસનામાં સઘળી વાસનાઓનો સમાવેશ થઈ જાય છે. લોકૈષણા, વિત્તૈષણા ને પુત્રૈષણા એ પણ વાસનાના પર્યાયો છે. અભ્યાસ ને વૈરાગ્યવડે વાસનાસમૂહને દગ્ધબીજભાવને પમાડીને વાસનાક્ષય સાધવો.

આનંદાશ્રમના બ્રહ્મચારીએ પોતાનાં વેષ, વર્તન, વાણી ને વિચાર કેવાં રાખવાં અર્થાત્ પોતાની દિનચર્યા ને જીવનચર્યા કેવા પ્રકારની રાખવી એ સંબંધી આપણા શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને કરુણાળુ એવા સદ્ગુરુ પરમાત્મા નાથપ્રભુએ સ્વપ્રણીત "દીક્ષા દિવાકર"માં જે લેખિત આજ્ઞાઓ આપી છે તે મનન કરવા યોગ્ય છે–તે આજ્ઞાઓને આપણે શિરસાવંદ્ય ગણી આચરવાની છે......તેમાં પ્રમાદ સેવવો એ આપણે મન મૃત્યુ ગણાવું જોઇએ......!

બ્રહ્માનુભવ કે બ્રહ્મસાક્ષાત્કારમાટે "દીક્ષા દિવાકર"માં **પ્રાવેશિક દીક્ષાથી** માંડીને **ચતુર્થદીક્ષા** સુધીની પાંચ સુવ્યવસ્થિત ને સાત્ત્વિક શ્રેણીઓ નાથપ્રભુએ દર્શાવી છે. એ શ્રેણીઓ અનુસાર અભ્યાસ કરનાર શ્રદ્ધાળુ અભ્યાસી સરળતાથી આત્માનુભવ–બ્રહ્માનુભવ કરી શકે છે એ અનુભવીઓનું અનુભવ કથન છે.

કર્મ, ઉપાસના–ભક્તિ–યોગ, ને જ્ઞાન એનો આ દીક્ષાક્રમમાં એવો સુમેળ સધાયો છે કે

## શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ની ત્ર્યાશીમી જન્મજયન્તીના પ્રસંગનું સ્તવન

[તંત્રી]

જય નાથ!

જય મહેશ્વર!

સદ્‌ગુરુ શ્રીમન્નાથ ભગવાનને સ્વરૂપે આપ ભગવાન્‌ના જન્મની હે અજન્મન્! આજ ત્ર્યાશીમી જયંતીનું મંગલ પર્વ છે

આપ અજન્મા ભગવાન્‌નો જન્મ કહેતાં હે તત્ત્વસ્વરૂપ! અમારા હૃદયમાં ભ્રાંતિનો જન્મ થાય છે એ સ્વાભાવિક છે.

પણ હે મહામાયાવિન્! અજન્મા છતાં આપ ભગવાન્ જો અમે આદિ જીવોરૂપે પણ જન્મ ધારણ કરો છો તો સદ્‌ગુરુ સ્વરૂપે આપ ભગવાન્ જન્મ ધારણ કરો તેમાં અમને આશ્ચર્ય થવાનું ખરું કારણ તો નથીજ.

તોપણ અમારા અલ્પ સામર્થ્યયુક્ત મનમાં એમ તો રહ્યા કરે છે કે પોતાના સ્વયંજ્યોતિપણાના ઐશ્વર્યને સહજમાં પ્રકટ કરી અમે આદિ આપ ભગવાન્‌ના શરણાગત ભક્તજનોને અમારા પણ તે સ્વયંજ્યોતિપણાનો સહજમાં અનુભવ કરાવનાર શ્રીસદ્‌ગુરુપરમાત્માના સ્વરૂપે આપ ભગવાન્ જન્મ ધારણ કરો તે તો ઘટે છે

પણ બહુધા પાપપુણ્યમાં સતત પ્રવૃત્ત રહી આ સંસારના મિથ્યા છતાં અમને કેવળ સાચાં જણાતાં એવા સુખદુઃખમાંજ રચ્યાપચ્યા રહેનારા અમે આદિ જીવોરૂપનું આપ ભગવાન્‌નું અવતરણ તો કેવળ અઘટિત હોવાથી અમારી બુદ્ધિમાં ખરેખર વ્યામોહ ઉપજાવે છે.

જોકે આપ ભગવાન્‌ના સદ્‌ગુરુસ્વરૂપના સત્સંગથી અમારી બુદ્ધિનો એ વ્યામોહ ઘણેક અંશે અળપાઈ ગયેલો છે તો પણ જીવોરૂપનું પણ આપ ભગવાન્‌નુંજ અવતરણ છે એ વસ્તુસ્થિતિ જાણીને કયા વિચારવાનને આશ્ચર્ય થયા વિના રહે?

પણ જીવોરૂપનું પણ આપ ભગવાન્‌નુંજ અવતરણ છે એ વસ્તુસ્થિતિ છે તો પછી સદ્‌ગુરુના સ્વરૂપે આપ ભગવાન્‌નું અવતરણ બુદ્ધિમાનને આશ્ચર્ય ઉપજાવનારું નથીજ.

પણ કેવળ તત્ત્વસ્વરૂપ આપ ભગવાન્‌નું કોઈપણ રૂપનું અવતરણ તત્ત્વવિચારથી ઘટતું ન હોવાથીજ આપ ભગવાન્‌નું અવતરણ આશ્ચર્ય ઉપજાવનારું છે

છતાં માયાવડે કોઈપણ રૂપનું પોતાનું અવતરણ ઘટાવવાનું તત્ત્વ પદાર્થનેજ સામર્થ્ય હોય છે એમ આપ ભગવાન્‌ના સત્સંગવડે જાણીને અમે અમારી બુદ્ધિને સ્થિર કરેલી છે.

દ્વંદ્વાત્મક આ સંસારમાં અમે આદિ બદ્ધ જીવો રૂપનું જેમ આપ ભગવાન્‌નું અવતરણ આપ ભગવાને ઘટાવેલું છે તેમ અમને મુક્ત કરનારા સદ્‌ગુરુસ્વરૂપનું આપ ભગવાન્‌નું અવતરણ પણ આપ ભગવાને ઘટાવેલું છે તે યોગ્યજ છે.

હે જયસ્વરૂપ! આપ ભગવાન્ જય સ્વરૂપ છો! એટલે આપ ભગવાન્‌નો જય થાઓ એવા અર્થનું કાંઈ કહેવું સ્થાને નથી.

છતાં જય નાથ! જય મહેશ્વર! આદિ આપ ભગવાનને સંબોધન કરવાના પ્રસંગે અમે જે જયવાદ વદીએ છીએ તે પરાજય પામેલા એવા આપ ભગવાનનો વા પરાજય પામો એવા આપ ભગવાનનો પરાજય થાઓમાં પણ વિજય થાઓ એવું કહેવા માટે નથી વદતા, પણ અમને અમારામાં જીવરૂપનું ભાન કરાવી તેમાં સ્થિર રાખી રહેનારી આપ ભગવાનની માયાનો પરાજય થાઓ અને આપ ભગવાનનો પ્રબોધ અમને અમારા તત્ત્વસ્વરૂપમાં જગાડનારો થવા રૂપે આપ ભગવાનનો જય થાઓ એવું કહેવા માટે વદીએ છીએ એવી અમારા હૃદયગત ભાવની અમે દીનપણે સ્પષ્ટતા કરીએ છીએ.

હે બોધસ્વરૂપ! આપ ભગવાન્ સદ્‌ગુરુતનુમાં આ ભૂતલપર વિરાજો ત્યારે તો આપ ભગવાન્‌નાં પ્રત્યક્ષ દર્શનસમાગમઆદિવડે જીવો આપના બોધને ગ્રહણ કરે એ યોગ્ય છે અને જીવોપરની સ્વાભાવિકી કરુણાને અધીન વર્તી આપ ભગવાન્ જીવોને દર્શનસમાગમ આદિ આપતા રહેવાનો પરિશ્રમ ઉઠાવો એ પણ આપ ભગવાનને ઘટે છે.

પણ આપ ભગવાનનું દૈહિક દર્શન અશક્ય થવાની ઘટના પછી પણ આપ ભગવાનના બોધનું ઝરણું સતત વહ્યા કરે એવું થવા આપ ભગવાનના આનંદાશ્રમમાંથી શ્રીઆનંદાશ્રમપત્ર પ્રકટ થતું રહેવાની આપ ભગવાને ઘટાવેલી ઘટના પણ આપ ભગવાનની જીવોપરની સ્વાભાવિકી કરુણાને સંગતજ છે.

જોકે કલિયુગના પ્રભાવે કરીને જીવો બહુધા આજ બોધનું ગ્રહણ કરવાને અભિમુખ નથી. બોધનું સામાને દાન કરવાનેજ તત્પર હોય છે પણ જીવના જીવભાવનું એજ સ્વરૂપ છે એમ જોઇને જાણે અજાણે પણ ખરો બોધ એમની મર્યાદામાં આવ્યા કરે એ હેતુથી આપ ભગવાને આનંદાશ્રમપત્રદ્વારા બોધની ધારા વહેવડાવેલી છે એ આપ ભગવાનની જીવોપર નિર્હેતુક એટલે પોતાના કાંઈ સ્વાર્થવિનાની છતાં ખરેખરી કરુણા છે એ વાતનું ભાન કરાવે છે.

આપ ભગવાનનો બોધ પણ અદ્‌ભુત છે.

તત્ત્વ પદાર્થનોજ આપ ભગવાન્ મુખ્યપણે બોધ કરો છો એથી જીવો પોતાના તત્ત્વ સ્વરૂપને જાણી આ માયામય સ્વરૂપથી સત્વર મુક્ત થાય એ આપ ભગવાનનો મુખ્ય અભિપ્રાય છે.

છતાં એટલી ઉંચી કોટિના બોધને ગ્રહણ કરવા અસમર્થ જીવોપ્રતિ પુણ્ય કર્મોવડે ખરા સુખને મેળવવાના માર્ગનો આપભગવાનનો બોધ પણ ખરેખર માર્ગનો છે.

આપનો એ અપૂર્વ છતાં શાસ્ત્ર પ્રતિપાદિત પુરાણો બોધ ખરા સુખના અધિકારી અમે આદિ જીવો ઉપર વિજય મેળવે એટલે અમને અમારા અશાસ્ત્રીય વા અવિહિત આચારવિચારોથી વેગળા કરી અમને શાસ્ત્રીય વા વિહિત આચારવિચારમાં સ્થાપી અમને અંતે અમારા તત્ત્વ સ્વરૂપમાં જગાડી સ્થિર કરે એવી હે ભગવન્! અમે આ પ્રસંગે દીનપણે યાચના કરીએ છીએ તે અમારી યાચના આપ ભગવાન્ અવશ્ય સફળ કરજો.

આજના અમારા આ મંગલ પર્વને ઉજવવા અમે જે કંઇ શાસ્ત્રે કહેલા

આપ ભગવાનના પૂજનઆદિના ઉપચારો કરીએ છીએ તેથી આશુતોષ આપ ભગવાન્ સત્વરે પ્રસન્ન થઇને અમારા મસ્તક તથા પીઠ ઉપર આપ ભગવાનનો દીર્ઘ ને વરદ હસ્ત સ્થાપવાની હે ભક્તવત્સલ! અવશ્ય કૃપા કરજો
જય નાથ!

———:૦:———

## श्रीमन्नाथसद्गुरु प्राकट्योत्सवे हार्दिकयोद्गारः

### ( श्रीनाथसप्तकम् )

॥ शार्दुलविक्रीडितम् ॥

[ रचयिता: शास्त्री मगनलाल रामजी जोशी साहित्याचार्य ]

( किन्सकोलेज काशी )

यस्यर्षेऽयतनो दिनो महभरैः सार्कं जयन्त्या दिनैः ।
पूताखर्वमदं बभञ्ज सहसा सातप्रदस्तीर्थगम् ॥
व्यद्योतिष्टवरो वरिष्ठगणना स्फोतो विधौ श्रेयसां ।
यस्मान्नाथभवप्रभावविभवः सौभाग्यतत्याश्रितः ॥ १ ॥

प्रागद्यैवमहीतले प्रकटितः प्रच्छन्नमूर्त्या शिवो ।
नथूरामपदं दधार जनकाद् पीतांबराद् भूसुरात ॥
नन्दूनन्दनइत्यपि प्रगदितो गेयस्त्रयी वाग्चये ।
रज्ञानान्धरवि कविर्हि विततेः सद्धर्ममानोः कृते ॥ २ ॥

कृत्वा लौकिककार्यजातमखिलं स ब्रह्मचर्यप्रियो ।
गत्वा तीर्थतर्ति पवित्ररमणामात्मैकरामो मुदा ॥
नीत्वा चानुभवं विशेषविमलं कल्याणकार्योन्मुखो ।
यात्वा योगमहोदधेः परपदं जातो महिम्ना मुनिः ॥ ३ ॥

ध्यानाभ्यासरतस्सदा यतिवरो अन्यच्छलाच्छासत. ।
सौराष्ट्रेऽपि मनोहरां निवहते स्मशानगङ्गां नवां ।
यस्याम्भूरि निमज्जनेन सुधियः पापौघ विध्वंसनात् ।
शान्ति यान्त्यचलां हि सहसा धन्याः क एभ्य. परे ॥ ४ ॥

संयोज्याप्रभवान्विधेयसरणौ वर्चोहि संधुक्षितम् ।
योन्यान्यानपि निर्मलान्विहितवान्संस्कारदानाच्छुभात् ॥
आर्तप्राणविधानदक्षवचसा संमर्दमोह नृणाम् ।
सर्वेषां हितदो विनाविषमतां स्यात्कस्यवन्द्यो हि नो ॥ ५ ॥

भो भो विश्वजनीनधर्मविभवा.। शश्वद्गुरूक्तिं शिषां ।
सर्वेषां सुखकाम्ययाचरत वै यूयकलौ साम्प्रतम् ॥
तत्कार्यै कुरुतेह भूरिसततं धर्मातिविस्तारणम् ।
शिष्याणां गुरुसम्मदाय सरणं तेषां तदेवस्तुति ॥ ६ ॥

पापौघं हरते वराय विदुषां दान्ताय वै दर्शनात् ।
साक्षाद्विश्वविभूतये विलसते धर्मोपदेशात्सतः ॥
दीक्षासिद्धपदाय सत्यवचसे स्फारात्मभूवर्चसे- ।
ऽनूचानाय नमो नमो भगवते नाथाय नाथाय नः ॥ ७ ॥

ભાવાર્થ:—આજની જયંતીના દિવસે ઉત્સવના બીજા દિવસો સામે સફળ સ્પર્ધા કરી એટલે કે ઉત્સવના બીજા દિવસોની અપેક્ષાએ આજનો દિવસ ચઢીયાતો ગણાયો.

સુખ આપનારા આજની જયંતીના દિવસે તીર્થક્ષેત્રોના પવિત્રપણાના અતિમદનું મર્દન કર્યું, એટલે કે અન્ય તીર્થક્ષેત્રો તથા તીર્થભૂત સમયોના પવિત્રપણાની અપેક્ષાએ આજની જયંતીનો દિવસ વધારે પવિત્ર ગણાયો.

કલ્યાણનું વિધાન કરનારાંઓમાં સર્વોત્તમ પણ આજની જયંતીનો દિવસ છે, એટલે કે આજની જયંતીનો દિવસ મનુષ્યોનું સર્વોત્તમ કલ્યાણ કરનારો ગણાયો.

કારણ કે આજની જયંતીનો દિવસ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાનની જન્મજયંતીના વૈભવનો દિવસ છે કે જેનો સર્વ સૌભાગ્યની પરંપરાઓ આશ્રય કરી રહેલી છે. ૧

આ મહીતલપર પીતાંબરજી વિપ્રને ઘેર નથુરામજીના રૂપમાં શ્રીમહેશ્વર ભગવાન્ પોતે આજના મંગલ દિવસેજ પ્રકટ થયા હતા અને વેદત્રયીના અપૂર્વ સાહિત્યવડે ગવાયેલા એઓશ્રીએ પોતાને માતુશ્રી નન્દુબાના નંદનરૂપે આ લોકમાં વિખ્યાત કર્યા.

વસ્તુતાએ એઓશ્રી અજ્ઞાનરૂપ અંધકારનાસૂર્ય અને વેદોનું પ્રણોદન કરનારા શ્રીમહેશ્વર ભગવાન્ પોતેજ સદ્ધર્મરૂપ સૂર્યના કિરણોને પ્રસારવા માટેજ શ્રીમન્નાથભગવાનરૂપે પ્રકટ થયેલા હતા. ૨

આ લોકમાં વેદવિહિત સમગ્ર ધર્મકર્મોનું પ્રતિપાદન કરવા પોતેશ્રીએ નૈષ્ઠિક બ્રહ્મચર્યને પ્રિય કર્યું.

પોતે કેવલ આત્મસ્વરૂપમાં રમણ કરી રહેનારા છતાં પવિત્ર અને રમણીય એવાં તીર્થ ક્ષેત્રોમાં વિચર્યા.

લોકકલ્યાણના કાર્યમાંજ તત્પર રહેનારા પોતે પોતાના આત્માનુભવને વિશેષ વિમલ કરીને એટલે માયારૂપ મલિનતાથી કેવળ રહિત આત્મસ્વરૂપનો પોતે અનુભવ કરીને યોગરૂપી મહોદધિના પરપારને પામ્યા.

અને આ લોકમાં પોતે મહાત્માના પદને પામી પ્રખ્યાત થયા. ૩

નિરંતર ધ્યાનાભ્યાસપરાયણ પોતેશ્રી નિયમમાં રહેનારાઓના શિરોમણિભૂત રહેતા.

પોતેશ્રીએ શાસ્ત્રોના ગ્રંથોની પ્રસિદ્ધિ કરીને સૌરાષ્ટ્રને વિષે મનનું હરણ કરે એમ નૂતન જેવી જ્ઞાનની ગંગા વહેવડાવી જે જ્ઞાનગંગાને વિષે અનેકવાર સ્નાન કરી કરીને બુદ્ધિમાન સુજનો પાપના વિધ્વંસપૂર્વક સહજમાં નિશ્ચલ શાંતિને પામી રહે છે.

એવી શાંતિને પામી રહેનારાઓથી વિશેષ ધન્ય બીજા કોણ છે? કોઇજ નથી. ૪

બ્રાહ્મણોને શાસ્ત્રોક્ત વિહિત કર્મમાર્ગમાં જોડયા અને સારા સંસ્કારોનું દાન કરીને બીજા વર્ણવાળાઓને પણ શુદ્ધ કર્યા.

ચતુર વચનોવડે દુઃખીઓનું તેમના દુઃખોથી રક્ષણ કર્યું.

અને કાંઇપણ વિષમતાવિના પોતેશ્રીએ સર્વેનુંજ હિત કર્યું

એવા પોતેશ્રી કોને વંદ્ય ન હોય? સર્વેનેજ હોય. ૫

જેમનો ધર્મ વૈભવ સમગ્ર વિશ્વનું કલ્યાણ કરનારો છે એવા હે સજ્જનો! હવે આ કલિયુગને વિષે તમારે ખરેખર જે કરવાનું છે તે એ છે કે સાચા સુખને પામવા માટે એઓશ્રી સદ્‌ગુરુ પરમાત્માનાં કલ્યાણ વચનોને અનુસરીને તમારા આચાર રાખી રહેનારા થાઓ.

ધર્મનો વિસ્તાર કરવાનું એઓશ્રીનું જે વ્રત હતું તે વ્રત હવે તમે સતત વિસ્તારી રહેનારા થાઓ.

કેમકે શ્રીસદ્ગુરુપરમાત્માના સંપ્રદાયનું અનુસરણુ એજ શિષ્યોને માટે શ્રીસદ્ગુરુપરમાત્માનું સ્તવન કર્યા તુલ્ય છે. ૬

જેઓશ્રી પોતાના દર્શન માત્રવડે પાપોના ઓઘનો સહસા વિનાશ કરનારા છે એવા શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્ વિદ્વાનોમાં શ્રેષ્ઠ છે, દમનશીલ છે, સાક્ષાત્ વિશ્વવિભૂતિ છે. તેઓશ્રી કેવલ સત્પુરુષોના ધર્મોનો ઉપદેશ કરવામાંજ વિલાસ માનવાવાળા છે. મુમુક્ષુઓએ એઓશ્રીની દીક્ષા પામીને જે પદ સિદ્ધ કરવાનું છે તે પદસ્વરૂપ છે.

સત્ય વચનનેજ જેઓશ્રી કહેનારા છે.

સ્ફુટ આત્મજ્ઞાનના તેજ સંપન્ન જેઓશ્રી મહાતેજસ્વી છે.

જેઓશ્રી અમે અનાથના નાથ છે.

તે સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનને અમે પુનઃ પુનઃ પ્રણામ કરીએ છીએ.

તેઓશ્રી અમને નિરંતર અનુશાસન આપતા રહો એવી અમારી અભ્યર્થના છે. ૭

એના પરિશીલનથી અભ્યાસીના અંતઃકરણમાંનો **મલદોષ** દૂર થઇ તે શુદ્ધ થાય છે; **વિક્ષેપદોષ** દૂર થઇ તે સ્થિર થાય છે; અને **આવરણદોષ** દૂર થઇ તેમાં આત્મજ્ઞાનનો આવિર્ભાવ થાય છે-આત્માનું જ્ઞાન સ્ફુરે છે-આત્માનું વિજ્ઞાન વિલસે છે-આત્માનો અનુભવ થાય છે-આત્માનંદ અનુભવાય છે.

આપણે શરીર, ઇંદ્રિયો, મન ને પ્રાણનો સંયમ સાધવાનો છે...આહાર ઊંઘ ને વાણીને નિયમમાં રાખવાનાં છે...યોગાસનો ને પ્રાણાયામના અભ્યાસી થવાનું છે... **વિપરીત કરણી, મત્સ્યેંદ્રાસન** ને **શક્તિચાલન** મુદ્રા સાધી **કુંડલિની** જાગ્રત કરવાની છે...સુષુમ્ણામાં પ્રાણનું વહન કરાવી ષટ્ચક્ર ભેદનની કલા સાધ્ય કરી બ્રહ્મરંધ્રમાં વૃત્તિને સ્થિર કરવાની છે...**નાદ** ને **પ્રકાશ**નો અનુભવ કરતા કરતા આગળ વધવાનું છે...

પ્રાણના આરોહ અવરોહે **પ્રણવજપ** (હંસ-સોહં-ઓમ્), **સંકલ્પશૂન્યવૃત્તિ** ને **શાંભવીમુદ્રા** સુસાધ્ય કરવાનાં છે...અને શાંત તેજોમય સ્વરૂપદર્શન પામી કર્તવ્યના પારને પામવાનું છે...... !

પરમાત્મદર્શનના કઠિન માર્ગને નાથપ્રભુએ સરળ બનાવી આપ્યો છે-સુંદર રાજમાર્ગ કરી આપ્યો છે...ફક્ત આપણે તે ઉપર પ્રશાંત નિશ્ચયથી ચાલવાનું છે...... !

**પંચીકરણ, વિચારસાગર, પંચદશી, ગીતા, સાંખ્ય ને વેદાંત** વાંચી વિચારીને બુદ્ધિને સૂક્ષ્મ ને સાત્વિક કરવાની છે... !

આપણો આદર્શ અદ્ભુત છે...આપણું ધ્યેય અનેરું છે...આપણો રાહ અનોખો છે..."

આમ એ પ્રૌઢ બ્રહ્મચારીજીનો વાણીપ્રવાહ ચાલતો હતો...ત્યાં એમના કાને પાદુકાનો અવાજ આવ્યો એટલે એ વાણીપ્રવાહ અટકી પડ્યો અને **આનંદાશ્રમના** બીજા એક વયોવૃદ્ધ બ્રહ્મચારીજીને શાંતપણે એમના તરફ આવતા જોયા.

આથી એ બંને બ્રહ્મચારીઓ ઊભા થયા અને "જયનાથ" ઉચ્ચરીને એ વયોવૃદ્ધ બ્રહ્મચારીજીને વંદન કર્યું: એ વયોવૃદ્ધ બ્રહ્મચારીજીએ પણ "જયનાથ" ઉચ્ચરીને પ્રતિવંદન કરીને સ્મિત કર્યું...એટલે એ બંને બ્રહ્મચારીઓના મુખપર પણ હાસ્ય સ્ફુર્યું...પરંતુ એ પ્રૌઢ બ્રહ્મચારીજીના હાસ્યના ઊંડાણમાં વેદના હતી-નાથપ્રભુના વિરહની વેદના હતી-નાથપ્રભુના આદેશોને જીવનમાં ઉતારવાની ઉત્સાહજન્ય વેદના હતી...!

——:o:——

## શ્રીનાથસ્તુતિ

### કચ્છી કાફી

રાગ—ગોપીઉં ગોકળ ગામજીયું.

[ રચનાર: શ્રીનાથભક્ત અજાણી ]

સચ્ચા મુંજા સેણ, સગા–નાથ નિરંજન,
નાથ નિરંજન આંમેં લગો મુંજો મન—સચ્ચા.
આઉં આંજો આંઈ મુંજા, મીઠડા મોહન,
અગુણી ઓણખાણ પાંજી, વેદચેં વચન—સચ્ચા.
આંજી વડી ઓથમુંકે જગતમેં જીવન,
આંજે હુકમ વિન્યા હકડો, હલે પણ ન પન—સચ્ચા.
દયાડુ દાતાર ભારી, ભલા ભગવન,
વલા આંજી વેદવાણી, મીઠી ખીર ખન—સચ્ચા.
નિવાજીને ન્યાલ કર્યો, પ્રભુ થઈ પ્રસન્ન,
જેડા તેડા કાલાવાલા, કીંક ધર્યો કન—સચ્ચા.
પુરા પક્કા પ્રેમી આંજા, આનંદમે મગન,
સચ્ચા સેવક ગુરુ આંજા, ધરણી મથે ધન—સચ્ચા.
મથેજા મુગટ મુંજા, દેવ ડયો દર્શન,
ભગત ચએ ભાવસે, ભસ કરીઆ ભજન—સચ્ચા.

———:o:———

## મેંદરડામાં ધાર્મિક સમારંભ

મેંદરડા કાઠિયાવાડના સોરઠપ્રાંતમાં આવેલું એક ગામ છે. તેના પાદરમાં મધુવંતી નદી વહે છે, એટલે તે રળિયામણું લાગે છે. બીલખા રાજ્યના તાબાનું એ એક મુખ્ય ગામ છે. બીલખા રાજ્યના હિંદુ કાઠી રાજા છે. બીલખાથી મેંદરડા આથમણી દિશામાં સાત ગાઉ દૂર છે, અને ગિરજંગલના સીમા પ્રાંતપર તે આવેલું છે.

આ મેંદરડા ગામ પણ આપણા નાથપ્રભુની સાં પધરામણીવડે પાવન થયેલું છે: મેંદરડાનાં જિજ્ઞાસુઓ પણ નાથપ્રભુના સાક્ષાત્ સદુપદેશનો લાભ પામ્યાં છે: મેંદરડાના આપણા ગુરુબંધુ ત્રિભુવનભાઈ ને મૂળશંકરભાઈ આદિએ પોતાને સાં પ્રભુને પધરાવી જીવન ધન્ય કર્યું છે.

વર્ષો પહેલાંની એ વાત છે કે એકવાર વિક્રમસંવત્ ૧૯૬૫ના કાર્તિક વદિ ૮ ના દિવસે આપણા પ્રભુ બીલખાથી મેંદરડા બીલખારાજ્યના એક ભાગદાર કાઠી દરબારશ્રી આલાવાળાની બે ઘોડાની ગાડીમાં બેસીને પધાર્યા હતા.

કાઠિયાવાડના કાઠી રાજાઓનાં મુખ્ય ત્રણ રાજકુળો છે: વાળા, ખાચર ને ખુમાણ. બીલખા વિભાગમાં વાળાકાઠી રાજાઓનું રાજ છે. ઉપરોક્ત આલાવાળા દરબારશ્રી જૂના જમાનાના ભોળાદિલના રાજા હતા. નાથપ્રભુપ્રતિ તેમનો બહુ ભાવ હતો. બીલખાને પાદર નાથપ્રભુ જેવા અવતારી સંતપુરુષ આનંદાશ્રમ બાંધીને સ્થિતિ કરે એ માટે એ દરબારશ્રીને બહુ પોરસ હતો. "અમારું બીલખા દેશપરદેશમાં મહારાજશ્રીના નામવડે પ્રસિદ્ધ થયું છે"

એમ વારંવાર તેઓ સૌને કહેતા. કૃપાનાથ માટે તેમને એટલો બધો ભાવ હતો કે તેમના મુખમાંથી નીચેના ઉદ્‌ગારો વારંવાર નીકળી જતા:—"બીજા બધા તો ભેંસું દુવે ભેંસું; પણ અમારા મહારાજે તો પાડા દોયા છે પાડા!" અર્થાત્ રાજાઓ, રાજપુરુષો, વકીલો, ને શિક્ષકો આદિ પ્રજાના શિક્ષિત ને અગ્રગણ્ય પુરુષોને પણ મહારાજશ્રીએ પોતાશ્રીની અદ્‌ભુત શક્તિવડે ચરણમાં નમતા કર્યા છે. આ આલાવાળા દરબારશ્રીના કાયમેનમાંથી ખાનગી કારભારી જેવા થયેલા બીલખાના લોહાણા ગૃહસ્થ શ્રી. ઓધવજીભાઈ કૃપાનાથ બિરાજેલા હતા એ ઘોડાગાડીને હાંકનાર હતા. શ્રી. ઓધવજીભાઈ ઘોડા કેળવવાની તથા ગાડી હાંકવાની કળામાં પ્રવીણ હતા, એટલે વચ્ચે મોટી ખોયાણ ઓઝત નદી આવતાં તેનો જળ ભરેલો ને વેકરાળ વિશાળપટ ને ઉચુંતક કૃપાનાથને ગાડીમાંથી ઊતરી જવાનો શ્રમ આપ્યાવિના અને ગાડી તથા ઘોડાઓને જરાપણ જફા ન આવે એવી કુશળતાથી તે ઓઝત નદી પાર કરી અને મેંદરડાની તે દહાડાની સાંકડી શેરીઓમાંથી પણ ઘોડાગાડીને કુશળતાથી પસાર કરીને પ્રભુની પ્રસન્નતા પ્રાપ્ત કરેલી: પ્રભુએ પ્રસન્નતા દર્શાવેલી ત્યારે પોતે નિખાલસ ભાવે યાચેલું કે "આ દાસને પણ આપ દયા કરી ભવસાગરમાંથી પાર ઊતારજો"—આ ઓધવજીભાઈ આજે લગભગ બ્યાસી વર્ષના છે છતાં નિત્ય હજુ અહીં શ્રીબીલખા-આનંદાશ્રમમાં આવે છે, અને દરેક ઋતુમાં પોતાની જાતે આશ્રમના કુવામાંથી જળ ખેંચીને ઠંડા જળે સ્નાન કરે છે, અને સંધ્યાદિ નિત્યકર્મ ને પ્રભુનું પૂજન કરીને પછી પોતાને ઘેર જાય છે. પ્રભુપ્રતિ તેમને બહુ ભક્તિભાવ છે: હજુ પણ ભાવ-ભીના હૃદયે ને જૂની ઢબની મીઠી વાણીમાં પ્રભુની વાતો સંભળાવે છે; પ્રભુના પૂજન ટાણે ગદ્‌ગદ્ વાણીવડે તેમને સ્તુતિ કરતા સાંભળ્યા-જોયા છે.

આ આલાવાળા દરબારશ્રીના કુંવરોમાંના એક રામવાળા હતા અને આ રામવાળાના રાવતવાળા અને હાથીઆવાળા એમ બે કુંવરો છે: તેમાંથી મોટા રાવતવાળા હાલ બીલખા રાજ્યની ગાદી ઉપર છે. આ રાવતવાળા દરબારશ્રી પણ નાથપ્રભુપ્રતિ ભાવવાળા છે: પોતે ગાદીએ બેઠા ત્યારે કૃપાનાથ પોરબંદરમાં બિરાજતા હતા, છતાં ખાસ આગ્રહપૂર્વક વિનતિ કરીને પુનઃ બીલખા પધરાવ્યા હતા, અને તે મંગલસમયે કૃપાનાથના "રાજાઓનું કર્તવ્ય" એ સ્પષ્ટ સદુપદેશનો અલભ્ય લાભ પામ્યા હતા.

આ રાવતવાળા દરબારશ્રી ધાર્મિક વૃત્તિના હોવાથી આ આખા શ્રાવણમાસમાં તેમના તરફથી મેંદરડામાં ધાર્મિક સમારંભ ગોઠવાયો હતો, અને પોતે જાતે તેમાં જોડાયા હતા એટલુંજ નહિ, પરંતુ ધાર્મિક અનુષ્ઠાનમાં પાળવા જોઇતા નિયમો જેવાકે બ્રહ્મચર્ય, ક્ષૌર ન કરાવવું, નિત્ય બે વાર સ્નાન, એક વખત જમવું, સ્પર્શાસ્પર્શવિવેક ને ચૌયાદિ કઠિન વ્રતોના પાલનરૂપી તપશ્ચર્યા કરીને હિંદુ રાજાઓને આ જમાનામાં એક આદર્શ દૃષ્ટાંતરૂપ થયા છે, અને "यथाराजा तथा प्रजा" એ ન્યાયે પ્રજાને સાચી સમૃદ્ધિ જે ધર્મ તે તરફ અનુરાગવાળી કરીને પોતાનું ઐહિક ને આમુષ્મિક કલ્યાણ સાધ્યું છે.

અહીં એ પણ કહેવું પડશે કે આપણા ગુરુબંધુ રા. મૂળશંકર હાનજી વકીલ કે જેમણે કૃપાનાથની અંગત સેવાનો લાભ લીધો છે, ને હાલ જેઓ બીલખા રાજ્યમાં વહીવટદાર તરીકે કામ કરે છે તેઓ પણ દરબારશ્રીના આ ધાર્મિક સમારંભના સંચાલનમાં પ્રધાનપણે સેવા અર્પી રાજદરબારમાં રહ્યા છતાં રાજપ્રજાનું વાસ્તવિક કલ્યાણ સાધનારાં એવાં ધાર્મિક અનુષ્ઠાનો કે જેમાં બળવાન્ એવું શુભ અદૃષ્ટ ઉપજાવવાની અદ્‌ભુત ને અચિંત્ય શક્તિ છે, એ અનુષ્ઠાનોમાં રાજપુરુષોએ પણ જોડાવું જોઈએ એમ પણ પોતાનું જીવતું જાગતું દૃષ્ટાંત પૂરું પાડી ધર્મભાગી થયા છે.

મહાક્રૂર આ ક્રોધને, કરો હૃદયથી દૂર;
દયા ક્ષમા ને ધૈર્યથી, રાખો મન ભરપૂર. ૪૪૩
લોભ પાપનું મૂલ ગણી, તેનો કરો ઉચ્છેદ;
ઉદારતા, સંતોષને, પોષો ધરી નિર્વેદ. ૪૪૪
વિવેકને દૃઢતમ કરી, કરો મોહનો નાશ;
મોહરિપુ માર્યા વિના, મળે ન પદ અવિનાશ. ૪૪૫
અધોગતિનો હેતુ મદ, જાણો એમ સદાય;
વિનય નમ્રતા રાખીને, મદ નવ કરો જરાય. ૪૪૬
પોતાસમ સૌને ગણી, કરવો મત્સર દૂર;
પરસુખને નિજ સુખ ગણે, રહે શાંતિ ભરપૂર. ૪૪૭
દુઃખપ્રકાશક સાક્ષી જે, તે કેમ દુઃખી હોય?
જે દુઃખી તે સાક્ષી નહિ, એમ વિચારી જોય. ૪૪૮
પ્રશાંત રે'વું સર્વદા, તપવું નહિ લગાર;
ચિદાકાશમાં દૃશ્યને, ગણવું અસત્ અસાર. ૪૪૯
પાંચ વિષયના રાગનો, કરવો પૂરો નાશ;
પંચેંદ્રિયમન વશ કરી, કરવું પદ અવિનાશ. ૪૫૦
બ્રહ્મપદે આરૂઢ રહો, તેથી ચળો ન લેશ;
રાગદ્વેષ ભય પરિહરો, જેથી નડે ન ક્લેશ. ૪૫૧
સદાચારથી વર્તવું, થવું શાંત ને દાંત;
આત્મારામ થવું સદા, થવું ન કદીય ભ્રાંત. ૪૫૨
પાંચ યક્ષ ત્રણ અસુરથી, રક્ષિત સુખનિધિ જેહ;
જે તે આઠે દૂર કરે, પામે સુખનિધિ તેહ. ૪૫૩
પ્રાણી વસ્તુનું મૂલ છે, સચ્ચિત્સુખ સ્વરૂપ;
ઉપર જે દેખાય તે, અનૃત જડ દુઃખરૂપ. ૪૫૪

---

## कार्तिकी पूर्णिमाना महापूजन समारंभान्तर्गत साधनसमारंभ

( સ્થલ: શ્રીઆનંદાશ્રમ–બીલખા )

[ સંવત્ ૧૯૯૭ની કાર્તિકીપૂર્ણિમા–ત્રિપુરીપૂર્ણિમા ]

પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજન અંગે થાતા આધ્યાત્મિક સાધનક્રમની યોજના આવતી કાર્તિકી પૂર્ણિમાના મહાપૂજનપ્રસંગે પણ રાખવામાં આવી છે, જેનું સમયપત્રક આ નીચે આપવામાં આવ્યું છે. કાર્તિક સુદિ ૧૪ બુધવાર, પૂનમ ગુરુવાર ને દ્વિતીય પૂર્ણિમા શુક્રવાર એ ત્રણ સાધનસમારંભના દિવસો છે. સર્વે બંધુઓએ પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના મહાપૂજનનો ને સાધનસમારંભનો લાભ લેવા માટે અનુકૂળતા પ્રમાણે કાર્તિક સુદિ ૧૩ મંગળવારની સાંજસુધીમાં આનંદાશ્રમમાં આવી પહોંચવું જોઇએ. આવી રીતે સર્વે બંધુઓ એકત્ર થઇ ધાર્મિક લાભ લે, અને આધ્યાત્મિક માર્ગમાં આગળ વધે એ બહુ આવશ્યક વસ્તુ છે, એ વિષે કાંઈ વિશેષ કહેવાની આવશ્યકતા નથી; જિજ્ઞાસુ બહેનો પણ આ યોજનામાં ભાગ લઈ શકશે.

કાર્તિક સુદિ ૧૩ મંગળવાર રાત્રિએ આધ્યાત્મિક સાધનસમારંભનું આરંભક વ્યાખ્યાન થશે, અને સુદિ ૧૪ બુધવારના બ્રાહ્મ–મુહૂર્તથી સાધનક્રમનો આરંભ થશે.

કરવામાં આવ્યું હતું; જેમાં આનંદાશ્રમવાસીઓ, બહારગામથી આવેલાં બંધુબહેનો અને બીલખાનાં બંધુબહેનો મળી આશરે ૧૨૫ માણસોએ લાભ લીધો હતો. પૂજનવેળા વચ્ચે વચ્ચે શ્રીસદ્ગુરુ-પ્રશસ્તિઓ બોલાતી હતી.

પૂજનકાર્ય પૂર્ણ થયાબાદ અનાયાસ આનંદાશ્રમનાં અતિથિ થયેલાં મુંબઇનિવાસી **કુમારી નિર્મલાદેવી જમનાદાસ સંઘવી** સંસ્કૃતમાં પૂજ્યપાદશ્રીની સ્તુતિ બોલ્યાં હતાં, સાંજે પણ તેમણે "સનાતનધર્મના આદર્શો" એ વિષયપર સુંદર વ્યાખ્યાન કર્યું હતું. પૂજ્યપાદ કૃપાનાથ પ્રત્યે તેઓ અનન્યભાવ ધરાવે છે.

**શાસ્ત્રી મગનલાલ રામજી જોશી સાહિત્યાચાર્યે** પણ પૂજ્યપાદશ્રીના જયંતીમહોત્સવનું મહત્ત્વ દર્શાવતું સ્વરચિત સંસ્કૃત કાવ્ય ગાયું હતું.

આ મંગલ પૂજનકાર્યમાં લાભલેવા આવેલા સર્વે બંધુબહેનો આદિને ચરણામૃત તથા પ્રસાદી વહેંચવામાં આવ્યા બાદ શ્રીસદ્ગુરુદેવના જયધ્વનિપૂર્વક આ મંગલ પૂજનકાર્ય સમાપ્ત થયું હતું.

પૂજન થઇ રહ્યા બાદ સવારના ૮॥ વાગે બીલખા સ્ટેટના નામદાર દરબારશ્રી **રાવતવાળા સાહેબ** તરફથી આવેલી ચાર ઘોડાની સુંદર ગાડીમાં પૂજ્યપાદશ્રીનાં છબીજી તથા પાદુકાજી પધરાવી છડી, ચમર, છત્ર, પોલીસપાર્ટી, ઘોડેસ્વારો, સ્કાઉટ, બેંડ સાથે ધામધૂમથી ગામમાં વરણાગી ફેરવવામાં આવી હતી, જેમાં ગામનાં પ્રતિષ્ઠિત સજ્જનોએ તથા અધિકારી વર્ગે પણ સારી હાજરી આપી હતી. માર્ગમાં ભાવિક ભક્તજનોએ ભાવભીના હૃદયે પૂજ્યપાદશ્રીનું પૂજન કર્યું હતું.

વરણાગીમાં બહારગામથી આવેલા **શ્રી. મહારાણીદાસભાઈ, શ્રી. પોપટલાલભાઈ, મુંબઇનિવાસી શ્રી. જમનાદાસ હરખજી સંઘવી જે. પી.** આદિ જિજ્ઞાસુ બંધુઓ, આનંદાશ્રમમાં વસતા સાધકો, શ્રીદક્ષિણામૂર્તિ સ. ધ. વિદ્યાલયના શાસ્ત્રીઓ, વ્યવસ્થાપકો ને વિદ્યાર્થિમંડળ ઉપરાંત ગામના સંભાવિત ગૃહસ્થો પૂજ્યપાદશ્રીની ઘોડાગાડી આગળ ચાલતા હતા. માર્ગમાં શ્રીસદ્ગુરુ-પ્રશસ્તિઓ ને જયધ્વનિઓ તથા જયશંકરમહિમ્નસ્તોત્રાદિ બોલાતાં હતાં. જિજ્ઞાસુ બહેનો પણ ધોળ ગાતાં હતાં. આવી રીતે પૂર્ણ આનંદપૂર્વક ભાવિકજનોનાં પૂજનસત્કાર ગ્રહણ કરતાં કરતાં ગામના મુખ્ય માર્ગે ફરીને આશરે બે કલાકે વરણાગી આશ્રમમાં આવી હતી. ત્યારબાદ સૌ સજ્જનોને, સ્કાઉટ, પોલીસપાર્ટી વગેરેને પ્રસાદ આદિ આપવામાં આવ્યાં હતાં.

આજના દિવસે ગુજરાતી નિશાળ, અંગ્રેજી નિશાળ, કન્યાશાળા ને બાલમંદિરમાં અભ્યાસ કરતા બાલ બાલિકાઓ આદિને પતાસાં વહેંચવામાં આવ્યાં હતાં. તે પ્રસંગે ગુજરાતી સ્કૂલના મુખ્ય આસિસ્ટંટ માસ્તર શ્રી. ભાનુશંકરભાઇએ તથા શ્રી. અંબાશંકર નાનજી જોશીએ "આજના મંગલ દિવસનું મહત્ત્વ" વિદ્યાર્થીઓને સમજાવ્યું હતું. આજે ગામની દરેક નિશાળોમાં રજા પાડવામાં આવી હતી. નવાગામની ગામઠી સ્કૂલમાં પણ પતાસાં વહેંચવામાં આવ્યાં.

આ મહોત્સવમાં ભાગ લેવા આવેલા જિજ્ઞાસુઓ, વિદ્યાર્થીઓ, તથા સૌ આનંદાશ્રમ-વાસીઓ આદિને પાટણનિવાસી ડો. શ્રી. વામનરાય જટાશંકર વસાવડા તરફથી તેમનાં માતુશ્રી રેવાબાઇની સદ્ગતિ નિમિત્તે ફલાહાર આપવામાં આવ્યું હતું. આ પ્રસંગનો લાભ લેવા આવનાર સર્વે બંધુબહેનો આદિએ આજે ઉપવાસપૂર્વક વ્રત કર્યું હતું.

બીજે દિવસે એટલે શ્રીમન્નાથજયંતીના પારણાને દિવસે બીલખા—ગામની બ્રાહ્મણ સાધુ આદિની ચોરાશી શ્રીઆનંદાશ્રમ તરફથી જમાડવામાં આવી હતી. આજે મુંબઇ નિવાસી શ્રી. રાજસી જીવરાજ તરફથી ચોરાશીમાંના કેટલાએક બ્રાહ્મણ સાધુઓને તથા શ્રી. વામનરાય જટાશંકર પાટણવાળા તરફથી તેમનાં માતુશ્રી રેવાબાઇની સદ્ગતિનિમિત્તે આનંદાશ્રમવાસીઓ, સાધકો તથા વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યું હતું.

---

## શ્રીનાથમહિમા અનુભવનાર જીવોનો અનન્યભાવ

(લેખકઃ-ઠાકરશી ગોવિંદજી ચંદારાણા.)

[અમે પ્રભુ! એક આપના દાસ, એ લય]

અમે શ્રીનાથપ્રભુના દાસ,
દૃઢ નિશ્ચય એ ધારી હૃદયમાં, સ્મરીએ શ્વાસોચ્છ્વાસ. ટેક.
જેઓશ્રીએ હણી પલકમાં, અમારી પામરતા;
અદ્‌ભુત શક્તિ યોગેશ્વરની, પમાડે છે વિસ્મયતા. અમે ૧
ભવાટવીમાં અસંખ્ય ભટકે, પામરજન તો ભાઈ!
અમને તેથી શ્રેષ્ઠ બનાવ્યા, અંતર્ બહુ હરખાય. અમે. ૨
વિષયદોષદર્શન કરાવ્યું, જે છે બહુ સુખકારી;
સભા નિહાળી વિષયિજનની, આવે અણગમો ભારી. અમે. ૩
ઉપજે રાગ કદી પૂર્વ સંસ્કારે, (પણ) માનીએ નહિએ લ્હાવો;
પ્રભુ પ્રાર્થીએ પ્રેમ નિત્યે, 'દૃઢ વિરાગી બનાવો' અમે. ૪
પ્રીતે અમમાં રોપી સદ્‌ગુરુએ, પરમ તત્ત્વ નિરખવા;
અનુક્રમે તેની વૃદ્ધિ કરીએ, દુઃખો બધાં પરિહરવા. અમે. ૫
થાય યદિ હવે પછી જન્મો, યાચીએ નાથનું શરણું,
જીવન્મુક્ત થતાં અંતે અમે, લહીએ માયાને તરણું. અમે. ૬

---

## પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના સ્વરૂપાવસ્થાનનો દિવસ

આશ્વિન વદિ એકાદશી એ પૂજ્યપાદ કૃપાનાથના સ્વરૂપાવસ્થાનનો દિવસ છે. તે દિવસે શ્રીબીલખા-આનંદાશ્રમમાં ઉપવાસપૂર્વક વ્રત ને પૂજ્યપાદશ્રીનું પુજન થશે, અને જિજ્ઞાસુઓ શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ, શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો યથાશક્તિપાઠ ને શ્રીઇષ્ટમંત્રનો જપ, ધ્યાન તથા ભજનકીર્તન કરશે, તેમજ વિદ્યાર્થીઓ આદિ બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન અપાશે.

—:o:—

## શ્રેયોધામ

[લેખકઃ—શ્રી. અજિતરાય હરિદાસ પારેખ.]

શ્રેયોધામ એટલે શ્રીનાથપ્રભુસ્થાપિત શ્રીઆનંદાશ્રમ. પોતાના અંતઃકરણને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને આકારે કરી જીવે આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારના દુઃખોથી અત્યંતરહિત પરમાનંદ-સ્વરૂપે સ્થિતિ કરવી તે શ્રેય પ્રાપ્તિ કહેવાય છે, અને તેની પ્રાપ્તિ કરાવનારુ આ ધામ છે.

આ સ્થાનમાં શ્રીનાથપ્રભુ વિશેષ સમય બ્રહ્મમયમમાં બિરાજેલા છે, આ સ્થાનમાં તેઓશ્રીએ બ્રહ્મવિદ્યાસબંધી અનેક ગ્રંથો રચેલા છે, આ સ્થાનમાં ઘણાં વર્ષો બ્રહ્મપ્રાપ્તિ સંબંધના ઉત્તમ ગ્રંથોનું તેઓશ્રીએ શ્રવણ કરાવેલુ છે અને ઘણા વર્ષો આ સ્થાનનો નિવાસસ્થાનતરીકે તેઓશ્રીએ ઉપયોગ કરેલો છે તે આ શ્રેયોધામ છે એ મોક્ષપ્રદસ્થાનના દર્શનથી પણ અંતઃકરણને શાંતિ અને શીતલતાનો અનુભવ થાય છે, અને જેનુ ટુંકું અને સ્પષ્ટ ભાષામાં વર્ણન ચાલુ માસના માસિકના મુખપૃષ્ઠ ઉપરના શ્લોકના અર્થમાં કરેલું છે. આવા પરમહિતને પ્રાપ્ત કરાવનારા સ્થાનમા દર્શનપૂજનાદિનો લાભ પોતાનું હિત ઇચ્છનારે અવશ્ય લેવો જોઈએ.

પૂજન થઈ રહ્યા બાદ શ્રીમન્નાથચરિતામૃતમાંથી થોડું વાંચન, તથા ભજનધૂન થયાં હતાં.

ત્યારપછી સૌને સાકર શ્રીફળની પ્રસાદી તથા ચરણામૃત અપાણાં હતાં. તે ઉપરાંત મંડળમાં સૌને ઘેર મગજનો એકેક લાડુ પ્રસાદીનો અપાણો હતો.

આશરે ૪૦ થી ૫૦ માણસોએ આ લાભ લીધો છે.

**શ્રીઅમદાવાદ-આનંદાશ્રમ**—શ્રીમન્નાથ જયંતી મહોત્સવ ધામધૂમથી ઉજવાયો છે.

**ગોધરાઃ**—શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદીને ઘેર પૂજ્યપાદ શ્રીમન્નાથપ્રભુની જયંતીના મંગલ દિવસે શ્રીસદ્‌ગુરુદેવનું ષોડશોપચાર યથાવિધિ પૂજન શ્રદ્ધાપૂર્વક કરવામાં આવ્યું હતું.

**સાદરા-આનંદાશ્રમઃ**—શ્રીમન્નાથ જયંતી મહોત્સવના દિવસે સાદરા–આનંદાશ્રમમાં બાર કલાકના અખંડ જપ કરાવવામાં આવ્યા હતા ને શ્રીમન્નાથપ્રભુનું ષોડશોપચારથી પૂજન કરવામાં આવ્યું હતું, અને છેવટ શ્રી અંતર્યામિના આદેશોમાંથી વાંચન કરવામાં આવ્યું હતું. આશરે ૫૦ માણસોએ કાર્યમાં ભાગ લીધો હતો.

———:૦:———

**પૂજ્યપાદ "મહારાજ શ્રીમન્નથુરામ શર્મા"-આનંદાશ્રમ-બીલખાતરફથી**

## શ્રીસનાતનધર્મના શિક્ષણની યોજના

ગુજરાતી અંગ્રેજીશાળાના જે હિંદુ શિક્ષકો તથા ટ્રેનિંગ કોલેજના હિંદુ વિદ્યાર્થીઓ ધર્મનાં ઉચ્ચ તત્ત્વોને જાણી, ઇશ્વરને ઓળખવા પ્રયત્ન કરી જીવનમાં સાચી શાંતિનો અનુભવ કરવા ઇચ્છતા હોય તથા પોતાના વિદ્યાર્થીઓને પોતે પ્રાપ્ત કરેલા ધાર્મિક જ્ઞાનનો લાભ આપી તેઓને ધર્મનીતિને માર્ગે દોરવા ઇચ્છતા હોય તેમને માટે બીલખા (કાઠિયાવાડ) આનંદાશ્રમમાં પ્રતિવર્ષ શિયાળાની તથા ઉનાળાની રજાના સમયમાં ધાર્મિક શિક્ષણની યોજના કરવામાં આવે છે.

એ યોજનામાં સંધ્યાદિ નિત્યકર્મ, ઉપનયન સંસ્કાર આદિ નૈમિત્તિક કર્મો, ભક્તિ, જ્ઞાન, યોગ આદિ વિષયો તથા શ્રીમદ્ ભગવદ્‌ગીતાદિ શાસ્ત્રો યથાધિકાર શીખવવામાં આવે છે.

આ યોજનાનો લાભ લેવા આવનાર પુરુષમાં દુર્વ્યસનનો અભાવ, સરલતા માતા-પિતાપ્રતિ ભક્તિભાવ, ગુરુભક્તિ ને પોતે શીખેલ વિદ્યાનો લાભ પોતાના શિષ્યોને આપવાની ઉત્કંઠા એ શુભગુણો બહુધા હોવા જોઇએ વા તેમાં અભિરુચિ હોવી જોઇએ.

આવવા ઇચ્છનારે ઓછામાં ઓછા દશ દિવસ તો રહેવુંજ પડશે. પ્રતિવર્ષ આવો લાભ અમુક સંખ્યાને મળશે. આ યોજનાનો લાભ લેવા આવનારને ભોજન, પાગરણ, દીવાબત્તી તથા રહેવાની સગવડ શ્રીઆનંદાશ્રમ તરફથી કાંઇ પણ દ્રવ્ય લીધા વિના કરી આપવામાં આવશે.

આવવા ઇચ્છનારે નીચેના શરનામે જવાબી પત્તાથી આગળથી પૂછીને આવવું.

**મેનેજિંગ ટ્રસ્ટીઓ–આનંદાશ્રમ**
**બીલખા–(કાઠિયાવાડ)**

• ॥ ॐ ॥

## શ્રીનાથઘાટ અને શ્રીનાથસેતુ

શ્રીનાથઘાટ અને શ્રીનાથસેતુ સ્થાપન કરવાના સંકલ્પને શનૈ શનૈઃ વ્યાવહારિક સ્વરૂપ મળતું જાય છે એ આપણામાટે આનંદની વાત છે આપણા નાથપ્રભુપ્રતિનો ભક્તિભાવ દર્શાવનારા આ પુણ્યકાર્યનો પ્રારંભ કરવાનો પ્રાથમિક લાભ લેનારાં ખરેખર પુણ્યભાગી થયાં છે, અને હવે પછી આનો લાભ લેનારાં સઘળાં પણ જરૂર પુણ્યભાગી થશે.

જયનાથ ! જયપ્રભુ !

---

શ્રીઉપદેશગ્રંથાવલિના કેટલાએક છૂટા અંકોનાં પુસ્તકો હમણાંજ તૈયાર કરવામાં આવ્યાં છે. જિજ્ઞાસુઓને તેનો લાભ બહોળા પ્રમાણમાં મળે એ હેતુથી તેની કિંમત માત્ર રૂા. ૦-૪-૦ રાખવામાં આવી છે, પોસ્ટેજ અલગ સમજવું.



## શ્રીનાથપ્રભુનો આદેશ

ૐ જે પ્રશાંત, અસંગ, અવિકારી ને સુરમ્ય પ્રકાશ દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત છે તેજ હે મુમુક્ષો! તારૂં વાસ્તવિક સ્વરૂપ છે. પ્રિયદર્શન! તું તારા અંતઃકરણનો બાહ્યવેગ પ્રીતિપૂર્વક પાછો વાળ, ને તે સૂક્ષ્મતમ વસ્તુ સાથે તું તારા વાસ્તવિક અભેદનો સુદૃઢ અનુભવ કર.

## खास विज्ञप्ति

ગુરૂપૂર્ણિમાનો પૂજનમહોત્સવ એ આપણા પોતામાટેનોજ મહોત્સવ છે. આ મંગલપ્રસંગે લાભ લેવા આવનારાં એવાં આપણુ સૌની સગવડ યથોચિત સચવાય અને મહોત્સવના અંગની વ્યવસ્થા પણ યથોચિત જળવાય એ બહુ જરૂરનું છે, અને એટલામાટે આપણે સૌએ પરસ્પર સહકાર સાધવાની ખાસ આવશ્યકતા છે. આ આવશ્યકતાને વિશેષરૂપે પહોંચી વળવામાટે સશક્ત ને સેવાભાવી એવા બંધુઓને ખાસ વિજ્ઞપ્તિ કરવાની કે તેઓ સેવાનો લાભ લેવામાટે પોતાનાં નામ અગાઉથી નીચેના શિરનામે લખી મોકલાવે વા રૂબરૂ નોંધાવેઃ—

શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા(કાઠિયાવાડ).

## विज्ञप्ति

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા-આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

| વર્ષ ૯ મું | ॥ ॐ ॥ | વાર્ષિક લવાજમ |
| --- | --- | --- |
| કાર્તિક | ॥ यतो धर्मस्ततो जयः ॥ | પોસ્ટેજ સાથે |
| | | રૂ. ૧-૦-૦ |
| અંક ૬ ઠ્ઠો | | પરદેશમાટે |
| સંવત ૧૯૯૭ | | શિલિંગ ૨ |

# आनंदाश्रम





શ્રીઆનંદાશ્રમ-બીલખા.

अनाद्यविद्योपहतात्मसंविदः तन्मूलसंसारपरिश्रमातुराः।

यदृच्छयेहोपसृताः स्वमाप्नुयुः सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માયિક છતાં ખરું લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનું મૂલ છે એવા આ સંસારના પરિશ્રમથી જેઓ દુઃખી થયેલા છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછા પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



---

## લવાજમસંબંધી જરુરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા-**(કાઠિયાવાડ)

## જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---


**તંત્રી** અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.

**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-**બીલખા.**

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં

પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત્

વર્ષ ૯મું ] સંવત્ ૧૯૯૭ કાર્તિક [ અંક ૬

## મનમતિ બોધ

[પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્]

ઊડી જા મનપંખીડા! પ્યારા રે, દિન અલ્પ રહ્યો નિરધારા, ઊડી જા૦ ટેક.
નથી રહેવામાં સાર જરાયે રે, મિથ્યા ફળથી ન પેટ ભરાયે રે,
ઝટ પહોંચ માળે સુખ થાએ, ઊડી જા મન........................ ૧
અતિ અંધકાર ફેલાશે જ્યારે રે, ઊડવાનું નહિ ફાવે ત્યારે રે,
બહુ શુભ સમય છે અત્યારે, ઊડી જા મન........................ ૨
આ અરણ્ય ભયંકર ભારે રે, વ્યાધ બહુ જીવને અહિં મારે રે,
જા ગગનમંદિર ઘર તારે, ઊડી જા મન........................ ૩
હુજી માન કહ્યું તું મારું રે, ઊડી જાવામાં હિત છે તારું રે,
રે'વાથી છે પરિણામ નઠારું, ઊડી જા મન........................ ૪

—:o:—

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન ]

પરમાત્મા દયાના મહાસાગરરૂપ અને નિરવધિ ક્ષમાના મંદિરરૂપ છે. તે પ્રાણિમાત્રને પોતાના અનવધિ ઉદાર હૃદયથી ક્ષમા આપી રહ્યા છે.

જે સ્વભાવો પરમાત્માએ પોતાને અપ્રિય છે એમ શાસ્ત્રોમાં જણાવ્યું છે તે સ્વભાવોનો મનુષ્યે પોતાના અંતઃકરણમાં કે ઇંદ્રિયોમાં લેશ પણ આવિર્ભાવ નજ થવા દેવો જોઇએ, અને જે સ્વભાવો પોતાને પ્રિય છે એમ પરમાત્માએ શાસ્ત્રમાં જણાવ્યું છે તે સ્વભાવો પોતાના પ્રાણને જતા કરીને પણ મુમુક્ષુ મનુષ્યે મેળવવા પ્રયત્ન કરવો જોઇએ.

અંતઃકરણને શુદ્ધ સત્ત્વગુણવાળું કરવા શુદ્ધ સત્ત્વગુણના ધર્મોનું નિરંતર આદરપૂર્વક પાલન કરવું.

પોતાના મનને બ્રહ્મમાં સ્થિર કરવાનો પરમાદરપૂર્વક નિત્ય અભ્યાસ કરવાથી, અને જે જે વિષયોમાં પોતાના મન વિષે બહુ રાગ રહેતો હોય તે તે વિષયમાંથી મનને પાછું વાળવાનો પ્રયત્ન કરવાથી યોગાભ્યાસીના મનની એકાગ્રતા ઉત્તરોત્તર વધતી જાય છે, અને તેનું સંસારના પદાર્થોમાં થતું ભ્રમણ અટકે છે.

મનનું ઘણા કાળનું ચંચળપણું તુરત દૂર થતું નથી, માટે મોક્ષસાધકે કંટાળ્યા વિના અભ્યાસ ને વૈરાગ્યનું અનુષ્ઠાન દીર્ઘકાળ નિરંતર આદરપૂર્વક કર્યા કરવું જોઇએ.

પ્રયત્નના પ્રમાણમાં યોગાભ્યાસીના ચિત્તની એકાગ્રતા વધતી જાય છે.

ધ્યાનાભ્યાસકાલે હૃદયનો ને નાભિનો ભાગ બની શકે તેટલો બરડાની કરોડભણી ખેંચેલો રાખવો જોઇએ.

ઇષ્ટમંત્રનો જપ જાગ્રત્‌માં વધારે સમય મનમાં થયા કરે એમ પ્રયત્ન રાખશો.

અંતઃકરણને એકનિષ્ઠાવાળું રાખી એકજ પ્રકારનું વાચન, મનન ને નિદિધ્યાસન કર્યા વિના મનુષ્યની બુદ્ધિનો ધાર્મિક વિકાસ થતો નથી, ને તેને સત્યનું ભાન પણ થતું નથી, અને તેથી શાશ્વતી શાંતિ ને શાશ્વતસુખ તે મનુષ્યને મળતાં નથી.

સેવકે પોતાના શેઠની, પત્નીએ પોતાના પતિની અને શિષ્યે પોતાના સદ્‌ગુરુની આજ્ઞાનેજ પ્રસન્ન મને અનુસરવાનો સ્વભાવ રાખવો જોઇએ. આવો સ્વભાવ રાખ્યાવિના ને પોતાના મનનું ધાર્યું કરવાનો કુસ્વભાવ ત્યજ્યાવિના તે ત્રણેને સુખની પ્રાપ્તિ થતી નથી, અને તેના વ્યવહારની, શરીરની ને મનની સ્થિતિ પણ સુધરતી નથી.

પરમાત્માના ભક્તો નીચેના દુહાનો વિચાર કરી નિરંતર ભયરહિત પ્રસન્ન રહે છે:—

> "પ્રબલ બૈરી કહા કર સકે, જો સાહાય્યક બલવીર;
> દશ હજાર ગજબલ ઘટ્યો, ઘટ્યો ન દશ ગજ ચીર." ૧

વિશ્વવિમોહિની માયાનાં વિચિત્ર કાર્યો તત્ત્વજ્ઞને વ્યામોહ ઉપજાવતાં નથી.

અન્યમાં પ્રતીત થતા દોષોને ઢાંકી દઈ જો તમે તેમનામાં રહેલા અલ્પ ગુણો-ભણી દૃષ્ટિ રાખતાં શીખશો તો તમારા તનમનને સર્વદા શાંતિ રહેશે, ને તમારા તનમનને નકામો દાહ નહિ થાય.

તમે જાણોછો કે શ્રીશંકર હલાહલ વિષને કંઠમાં છુપાવી રાખે છે, ને બાલચંદ્રને પોતાના લલાટપર અન્યને પ્રતીત થાય એમ ધારણ કરે છે. ચંડકૌશિકકાર પણ વિવેકીને આવું વર્તન રાખવા કહે છેઃ—

"दुष्टं किमपि लोकेऽस्मिन् न निर्दोषं न निर्गुणम् ।
आवृणुध्वमतो दोषान् विवृणुध्वं गुणान् बुधाः ॥"

———०———

## स्वरूपावस्थान

[ લેખકઃ—શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી.એ. ]

ઉમ્રભરમેં દોહી ઘડિયાં
મુજપે ગુજરી હૈ કઠનઃ
આપકે આનેકે પહેલે
આપકે જાનેકે બાદ*

સ્વરૂપાવસ્થાન એટલે સ્વસ્વરૂપમાં સ્થિતિ–જ્ઞાની, જીવન્મુક્ત, મહામુક્ત અને અતિમુક્ત મહાપુરુષના દેહવિલય પછીનું વિદેહકૈવલ્ય અથવા મોક્ષ.

આજે શ્રીબીલખા–આનંદાશ્રમના અધિષ્ઠાતા શ્રીમન્નથુરામ શર્મા આચાર્યપ્રવરના સ્વરૂપાવસ્થાનની પુણ્યતિથિ છે. આ પુણ્યદિને કયા સુજ્ઞ શિષ્યને સંવત્ ૧૯૮૭ના વર્ષનું સ્મરણ નહિ થાય? આશ્વિનમાસ અને કૃષ્ણપક્ષની એકાદશીનું સ્મરણ નહિ થાય? શુક્રવારના પ્રભાતનું સ્મરણ નહિ થાય? એ સમયે તેઓશ્રીએ અવતારલીલા સમેટેલી અને તેઓશ્રીના સ્થૂલદેહનું અદર્શન થયેલું. જેમ શિષ્યોએ સાચા સદ્‌ગુરુ ગુમાવ્યા છે તેમ માનવ જાતે સાચા મહાપુરુષ ગુમાવ્યા છેઃ શિષ્યોના અંતઃકરણમાં રહેલ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરે તે સદ્‌ગુરુ અને પરમાત્માના સગુણનિર્ગુણ સ્વરૂપનો હસ્તામલકવત્ અપરોક્ષાનુભવ કરી સાચા મ્હાન્ બનેલા અને માનવજાતને એવા મહાન્ થવાનો બોધ આપનાર તે મહાપુરુષ. તેઓશ્રી સાચા સદ્‌ગુરુ અને સાચા મહાપુરુષ હતા. એટલે શિષ્યો અશિષ્યો સૌ માટે આ દિવસ સ્મરણીય દિવસ ગણાય.

પ્રત્યેક મનુષ્ય પરમસુખી બની દુઃખમુક્ત થાય એ ભવ્યકાર્ય માટે તેઓશ્રીનું જીવન હતું. વાર્તાદ્વારા, પ્રવચનદ્વારા તથા ગ્રંથોદ્વારા તેઓશ્રીનો એજ બોધ હતો અને એ બોધને સરલતાથી અનુસરી શકાય એવું તેઓશ્રીનું આદર્શ જીવન હતું. આ જગતમાં ધર્મ અને તત્ત્વ-જ્ઞાનની વાતો કરનારા આપણને સુલભતાથી મળી શકે છે–તે વિષયોપર વ્યાખ્યાન કરનારા પણ મળી શકે છે, પરંતુ એ બોધને જીવનમાં પ્રત્યક્ષ કરાવનાર બહુ વિરલ હોય છે. એ માટેજ સંત પુરુષ પૂજાય છે; એ માટેજ એમના શબ્દોપર માણસો મુગ્ધ થાય છે; એ માટેજ

* કોઇ ભક્તે ગાયેલું કે હે પ્રભો? આપના દર્શન પહેલાંનો સમય અને આપના અદર્શન પછીનો સમય એજ મારા આખા જીવનનો કઠિનમાં કઠિન સમય (મને) જણાયો છે.

જિજ્ઞાસુઓને એ જીવનમાં રસ પડે છે. જો રસ ન પડતો હોય તો મનુષ્ય જેવું સ્વાર્થી પ્રાણી મહાપુરુષને પૂજવા તૈયાર થાય ખરુ? જો સૂર્યના પ્રકાશમાં ખીલતાં કમળની પેઠે તેનું હૃદય-કમલ ન વિકસતું હોય તો એ મનુષ્ય મહાપુરુષને સેવવા તત્પર બને ખરો? એ સંત જીવનમાં જો તે કોઇ અગમ્ય શક્તિ ન નિહાળતો હોય તો એમના ચરણોમાં ન્યોચ્છાવર થાય ખરો?

ઇશ્વર જેવી અજ્ઞેય વસ્તુનો સદ્દભાવ છે એવું સ્વાનુભવપૂર્વક કહી શકતા હોય તો તે ફક્ત મહાપુરુષજ. બ્રહ્મ જેવી સૂક્ષ્મતમ વસ્તુ પ્રાણીમાત્રનું સાચું સ્વરૂપ છે એવું સપ્રમાણ દાખવી શકતા હોય તો તે ફક્ત મહાપુરુષજ. શરીર એજ મનુષ્યનું સાચું સ્વરૂપ નથી એ રહસ્ય બીજું કોણ દાખવી શકે? નામ અને રૂપ એ કલ્પિત છે એ તાત્વિક ભેદ કોણ જણાવી શકે? જગત્ પ્રતીત થાય છે એ રૂપે સત્ય નથી એ ડિંડિમ્ કોણ પોકારી શકે? ફક્ત જેમણે એ વસ્તુસ્થિતિનો સ્વાનુભવ કર્યો છે તેજ. તેમનું નામજ સાધુ પુરુષ, જ્ઞાની પુરુષ વા તત્ત્વવિત્ પુરુષ આવા તત્ત્વવેત્તાનું દર્શન બીલખાના એ સંતમાં થતું.

તેઓશ્રીએ શિષ્યો અને સમસ્ત માનવજાત માથે કરેલા ઉપકારનું સ્મરણ થતાં રોમાંચ થાય છે. તેઓશ્રી નિર્હેતુક કારુણ્યની મૂર્તિ હતા. નિસ્પૃહતા તેઓશ્રીના જીવનનું અભંગ લક્ષણ હતું. સ્વાર્થ રહિતતાની પૂર્ણપરાકાષ્ઠા એટલે સંતજીવન. જગત્ આગળથી મેળવવાનું કશું નહિ છતાં જગત્ કલ્યાણમાં મસ્ત રહે છે ને અજ્ઞાન નિદ્રામાં સૂતેલા બેપરવા મનુષ્યોને જાગ્રત થવા પ્રબોધ્યાજ કરે છે. એ અસામાન્ય કારુણ્યવગર બની શકે ખરૂં? જગતમાં કોને કોની પડી છે? સૌ પોતપોતાના સ્વાર્થમાં તલ્લીન છે. સ્વાર્થના પ્રત્યક્ષ સ્વરૂપરૂપ જગતમાં માત્ર મહા સંતજીવનજ અમૃતઝરણું છે. એ ઝરણું સુદૃઢરીતે લેશપણ અટક્યા વગર ઉંચા નીચા સ્થાનોમાં પસાર થતું; વૃક્ષવેલીઓને પોષણ આપતું; અસરલ અને કઠોર પત્થરોને પણ સ્નાન કરાવતું ચાલ્યુંજ જાય છે. જગતને ભલે એમની ન પડી હોય પરંતુ જગત્ માટે તો એમને ખૂબ દાઝે છે. ભલે જગત્ એમને અવગણતું હોય પણ એમને તો માનવજાતની મોટી ગણના છે. ભલે માનવ તેમની તરફ લક્ષ ન આપે પરંતુ મનુષ્ય માત્રમાંથી મનુષ્યત્વ, દેવત્વ ને ઇશ્વિરત્વ પ્રકટાવવા તેમની અત્રુટ પ્રવૃત્તિ હોય છે.

આને આપણે નિર્હેતુક કારુણ્ય કહીશું ખરા કે નહિ? કહેવુંજ પડશે. જેમ અજ્ઞાની બાળકને સુજ્ઞ પિતા પંપાળે અને તેના હિતમાં તેને પ્રેરે તેમ બીલખાના આ મહાનુભાવ મહાપુરુષે મનુષ્યના અજ્ઞાનને ટાળવા જીવન ગાળેલું. એ જીવનની પ્રત્યક ક્ષણમાંથી એકજ સૂર નીકળતો. એ સૂરને જે જિજ્ઞાસુઓ સમજી શક્યા તેમણે તો પોતાની પ્રાકૃતબુદ્ધિ ફેરવેલી. તેમને તો એમ જણાયેલું કે આ વિશ્વ એક રંગભૂમિ છે. પ્રત્યેક વ્યક્તિ તેમાંનું પાત્ર છે. પરમાત્મા તેના સૂત્રધાર છે. એ સૂત્રધારે આપેલા પાઠને તેમની આજ્ઞાપ્રમાણે બરાબર ભજવવો અને તેમની આજ્ઞાના પાલનદ્વારા તેમની સંપૂર્ણ પ્રસન્નતા પ્રાપ્ત કરવી એ પ્રત્યેક પાત્રનું આવશ્યક કર્તવ્ય છે. આ કર્તવ્યને ભૂલનાર એ આજ્ઞાઓનું પાલન કરી શકતો નથી, એટલે સ્વચ્છંદી બની જાય છે, ઉચ્છૃંખલ બની જાય છે અને તેથી જીવનનો અપવ્યય કરે છે.

જે પાત્ર પોતાને મળેલા પાઠ સાથે અધ્યાસ સાધી પોતાના સાચા સ્વરૂપને ભૂલે છે તે તેના સૂત્રધારથી દૂર અને દૂર જતો જાય છે. અને જે પોતાના સ્વરૂપના ભાનવાળા રહે છે તે સૂત્રધારથી જુદા પડતા નથી. આવા ભૂલા પડેલાને માર્ગદર્શન કરાવવા તેઓશ્રીનું પ્રાકટ્ય હતું. સ્વરૂપાનંદ અથવા નિજાનંદ અથવા બ્રહ્માનંદના અતુલસુખ અને શાંતિનો ભોગ આપીને તેઓશ્રી જગતકલ્યાણમાટે કટિબદ્ધ હતા એ વાતનું સ્મરણ થતાં પરવશ બની જવાય છે.

જીવન્મુક્તિના વિલક્ષણ આનંદને મેળવવા સૌ સુભાગી બને અને એ પરમતત્ત્વમાં સૌ સ્થિત થાય એ માટે તેઓશ્રીએ આચાર્યજીવન સ્વીકારેલું.

પ્રત્યેક માનવ સ્થૂલશરીરે સ્વસ્થ રહે, આરોગ્યવાન્ રહે અને વ્યવહારના નિર્દોષ આનંદ મેળવે એ તેઓશ્રી ઈચ્છતા એ એટલા માટે કે સ્વસ્થ શરીર અને શુદ્ધ વ્યવહાર સાધકને આધ્યાત્મિક માર્ગમાં સાહાય્યરૂપ બને. શરીરનું સ્વાસ્થ્ય, દ્રવ્ય, વિદ્યા એ બધાં પરમાર્થમાં પગલાં માંડવાના સાધનો છે. તેનેજ સાધ્ય માની તેમાં અહંબુદ્ધિ થઈ એ તેઓશ્રી ન ઈચ્છતા એટલેજ આરોગ્યમય સ્થૂલશરીરનો સૂક્ષ્મશરીરના વિકાસમાં સદુપયોગ કરવા તેઓશ્રીનો બોધ હતો. શુદ્ધ થયેલા સૂક્ષ્મ શરીરદ્વારા કારણશરીરરૂપ અવિદ્યાનો નાશ કરવાનો બોધ હતો અને અવિદ્યાના નાશદ્વારા પરમતત્ત્વના સાક્ષાત્કારનો બોધ હતો.

પ્રાણીમાત્રને સુખતરફ સ્વાભાવિક અભિરુચિ છે પરંતુ સંસ્કાર ભેદે પ્રત્યેક વ્યક્તિ ભિન્ન ભિન્ન પદાર્થોમાં સુખ માને છે. કોઈ સ્ત્રીપુત્રાદિમાં, કોઈ દ્રવ્યમાં, કોઈ સત્તામાં, કોઈ વિદ્યામાં અને કોઈ રાજ્યવૈભવમાં અને તે તે પદાર્થની પ્રાપ્તિમાં જીવનનો અમૂલ્ય સમય ગુમાવે છે. પ્રારબ્ધવશાત્ તે તે વસ્તુની પ્રાપ્તિ થવા છતાં અથવા પુરુષપ્રયત્નવડે તે તે વસ્તુ મળ્યા છતાં તેને તે તે પદાર્થમાં પૂર્ણ સુખની પ્રતીતિ થતી નથી અને તે પૂર્વની પેઠે એવોજ અતૃપ્ત રહે છે. આ સૌનો સ્વાનુભવ છે. ઉપરોક્ત પદાર્થો જો સુખરૂપ હોત તો એ પદાર્થોની પ્રાપ્તિ પછી કોને અતૃપ્તિ રહેત?

રાજ્યમાં સુખ હોત તો આંગ્લ કવિ શેકસપીઅરને એમ શા માટે કહેવું પડત કે *"રાજ્યમુકુટ ધરનારાનું જીવન અશાંત હોય છે?"* રાજ્યવૈભવમાં સાચું સુખ હોત તો ભર્તૃહરિ અને ગોપીચંદ રાજ્યનો શા માટે ત્યાગ કરત? રાજ્યમાં સુખ હોત તો શા માટે શ્રીસમર્થ છત્રપતિએ ચરણે ધરેલું સિંહાસન અસ્વિકૃત કરત? શા માટે ઋષિવર યાજ્ઞવલ્ક્ય ગુરુદક્ષિણામાં મળેલા વિદેહના રાજ્યનો ત્યાગ કરત? આમ સૂક્ષ્મ અવલોકન કરતાં આર્ય ઋષિઓએ એ અનુભવ્યું કે સાચું સુખ તો ફક્ત બ્રહ્મથી અભિન્ન આત્માના જ્ઞાનમાંજ રહેલું છે. એ જ્ઞાન થતાં પરમસુખ પ્રાપ્ત થાય છે આત્માજ પરમાનંદના નિધાનરૂપ છે. પ્રત્યેકની હૃદયગુહામાં બિરાજતું એ પરમ સૂક્ષ્મતમ તત્ત્વજ સુખસ્વરૂપ છે. આ વસ્તુનો સ્વાનુભવ કરનાર સંપૂર્ણ સુખસ્વરૂપ બને છે. પછી તેને બીજાં સુખ આભાસરૂપ જણાય છે, અલ્પ જણાય છે, અશાશ્વત જણાય છે, કુત્સિત જણાય છે. આવો સુંદર અને રહસ્યપૂર્ણ બોધ તેઓશ્રીએ લગભગ અરધી સદી સુધી આપ્યાજ કર્યો. દિવસ અને રાત તેઓશ્રી સ્વરૂપમગ્ન રહેતા અને એ સ્થિતિનું દર્શન કરાવી પ્રત્યેકને એ સુખના ભોક્તા થવા કારુણ્ય ભાવે પ્રબોધતા. તેઓશ્રી તો પરમપદને પામેલા હતા અને તેથી પ્રાપ્તવ્ય કાંઈ ન હતું, જ્ઞાતવ્ય કાંઈ ન હતું, કર્તવ્ય કાંઈ ન હતું. છતાં ઉત્થાનથી માંડી શયન સુધીનો બધો સમય તેઓશ્રી લોકસંગ્રહાર્થે—જનકલ્યાણાર્થે વ્યતીત કરતા. સમાગમમાં આવનાર ગમે તે વ્યક્તિ હોય તેને સ્વધર્મનો બોધ તેઓશ્રી કરતા, જિજ્ઞાસુની પ્રત્યેક શંકાનું નિરસન કરી તેને ધર્મમાર્ગે પ્રેરતા, મુમુક્ષુને અંતરશત્રુનું સ્વરૂપ સમજાવી અધ્યાત્મવિદ્યાની પ્રગતિ કરાવતા. પ્રત્યેક માનવ સુખના પરમસ્થાનને પામે એ માટે તેઓશ્રીનું જીવન હતું.

મનુષ્ય મહાપુરુષને આપી આપીને શું આપે? દ્રવ્યની ભેટ આપે, પૂજન કરે, અર્ચન કરે. ત્યારે મહાપુરુષ તો મનુષ્યને પોતાના સદૃશ બનાવે છે—તેને બ્રહ્મરૂપ મહાન્ પદમાં સ્થાપે છે. એ પરમસુખના મુકાબલામાં દુનિયાનાં સુખો સમુદ્ર આગળ બિંદુસમાન હોવાથી મહાપુરુષનો

બદલો કોણ વાળી શકે ! એટલેજ સાચા શિષ્યો ગુરુદક્ષિણામાં લૌકિક ભેટજ આપી અટકતા નથી. જેમ શ્રીઅથર્વવેદીય પ્રશ્નોપનિષત્‌માં કબંધી આદિ ૭ શિષ્યોએ બ્રહ્મવિદ્યાના સામા બદલાને વિશ્વમાં નહિજ જોઇને સદ્‌ગુરુશ્રી પિપ્પલાદને "આથી પરિચર્યામાટે દાસભાવે અમે પોતાનાં શરીરો આપને અર્પણ કરીએ છીએ" એમ વિનમ્રભાવે જણાવ્યું. તેમ આ પુણ્યદિને શિષ્યોએ ગુરુ ઋણમાંથી મુક્ત થવા ઉપરોક્ત સંકલ્પ કરવાનો છે. શિષ્યે દાસભાવે પોતાનું સ્થૂલશરીર સદ્‌ગુરુશ્રીને સમર્પણ કરવાનું છે. વાણીવડે તેઓશ્રીનું સ્મરણ કરવાનું છે. કાનોવડે તેઓશ્રીના ગ્રંથોમાંના બોધને સાંભળવાનો છે. એ વડે શબ્દવિષયની પ્રીતિ ટળી જશે; તેઓશ્રીની પાદુકાનો સ્પર્શ કરવાનો છે. એ વડે સ્પર્શવિષયની પ્રીતિ નિવૃત્ત થઇ જશે; તેઓશ્રીનાં રમ્યછબીનાં દર્શન કરવાનાં છે, એ વડે રૂપવિષયની પ્રીતિ ઓછી થઇ જશે; તેઓશ્રીને અર્પણ કરીને પ્રસાદરૂપે ભોજન કરવાનું છે, એ વડે રસવિષયની પ્રીતિ ઘટી જશે; તેઓશ્રીને અર્પણ થયેલાં ચંદનપુષ્પાદિ મસ્તકે ચઢાવવાનાં છે. એ વડે ગંધ વિષયની પ્રીતિ ન્યૂન થઇ જશે; શ્વાસપ્રશ્વાસમાં તેઓશ્રી ઉપદિષ્ટ મંત્રનો અસ્ખલિત જપ કરવાનો છે, એ વડે પ્રાણજય થશે, અને ચિત્તને તેઓશ્રીના દિવ્ય સ્વરૂપમાં જોડવાનું છે, એ વડે ચિત્ત અચિત્તભાવને પામશે.

આ સ્વરૂપાવસ્થાનની પુણ્યતિથિ એકાદશી છે એટલે જો આજથી આપણે આપણી પાંચે કર્મેંદ્રિયો, પાંચે જ્ઞાનેંદ્રિયો અને મન એમ અગીઆરેને તેઓશ્રીમાં સમર્પણ કરવા પ્રયત્નવાન્ બનીએ તો અવશ્યમેવ તે કનિષ્ટ, મધ્યમ અને ઉત્તમ તીવ્રતાના પ્રમાણમાં પ્રત્યેકને વહેલો યા મોડો એક મહાન્ લાભ થશે. તેઓશ્રીના દિવ્યસ્વરૂપને હૃદયમંદિરમાં નીરખી શકશું–હૃદયમાંના એ સ્વરૂપને સર્વત્ર અને સર્વ પદાર્થમાં નિહાળી શકશું.

જો વિરહ દુઃખ ન સહન કરવું હોય, જો મિલનની ઉત્કટ અભિલાષા ઉપજી હોય, જો શ્વાતસમાગમ અનુભવવો હોય તો વગર વિલંબે બદ્ધ પરિકર થવાનું છે. એ વિરહતાપમાં શરીર, ઇન્દ્રિયો, પ્રાણ ને મનને ખૂબ તપાવવાનાં છે. એ એટલે સુધી કે તેમાં રહેલી બધી અશુદ્ધિ ટળી જાય અને તે પ્રત્યેકમાં રહેલું હુંપણાનું અભિમાન દગ્ધબીજ ભાવને પામી જાય. હુંપણું ને મારાપણું શમી જતાં તે સનાતન દેવનું અંતરબહિર પ્રાકટ્ય થશે. તેઓશ્રી વિદ્યમાન હતા ત્યારે જેમ દર્શન કરી શકતા તેમ ઇચ્છાનુસાર આપણે તેઓશ્રીનાં પ્રત્યક્ષ દર્શન કરી શકશું. તેઓશ્રી વિદ્યમાન હતા ત્યારે જેમ તેઓશ્રીનાં કર્ણપ્રિય બોધવચનો સાંભળી શકતા તેમ સદા એ બોધામૃતનું પાન કર્યા કરશું. તેઓશ્રી વિદ્યમાન હતા ત્યારે જેમ તેઓશ્રીનાં ચરણસ્પર્શનો લાભ મેળવી શકતા તેમ સદાને માટે એ ચરણવંદન કરી શકશું. સૂર્યમાં જેમ અંધકાર ન રહે તેમ આપણામાં વિરહજન્ય દુઃખ નહિ રહે, પરંતુ આપણે સનાતન સુખદમિલનમાં ઓગળી જશું, અને આ લોકમાં તથા મરણોત્તર સદ્‌ગુરુદેવના સતત્ સાહચર્યનો દિવ્ય અનુભવ કરતા નીચેના શબ્દો ઉચ્ચારવા શક્તિમાન્ થઇશું.

"અબ હમ અમર ભયે, ન મરેંગે."

—:o:—

## श्रीसनत्सुजातीयम्

### (શ્રીશાંકરભાષ્ય સમેત)

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતાંક ૪ ના પૃષ્ઠ ૭૮ થી )

यथाकाशेऽवकाशोऽस्ति गंगायां वीचयो यथा ।
तद्वच्चराचरं सर्वं ब्रह्मण्युत्पद्य लीयते ॥

योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ ४ ॥

પદાર્થઃ—यथा आकाशे अवकाशः अस्ति જેમ આકાશને વિષે અવકાશ છે गंगायां वीचयः यथा જેમ ગંગાના જળને વિષે તરંગો છે तद्वत् चराचरं सर्वं ब्रह्मणि उत्तद्य लीयते તેની પેઠે સ્થાવર જંગમ સર્વે પદાર્થો બ્રહ્મને વિષે ઉપજે છે ને વિલાઇ જાય છે योगिनः तं प्रपश्यन्ति भगवन्तं सनातनं સર્વેના હૃદયમાં ઈશ્વિરભાવે અંતર્યામીરૂપે રહેલા તે સનાતન બ્રહ્મને અંતર્યામી સાથે પોતાનો યોગ કરી રહેનારા યોગીઓજ પોતાના આત્મસ્વરૂપે અનુભવે છે.

ભાવાર્થઃ—એકજ જગ્યાએ એકજ સમયે એકથી વધારે પદાર્થો રહી શકે નહિ.

એટલે કે જે સમયે એક જગ્યા એક પદાર્થે રોકેલી હોય તેજ સમયે બીજો કોઇ પદાર્થ તેજ જગ્યા રોકી રહી શકે નહિ.

પણ પ્રથમથી જગ્યા રોકી રહેનારો પદાર્થ જે બીજા પદાર્થોથી વધારે સૂક્ષ્મ અને તેથી વધારે વ્યાપક હોય તે બીજા પદાર્થો તેણે રોકેલી જગ્યામાં પણ તેજ સમયે રહી શકે.

કારણ કે વધારે સૂક્ષ્મ અને તેથી વધારે વ્યાપક પદાર્થ તેનાથી વધારે સ્થૂલ અને તેથી ઓછા વ્યાપક પદાર્થોની બહાર જેમ વ્યાપી રહી શકે તેમજ તેમની અંતર પણ વ્યાપી રહી શકે.

તેથી જે સમયે જે જગ્યાએ વધારે સૂક્ષ્મ અને તેથી વધારે વ્યાપક પદાર્થ રહેલો હોય તે સમયે તે જગ્યાએ તેનાથી વધારે સ્થૂલ અને તેથી ઓછા વ્યાપક પદાર્થો રહી શકે.

આકાશ અને આકાશમાં રહેલા વાયુ આદિ બીજા પદાર્થો આ વાતમાં દૃષ્ટાંતભૂત છે.

આકાશ વાયુ આદિ મહાભૂતો અને તેમના કાર્યભૂત પદાર્થોથી વધારે સૂક્ષ્મ અને તેથી વધારે વ્યાપક હોવાથી જે સમયે જે જગ્યાએ આકાશ રહેલું છે તેજ સમયે ને તેજ જગ્યાએ વાયુ આદિ મહાભૂતો તથા તેમના કાર્યભૂત સઘળા પદાર્થો પણ રહેલા છે.

આકાશ વાયુ આદિ મહાભૂતો અને તેમના કાર્યભૂત સઘળા પદાર્થોથી વધારે સૂક્ષ્મ અને તેથી વધારે વ્યાપક હોવાથી વાયુ આદિ મહાભૂતો તથા તેમના કાર્યભૂત સઘળા પદાર્થોની બહાર જેમ વ્યાપી રહેલું રહી શકે છે તેવીજ રીતે તેમની અંતર પણ તે વ્યાપેલું રહી શકે છે.

એમ હોવાથી જે જગ્યાએ આકાશ રહેલું છે તે જગ્યાએ વાયુ આદિ મહાભૂતોને તથા તેમના કાર્યભૂત સઘળા પદાર્થોને રહેવા માટે આકાશને તે જગ્યા છોડી ચાલ્યા જવાની અગત્ય થતી નથી.

એવી રીતે બ્રહ્મ આકાશથી પણ વધારે સૂક્ષ્મ અને તેથી વધારે વ્યાપક હોવાથી જે સમયે જે જગ્યાએ બ્રહ્મ વ્યાપી રહેલું હોય છે તેજ સમયે તેજ જગ્યાએ આકાશ આદિ મહાભૂતો તથા તેમના કાર્યભૂત સઘળા પદાર્થોરૂપ આ

સંપૂર્ણ જગત્ પ્રપંચ પણ વસી રહેલો રહી શકે છે. જગત્ પ્રપંચને રહેવા માટે બ્રહ્મને જગ્યા છોડી ચાલ્યા જવાની અગત્ય રહતી નથી.

અને ગંગાના જળમાં યોગાનુયોગથી ઉઠતા તરંગો ગંગાના જળમાંથી ઉઠનારા અને ગંગાના જળમાંજ વિલાઈ જનારા હોવાથી જેમ ગંગાના જળરૂપજ હોય છે તેમ આ સંપૂર્ણ જગત્ પ્રપંચ બ્રહ્મમાંથીજ ઉભો થનારો ને બ્રહ્મમાંજ વિલાઈ જનારો હોવાથી બ્રહ્મરૂપજ હોય છે તે યોગાનુયોગથીજ જુદો ઉભો થઇ વિલાઇ જતો જણાય છે. ખરી રીતે બ્રહ્મથી જરા પણ જુદો કે વિલક્ષણ નથીજ.

એ બ્રહ્મ યોગાનુયોગથી ઈશ્વરભાવે સર્વેના હૃદયમાં અંતર્યામીરૂપે વસી રહેલા હોવાથી જે યોગી પુરુષો તેને પોતાના હૃદયમાં પોતાના આત્મારૂપે અનુભવે છે તે યોગી પુરુષોજ બ્રહ્મના તે ઈશ્વરરૂપને તથા સનાતન એવા બ્રહ્મસ્વરૂપને જાણે છે બીજાઓ બ્રહ્મના ઈશ્વરરૂપને તથા બ્રહ્મસ્વરૂપને સહેજે જાણી શકે એમ નથી. ૪

श्रीशांकरभाष्यम् ॥

स्पष्टार्थः श्लोकः ॥ ४ ॥

આ શ્લોકનો અર્થ સ્પષ્ટ છે તેથી અર્થ કરી દેખાડેલો નથી. ૪

---

## मदालसा

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતાંક ૪ ના પૃષ્ઠ ૮૨ થી )

तेनैव मुक्ता सा साध्वी वरनारी मदालसा ।
अलर्कं नाम तनयं प्रोवाचोल्लापवादिनी ॥

રાજાએ પોતાને એ પ્રમાણે કહ્યું એટલે મદાલસા કે જે નારીઓમાં ઉત્તમ હતી એટલે નારીએ કેમ વર્તવું તે જાણવામાં ઉત્તમ હતી અને સૌજન્યસંપન્ન હતી. બીજી નારીઓની જેમ વક્ર સ્વભાવવાળી કે પતિપ્રતિ કપટવાળા સ્વભાવવાળી નહોતી. તેણે પછી પોતાના પુત્ર અલર્કને રાજાની ઇચ્છા પ્રમાણેજ કહેવા માંડયું પણ હાલરડાં-ગાતાં બાળકને કહેલું તેને ઉંડી અસર કરે છે એવો મદાલસાનો મત હોવાથી તેણે અલર્કને જે કંઈ કહ્યું તે પણ હાલરડાં ગાતાં ગાતાંજ કહેવા માંડયું.

पुत्र वर्धस्व मे भर्तुर्मनो नंदय कर्मभिः ।
ऐहिकामुष्मिकफलं तत्तस्यक्तु परिपालय ॥

હે પુત્ર ! તું નિર્વિઘ્નપણે વૃદ્ધિ પામતો રહેજે. આ લોકનાં ફળને આપનારાં તથા પરલોકના ફળને આપનારાં કર્મો કરતો રહીને મારા પતિના મનને રાજી કરતો રહેજે. તે કર્મોનું યથાવત્ પરિપાલન કરતો રહેજે.

मित्राणा मुपकाराय दुहृदां नाशनाय च ।

મિત્રો ઉપર ઉપકાર કરતો રહેજે ને દુષ્ટ હૃદયવાળાઓનો નાશ કરતો રહેજે.

धन्योऽसि रे यो वसुधामशत्रु-
रेकश्चिरं पालयतासि पुत्र ।
तत्पालनादिन्द्रसमोपभोग्यं
धर्म्यं फलं प्राप्स्यसि चामरत्वं ॥

હે પુત્ર ! તું ધન્ય છે કે જે તું એકલો નિષ્કંટકપણે આ વસુધાનું દીર્ઘકાલ પાલન કરનારો થાઈશ અને વસુધાના યથાવત્ પાલનથી પછી તારા તે સ્વધર્મ પાલનના ફળભૂત દેવપણું કે જેનો સંપૂર્ણ ઉપભોગ ઈંદ્રને ઘટે છે તે દેવપણું તું પામીશ.

धरामरान् पर्वसु तर्पयेथाः ।
समीहितं बन्धुषु पूरयेथाः
हितं परस्मै हृदि चिन्तयेथाः ।
मनः परस्त्रीषु निवर्तयेथाः ॥

પર્વના દિવસોમાં પૃથ્વીપરના દેવ એવા બ્રાહ્મણોને પૂજન ભોજન આદિવડે તૃપ્ત કરતો રહેજે. બન્ધુજનોને તેમનું ઇચ્છેલું પૂરતો રહેજે. હૃદયમાં પારકાઓનાં હિતનો વિચાર કરતો રહેજે. મનને પારકી સ્ત્રીઓમાં જતું પાછું વાળતો રહેજે.

सदा मुरारिं हृदि चिन्तयेथाः
तद्ध्यानतोऽन्तः षडरीन् जयेथाः ।
मायां प्रबोधेन निवारयेथाः
ह्यनित्यतामेव विचिन्तयेथाः ॥

હૃદયમાં સદા પરમેશ્વરનું ચિંતન કરતો રહેજે. પરમેશ્વરના ધ્યાનવડે અંતઃકરણના ૭ શત્રુઓનો જય કરતો રહેજે.

સ્વરૂપમાં જાગૃત થતો રહી માયાને નિવારતો રહેજે. આ સંપૂર્ણ જગતની અનિત્યતાનો વિચાર કરતોજ રહેજે.

अर्थागमाय क्षितिपान् जयेथाः
यशोऽर्जनायार्थमपि व्ययेथाः ।
परापवादश्रवणाद्बिभीथाः
विपत्समुद्राज्जनमुद्धरेथाः ॥

દ્રવ્યની સંપત્તિ માટે રાજાઓનોજ જય કરતો રહેજે. યશની સંપત્તિ માટે મેળવેલા ધનનો વ્યય પણ કરતો રહેજે. પારકી નિંદાનું શ્રવણ કરતાં સદા બીતો રહેજે.

વિપત્તિરૂપી સમુદ્રમાં ડુબકાં ખાતાં જનોનો તેમની વિપત્તિમાંથી ઉદ્ધાર કરતો રહેજે.

यज्ञैरनेकैर्विबुधानजस्रं
अन्नैर्द्विजान् प्रीणय संश्रितांश्च ।
स्त्रियश्च कामैरतुलैश्चिराय
युद्धैश्चारीन्स्तोषयितासि वीर ॥

અનેક યજ્ઞોવડે દેવોને પ્રસન્ન કરતો રહેજે. બ્રાહ્મણોને અને આશ્રિતજનોને અન્નવડે પ્રસન્ન કરતો રહેજે. સ્ત્રીઓને દીર્ઘકાળ પર્યંત કામનાના અનુપમ પદાર્થોવડે પ્રસન્ન કરતો રહેજે.

અને હે વીર! શત્રુઓને યુદ્ધોવડે સંતોષ આપનારો થઈશ.

बालो मनो नंदय बान्धवानां
गुरोस्तथाज्ञाकरणैः कुमारः ।
स्त्रीणां युवासत्कुलभूषणानां
वृद्धो वने वत्स वनेचराणां ॥

હે વત્સ! બાલક અવસ્થામાં બન્ધુઓના મનને આનંદ પમાડતો રહેજે.

કુમાર અવસ્થામાં ગુરુની આજ્ઞાનુસાર વર્તન રાખીને ગુરુને આનંદ પમાડતો રહેજે.

યુવાન્ અવસ્થામાં સારા કુલને ભૂષણરૂપ હોય એવી સ્ત્રીઓને તેમના કામવિલાસવી આનંદ પમાડતો રહેજે.

અને વૃદ્ધ અવસ્થામાં વનમાં નિવાસ રાખીને વનચરોને હૃદયની એકતાવડે આનંદ પમાડતો રહેજે.

राज्यं कुर्वन् सुहृदो नन्दयेथाः
साधून् रक्षन्स्तात यज्ञैर्यजेथाः ।
दुष्टान् निघ्नन् वैरिणश्चाजिमध्ये
गोविप्रार्थे वत्स मृत्युं भजेथाः ॥

રાજ્ય કરતો છતો સુહૃદ્ જનોને આનંદ પમાડતો રહેજે. સાધુજનોનું રક્ષણ કરતો છતે તેમને આનંદ પમાડતો રહેજે.

હે તાત! યજ્ઞોવડે પૂજન કરીને દેવોને આનંદ પમાડતો રહેજે.

યુદ્ધમાં તારા વૈરી એવા દુષ્ટજનોનું નિકંદન કાઢતો રહેજે.

હે વત્સ! ગાય અને બ્રાહ્મણને માટે મૃત્યુ પામવું પડે તો મૃત્યુ પામવાનો નિર્ધાર કરતો રહેજે. (ચાલુ)

---:o:---

## બાળકોને માટે

[ લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

[ ૭ ]

### ઉપવેદ

ચાર વેદના ચાર ઉપવેદ છે.

ઋગ્વેદનો ઉપવેદ આયુર્વેદ છે.

આપણે કેમ સાજાસારા રહીએ એ આયુર્વેદમાં લખ્યું છે.

આપણને કંઈ દરદ થાય તો તે દરદને મટાડવાની દવા પણ આયુર્વેદમાં લખી છે.

આયુર્વેદ જાણે તે વૈદ કહેવાય છે.

યજુર્વેદનો ઉપવેદ ધનુર્વેદ છે.

અસ્ત્ર ને શસ્ત્ર કેમ વાપરવાં ને યુદ્ધ કેમ કરવું એ બધું ધનુર્વેદમાં લખેલું છે.

ધનુર્વેદ જે ભણે છે, તે યોદ્ધો થઇ શકે છે.

સામવેદનો ઉપવેદ ગાંધર્વવેદ છે.

સંગીત શીખવાની રીત ગાંધર્વવેદમાં છે. ગાંધર્વવેદ ભણવાથી ગવૈયા થઇ શકાય છે.

અથર્વવેદનો ઉપવેદ અર્થવેદ છે. કળા કારીગીરી કેમ શીખવી ને પૈસા કેમ કમાવા એ અર્થવેદમાં બતાવ્યું છે.

અર્થવેદ શીખવાથી કારીગર થઇ શકાય છે પૈસા કેમ કમાવા, પૈસા કેમ સાંચવવા ને પૈસા કેમ વાપરવા એ બધું પણ અર્થવેદ ભણવાથી આવડે છે.

ચારેય ઉપવેદ બરાબર ભણવાથી આપણને સમજાય છે કે આપણું શરીર પણ એક દિવસે નાશ પામી જવાનું છે, એટલે પછી આપણને આપણા ઘરબાર ને સગાંસંબંધી તરફ વૈરાગ્ય થાય છે અને અવિનાશી એવા પરમાત્મામાં મન પરોવાય છે. પરમાત્મામાં મન પરોવાયાથી સાચું સુખ ને સાચી શાંતિ આપણને મળે છે.

---:o:---

## गुणज्ञता

શ્રી. કરણસિંહજીભાઇએ લખેલું Mahatma Shri Nathuram Sharma and His Message નામનું પુસ્તક માંગરોલના નામદાર દરબારશ્રી જહાંગીરમીયાં સાહેબને મોકલતાં તેના ઉત્તરમાં તેમના પ્રાઇવેટ સેક્રેટરી સાહેબ લખે છે કે:—

"સલામ સાથે આપે Mahatma Shri Nathuram Sharma and His Message નામનું પુસ્તક શ્રીહજુરને મોકલેલ તે શ્રીહજુર વાંચી ખુશી થયા છે અને તે બદલ આપનો ફરમાન અનુસાર થેંક્સ માનવામાં આવે છે.

સદરહુ પુસ્તકમાં યોગી બાબતે જે હકીકત લખેલી છે તેવો યોગી હાલના જમાનામાં હશે કે નહિ તે વિષે અગર આપને માહિતી હોય તો લખી જણાવવા ફરમાન થયેલ છે."

ખરેખર એની વાત તો એજ છે કે હાલ હવે એવો કોઇ યોગી ન મળવાથી તો એઓશ્રીના કાર્યવાહક આચાર્યનું કામ કરી શકે એવા પણ પુરુષને અભાવે આશ્રમની કાર્યવાહીમાં જોઇએ તેટલી પ્રગતિ કરી શકાતી નથી. (તંત્રી)

---:o:---

॥ ॐ ॥

## ધ્યાન

[લેખક:—શ્રીનાથ ભક્ત અજાણી.]

રાગ—ગોવિંદ ગુણ ગાઓ રે.

શ્રીનાથમૂર્તિ ધ્યાવું રે, મંગલ મૂર્તિ ધ્યાવું રે-થઇ એકતાર
બેશી એકાંતે શ્રદ્ધાને ખાંતે,
આસન દૃઢ જમાવું રે—થઇ એકતાર.
શ્રીનાથ મંતર જપીને નિરંતર,
પ્રેમ પૂરણ પ્રકટાવું રે.—થઇ એકતાર.

ધીરે ધીરે હૃદય મહિં રે,
પ્રભુ પ્રતિમાને ઠસાવું રે.—થઈ એકતાર.
માયાથી ટાળી મન પાછું વાળી,
ભાન જગતનું ભુલાવું રે.—થઈ એકતાર.
જય પ્રભુનાથ ગૃહો મુજ હાથ,
આપ મહિં હું સમાવું રે—થઈ એકતાર.
અહો નિશ આવું, નાથને ધ્યાવું,
સચ્ચિદાનંદમાં સમાઉં રે—થઈ એકતાર.
નાથરૂપે થઈ જાવું રે—થઈ એકતાર.

———:o:———

## श्रीयाज्ञवल्क्य स्मृति

[ અનુવાદકઃ-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ ]

[ અનુસંધાન ગતાંક ૪ થાના પૃષ્ઠ ૭૯ થી ]

कृतज्ञाद्रोहिमेधाविशुचिकल्याणसूचकाः।
अध्याप्याः साधुशक्ताप्त स्वार्थदाधर्मतस्त्विमे ॥ २८ ॥

કૃતજ્ઞ એટલે કરેલા ઉપકારને યથાવત્ જાણવાવાળાને.

શીખવેલું સમજી શકે એવાને.

પવિત્ર આચારવિચારવાળાને.

જેનો દેખાવ અમંગળ ન હોય એવાને.

ભણેલી વિદ્યાનો સારો ઉપયોગ કરે એવાને.

ભણી શકે એવાને.

લોકોને જાળમાં લઈને ઠગવામાં પોતે વિદ્વાન્ છે એવી પ્રતિષ્ઠાનો ઉપયોગ ન કરે એવા સ્વાભાવ વાળાને.

અને પોતાને માટે ધન આદિ આપનારને.

એટલાં લક્ષણોવાળાને ગુરુએ પોતાનો સ્વધર્મ સમજી ભણાવવા. ૨૮

दंडाजिनोपवीतानि मेखलां चैव धारयेत्।
ब्राह्मणेषु चरेद् भैक्ष्यमनिन्द्येष्वात्मवृत्तये ॥ २९ ॥

ભણવાવાળા બ્રહ્મચારીએ દંડ, મૃગચર્મ, યજ્ઞસૂત્ર અને મેખલાને ધારણ કરવાં.
પોતાની આજીવિકા માટે નિંદાને પાત્ર આચરણવાળા ન હોય એવા બ્રાહ્મણોને ઘેરથી ભિક્ષા માગી લાવવી.

आदिमध्यावसानेषु भवच्छब्दोपलक्षिताः।
ब्राह्मणक्षत्रियविशां भैक्षचर्या यथाक्रमं॥३०॥

બ્રાહ્મણને ઘેરથી ભિક્ષા મળવાનો પ્રસંગ ન થાય તો ક્ષત્રિયને ઘેરથી ને ક્ષત્રિયને ઘેરથી પણ ભિક્ષા મળવાનો પ્રસંગ ન થાય તો વૈશ્યને ઘેરથી ભિક્ષા મેળવવી.

બ્રાહ્મણને ઘેરથી ભિક્ષા માગવા સમયે **भवत्** શબ્દ વડે ઉપલક્ષણ કરવું એટલે **भवति भिक्षां देहि** એમ બોલીને ભિક્ષા માગવી.

ક્ષત્રિયને ઘેરથી ભિક્ષા માગવાને પ્રસંગ થાય તો **भिक्षां भवति देहि** એમ બોલીને ભિક્ષા માગવી.

અને વૈશ્યને ઘેરથી ભિક્ષા માગવાનો પ્રસંગ થાય તો **भिक्षां देहि भवति** એમ બોલીને ભિક્ષા માગવી.

कृताग्निकार्यो भुञ्जीत वाग्यतो गुर्वनुज्ञया।
आपोशान क्रियापूर्वं सत्कृत्यान्नमकुत्सयन् ॥३१॥

પોતાના ગુરુની આજ્ઞાથી અગ્નિમાં હોમ કરીને તથા આપોશનની ક્રિયા કરીને પછી વાણીને નિયમમાં રાખી તથા ભિક્ષાના અન્નની કોઇ પ્રકારની નિંદા ન કરતાં તેનો સત્કાર પૂર્વક જમવું.

ब्रह्मचर्यस्थितो नैकमन्नमद्यादनापदि।
ब्राह्मणः काममश्नीयाच्छ्राद्धे व्रतमपीडयन् ॥ ३२ ॥

બ્રહ્મચર્ય વ્રતનું પરિપાલન કરનારા બ્રહ્મચારીએ કોઇ એકજ ઘરનું અન્ન આપત્કાલવિના જમવું નહિ.

બ્રહ્મચારી બ્રાહ્મણ હોય ને શ્રાદ્ધમાં જમવા માટે આમંત્રણ હોય તો તેણે આપત્કાલવિના પણ એકજ ઘરનું અન્ન જમવામાં વિરોધ ન રાખવો.

પણ પોતાના બ્રહ્મચર્યના વ્રતને હરકત ન પહોંચે, એવું અન્ન જમવું. એટલે કે મદ્ય માંસ આદિ બ્રહ્મચર્યના વ્રતને હાનિ પહોંચાડનારા પદાર્થો જમવા નહિ.

मधुमांसाञ्जनोच्छिष्टं शुक्तस्त्रीप्राणिहिंसनम्।
भास्करालोकनाश्लीलपरिवादांश्च वर्जयेत् ॥ ३३ ॥

મધ, માંસ, અંજન, અન્યનું ઉચ્છિષ્ટ અન્ન, કઠોર બોલવું, સ્ત્રી, પ્રાણીની હિંસા, સૂર્યપ્રતિ જોવું, અસભ્ય બોલવું અને પારકી નિંદા એટલાં વાનાંનો બ્રહ્મચારીએ ત્યાગ રાખવો.

स गुरुर्यः क्रियाः कृत्वा वेदमस्मै प्रयच्छति।
उपनीय ददद् वेदमाचार्यः स उदाहृतः ॥ ३४ ॥

પોતાના પુત્રને ગર્ભાધાન આદિ સંસ્કાર ક્રિયાઓ કરીને જે વેદ ભણાવે તે ગુરુ કહેવાય.
અન્યના પુત્રને પણ ઉપનયન સંસ્કારની ક્રિયા કરીને વેદ ભણાવે તે આચાર્ય કહેવાય.

एकदेशमुपाध्यायः ऋत्विग् यज्ञकृदुच्यते।
एते मान्या यथापूर्वं एभ्यो माता गरीयसी ॥ ३५ ॥

વેદનો એક દેશ ભણાવે તે ઉપાધ્યાય કહેવાય, યજ્ઞમાં પોતાના ભાગનો હોમ કરે તે ઋત્વિક કહેવાય.

આ સર્વ ગુરુઓ એક બીજાના ગૌરવ પ્રમાણે માન આપવા યોગ્ય છે.

આ સર્વ ગુરુઓની અપેક્ષાએ સૌથી મોટી મા ગુરુ છે, તે સૌથી વધારે માન આપવા યોગ્ય છે.

( ચાલુ )

## ब्रह्मवाद

[ અનુવાદકઃ—મહાશણીદાસ ગોકુલદાસ દેસાઈ-વેદાંતભૂષણ. ]

( અનુસંધાન ગતાંક ૪ ના પૃષ્ઠ ૮૦ થી )

बृहदुपलब्धमेतदवयन्त्यवशेष तया।
यत उदयास्तमयौ विकृतेर्मृदिवा विकृतात्॥

માટીના માટીરૂપમાં ખરેખરી કાંઇ વિક્રિયા નહિ થવા છતાં જેમ માટીનાં ઠામોની ઉત્પત્તિ ને લયની વિક્રિયા માટીમાં થતી જોવામાં આવે છે.

લોઢાના લોઢારૂપમાં ખરેખરી કાંઇ વિક્રિયા નહિ થવા છતાં જેમ લોઢાનાં હથિયારો વા ઓજારોની ઉત્પત્તિ ને લયની વિક્રિયા લોઢામાં થતી જોવામાં આવે છે.

તથા સોનાના સોનારૂપમાં ખરેખરી કાંઇ વિક્રિયા નહિ થવા છતાં જેમ સોનાના અલંકારોની ઉત્પત્તિ ને લયની વિક્રિયા સોનામાં થતી જોવામાં આવે છે.

તેમ જે પદાર્થના પદાર્થરૂપમાં ખરેખરી કાંઇ વિક્રિયા નહિ થવા છતાં આ સંપૂર્ણ જગતના ઉદય ને અસ્તની વિક્રિયા થતી જોવામાં આવે છે તે પદાર્થની અન્વેષણા કરતાં. આ સંપૂર્ણ જગતનો અસ્ત થયા પછી પણ વિદ્યમાન રહેનારા હોવાથી જે આપ આ સંપૂર્ણ જગતથી મોટા હોવાથી બ્રહ્મ કહેવાઓ છો તે આપના બ્રહ્મસ્વરૂપમાંથીજ આ સંપૂર્ણ જગતનો ઉદય ને અસ્ત થવાની વિક્રિયા થતી જોવામાં આવે છે અને છતાં આપના એ બ્રહ્મસ્વરૂપમાં ખરેખરી કાંઇ વિક્રિયા થતી નથી એમ પદાર્થના તત્ત્વસ્વરૂપની અન્વેષણા કરનારાઓને જણાયું છે તેથી આ સંપૂર્ણ જગતનો ઉદય અને અસ્ત જેમાંથી થાય છે અને છતાં જેમાં ખરેખરી કાંઇ વિક્રિયા થતી નથી એવા આપ છો એમ અમે જે કહીએ છીએ તે પદાર્થના તત્ત્વસ્વરૂપની અન્વેષણા કરનારાઓને અનુભવ થાય છે. (ચાલુ)

---

## श्रीआनंदाश्रम-समाचार

( ભાદ્રપદ-આશ્વિન )

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવા માટે આનંદાશ્રમ સાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલા માટેજ શક્ય તેટલા ઝીણા મોટા સમાચાર આપવાની પ્રથા રાખેલી છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણ જેવી લાગે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિ-ભાવના પોષાયા કરે ને ફૂલે ફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવામાં હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહાર પરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઇ શકાય છે. ]

**શ્રીસદ્ગુરુદેવનું પૂજનઃ**—ગત શરત્પૂર્ણિમાના દિવસે રાત્રે આનંદાશ્રમના ચોકમાં સુંદર આસનપર પૂજ્યપાદ કૃપાનાથનાં ફોટો તથા પાદુકાજી પધરાવી સૌ આનંદાશ્રમવાસીઓએ

યથાવિધિ પૂજન કર્યું હતું. પૂજન થઈ રહ્યાબાદ શ્રી. કરણુસિંહજી લાલસિંહજીએ શરત્પૂર્ણિમાના મતનું માહાત્મ્ય વ્યાખ્યાનદ્વારા કહ્યું હતું. ત્યારબાદ સૌને પૌંવાનો પ્રસાદ તથા ચરણામૃત અપાયાં હતાં.

ગત આશ્વિન વદિ ૧૧ના દિવસે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવની આરાધનતિથિ હોઈ સૌ આનંદાશ્રમવાસીઓએ મળી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું યથાવિધિ પૂજન કર્યું હતું, તથા શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્ર ને ગીતાજીના પાઠ કરવામાં આવ્યા હતા. રાત્રે શ્રી. કરણુસિંહજી લાલસિંહજી દ્વારે "સ્વરૂપાવસ્થાન" એ વિષયપર વ્યાખ્યાન કર્યું હતું જે આ અંકમાં અન્યત્ર આપવામાં આવ્યું છે. શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી તથા શ્રી. જમનાદાસ પરમાણુંદદાસ ભાઈએ પણ આજે પૂજ્યપાદ કૃપાનાથ સંબંધી પોતાના અંગત અનુભવો પ્રવચનોદ્વારા બહુ ભાવપૂર્વક વર્ણવી બતાવ્યા હતા. આજે બ્રાહ્મણ બાળકો આદિને મિષ્ટાન્ન ભોજન અપાયું હતું, તથા આનંદાશ્રમવાસીઓએ આજે ઉપવાસપૂર્વક વ્રત કર્યું હતું.

સં. ૧૯૯૭ના બેસતા વર્ષના દિવસે સૌ આનંદાશ્રમવાસીઓએ મળી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું યથાવિધિ પૂજન કર્યું હતું. પૂજનકાર્ય પૂર્ણ થયા પછી શ્રી. કરણુસિંહજીએ "આજના દિવસે આપણું કર્તવ્ય" એ વિષયપર વિવેચન કર્યું હતું તથા ભજનો થયાં હતાં. સૌને પ્રસાદ ચરણામૃત પણ અપાયાં હતાં

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક:**—આ માસમાં નીચેના બંધુઓ તરફથી લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતા:—

શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા. મુંબઈ નિવાસી એક ભક્તજન. શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા. શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી (૧ રુદ્રાભિષેક). શ્રી. રામજી વિશ્રામ કરાંચી (૧ લઘુરુદ્ર ને પાંચ રુદ્રાભિષેક) શ્રીમતી બહેન મયાકુંવર અંબારામ-બગસરા.

**મુખ્યભેટ:**—આ માસમાં નીચેના ગૃહસ્થો તરફથી રૂ. ૧૦ દશ અને તે ઉપરાંત નીચેપ્રમાણે મુખ્યભેટ આવેલી છેઃ—

રૂ. ૧૦-૦-૦ શ્રી. એન. ટી. સોઢા-જૂનાગઢ. રૂ. ૧૬-૧૨-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી કરાંચી. રૂ. ૧૦-૦-૦ શ્રી. પીરોજશાહ એરચશાહ હાથવાય-માહીમ. (જન્માષ્ટમીની ભેટ.) રૂ. ૧૦-૦-૦ શ્રીગોરેગાંવ-નિવાસીના એક ભક્તજન (જન્માષ્ટમી નિમિત્તે ભેટ.) રૂ. ૨૦-૦-૦ શ્રી. હરિલાલ હરકીશનદાસ-મુંબઈ. રૂ. ૧૦-૦-૦ શ્રી. શિવશંકર દયારામ-મોટી પાનેલી. રૂ. ૫૧-૦-૦ શ્રી જાલ. ટી. દેશાઈ મુંબઈવાળા તરફથી શ્રીનાથઘાટના બાંધકામ નિમિત્તે. રૂ. ૧૫-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૧૦-૦-૦ શ્રીમતી બહેન મયાકુંવર અંબારામ-બગસરા. રૂ. ૬૩-૧૦-૦ શ્રીઅમદાવાદ-આનંદાશ્રમમાં ભિન્ન ભિન્ન સમયે બંધુઓ તરફથી આવેલી ભેટના હા. શ્રી. ચતુરભાઇ આશાભાઇ.

**ભોજન અને થાળ:**—આ માસમાં નીચેના બંધુઓ તરફથી શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૧૫-૦-૦ સદ્ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ભાવનગર તરફથી સં. ૧૯૯૫ના ભાદરવા વદિ ૧૪ના ભોજન ખર્ચના. રૂ. ૧૭-૦-૦ ઉપરોક્ત ગૃહસ્થતરફથી માગશર સુદિ ૧૫ના ભોજનખર્ચના. રૂ. ૪-૦-૦ શ્રી. રામસિંહ સજ્જનસિંહ-કુંતિયાણા (૧૨ બ્રાહ્મણને ભોજન) રૂ ૩-૦-૦ શ્રી રઘુનાથસિંહ નથુસિંહ-કુંતિયાણા-(૯ બ્રાહ્મણ). રૂ. ૧-૦-૦ શ્રી. માનસિંહ નથુસિંહ-કુંતિયાણા (૩ બ્રાહ્મણને) રૂ. ૧-૦-૦ શ્રી. રઘુનાથસિંહ ભવાનસિંહ-

કુતિયાણા ( ૩ બ્રાહ્મણને ) રૂા. ૧-૦-૦ સૌ. હરિબેન લાલસિંહજી-કુતિયાણા. ( ૭ બ્રાહ્મણને). રૂા. ૧૪-૧-૦ શ્રી. ભોગીલાલ જગજીવનદાસ દેશાઈ જૂનાગઢ ( ૧૫ બ્રાહ્મણને ત્રણ દિવસના સાદા ભોજનના ). રૂા. ૩-૦-૦ શ્રી. કલ્યાણસિંહ ભવાનસિંહ-જૂનાગઢ ( ૯ બ્રાહ્મણને ) રૂા.૮-૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા. રૂા. ૮-૦-૦ શ્રી. રામજી વિશ્રામ-કરાંચી. રૂા. ૧-૪-૦ બેન ચતુરાલક્ષ્મી મૂળજી-મુંબઈ ( ૫ બ્રાહ્મણને ) રૂા. ૮-૦-૦ શ્રી. મોહનલાલ રામચંદ્ર અંબાણી. રૂા. ૧૮-૧૪-૯ શ્રી. નારાયણ ઓધવજી-ભીમડી. રૂા. ૮-૦-૦ શ્રી. પુરુષોત્તમ ભીમજી-કેશોદ. રૂા.૧૯-૮-૦ વૈદ્ય જટાશંકર વિઠ્ઠલજી-જૂનાગઢ (આષાઢ વદિ ૮ના ભોજન ખર્ચના). રૂા. ૧૨-૦-૦ ગં.સ્વ. બેન વિજ્યાલક્ષ્મી લક્ષ્મીશંકર-ધંધુકા. રૂા ૫-૦-૦ શ્રી.શાહ મણિલાલ છગનલાલ-સાદરા. રૂા. ૨૨-૧૫-૦ શ્રીમતી મયાકુંવર અંબારામ-બગસરા. પૂજ્યપાદશ્રીની સેવામાં એક ઓરડો બંધાવી અર્પણ કર્યો તેના વાસ્તુ નિમિત્તે. રૂા. ૧૨-૦-૦ બેન નર્મદાબાઈ-ડુંગર રૂા. ૧૧-૦-૦ ભવાન નાગજી ઠક્કર-ખડીયા. રૂા. ૨૮-૮-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઈ ( બે ભોજન. ) રૂા. ૧૨-૮-૦ શ્રી. વસંતરાય છબીલારામ-પાટણ (ફા. સુ. ૫) રૂા. ૨૧-૦-૦ શ્રીમતી બહેન શ્રીસુમરીબહેન કાળાવાળા-ખીલખા. રૂા. ૪૨-૦-૦ શેઠ રાજશી જીવરાજ-મુંબઈ ( ૧૨૫ બ્રાહ્મણના ભોજન ખર્ચના ) શ્રીમતી બહેન શ્રી જાનબાઈબા-ખડખડ તરફથી પાકાં સીધાં આવ્યાં હતાં.

ઉપરાંત નીચેનાં ગૃહસ્થોતરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા છે:—

રૂા. ૫૦-૮-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકાર-મુંબઈ ભાદ્રપદ તથા આસો માસમાં દરરોજ પ્રભુશ્રીને મિષ્ટાન્ન થાળ. દૂધ તથા સાકર ધરવા નિમિત્તે. રૂા. ૧-૪-૦ વ્રજલાલ વનમાળી-વસાણી દહેણું. રૂા. ૨-૮-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. (બે થાળ). રૂા. ૨-૮-૦ શ્રી. રામસિંહ સબળસિંહ-(બે થાળ.) કુંતિયાણા. રૂા. ૧-૪-૦ શ્રી. માનસિંહ નથુસિંહ-કુતિયાણા. રૂા. ૧-૪-૦ ડૉ. લક્ષ્મીશંકર લાલજી-ધોરાજી. રૂા. ૧-૦-૦ શ્રી. પ્રભાતસિંહ રઘુનાથસિંહ-કુંતિયાણા. રૂા.૧-૪-૦ એક ભક્ત-મુંબઈ. રૂા. ૧-૦-૦ શ્રી. રામભટ્ટ પીતાંબર-વડતાલ. ૦-૮-૦ શ્રી. મૂળશંકર ઈશ્વરજી-કુતિયાણા. રૂા.૧-૪-૦ શ્રી.ચતુર્ભુજ ભીમજી-પોરબંદર. રૂા.૩-૧૨-૦ સોની પુરુષોત્તમ સુંદરજી (ત્રણ થાળ.) રૂા.૨-૮-૦ શ્રી.જયસુખલાલ શંભુલાલ અમદાવાદ (૨ થાળ). રૂા.૧-૪-૦ શ્રી. રામજી વિશ્રામ-કરાંચી. રૂા.૧-૪-૦ શ્રી. પ્રભાશંકર કાલિદાસ-શાહપુર. રૂા.૫-૦-૦ શ્રી. ઉપેંદ્રસિંહ કરણસિંહ ઠાકોર-રંગુન (૪ થાળ). રૂા.૧-૪-૦ શ્રી.મોનજી જાદવજી-કરાંચી. રૂા.૨-૪-૦ શ્રી.કેશવજી જીણાભાઈ-જૂનાગઢ. રૂા.૨-૦-૦ ઠાકોર રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર. રૂા. ૧-૪-૦ જાની શિવશંકર દયાળજી-હળવદ. રૂા.૧-૪-૦ શ્રી.ત્ર્યંબકલાલ નરભેરામ-હળવદ. રૂા.૧-૪-૦ શ્રી.દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂા.૧-૪-૦ રસોયા દુર્ગાશંકર કાલિદાસ. રૂા.૧-૪-૦ શ્રી.ખીમજી જેઠાભાઈ-કરાંચી. રૂા.૧-૪-૦ શ્રી. રઘુનંદનઝા નથુઝા. આનંદાશ્રમ-ખીલખા. રૂા.૩-૧૨-૦ શ્રી.માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા (ત્રણ થાળ) રૂા. ૧-૪-૦ શ્રી. દેવશંકર રણછોડ કુંતિયાણા. રૂા. ૧-૪-૦ શ્રી.કરણસિંહજી લાલસિંહજી ઠાકોર જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-જોરાવરનગર. રૂા.૧-૪-૦ ગં.સ્વ. બહેન જડીબાઈ-જોરાવરનગર.

અખંડદીપકમાટે નીચેની રકમો આવી છે:—રૂા.૧-૦-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ -બેંગલોર. રૂા. ૧-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાભાઈ મુંબઈ. રૂા. ૦-૪-૦ ચિ. લલિતપ્રસાદ અંબાશંકર જોશી-આનંદાશ્રમ. રૂા. ૦-૮-૦ શ્રી. મોહનલાલ કાનજી-બંધાળા. રૂા. ૨-૮-૦

શ્રી.ઉપેંદ્રસિંહ હરણુસિંહ-રૈશન. રૂા. ૦-૪-૦ શ્રી. કૃષ્ણાશંકર ગૌરીશંકર જામ્બુડાદરા. રૂા ૦-૪-૦ શ્રી.રામસિંહ સજ્જનસિંહ-કુંતિયાણા રૂા. ૦-૪-૦ શ્રી. માનસિંહ નથુસિંહ કુંતિયાણા. રૂા. ૦-૪-૬ શ્રી. પ્રભાતસિંહ રઘુનાથસિંહ-કુંતિયાણા. રૂા. ૦-૪-૦ બેન નાનબાઇ લક્ષ્મીરામ-ખીલખા.

નીચેની રકમ વિદ્યાર્થીઓને દુધપાવા નિમિત્તે મળી છે:—રૂા. ૨-૮-૦ શ્રી. માનસિંહ દીપસિંહ-સીમાસ. રૂા. ૧૦-૦-૦ શ્રીમતિ બહેન મનીબાદેવી હા. હીરજી કલ્યાણજી-મુંબઇ.

**શ્રીપોરબંદર-આનંદાશ્રમમાં** ગત આશ્વિન વદિ ૧૧ ના દિવસે પૂજ્યપાદ શ્રી સદ્ગુરુદેવનું યથાવિધિપૂજન સૌ ગુરુબંધુઓએ મળી કર્યું હતું.

**શ્રીલીંબુડા-આનંદાશ્રમમાં:**—નૂતન વર્ષના શુભ દિને અહીંના સૌ ગુરુબંધુઓએ મળીને પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું યથાવિધિ પૂજન કર્યું હતું. ત્યારબાદ શ્રીનાથજયંતી વિશેષાંકમાંથી શ્રીનાથવચનામૃતનું વાચન થયું હતું. તથા ભજનધૂન થયાં હતાં. સૌને ચરણામૃત તથા પ્રસાદ આપવામાં આવ્યાં હતાં. આશરે પચાશેક બધુબહેનોએ આ કાર્યમાં લાભ લીધો હતો. બાંટવાથી બહેન દેવબાઇ દામજી પણ આવ્યાં હતાં.

**શ્રીઅમદાવાદ-આનંદાશ્રમમાં:**—પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનની આશ્વિન સુદિ ૪ એ મંગલમય જન્મતિથિ હોઈ તે દિવસે આનંદાશ્રમમાં ધામધૂમપૂર્વક જયંતીમહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. આ મહોત્સવમાં ભાગ લેવા ધાર્મિક સજ્જનોને જાહેર પેપરોદ્વારા નિમંત્રણ આપવામાં આવ્યું હતું. વેદોના મંગલમય શાંતિ પાઠો ભણાયા બાદ મહાપૂજનની શરૂઆત થઈ હતી. મહાપૂજન થયા બાદ સૌને ચરણામૃત તથા પ્રસાદ આપવામાં આવ્યાં હતાં. ભોજન સમારંભ પણ આજ દિવસે ગોઠવવામાં આવ્યો હતો. મહાપૂજન થયા બાદ સૌએ અહિં ભોજન પ્રસાદ લીધો હતો. અને ત્યાર પછી સૌ સૌના સ્થાને ગયાં હતાં. સાંજે "આપણે આપણા સદ્ગુરુદેવનો જયંતીમહોત્સવ ક્યારે સાચો ઉજવ્યો ગણાય ?" એ વિષય ઉપર શ્રી. હરદત્ત જોશીએ વ્યાખ્યાન આપ્યું હતું ત્યારપછી શ્રી. અંબાલાલ તુલજારામ ભાઇએ શ્રીસદ્ગુરુદેવનું જીવનમાહાત્મ્ય એ વિષય ઉપર વ્યાખ્યાન કર્યું હતું. અને શ્રી. મણિલાલ મહાત્માએ સદ્ગુરુદેવના સ્વરૂપ વિષે પ્રવચન કર્યું હતું. મહાપૂજનમાં ભાગ લેવા માટે સાણંદ જંબુસર આદિ સ્થળોએથી જિજ્ઞાસુ સજ્જનો આવ્યા હતાં

આશ્વિન સુદિ ૧૫ શરદ્પૂર્ણિમા:—

આજે શરદ્પૂર્ણિમા હોવાથી પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીમન્નાથ ભગવાનનું ષોડશો[illegible] મહાપૂજન કરવામાં આવ્યું હતું, અને સાંજે પૌંવા અને દુધનો પ્રસાદ ધરવામાં [illegible]

આશ્વિન વદિ ૧૧,૯૬ આરાધન તિથિ આજે પૂજ્યપાદ કૃપાનાથ શ્રીસદ્ગુરુ [illegible] પુણ્યતિથિ-આરાધન તિથિ-હોવાથી શ્રીમન્નાથ ભગવાનનું ષોડશોપચારથી [illegible] આવ્યું હતું. અને શ્રીગીતાજીના પાઠો કરવામાં આવ્યા હતા.

આ માસમાં નીચેના સદ્ગૃહસ્થો આનંદાશ્રમમાં દર્શનસત્સંગનો લાભ [illegible] હતા.

શ્રી. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક સહકુટુંબ.
,, ચતુરભાઇ આશાભાઇ પટેલ ,,
,, જેઠાલાલ પીતાંબર ભટ્ટ
,, જયેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ
,, જયશંકર રામનાથ ભટ્ટ
,, વાસુદેવ પુરુષોત્તમ ભટ્ટ

શ્રી. ચંદુલાલ [illegible]
,, મણિશંકર [illegible]
,, અંબાલાલ [illegible] જંબુસરે
,, [illegible] જંબુસરે
,, [illegible]

ભાદ્રપદ માસમાં શ્રી.હરદત્ત રેવાશંકર જોશીએ કરેલ પ્રચાર કાર્યની નોંધઃ—

કાળુપુર ભાદ્રપદ સુ.૬/૯૬ બુધવાર

કાળુપુરના ચકલામાં સાંજે "સનાતનધર્મનારહસ્યો" એ વિષય ઉપર વ્યાખ્યાન કર્યું હતું. અને આનંદાશ્રમની પત્રિકાઓ વહેંચી હતી.

માદલપુર ભાદ્રપદ સુ.૭/૯૬ રવિવાર

માદલપુરમાં આજે સનાતનધર્મના પ્રચાર માટે જતાં 'બ્રહ્મચર્ય' એ વિષય ઉપર વ્યાખ્યાન કર્યું હતું અને તેની સાથે પૂ. કૃપાનાથના જીવનનો સંક્ષિપ્ત પરિચય કહ્યો હતો.

ભગવાનનગર ભાદ્રપદ સુ. ૯/૯૬ મંગળવાર

આજે ભગવાનનગરમાં સનાતનધર્મના પ્રચારમાટે જતાં 'ધર્મ' એ વિષય ઉપર વ્યાખ્યાન કર્યું હતું. વ્યાખ્યાન થઈ રહ્યા પછી સનાતનધર્મનાં ધોરણો એ નામની પત્રિકાઓ વહેંચી હતી અને તેમાંથી સાધારણ વર્ગના માણસોને સમજણ પાડી હતી. વ્યાખ્યાન સાંભળવા સારી સંખ્યામાં માણસો આવ્યાં હતાં.

જમાલપુર ભાદ્રપદ સુ.૧૪/૯૬ રવિવાર

આજે જમાલપુર દરવાજા બહાર વ્યાખ્યાન કર્યું હતું. અને વ્યાખ્યાનનો વિષય "સનાતન-ધર્મ" એ રાખવામાં આવ્યો હતો. વ્યાખ્યાન થઈ રહ્યા પછી આનંદાશ્રમના પરિચય ઉપર વ્યાખ્યાન કર્યું હતું.

દેવજીપરા. ભાદ્રપદ વદિ ૫/૯૬ શનિવાર

આજે દેવજીપરાની નિશાળે વિદ્યાર્થીઓ સમક્ષ 'સંધ્યાવંદન' એ વિષય ઉપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. ગામના લોકોને પણ આમંત્રણ હોવાથી તેઓની સંખ્યા પણ ઠીક પ્રમાણમાં સાંભળવા આવી હતી. ત્યાર પછી માસ્તર સાહેબને સંધ્યાદિ નિત્યકર્મની ચોપડીઓ આપી હતી, અને વિદ્યાર્થીઓને સંધ્યા શીખવવાની ભલામણ કરી હતી.

મોતીનગર ભાદ્રપદ વદિ૧૧/૯૬ શુક્રવાર

આજે મોતીનગરમાં સનાતનધર્મનો પ્રચાર કરવા જવાનું થતાં 'વર્ણધર્મની' મહત્તા એ વિષય ઉપર વ્યાખ્યાન કર્યું હતું. વ્યાખ્યાન સાંભળવા સારી સંખ્યામાં માણસો આવ્યાં હતાં. વર્ણધર્મની મહત્તા સનાતનધર્મમાં ઘણીજ છે તેનું સારી રીતે વર્ણન કર્યું હતું. ત્યારપછી પૂ.કૃપાનાથના પાવન જીવનચરિતસંબંધે બે શબ્દો બોલી પૂજ્યપાદશ્રીના જીવનનો સંક્ષિપ્ત પરિચય આપ્યો હતો.

---

# ॥ શ્રીનાથચરિતામૃત ॥

અથવા

## પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીનું જીવનચરિત્ર

### ( પ્રથમપ્રવાહ—પુરુષાર્થી જીવન )

સં. ૧૯૯૫ની અષાઢીપૂર્ણિમાપર આ ગ્રંથ પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે. તેમાં ડેમી આઠપેજી સાઈઝનાં ૫૨૦ પૃષ્ઠો થયાં છે. શ્રીઆનંદાશ્રમનાં મોટાં ગીતાજી જેવડો મોટો ગ્રંથ થયો છે. પૂજ્યપાદશ્રીનું ત્રિરંગી ચિત્ર મુંબઈ ઈલાકાના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. રવિશંકર રાવળે તૈયાર કરેલું મૂકાયું છે. તે ઉપરાંત વિશ્વવિમોહન શ્રીકૃષ્ણ પરમાત્મા, પ્રસન્નવદન શ્રીરામચંદ્રજી, દેવદેવ મહાદેવ અને ચાર મુખ્ય શિષ્યોસહિત શ્રીઆદ્યશંકરાચાર્ય ભગવાન્ એ ત્રિરંગી ચિત્રો અને બીજાં ૨૨ સુંદર ચિત્રો પણ મૂકવામાં આવ્યાં છે. સોનેરી અક્ષરવાળું મજબૂત પાકું પુંઠું કરવામાં આવ્યું છે અને તે ઉપર સનાતનધર્મના આદર્શરૂપ ૧૫ ચિત્રોની ડીઝાઈનવાળું આવરણ પૃષ્ઠ (ઉપરનું કવર), રાખવામાં આવ્યું છે.

આ ગ્રંથ ભાવનગરવાળા શેઠ ભાયાલાલ છોટાલાલના આત્મકલ્યાણાર્થે તેમના સુપુત્ર ચિ. ઈંદુકુમારભાઈતરફથી પડત કરતાં અર્ધા મૂલ્યે એટલે ૧૨ આને બીલખા-આનંદાશ્રમમાં મળી શકે છે. આ પુસ્તકનો તોલ શેર ૧॥। (૭૦ તોલા) છે એટલે કિંમત ૧૨ આના ઉપરાંત પોસ્ટેજના સવા દશ આના અને વી. પી. મનીઓર્ડરના બે આના મળી કુલ ખર્ચ સવા બાર આના પ્રત્યેક પુસ્તક દીઠ ટપાલખર્ચ આવે છે.

ગુજરાત કાઠિયાવાડમાં ત્રણ પુસ્તકો રેલ્વે પારસલથી સાથે મંગાવનારને ઘણો ઓછો ખર્ચ એટલે પુસ્તક દીઠ ત્રણ આના ખર્ચ આવશે. જિજ્ઞાસુઓ એકત્ર મળી જેમ વધારે પુસ્તકો રેલ્વે પારસલથી સાથે મંગાવશે તેમ પુસ્તક દીઠ ત્રણ આના કરતાં ઓછો ખર્ચ આવવા સંભવ છે.

**અર્ધે મૂલ્યે એટલે બાર આનાથી આ પુસ્તક હમણાંજ મળી શકે તેમ** છે. બીજી આવૃત્તિવેળા રૂા. દોઢ કે વધારે મૂલ્ય પડવા સંભવ છે. પુસ્તકની માગણીઓ ઉપરાઉપર ચાલુ છે. ઇચ્છા થાય તેમણે નીચેને શિરનામે લખી વેલાસર પુસ્તક મંગાવી લેવું જોઈએ.

**શ્રી. વ્યવસ્થાપક-આનંદાશ્રમ-બીલખા.**

---

## परचुरण भेट

આ માસમાં પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનાં દર્શનસત્સંગાર્થે આવેલા જિજ્ઞાસુ બંધુઓ બહેનો તરફથી નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છેઃ—

રૂા. ૧-૦-૦ ના. દરબાર શ્રીરાવતવાળા સાહેબ-બીલખા.
૦-૨-૦ શ્રી. મકનજી ગંગારામ-મોટા આંકડીયા
૦-૨-૦ બેન સંતોકબાઇ
૦-૨-૦ બેન મણિબાઇ.
૧-૦-૦ શ્રી. વકીલ પોપટલાલ તારાચંદ જૂનાગઢ
૧-૪-૦ ,, ભોગીલાલ જગજીવન જૂનાગઢ.
૦-૧૨-૩,, સદાશંકર વાલજી-ધોરાજી.
૦-૪-૦ ,, જયંતીલાલ ત્રિભુવન-જસદણ
૦-૨-૦ બેન કસ્તુરબાઇ જયશંકર.
૦-૨-૦ બેન મણિબાઇ.
૦-૮-૦ એક ભક્તજન તરફથી લઘુરુદ્રના પૂજાપાના.
૦-૨-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી તરફથી રુદ્રાભિષેકના પૂજાપાના.
૧-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ.
૦-૮-૦ ,, પ્રતાપસિંહ જાલમસિંહ-માંગરોળ.
૦-૮-૦ બેન કેશરબાઇ લીલા-જૂનાગઢ
૦-૬-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર-વડોદરા. લઘુરુદ્રના પૂજાપાના.
૦-૨-૦ શાહ મધુવનદાસ ચંદુલાલ-ગ્વાલીયર.
૦-૪-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી-પોરબંદર.
૧-૦-૦ ,, રામજી દેવરામ-નાગેશ્રી.
૧-૪-૦ ,, હરિલાલ છગનલાલ-દેલવાડા.
૦-૧૦-૦ શ્રી. ઓધવજી વાઘજી-બીલખા. હા શ્રી.અંબાશંકર નાનજી જોશી.
૭-૦-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ-માંગરોળ
૩-૦-૦ બહેન મધુબહેન મહારાણીદાસ-પાટણ
૧-૦-૦ શ્રીરામજી વિશ્રામ-કરાંચી એક લઘુરુદ્ર તથા પાંચ રુદ્રાભિષેકના પૂજાપાના
૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ.
૦-૨-૦ બેન ગોમતી કુલજી વડોદ.
૪-૩-૦ શ્રી. કેવળચંદ કાનજી-ગોંડલ.
૧-૪-૦ શ્રી નારાયણ ઓધવજી-લીમડી.
૦-૪-૦ શ્રી. પુરષોતમ ભીમજી કેશોદ.
૦-૮-૦ ,, જમનાદાસ કેશવજી-જૂનાગઢ.
૦-૪-૦ ,, દુર્લભજી વાલજી-રાણાવાવ.
૨-૦-૦ શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ.
૦-૪-૦ ,, પ્રેમજી રાઘવ-જૂનાગઢ.
૧-૦-૦ ,, જમનાદાસ કેશવજી ,,

૪-૦-૦ શ્રીમતી બેન ચંદનગૌરી ફકીરભાઈ સરથાણા
૧-૦-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ બેંગલોર.
૦-૪-૦ ,, ગૌરીદાસ આણંદરામ-વીરડી.
૦-૨-૦ ,, દુર્લભજી વાલજી-રાણાવાવ.
૫-૦-૦ ,, જમનાદાસ હરખજી સંઘવી-મુંબઇ
૦-૪-૦ ,, દ્વારકાદાસ ખેતસી-કરાંચી.
૧-૪-૦ ,, પુરુષોત્તમ ભીખાભાઈ-મરોલી.
૭-૦-૦ બહેન ધનબાઈ ક. બનાજી-મુંબઈ.
૦-૪-૩ શ્રી. પ્રભાશંકર નાનજી જોશી-વડિયા.
૧-૦-૦ ,, મંગળદાસ માધવલાલ-સાદરા.
૦-૪-૦ બેન કસ્તુરબાઈ જયશંકર-બીલખા.
૦-૪-૦ ,, સંતોકબાઈ. ,,
૧-૦-૦ ,, કરણસિંહ લાલસિંહજી-જૂનાગઢ.
૪-૦-૦ ,, સબળસિંહ જાલમસિંહ-કુંતિયાણા.
૨-૦-૦ બ્રહ્મચારી બ્રહ્મપ્રકાશજી-આનંદાશ્રમ.
૦-૬-૦ બેન મયાકુંવર અંબારામ-બગસરા. લઘુરુદ્રના પૂજાપાના.
૨-૦-૦ શ્રી. નાનાલાલ જટાશંકર-વઢવાણ.
૧-૦-૦ શ્રી. દયાળસિંહ લાલસિંહજી-જૂનાગઢ
૦-૮-૦ ,, અંબાશંકર ભાઈશંકર-જોરાવરન
૦-૪-૦ બ્ર. બ્રહ્મપ્રકાશજી-આનંદાશ્રમ.
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી.
૦-૮-૦ ચિ. શશિકુમાર.
૦-૨-૦ શ્રી. ગોપાળજી ગૌરીશંકર.
૦-૨-૦ ,, જટાશંકર મયારામ.
૦-૨-૦ ,, જયશંકર મયારામ.
૦-૨-૦ શાસ્ત્રી મગનલાલ રામજી જોશી.
૦-૨-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી.
૦-૨-૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે.
૦-૮-૦ ,, કરણસિંહજી લાલસિંહનાં પત્ની
૦-૧-૦ ,, અમૃતબાઈ રામજી.
૦-૨-૦ બેન કસ્તુરબાઈ જયશંકર.
૦-૨-૦ ,, રૂડીબાઈ
૦-૫-૩ શ્રી. દેવદત્ત કાશીરામ-લાઠી.
૩-૦-૦ ,, ભાસ્કરરાય લાભશંકર-માંગરોળ
૧-૦-૦ ,, જમનાદાસ પરમાણંદદાસ.
૦-૧-૨ પરચુરણ

શ્રી બીલખા આનંદાશ્રમમાં શ્રીનાથજયંતી મહોત્સવના દિવસે પ્રભુશ્રીના પૂજનમાં આવેલી ભેટ નીચે પ્રમાણેઃ—

૨-૦-૦ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ.
૨-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ.
૧-૦-૦ ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી.
૧-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર.
૦-૪-૦ બ્રહ્મચારી શ્રી બ્રહ્મપ્રકાશજી.
૦-૪-૦ શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે.
૦-૮-૦ ,, ઠા. કલ્યાણસિંહજી ભવાનસિંહજી.
૧-૦-૦ શાસ્ત્રી દયારામ મૂળજી.
૧-૦-૦ શ્રી. ઓધવજી વાઘજી.
૦-૮-૦ ,, સબળસિંહ જાલમસિંહ.
૧-૦-૦ ,, ઇચ્છાશંકર દેવકૃષ્ણ સીગામ.
૧-૦-૦ ,, વામનરાય ગિરજાશંકર હા. ત્રિ. વિ. દવે.
૦-૮-૬ શ્રી વ્રજલાલ વનમાળી દહેણું.
૧-૦-૦ ,, દુર્લભજી વાલજી રાણાવાવ.
૧-૦-૦ ,, કાનજી પુરુષોત્તમ-વંથલી.
૧-૦-૦ શ્રી. વિઠ્ઠલજી વાલજી.
૦-૮-૦ ,, મોરારજી લાલજી.
૧-૦-૦ ,, મૂળશંકર કાનજી વકીલ.
૨-૧-૦ ,, જમનાદાસ કેશવજી.
૦-૮-૦ શાસ્ત્રી મગનલાલ રામજી જોશી.
૦-૪-૦ પં. રઘુનંદન ઝા.
૦-૧-૦ અમૃતબેન રામજી.
૦-૮-૦ બેન સુબજીબા.
૦-૪-૦ શ્રી કાનજી પુરુષોત્તમનાં પત્ની.
૦-૪-૦ બેન માનકુંવર.
૦-૪-૦ ,, નિર્મળાદેવી.
૦-૫-૦ શ્રી. દેવશંકર મોરારજી.
૦-૮-૦ ,, ત્ર્યંબકલાલ નરભેરામ.
૦-૮-૦ ,, શિવશંકર દયાળજી.
૧-૦-૦ ,, લાલજી ઓધવજી.
૦-૧-૦ કડીયા ગોવિંદ સુરા.

૦—૪—૦ શ્રી. નર્મદાશંકરભાઈ.
૯—૨—૦ ,, જમનાદાસ હરખજી.
૦—૪—૦ માળી રામજી બેચર.
૦—૫—૩ સાધુ જીવણદાસ આણંદરામ.
૦—૮—૩ શ્રી ધમા ખોડા.
૦—૫—૩ ખેડુત ગોવિંદ વસ્તા.
૦—૫—૩ ,, જાદવ ખાવા.
૦—૫—૩ ,, ભુરા લખમણ.
૧—૦—૦ વકીલ ગોવિંદજી કાળાભાઈ.
૦—૮—૦ શ્રી. હરિલાલ બક્ષ્યર.
૦—૮—૦ ,, ચમનરાય જયશંકર.
૧—૦—૦ બેન પ્રાણકુંવર ચકુભાઈ.
૧—૨—૦ ,, ચંદનગૌરી ફકીરભાઇ.
૦—૫—૦ ,, મણિબાઇ
૦—૮—૦ શ્રી. ગિરધરલાલ લક્ષ્મીચંદ ગાંધી.
૫—૦—૦ ના. દરબારશ્રી રાવતવાળા સાહેબ-ખીલખા.
૧—૦—૦ વનિતા વિશ્રામ-ખીલખા.
૦—૪—૦ બેન નાનબાઇ લક્ષ્મીરામ.
૧—૦—૦ શ્રી. દોલતસિંહ અદાભાઇ.
૧—૦—૦ બેનશ્રી અમુલાંબાઇ કાળાવાળા.
૦—૪—૦ ,, જકલબાઇ ગૌરીશંકર.
૨—૪—૦ શ્રી. નરભેરામ ઓધવજી અઢીયા.
૧—૦—૦ બેનશ્રી સુમરી બહેન કાળાવાળા.
૧—૦—૦ વકીલ મૂળશંકર કાનજી.
૨—૦—૦ શ્રીભીડભંજન વિદ્યાર્થિભવન સંસ્થા-ખીલખા.
૦—૪—૦ શ્રી. છગનલાલ કાનજી.
૦—૧—૦ બેન રૂડીબાઇ.
૧—૦—૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ.
૦—૨—૩ ચિ. લલિતરાય અંબાશંકર જોશી.

પૂજ્યપાદ પ્રભુશ્રીની આરાધનતિથિના દિવસે આનંદાશ્રમ-ખીલખામાં પ્રભુશ્રીનું યથાવિધિ પૂજન થતાં નીચે પ્રમાણે ભેટ આવેલી છે:—

૧—૦—૦ શ્રી દયાળસિંહજી લાલસિંહજી ઠાકાર.
૧—૦—૦ ,, કરણસિંહજી લાલસિંહજી ઠાકાર.
૧—૦—૦ ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી.
૦—૮—૦ ,, જમનાદાસ પરમાણંદદાસ.
૦—૪—૦ ,, બ્રહ્મચારી શ્રી બ્રહ્મપ્રકાશજી.
૦—૪—૦ ,, શાસ્ત્રી દયારામ મૂળજી.
૦—૨—૦ ,, પંડિતજી રઘુનંદનઝા.
૦—૮—૦ ,, ચિ. શશિકુમાર
૦—૨—૦ ,, શ્રી ત્રિભુવન વિઠ્ઠલજી દવે.
૧—૦—૦ શ્રી. નરભેરામ ઓધવજીનાં પત્ની.
૦—૧—૦ બાઇ માંકબાઇ.
૦—૮—૦ શ્રી. કરણસિંહજીનાં પત્ની.
૧—૦—૦ બેન મણીબાઇ-જોરાવરનગર.
૧—૦—૦ ગં. સ્વ. જડીબહેન. ,,
૦—૧—૦ બેન અમૃતબાઇ રામજી.
૦—૪—૦ ,, સંતોકબાઈ.
૧—૦—૦ શ્રી. નરભેરામ ઓધવજી.
૦—૪—૦ બેન નાનબાઇ લક્ષ્મીરામ.
૦—૪—૦ ,, સુખબાઈ.
૦—૨—૦ ,, જયાકુંવર જીવરામ.
૦—૨—૦ ,, કસ્તુરબેન.
૦—૮—૦ શ્રી.મૂળશંકર કાનજી વકીલ.
૦—૪—૦ ,, જમનાદાસ પરમાણંદદાસ.
૦—૨—૦ બેન સંતોકબાઇ.

લીંબડીમાં શ્રી.દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાયને ત્યાં પ્રભુશ્રીના જયંતી મહોત્સવના દિને પૂજન થતાં નીચે પ્રમાણે ભેટ આવી છે:—

૧—૪—૦ શ્રી.મણિશંકર મહાશંકર ઉપાધ્યાય.
૧—૦—૦ ,, દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય.
૧—૪—૦ સૌ. બેન ઉજમબાઇ હરજીવન.
૧—૦—૦ ગં.સ્વ. મુક્તાબેન હિંમતલાલ.
૧—૦—૦ ,, ,, બેન સાવિત્રી દુર્ગાશંકર.
૧—૦—૦ સૌ. બેન કમળા વિશ્વનાથ ભટ્ટ.
૧—૦—૦ ઠાકર પ્રેમશંકર હરગોવિંદ.
૦—૮—૦ શ્રી. ચંદ્રકાંત જગન્નાથ ઉપાધ્યાય
૦—૮—૦ ,, હરિપ્રસાદ અમૃતલાલ.
૦—૮—૦ કુમારી નિર્મલાબેન અમૃતલાલ.
૦—૨—૦ લાભશંકર કૃપાશંકર મહેતા.

૯—૨—૦

મુંબઇમાં સં. ૧૯૯૬ના આષાઢ સુદિ ૧૫ના દિવસે પૂજ્યપાદશ્રીનું પૂજન થતાં બંધુઓ તરફથી આવેલી ભેટ:—હા. શેઠ દામોદરદાસ માધવજીભાઇ.

૧–૪–૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ.
૧–૦–૦ ,, ચંદ્રકાંત વિઠ્ઠલદાસ.
૧–૦–૦ ,, ચતુર્ભુજ કાલિદાસ.
૧–૦–૦ ,, ભગવાનદાસ ચતુર્ભુજ.
૫–૦–૦ ,, મગનલાલ ડાહ્યાભાઇ.
૨–૦–૦ ,, રેવાશંકર દુર્લભજી.
૧–૦–૦ ,, પ્રાણલાલ હરિશંકર.
૨–૦–૦ ,, હિંમતલાલ રેવાશંકર.
૨–૦–૦ ,, કેશવલાલ દયાળજી.
૫–૦–૦ ,, રાજસી જીવરાજ.
૧–૦–૦ ,, દેવશંકર શામજી.
૧–૦–૦ ,, ભાણજી પરમાણંદ.
૧–૪–૦ ,, તુલસીદાસ ખેતસી.
૨–૦–૦ ,, હરિલાલ હરકીશનદાસ.
૧–૦–૦ ,, મૂળશંકર હરજીવન.
૫–૦–૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ.
૨–૦–૦ ,, ઓધાભાઇ જેઠાભાઇ.
૧–૦–૦ ,, શાંતિલાલ ગોવિંદજી લાખાણી.
૧–૪–૦ ,, રતનજી રામજી લાખાણી.
૦–૫–૦ ,, સુરેંદ્ર રતનજી.
૪–૦–૦ શેઠ દામોદરદાસ માધવજી.
૪–૦–૦ ,, કરસનદાસ દામોદરદાસ.
૪–૦–૦ ,, સીતારામ દામોદરદાસ.
૧–૦–૦ બેન મંગળાલક્ષ્મી મોહનલાલ.
૦–૮–૦ શ્રી. જગજીવનદાસ નારણદાસ.
૦–૪–૦ ,, નારણજી કાલિદાસ.
૧–૦–૦ ,, મૂળજી અરજણ.
૧–૦–૦ ,, રઘુનાથ પુરુષોતમ.
૨–૪–૦ પરચુરણ.
૫૫–૧–૦

સં. ૧૯૯૬ના શ્રાવણ સુદિ ૧૫ ના દિવસે મુંબઇમાં પૂજ્યપાદ કૃપાનાથનું પૂજન થતાં ગુરુબંધુઓ તરફથી નીચે પ્રમાણે ભેટ આવી છે–હા. શેઠ દામોદરદાસ માધવજીભાઇ-મુંબઇ.

૧–૪–૦ શેઠ ચતુર્ભુજ કાલિદાસ.
૧–૪–૦ શ્રી. ભગવાનદાસ ચતુર્ભુજ.
૧–૪–૦ ,, કરશનદાસભાઈ.
૧–૦–૦ ,, દેવશંકર શ્યામજી.
૦–૮–૦ ,, પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ.
૦–૮–૦ ,, મણિશંકર સોમનાથ.
૦–૮–૦ ,, અરજણ કરમણ.
૧–૦–૦ ,, ભાણજી પરમાણંદ.
૧–૦–૦ ,, જગજીવનદાસ નારણદાસ.
૦–૪–૦ શ્રી. કાનજી ઓધવજી.
૦–૮–૦ ,, રતનજી રામજી.
૦–૮–૦ ,, રઘુનાથ પુરુષોત્તમ.
૦–૮–૦ ,, ઓધાભાઇ જેઠાભાઇ.
૦–૮–૦ ,, ગૌરીશંકર જાદવજી.
૦–૦–૩ ,, પરચુરણ.
૧૦–૮–૩

સં. ૧૯૯૬ના શ્રાવણ વદિ ૮ શ્રીકૃષ્ણ જન્માષ્ટમીના દિવસે મુંબઇમાં પૂજ્યપાદશ્રીનું પૂજન થતાં નીચે પ્રમાણે ભેટ આવી છે:—

૧૧–૦–૦ શ્રી. શેઠ દામોદરદાસ માધવજી.
૦–૮–૦ ,, અરજણ કરમણ.
૧–૪–૦ ,, કેશવલાલભાઇ.
૧–૦–૦ ,, ચતુર્ભુજ કાલિદાસ.
૦–૮–૦ ,, હરિદાસ હીરજી.
૦–૮–૦ ,, દેવશંકર શ્યામજી.
૦–૪–૦ શ્રી. હરિહર લજ્જાશંકર શાસ્ત્રી.
૦–૮–૦ ,, ઓધાભાઇ જેઠાભાઇ.
૧–૦–૦ ,, હરિલાલ હરકીશનદાસ.
૦–૧–૦ ,, પરચુરણ.
૧૬–૯–૦

બોરીવલીમાં ગત શ્રીકૃષ્ણ જન્માષ્ટમીના દિવસે પ્રભુશ્રીનું પૂજન થતાં ભેટના.

૫-૦-૦ શ્રી. મંચેરશા હોરમસજી બાલા.
૨-૦-૦ ,, મીનોચેહર મહેરવાનજી.
૩-૦-૦ ,, ધનજીશા અરદેશર મિસ્ત્રી.
૩-૦-૦ શ્રી. જમશેદજી પેસ્તનજી ગોળવાળા.
૨-૦-૦ ,, શાંતિલાલભાઈ.

---

## लवाजमनी पहोंच

સં. ૧૯૯૭ કારતક સુદિ ૧ સુધીમાં મળેલાં લવાજમોની પહોંચ:—

| | |
|---|---|
| શાસ્ત્રી લાધારામ જીણા—જૂનાગઢ વર્ષ ૮ | શ્રી. છોટાલાલ ત્રિભુવનદાસ—સુરત વર્ષ ૯ |
| શ્રી. ભવાનીશંકર વજેરામ—માણાવદર ,, ૭-૮-૯ | ,, ભગવાનજી બાલાશંકર—કરારી ,, ૯ |
| ,, કેશવલાલ ગિરધરભાઈ—અમદાવાદ વર્ષ ૮-૯ | ,, હરિલાલ દેવશંકર—સરધાર ,, ૯ |
| ,, અમૃતલાલ હરખચંદ—આંકોલા ,, ૮-૯ | ડૉ. વસંતરાય છબીલારામ—પાટણ વર્ષ ૮-૯ |
| ,, મકનજી ગંગારામ—મોટાઆંકડીયા ,, ૯ | શ્રી. વામનરાય જટાશંકર ,, ,, ૮-૯ |
| ,, ભગવાનજી કાનજી—જામનગર ,, ૯ | ,, લાલજી ભાઇશંકર ,, ,, ૯ |
| ,, ભોગીલાલ જગજીવનદાસ—જૂનાગઢ ,, ૯ | ,, ગણપતરામ નાનાભાઇ ભટ્ટ અમદાવાદ વર્ષ ૯ |
| ,, હરખચંદ લક્ષ્મીચંદ શાહ ,, વર્ષ ૭-૮-૯ | ,, જ્યેષ્ઠારામ નાનાભાઇ ભટ્ટ ,, ,, ૯ |
| ,, વિનાયકરાવ શિવપ્રસાદ—અમદાવાદ વર્ષ ૭-૮-૯ | ,, મગનલાલ કુબેરદાસ ,, વર્ષ ૭-૮-૯ |
| ,, જીવરાજ દેવચંદ—જેતપુર ,, ૮-૯ | ,, સુરતીધર્મ ,, ,, ૮ |
| ,, ગૌરીશંકર કરુણાશંકર—જામકંડોરણા ,, ૯ | ,, માર્કંડરાય ચુનીલાલ ,, ,, ૮ |
| ,, ચતુર્ભુજ કાલિદાસ—મુંબઈ ,, ૯ | ,, વિનાયકરાવ શિવપ્રસાદ અમદાવાદ વર્ષ ૧૦-૧૧-૧૨ |
| ,, ચંદ્રકાંત વિઠ્ઠલદાસ ,, ,, ૯ | |
| ,, રેવાશંકર દુર્લભજી—મલાડ ,, ૧૦ | ,, રેવાશંકર કરસનજી વ ૮-૯ |
| ,, રાજશી જીવરાજ—મુંબઇ ,, ૯ | બેન મણિબાઇ હરિશંકર ,, ૮ |
| ,, કેશવલાલ દયાળજી ,, ,, ૯ | શ્રી. મૂળશંકર મોહનલાલ—બાવળા ,, ૯ |
| ,, પોપટલાલ દામજી—ભાવનગર ,, ૯ | બેન નર્મદાબાઇ ચતુર્ભુજ—અમદાવાદ ,, ૮ |
| ,, જગજીવનદાસ નારણદાસ—મુંબઇ ,, ૮-૯ | શ્રી. વાસુદેવપ્રસાદ પુરષોત્તમ ,, ,, ૯ |
| ,, લોહાણા બાલાશ્રમ— ,, ,, ૯ | ,, વિઠ્ઠલભાઇ શિવાભાઇ—કોસંબા ,, ૮-૯ |
| ,, માધવજી જેસંગભાઈ ,, ,, ૯ | ,, સવાઇલાલ રણછોડલાલ—ઈડર ,, ૯ |
| ,, રતનજી રામજી લાખાણી ,, ,, ૯ | ,, નાનાલાલ જીવનભાઈ—બીલખા ,, ૮ |
| ,, રૂગનાથદાસ પુરુષોત્તમદાસ ,, ,, ૯ | ,, ઇશ્વરજી શ્યામજી—કુંનિયાણા ,, ૯ |
| ,, મણિલાલ છોટાલાલ ,, ,, ૮ | ,, રામજી દેવરામ—નાગેશ્રી ,, ૯ |
| ,, ગોકળદાસ શિવશંકર ,, ,, ૯ | ,, જયંતીલાલ શર્મા—જસદણ ,, ૯ |
| ,, હરિરામજી લાખાચંદર ,, ,, ૯ | ,, પ્રભાશંકર શિવશંકર—સરસાઈ ,, ૯ |
| ,, રતિલાલ રામજી મુંબઇ ,, ૯ | ,, જયસુખલાલ શંભુલાલ—અમદાવાદ વર્ષ ૭-૮-૯ |
| ,, મનહરલાલ મઠુભાઇ ,, ,, ૯ | ,, ચકુભાઇ મૂળજી જૂનાગઢ ,, ૯ |
| ,, ધીરજરામ દેશાઇ એન્ડ કુ. બીલખા ,, ૯ | ,, વસંતરાય પ્રાણશંકર—ગોંડળ ,, ૯ |
| ,, શિવશંકર મોનજી જૂનાગઢ ,, ૮-૯ | બેન ચતુરાલક્ષ્મી મૂળજી મુંબઈ ,, ૯ |

શ્રી. ઓધવજી કાશીરામ ભીમડી વર્ષ ૮-૯
,, માધવજી ડાહ્યાભાઈ ભીમડી ,, ૮-૯
બેન મયાકુંવર અંબારામ-બગસરા ,, ,, ,,
શ્રી. મણિલાલ હરખજી-ખીજડીયા ,, ૯
,, તુલસીદાસ ખેતસી-મલાડ ,, ૭-૮-૯
પૂજ્ય દેવીશ્રી વિમલાદેવી-નાસીક ,, ૯
શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ ,, ,, ૯
,, તુલસીદાસ લવજી ,, ,, ૯
,, શંકરલાલ મોહનલાલ-જામજોધપુર વર્ષ ૯
,, પુરુષોત્તમ ભીમજી-કેશોદ ,, ૯
,, વિઠ્ઠલજી વાલજી જૂનાગઢ ,, ૯
બેન ચંદનગૌરી ફકીરભાઈ-સરથાણા ,, ૯
શ્રી. રાઘવજી ગોપાળજી-ધાંટવડ ,, ૮
,, જમનાદાસ કાનજી-લુશાળા ,, ૮-૯
,, કાનજી પુરુષોત્તમ-વંથલી ,, ૯
,, શિવશંકર દયાળજી-કત્રાસગઢ ,, ૮
,, દુર્લભજી વાલજી-રાણાવાવ ,, ૯
બેન નિર્મલાકુમારી હરખજી-મુંબઈ વર્ષ ૯
શ્રી. મૂળજી કાલિદાસ-કુતિયાણા વર્ષ ૭-૮-૯
,, દલપતરામ દેવશંકર ,, ,, ૯
,, દામજી આણંદજી ,, ,, ૯

શ્રી. પુરુષોત્તમ ભીખાભાભાઈ મરોલી વર્ષ ૯
,, મણિલાલ અમેચંદ સાદરા ,, ૯
,, મનોરદાસ બોરીવલિ ,, ૮-૯
,, લાલજીભાઈ જીવરામ-જૂનાગઢ વર્ષ ૭-૮-૯
,, લલ્લુરામ આત્મારામ-જહેર ,, ૯
,, મોતીલાલ જેરામ-સનાળીયા ,, ૮-૯
,, દામોદર વિઠ્ઠલરામ કલકત્તા ,, ૮-૯
,, ન્યાલચંદ કાનજી મોટીમારડ ,, ૮-૯
બેન પ્રાણકુંવર ચકુભાઈ-રાજકોટ ,, ૮-૯
શ્રી. રવિશંકર મહાશંકર-ઝાણુવા ,, ૭-૮-૯
,, ભોગીલાલ કૃપાશંકર-સરખેજ ,, ૯
,, સનાતનધર્મ લાયબ્રેરી ઝાંઝીબાર ,, ૭-૮-૯
,, જમનાદાસ રામજી કલકત્તા ,, ૮-૯
,, કુબેરરામ હરજીવન ઝાલોદ ,, ૯
,, મથુરાદાસ નારણદાસ કાંદીવલિ ,, ૮-૯
,, નગીનદાસ લાલજી લુન્સીયા વર્ષ ૭-૧૦,
શ્રીમતી બાશ્રી જાનબાઈબા ખડખડ ,, ૯
બહેન પાર્વતીબાઈ નાથુભાઈ સુરત ,, ૮
,, શિવગૌરી ગુર્જર ,, ,, ૮
શ્રી. હરિવલભ નાગેશ્વર ધ્યાની ,, ,, ૮
(બાકીનાં નામો) આવતા અંકમાં છપાશે

———:o:———

## श्रीखीलखा—आनंदाश्रममां मिष्टान्नभोजन आपवासंबंधी सूचनाः—

શ્રીખીલખા—આનંદાશ્રમમાં મિષ્ટાન ભોજન આપવા ઈચ્છનારે નીચેની બાબતો ખાસ લક્ષમાં લેવી જોઈએઃ—

૧ આનંદાશ્રમમાં સર્વેને ભોજન આપવામાં આશ્રમને રસોડે જમનારા આનંદાશ્રમના બ્રહ્મચારીઓ, વિદ્યાર્થીઓ, સાધકો, મહેમાનો તથા નોકરોનો સમાવેશ થાય છે.

૨ આનંદાશ્રમમાં નિવાસ કરતા કાર્યકરો અને નોકરોને તથા તેમના કુટુંબને ભોજન આપવાની ઈચ્છા રાખનારે તે પ્રમાણે સ્પષ્ટ જણાવવું જોઈએ.

૩ કેવળ વિદ્યાર્થીઓનેજ ભોજન આપવા ઈચ્છનારે પણ તે પ્રમાણે સ્પષ્ટ લખવું જોઈએ.

સામાન્યરીતે એક લઘુરુદ્ર કરાવવાનો રૂા. ૬—૦—૦ અંકે છ ખર્ચ આવે છે, અને એક રુદ્રાભિષેકનો બાર આના ખર્ચ આવે છે. થાળ અને અખંડદીપકમાટે પોતાની ઈચ્છાપ્રમાણે દ્રવ્ય મોકલી શકાય છે. ઉપરોક્ત કાર્યોમાટે નિશ્ચિત રકમ હોવાથી જો અગાઉથી તે રકમ મોકલવામાં આવે તો હિસાબ લખવામાં તથા માસિકમાં પ્રસિદ્ધ કરવામાં ને બ્રાહ્મણને તે દિવસે દક્ષિણા આપવામાં વધારે અનુકૂળતા થાય છે.

———:o:———

॥ ॐ ॥

## શ્રીનાથઘાટ અને શ્રીનાથસેતુ

શ્રીનાથઘાટ અને શ્રીનાથસેતુ સ્થાપન કરવાના સંકલ્પને શનૈઃ શનૈઃ વ્યાવહારિક સ્વરૂપ મળતું જાય છે એ આપણામાટે આનંદની વાત છે આપણા નાથ-પ્રભુપ્રતિનો ભક્તિભાવ દર્શાવનારા આ પુણ્યકાર્યનો પ્રારંભ કરવાનો પ્રાથમિક લાભ લેનારાં ખરેખર પુણ્યભાગી થયાં છે, અને હવે પછી આનો લાભ લેનારાં સઘળાં પણ જરૂર પુણ્યભાગી થશે.

જયનાથ! જયપ્રભુ!

---

શ્રીઉપદેશગ્રંથાવલિના કેટલાએક છૂટા અંકોનાં પુસ્તકો હમણાંજ તૈયાર કરવામાં આવ્યાં છે જિજ્ઞાસુઓને તેનો લાભ બહોળા પ્રમાણમાં મળે એ હેતુથી તેની કિંમત માત્ર રૂ. ૦-૪-૦ રાખવામાં આવી છે, પોસ્ટેજ અલગ સમજવું.



સુધારોઃ—આશ્વિન અંક ૫મો (શ્રીનાથજયંતી વિશેષાંક) પૃષ્ઠ ૧૦૩ "વેદનાનું હાસ્ય" એ નામના લેખનું અનુસંધાન પૃષ્ઠ ૧૦૪થી પૃષ્ઠ ૧૦૯ની બારમી પંક્તિથી શરૂ થાય છે.

## "વર્ણવિચાર"

બ્રાહ્મણાદિ ચારે વર્ણનું સ્વરૂપ, બ્રાહ્મણાદિ વર્ણો ગુણ કર્મથી ગોઠવાતા નથી, પણ જન્મથી છે તેનાં પ્રમાણ ને યુક્તિઓ, આચારવિચાર મુધારીને અનેક પેટા જ્ઞાતિઓની શાસ્ત્રે કહેલા ચાર વર્ણમાં વ્યવસ્થા કરવાનું ઇષ્ટપણું, અંત્યજની અસ્પૃશ્યતા શાસ્ત્રસિદ્ધ છે, અંત્યજની ઉન્નતિના યોગ્ય ઉપાય, ને આર્યોને વર્ણધર્મના પાલનની આવશ્યકતા વગેરે વગેરે નાના મોટા ૨૧ વિષયો આ પુસ્તકમાં પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવે દર્શાવ્યા છે દ્વિજોએ તેનું મનન કરવું જોઇએ મૂલ્ય રૂા ૦-૧-૦ પોસ્ટેજ અલગ.

મળવાનું સ્થળઃ—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા<br>(કાઠિયાવાડ).

## श्रीनाथप्रभुनी आकाशवाणी

હેમોક્ષસાધક! અનાદિ કાળની શુભસામર્થ્યવિનાશિની મોહનિદ્રાનો વિનાવિલંબ શીઘ્ર ત્યાગ કરી પૂર્ણપણે જાગો, હિતાહિતનો વિચાર ત્યજી તમે ઘણો સમય શયન કર્યું હવે સંતોષ રાખો, જો હજી પણ તે અત્યંત અહિતકારિણી નિદ્રાને નહિજ ત્યજો તો દુઃખાભાવવાળી ને પરમાનંદરૂપ સ્વતંત્ર સ્થિતિને, તે સ્થિતિને પ્રાપ્ત કરવાની તમારી બહુ ઈચ્છા હોય તોપણ તમે પ્રાપ્ત થઇ શકશો નહિ.

## विज्ञप्ति

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

વર્ષ ૯ મું | માર્ગશીર્ષ | અંક ૭ મો | સંવત્ ૧૯૯૭

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧-૦-૦ | પરદેશમાટે શિલિંગ ૨


॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम





શ્રીઆનંદાશ્રમ-બીલખા

अनाद्यविद्योपहतात्मसंविदः तन्मूलसंसारपरिश्रमातुराः ।

यदृच्छयेहोपसृताः स्वमाप्नुयुः सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માયિક છતા ખરું લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનું મૂલ છે એવા આ સમારના પરિશ્રમથી જેઓ દુઃખી થયેલાં છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછાં પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



---

## લવાજમસંબંધી જરુરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા-(કાઠિયાવાડ)

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.

**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-**બીલખા.**

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં

પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૯મું ] સંવત્ ૧૯૯૭ માર્ગશીર્ષ [ અંક ૭

## मनप्रति बोध

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ગરબી

મન! તું રમ બ્રહ્મમાં પ્રીતે રે, ત્યાગ પ્રમાદ સારી રીતે મન! તું૦ ટેક

માનસરોવરને[1] તું ત્યજમાં રે, કીચવાળા ખાબોચિયાને[2] ભજમાં રે,

સામગ્રી તું દુ:ખની સજમાં મન! તું રમ૦ ૧

કરવા યોગ્ય સાધન તું કરજે રે, ત્યજવા યોગ્યને પ્રીતે ત્યજજે રે,

એમ સાવધ થઈ ઉદ્ધરજે મન! તું રમ૦ ૨

નામરૂપ રહિત જે પદ છે રે, જ્યાં જન્મમરણનો ન ભય છે રે,

એકરસ આનંદનું એ ઘર છે મન! તું રમ૦ ૩

આળસ અશ્રદ્ધા દે છોડી રે, માનમત્સરને નાંખ મોડી રે,

હવે વેળા રહી છે થોડી રે મન! તું રમ૦ ૪

—:o:—

[1] બ્રહ્મરૂપ માનસ સરોવરને. [2] સંસારરૂપ ખાબોચિયાને.

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

જો તમે શુદ્ધભાવથી પરમાત્મામાં તમારું મન જોડયું હોત તો આજે તમારું મન ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્યથી ઝળકતું હોત, પણ તેમ થયું નથી, તેથી જણાય છે કે તમે તમારા મનને પરમાત્મામાં જોડવાનો સાચો પ્રયત્ન કર્યો નથી.

તત્ત્વજ્ઞાન, મનોનાશ, ( મનના રજોગુણનું ને તમોગુણનું બલહીન થઇ જવું, ) ને દુર્વાસનાનો તથા દ્વૈતવાસનાનો નાશ એ ત્રણના અભ્યાસનો પરિપાક થતાં મનુષ્યને આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

બ્રહ્મજ્ઞાનવડે અજ્ઞાનનો નાશ થતાં તે જ્ઞાનીપુરુષના સૂક્ષ્મદેહનો નાશ વા ભંગ થતો નથી, પણ તે બાધ પામે છે, અર્થાત્ તેમને તેના અપરોક્ષમિથ્યાપણાનો સુદૃઢ નિશ્ચય થાય છે.

જ્ઞાનીની અવિદ્યાનો નાશ થયા છતાં પણ કેટલોક સમય તેમના અંતઃકરણમાં અવિદ્યાનો લેશ રહે છે. તે અવિદ્યાના લેશને અવલંબીને રહેલું જ્ઞાનીનું પ્રારબ્ધ જ્યાંસુધી વિદ્યમાન્ રહે છે ત્યાંસુધી તે બાધ પામેલા સૂક્ષ્મશરીરની આભાસમાત્ર પ્રતીતિ રહે છે, ને તેથી બાધ પામેલું સ્થૂલશરીર બાધ પામેલા વ્યવહારનું બાધિતાનુવૃત્તિથી સેવન કરે છે.

અવિદ્યાલેશ નિવૃત્ત થતાં તે પ્રારબ્ધની સમાપ્તિ થાય છે, ને તે કાલે તે સર્વ કારણાકાર થઈ જાય છે.

આત્મજ્ઞાનવડે સૂક્ષ્મશરીરનો નાશ થતો નથી, પણ બાધ થાય છે, માટે જ્યાં જ્ઞાનવડે સૂક્ષ્મનો ભંગ થાય છે એમ કહ્યું હોય ત્યાં સૂક્ષ્મશરીરનો બાધ થાય છે એમ સમજવું.

જડચૈતન્યની ગ્રંથિ એટલે આત્મસ્વરૂપના અજ્ઞાનથી અંતઃકરણનો ને આત્માનો અભેદ સમજવો તે.

સુખદુઃખ અંતઃકરણમાં થાય છે, તેને જીવ અજ્ઞાનથી પોતાનામાં માને છે. આત્મામાં સુખદુઃખ થતું નથી.

કોઈ પણ દૃશ્ય પ્રાણિપદાર્થમાં હુંપણાની કે મારાપણાની આરૂઢ બુદ્ધિ ન રાખવી તે ત્યાગ. લૌકિક ને શાસ્ત્રીય કર્મનાં ફલોની તૃષ્ણા ન રાખવી તે પણ ત્યાગ કહેવાય છે.

બ્રહ્મમાં અજ્ઞાનથી જીવભાવ કલ્પાયો છે. તે અજ્ઞાન બ્રહ્મને આશરે રહી બ્રહ્મના અલ્પભાગમાં આવી કલ્પના કરાવે છે. આ નિશ્ચય જ્યારે જ્ઞાન થાય ત્યારે વિવેકીને સમજાય છે.

બંધમોક્ષ જીવને છે, જે માને છે તેને છે, શુદ્ધ બ્રહ્મને નથી.

સુખ એટલે અંતઃકરણની પ્રસન્નતાથી થનારો અનુકૂલ અનુભવ.

જો મનુષ્યને અનન્યભક્તિ કે આત્મજ્ઞાન એ બેમાંથી કોઈ પણ એકને પ્રાપ્ત કરી મોક્ષ મેળવવાની ઇચ્છા હોય તેણે કોઈ પણ પ્રકારની સ્થૂલતૃષ્ણાના

વિઘાતથી પોતાના મનમાં ઉત્પન્ન થનારા ક્રોધથી ઘણામાં ઘણું દૂર રહેવું જોઇએ.

વિચારના, આહારના ને સંગના દોષથી વા પોતાના મનની નિર્બલતાથી જ્યારે મનુષ્યના અંતઃકરણમાં ક્રોધનો વેગ પ્રકટે છે ત્યારે તુરત તેના અંતઃકરણમાં અવિવેકનો બલવાન્ વેગ પ્રકટે છે તે વેગને વશ થયેલો મનુષ્ય સદ્‌ગુરુના તથા શાસ્ત્રના ઉપદેશનું વિસ્મરણ કરે છે તેમના ઉપદેશનું વિસ્મરણ થવાથી તેની સમજશક્તિ લોપ પામી જાય છે, તેથી તે ન બોલવાનું બકે છે, ને ન કરવાનું કરે છે

ન બોલવાનું બોલવાથી ને ન કરવાનું કરવાથી-વાણીને ને હાથને વશ ન રાખવાથી-ઘણે પ્રયત્ને પ્રાપ્ત કરેલા ધર્મના થોડા સંસ્કારો જે તેના હૃદયમાં હોય તે બલહીન થઈ જાય છે, ને અધર્મના સંસ્કારો પાછા તેના હૃદયમાં બલવાન્ થઈ જાય છે આમ પોતાના હિતનોજ તે મનુષ્ય ઉચ્છેદ કરે છે.

આવા વર્તનવાળો મનુષ્ય લાંબે કાળે પણ અનન્યભક્તિ કે જ્ઞાનને પ્રાપ્ત કરી શકતો નથી. તે કયારેક ભક્ત જેવો ને કયારેક અભક્ત જેવો થયા કરે છે તેના નિશ્ચયો પણ સ્થાયી રહેતા નથી તેની દુર્બુદ્ધિ જોઇએ તેવી દૂર થતી નથી, ને સાધનમાં તેની ચઢઊતર પણ પૂરી થતી નથી

શ્રીસદ્‌ગુરુની ત્રિવિધતાપવિનાશિની કૃપાદૃષ્ટિનો જે અધિકારીઅંતઃકરણપર પાત થાય તે અંતઃકરણમાં સત્ત્વગુણની વૃદ્ધિ થઈ તેમાં રહેલા રજોગુણતમોગુણનું બલ ઘટવા માંડે છે, તે દયા, ક્ષમા, શાંતિ, દાંતિ, ને ઔદાર્યથી યુક્ત થાય છે, તેના ત્રિવિધતાપો ક્રમથી શમવા માંડે છે, ને તે પરમાત્માની અનન્યભક્તિ કે જ્ઞાનનું અધિકારી થઈ પરિણામે બ્રહ્મજ્ઞાન મેળવી કૃતાર્થ થાય છે. (ચાલુ)

---

## कार्तिकी पूर्णिमानो महापूजनमहोत्सव तथा आध्यात्मिक साधनसमारंभ

### [ શ્રીઆનંદાશ્રમ—બીલખા ]

ગત આશ્વિન માસના અંકમાં જણાવ્યા પ્રમાણે કાર્તિક સુદિ ચૌદશ, પૂર્ણિમા ને દ્વિતીય પૂર્ણિમા એમ ત્રણ દિવસપર્યંત શ્રીસદ્‌ગુરુ પરમાત્માશ્રીના મહાપૂજનમહોત્સવનો તથા તેને અંગે આધ્યાત્મિક સાધનસમારંભનો સાત્વિક કાર્યક્રમ રાખવામા આવ્યો હતો આ મંગલ પ્રસંગનો લાભ લેવા માટે મુંબઈ, કરાંચી, અમદાવાદ, સુરત, ગોધરા, દીવા, સાણંદ આદિ ગુજરાતમાંથી તથા કાઠિયાવાડ આદિ સ્થળોએથી આશરે ત્રણસો બધુબ્હેનો આવ્યાં હતાં.

કાર્તિક સુદિ ૧૩ની રાત્રે શ્રવણમંદિરમા નિયત સમયે સૌ એકત્ર થયા હતા, અને શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર સંયુક્ત મંત્રીજીએ સાધનસમારંભ તથા આશ્રમને અનુરૂપ ચર્ચાવિષે સંક્ષિપ્ત પ્રવચન કર્યું હતું સારબાદ ભજનધૂન થયાં હતા

કાર્તિક સુદિ ચૌદશના દિવસે પણ નિશ્ચિત કરેલો કાર્યક્રમ યથાશક્ય જળવાયો હતો, અને સાંજે જામનગરવાળા સજ્જન શ્રીમાન્ શેઠ રવજી દેવજી ગાંધી તરફથી શ્રી પ્રભુચરણમાં અર્પણ થયેલ સુંદર નકશીદાર અને સુરમ્ય એવા રૌપ્યમંદિરની સ્વાડી કાઢવામાં આવી હતી આ સ્વાડીના સુમંગલ પ્રસંગમાં નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ, તેમના લઘુભ્રાતા દરબારશ્રી હાથીભાઈ સાહેબ

તથા અધિકારીવર્ગ રાજરસાલાસાથે પધાર્યા હતા. આ રૌપ્યમંદિર ખોડી વિનાની મોટરબસ ઉપર ગોઠવવામાં આવ્યું હતું, અને તેની અંદર છત્રસહિત સિંહાસન ગોઠવીને તેમાં પૂજ્યપાદ કૃપાનાથ-છબીજી તથા પાદુકાજી પધરાવવામાં આવ્યાં હતાં. છડી ને ચામર પણ હતાં.

આ મંગલ પ્રસંગમાં બહારગામથી આવેલા જિજ્ઞાસુ બંધુઓ, બહેનો તથા આનંદાશ્રમ-વાસીઓ અને ગામના પ્રતિષ્ઠિત સજ્જનોએ સારી હાજરી આપી હતી. માર્ગમાં શ્રીસદ્ગુરુદેવની પ્રશસ્તિઓ, જયધ્વનિ તથા જયશંકરમહિમ્ન સ્તોત્રાદિ બોલાતાં હતાં. બહેનો મંગલ ગીત ગાતાં હતાં. દરબારગઢ પાસે સ્વારી પહોંચતાં ના. દરબારશ્રીએ વરણાગીના ભિન્નભિન્ન ફોટાઓ લીધા હતા. ઠેકાણે ઠેકાણે પૂજ્યપાદશ્રીનાં શિષ્યજનો તેઓશ્રીનું પૂજન અર્ચનાદિ કરતાં હતાં. આશરે બે કલાક મુખ્ય માર્ગે ફરીને વરણાગી આનંદાશ્રમમાં આવી હતી. ત્યારપછી સૌને પ્રસાદ ચરણામૃત અપાયાં હતાં.

આ મહોત્સવનો લાભ લેવા માટે ગોધરાવાળા શાસ્ત્રીજી શ્રી. ચંદ્રશંકર રણછોડભાઈ આવ્યા હતા. તેઓએ સાધનસમારંભના દિવસો દરમ્યાન શ્રીમદ્ ભગવદ્ગીતાના "મુખ્ય સિદ્ધાંત" ઉપર ઘણાં અસરકારક પાંચેક પ્રવચનો કરી શ્રોતાજનોને સંતુષ્ટ કર્યા હતા.

રાજકોટનિવાસી પૂ. સ્વામીશ્રી માધવતીર્થજી પણ આ મહોત્સવપ્રસંગે પધાર્યા હતા, ને પોતાના વ્યાખ્યાનનો લાભ સાધક વર્ગને આપ્યો હતો.

કાર્તિક સુદિ ૧૫ ગુરુવારે સવારના ૮॥ વાગે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના મહાપૂજનનો સમય હોઈ તે પહેલાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ તથા શાસ્ત્રીઓ આદિએ સંગશોચ્ચારરૂપે વેદમંત્રનો પાઠ કર્યો હતો, ત્યારબાદ શ્રીસદ્ગુરુપરમાત્માનું ષોડશોપચાર-વડે વિધિવત્ મહાપૂજન કરવામાં આવ્યું હતું. પૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્ગુરુપ્રશસ્તિઓ તથા ભાવભીનાં ભજનો બોલાતાં હતાં. પૂજનકાર્ય પૂર્ણ થયા બાદ શ્રી. માણેકલાલભાઈએ "શ્રીમન્નાથ-સુબોધમાળા"ના દોહરા વાંચી સંભળાવ્યા હતા, અને માંગરોળનિવાસી ડૉ. વામનરાય તથા શ્રી. ઈંદુરાય તરફથી પોતાના સદ્ગત બંધુ ડૉ. હરસુખરાય એમ. બી. બી. એસ. એલ. આર. સી. પી. એમ. આર. સી. એસ. (ઇંગ્લાંડ) એમના આત્મકલ્યાણાર્થે મુમુક્ષુઓને વિનામૂલ્યે આપવા માટે પ્રકટ થયેલ "जगत्" એ નામના શ્રીઉપદેશગ્રંથાવલિના એક મણકામાંનું વચન શ્રી. મહારાણીદાસભાઈએ કર્યું હતું. ત્યારબાદ શ્રી. દયાળસિંહજીભાઈએ તથા જામનગર નિવાસી પ્રસિદ્ધ હરિકીર્તનકાર શ્રી. રામેશ્વર શાસ્ત્રીજીએ રૌપ્યમંદિર ધરાવવાના માંગલિક પ્રસંગ સંબંધી પ્રાસ્તાવિક પ્રવચન કર્યાં હતાં. તે પછી આ મંગલ પ્રસંગનો લાભ લેવા માટે પોતાના લઘુભ્રાતા હાથીભાઈ સાહેબ તથા અધિકારીવર્ગ સાથે પધારેલા ના. દરબારશ્રી રાવતવાળા સાહેબના શુભ હસ્તે પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં રૌપ્યમંદિર ધરાવવાની માંગલિક ક્રિયા કરવામાં આવી હતી. આ રૌપ્યમંદિર જામનગરનિવાસી સદ્ગત ગુરુબંધુ શ્રી. શેઠ સ્વજી દેવજી પરીખે આત્મકલ્યાણાર્થે સદ્ગતનાં ધર્મપત્ની ગં. સ્વ. મોંઘીબહેન તથા શ્રી. શેઠ છગનલાલભાઈ શ્રી. દેવજી ગાંગજીભાઈની સંમતિથી આશરે રૂ. ૨૫૦૦)ના ખર્ચે તૈયાર કરાવવામાં આવ્યું છે. રૌપ્ય-મંદિર ધરાવવાની માંગલિક ક્રિયા કર્યા બાદ ના. નામદાર દરબારશ્રીએ પૂજ્યપાદશ્રીની સેવામાં ઉપસ્થિત થઈ આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલ પોતાના હાર્દિક ઉદ્ગારો વાંચી સંભળાવ્યા હતા. ત્યારપછી પૂજારી પ્ર. કલ્યાણરામે ગુરુદેવની ધૂન લેવરાવી હતી, અને શ્રી. દયાળસિંહજીભાઈના બાલપુત્ર ચિ. શશિકુમારે "ગુરુશ્રી નાથચરણને નિરખતાં જ્ઞાનલોચનથી" એ ભજન સુસ્વરે ગાયું હતું. પશ્ચાત્ સૌને ચરણામૃત તથા પ્રસાદ આપવામાં આવ્યાં હતાં.

રાત્રે શ્રી શાસ્ત્રીજી કામેશ્વરભાઈએ હરિકીર્તનદ્વારા શ્રોતાજનોને ઘણો આનંદ આપ્યો હતો ના દરબાર સાહેબ, તથા હાથીભાઈ સાહેબ અને અધિકારીવર્ગ પણ ગામના પ્રતિષ્ઠિત સજ્જનો સાથે આ લાભ લેવા પધાર્યા હતા.

સાધનસમારંભના દિવસો દરમ્યાન પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના નિજમન્દિરમાં ઇષ્ટમંત્રનો જપની યોજના ચાલુ રાખી હતી જેમા આષાઢ સુદિ ૧૪થી દ્વિતીય પૂર્ણિમાસુધી ભિન્ન ભિન્ન બધુઓએ ક્રમપૂર્વક ધૂપદીપ સાથે અકેક કલાક શ્રીઇષ્ટમંત્રનો જપ કરવામાં યથાશક્ય ભાગ લીધો હતો

સાધન સમારંભના દિવસોમાં નીચેના વક્તાઓએ ભિન્નભિન્ન વિષયો ઉપર વ્યાખ્યાનો આપ્યાં હતાં —

| | વક્તાનું નામ | વિષય |
|---|---|---|
| ૧ | શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર | શ્રીસદ્ગુરુદેવનું પૂજન આપણે શામાટે કરીએ છીએ? |
| ૨ | શ્રીમાન્ ચદ્રશંકર ગણેશભાઈ શાસ્ત્રીજી | શ્રીમદ્ ભગવદ્ગીતાના મુખ્ય સિદ્ધાંતો |
| ૩ | શ્રી ભાઈશંકર ધનજી દવે | આચારપ્રકરણ |
| ૪ | ,, સ્વામીશ્રી માધવતીર્થજી | જીવબ્રહ્મનું સ્વરૂપ |
| ૫ | ,, મગનલાલ રામજી જોશી સાહિત્યાચાર્ય | આપણું શાસ્ત્ર |
| ૬ | ,, જામનગરનિવાસી શ્રી કામેશ્વર શાસ્ત્રીજી | હરિકીર્તન |
| ૭ | ,, પ્રોફેસર મુકુંદરાયભાઈ–અમદાવાદ | ભજન કીર્તન |

આ માસમા મુબઈનિવાસી એક ભક્તજન તરફથી નીચેનાં ધાર્મિક કાર્યો થયાં હતાં—

૧ શ્રીમદ્ભાગવત સપ્તાહ પારાયણ

૨ હોમાત્મક સવાલક્ષ ગાયત્રી પુરશ્ચરણ

૩ નીલોત્સર્ગ    ૪ બ્રાહ્મણ સાધુની ચોરાશી

સાધનસમારંભના દિવસોમા નીચેના ગૃહસ્થો તરફથી મિષ્ટાન્ન ભોજન અપાયા હતાં:—

કાર્તિક સુદિ ૧૪ બુધવાર. *મુબઈ નિવાસી એક ભક્તજન*

,, ,, ૧૫ ગુરુવાર.—સદ્ગત શેઠ રવજી દેવજી ગાંધી—જામનગર તેમણે અર્પણ કરેલી રકમના વ્યાજમાંથી હા ગ સ્વ મોઘીબહેન તથા શ્રી છગનલાલભાઈ

,, ,, દ્વિતીય ૧૫ શુક્રવાર —સદ્ગત શેઠ ભાયાલાલ છોગાલાલ ઠક્કર–ભાવનગર હા શેઠ ઈંદુકુમાર ભાયાલાલ ઠક્કર–ભાવનગર

**શ્રીસદ્ગુરુદેવનું પૂજન**—આ માસમા નીચેના સ્થળોએ કાર્તિકી પૂર્ણિમાના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું યથાવિધિ મહાપૂજન સ્થાનિક ગુરુબધુઓએ મળી કર્યું હતુ –

શ્રીકરાચી–આનંદાશ્રમ, શ્રીપોરબંદર–આનંદાશ્રમ, શ્રીઅમદાવાદ–આનંદાશ્રમ, શ્રી આનંદાશ્રમ–મુમુક્ષુમંડળ–મુબઈ, શ્રીઆનંદાશ્રમ–લીંબુડા, શ્રીઆનંદાશ્રમ–કુતિયાણા, શ્રીકુડલા–આનંદાશ્રમ, માદરા, અને જામજોધપુર

## ના. દરબારશ્રી રાવતવાલા સાહેબના હાર્દિક ઉદ્‌ગારો

ગુરુભાઈઓ અને બહેનો !

આજના આ મંગલ દિવસે શ્રીઆનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં રૌપ્યમંદિર (ચાંદીનું નાનું મંદિર) શ્રીનાથપ્રભુના પરમપાવન ચરણારવિંદમાં અમારા હસ્તે ધરાવવાનું અમોને જે સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે તે માટે અમોને ઘણો હર્ષ થાય છે.

પૂજ્યપાદ મહારાજશ્રીના વખતમાં જે ગૌરવ બીલખા ધરાવતું હતું તેના કરતાં પણ તે ગૌરવમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે તે જોઇ અમને અતિઆનંદ થાય છે.

જામનગરવાળા સદ્‌ગત શેઠશ્રી રવજીભાઈ દેવજીભાઈ તરફથી પૂજ્યપાદ મહારાજશ્રીને માટે ચાંદીનું મંદિર બનાવી આશ્રમને અર્પણ થયેલ છે તે માટે તેમનાં ગં. સ્વ. ધર્મપત્ની મોંઘી બહેન તથા શ્રી. શેઠ છગનલાલભાઈને ધન્યવાદ ઘટે છે, એટલુંજ નહિ પણ પૂજ્યપાદ મહારાજશ્રીના આવા ગુરુભક્તો છે તેથી તેઓશ્રીનું સ્મરણ સતેજ રહ્યા કરશે એમ અમે માનીએ છીએ.

પૂજ્યપાદ મહારાજશ્રીની હયાતીમાં જે ગુરુભાઇઓ આવતા તેનાથી પણ હાલ વધારે સમુદાય આવતો જણાય છે.

તેઓશ્રીની હયાતીમાં લોકો આવતા તે તેઓશ્રીની દિવ્ય હાજરીનું તથા પ્રભાવનું પરિણામ હતું; પરંતુ તેઓશ્રી સ્વરૂપસ્થ થયા બાદ પણ બીલખા ખરેખર યાત્રાનું ધામ બન્યું છે!

પૂજ્યપાદ મહારાજશ્રીના વખતમાં આશ્રમની આવક હતી તેના કરતાં હાલની આવક પણ વધારે પ્રમાણમાં અમો જોઇએ છીએ.

દેવ દેવસ્થાનની શોભા પૂજારીઓપર આધાર રાખે છે. આનંદાશ્રમની સુવ્યવસ્થામાટે અમો વ્યવસ્થાપકમંડળને ધન્યવાદ આપીએ છીએ.

અમો આ સ્ટેટની ગાદીએ બેઠા ત્યારે પૂજ્યપાદ મહારાજશ્રીએ અમને ઉપદેશ આપેલો કે 'રાજાએ પ્રજાસાથે એક થઇને રહેવું જોઇએ' એ સૂત્રનો અમારામાં કાંઇપણ સંસ્કાર હોય તો તે પૂજ્યપાદ મહારાજશ્રીની કૃપાનું પરિણામ છે. એ સૂત્રનું પાલન કરવાથી અમોને દિવસે દિવસે લાભ થતો જાય છે.

વિશેષમાં અમારે કહેવું જોઇએ કે આવી મોટી સંસ્થામાં વીજળીબત્તીની રોશની હોય તો સંસ્થાની શોભામાં અભિવૃદ્ધિ થાય. સંસ્થાતરફથી વીજળીબત્તી લેવામાં આવશે તો કુ. શ્રી રણજીતસિંહજી પાવરહાઉસ તરફથી અર્ધા દરથી પાવર આપવાનું અમોએ વચન આપેલું છે તે હજુ પણ કાયમ છે, એમ આ તકે જાહેર કરીએ છીએ.

દિનપ્રતિદિન આશ્રમની વૃદ્ધિ થતી જાય એવી પ્રભુશ્રી પાસે અમો પ્રાર્થના કરીએ છીએ, અને શ્રીસદ્‌ગુરુસ્વરૂપમાં એક ક્ષણ લીન થવામાટે શ્રીગુરુદેવના નામની ધૂન પૂજારી અત્યારે કરાવશે તેમાં સૌ સાથ આપશો એવી અમે આશા રાખીએ છીએ.

---

## APPRECIATION.

*by*

Prof. J. B. Dave, M. A.
*Head of the Department of Philosophy,*
*Samaldas College,*
*BHAVNAGAR.*

"Mahatma Shri Nathurama Sharma and His Message"

by Karansinh Lalsinh Thakore B. A. is a fine little volume that will find a hearty welcome in all parts of India where Gujarati-speaking communities are found. The life-work of the Maharshi of Bilkha was to bring about the renascence of *Sanatana Dharma*, the Eternal Wisdom of the Hindu race Never has the need of a restoration of true religious values been more vital to us than in these days of moral, religious and cultural chaos. The Maharshi was a living embodiment of Hindu Philosophy and Religion. Mr. Karansinh's book gives us a vivid and faithful portrait of the life and work of the Maharshi of Bilkha. Every student of Hindu religion and culture must have a copy of this little book which, though priced most moderately, is immeasurably more than its weight in gold.

---

## गुणज्ञता

શ્રી. ભાઈશંકર ધનજી દવે પૂજ્યપાદ કૃપાનાથના વયોવૃદ્ધ ને જૂના અગ્રગણ્ય શિષ્ય છે. તેમના સુપુત્ર જયંતીલાલભાઈ એમ. એ. થયેલા છે, અને ભાવનગરની શામળદાસ કૉલેજમાં તત્ત્વજ્ઞાન વિભાગના મુખ્ય પ્રોફેસર છે. તેઓ નીચે પ્રમાણે આવા ભાવનું લખી જણાવે છેઃ—

" મહાત્માશ્રી નથુરામશર્મા અને તેઓશ્રીનો સંદેશ " એ નામની નાની છતાં સુંદર પુસ્તિકા શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ. એ લખી છે તે પુસ્તિકાને આખા ભારતવર્ષમાં જ્યાં જ્યાં ગુજરાતી ભાષાભાષીઓ વસતાં હશે ત્યાં ત્યાં આદર મળશે શ્રીબીલખા-ના મહર્ષિ એવા પૂજ્યપાદ કૃપાનાથનું જીવનકાર્ય સનાતનધર્મના પુનરુદ્ધારમાટે હતું. નૈતિક, ધાર્મિક અને સાંસ્કૃતિક હ્રાસના આ કાલમાં આપણને સત્યધર્મના પુનરુત્થાનની વધારેમાં વધારે અગત્ય છે, અને તે પૂજ્યપાદ મહાત્માશ્રીએ પોતાના જીવનકાર્યથી પૂરી પાડી છે. પૂજ્યપાદ મહાત્માશ્રી હિંદુધર્મ અને હિંદુસંસ્કૃતિની જીવતમૂર્તિરૂપ હતા. શ્રી. કરણસિંહજીભાઈની આ પુસ્તિકા પૂજ્યપાદ મહાત્માશ્રીના જીવનનું અને તેઓશ્રીના જીવનકાર્યનું આબેહૂબ ચિત્ર આપે છે. હિંદુધર્મ અને હિંદુસંસ્કૃતિના પ્રત્યેક અભ્યાસી પાસે આ નાની પુસ્તિકા હોવી જોઈએ આ પુસ્તિકાનું વસ્તુ બહુ કિંમતી છતાં તેની કિંમત પ્રમાણમાં ઘણી ઓછી રાખવામાં આવી છે.

પૂજ્યપાદ મહાત્માશ્રીનું જીવનકાર્ય ગુજરાત કાઠિયાવાડને ઉદ્દેશીને ઘણે ભાગે થયું છે, પરંતુ સમસ્ત હિંદ પણ તેમનું જીવનકાર્ય જાણે તો તેઓશ્રી સાચેજ સ્થળકાળથી પર ગયેલા ને સાર્વભૌમ મહાત્મા હતા એવી જરૂર પ્રતીતિ થયા વગર રહે નહિ

---

## श्रीआनदाश्रम-समाचार

[ કાર્તિક માસ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવા માટે આનંદાશ્રમ સાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલા માટેજ શક્ય તેટલા ઝીણા મોટા

સમાચાર આપવાની પ્રથા રાખેલી છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દષ્ટિએ ગૌણ જેવી લાગે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલે ફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવામાં હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહાર પરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઈ શકાય છે. ]

**જનરલ ટ્રસ્ટીમંડળની મિટિંગઃ**—આ માસમાં શ્રીઆનંદાશ્રમના જનરલ ટ્રસ્ટીમંડળની તથા વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળની મિટિંગ મળી હતી, ને તેમાં આવશ્યક કાર્યો કરવામાં આવ્યાં હતાં.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકઃ**—આ માસમાં નીચેના ગુરુબંધુઓ તરફથી લઘુરુદ્ર કરાવવામાં આવ્યા હતાઃ—

શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા–ગોધરા (બે લઘુરુદ્ર). પૂ. શાસ્ત્રીજી શ્રી. ચંદ્રશંકર રણછોડભાઈ–ગોધરા. એક ભક્તજન–કુંડલા.

સિવાય શ્રીમતી બહેનશ્રી જાનબાઈ બહેન–ખડખડ. શ્રી. ચતુર્ભુજ કાલિદાસ તથા શ્રી. જમનાદાસ પરમાણંદદાસ પોરબંદરવાળા તરફથી એકેક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતા. સં. ૧૯૯૬ના આષાઢ સુદિ ૧૫ના દિવસે શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા તરફથી એક લઘુરુદ્ર કરાવવામાં આવ્યો હતો.

**મુખ્યભેટઃ**—આ માસમાં નીચેના બંધુઓ તરફથી રૂ. ૧૦ અને તે ઉપરાંત નીચે પ્રમાણે મુખ્યભેટ આવેલી છેઃ—

રૂ. ૧૫૭–૧–૬ એક ભક્તજન તરફથી સપ્તાહ થતાં તેની પૂર્ણાહુતિ નિમિત્તે. રૂ. ૧૦૧–૪–૦ એક ભક્તજન તરફથી ભેટ. તેના વ્યાજમાંથી પ્રતિવર્ષે આશ્વિન વદિ ૧૧ પૂજ્યપાદશ્રીના સ્વરૂપાવસ્થાનના દિવસે પ્રભુસેવામાં થાળ ધરવા માટે તથા પ્રભુશ્રીના પૂજનઅર્ચન નિમિત્તે. રૂ. ૧૫–૦–૦ શ્રી. રાજસી જીવરાજ મુંબઈ. રૂ. ૨૮–૫–૦ મુંબઈના એકભક્તજન. રૂ. ૧૫–૦–૦ હરિલાલ હરકીશનદાસ–મુંબઈ. રૂ. ૩૦–૦–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂ. ૧૧–૦–૦ શ્રીમતી બહેન શ્રી સારી બહેન–પોરબંદર. રૂ. ૧૦–૪–૦ શ્રી. કુરજી પ્રાગજી ભટ્ટ માંગરોળ. રૂ. ૪૭–૬–૬ શ્રી કરાચી. આનંદાશ્રમમાં ગત આષાઢ માસથી આશ્વિન સુધીની પૂજનભેટના હા. શ્રી. કૃષ્ણદાસ શ્યામજી–કરાંચી. રૂ. ૨૫–૦–૦ શ્રીમતી બહેન પ્રેમકુંવર ઉમયાશંકર પોટા–રાજકોટ. રૂ. ૧૧–૦–૦ શ્રીમતી બાઈ કુંવરબાઈ એરચશાહ હાયવાય–મુંબઈ. કાર્તિકી પૂર્ણિમાની ભેટના. રૂ. ૧૦–૦–૦ શ્રી. ડૉ. પીરોજશાહ એરચશાહ હાયવાય–મુંબઈ. રૂ. ૧૬–૦–૦ ડૉ. પીરોજશાહ એરચશાહ હાયવાયને ત્યાં ગત કાર્તિકી પૂર્ણિમાના દિવસે પૂજ્યપાદશ્રીનું મહાપૂજન થતાં શ્રી. જમશેદજી પેસ્તનજી ગોળવાળા તથા શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત આદિ બંધુઓ તરફથી ભેટના. રૂ. ૧૧–૧૧–૪ શ્રી. શેઠ સીતારામ દામોદરદાસ–મુંબઈ. રૂ. ૩૩–૧૧–૩ એક ભક્ત–મુંબઈ. રૂ. ૧૬–૯–૬ શ્રીપોરબંદર–આનંદાશ્રમમાં ગત આષાઢ માસથી આશ્વિન સુધીની પૂજનભેટના. હા. શાસ્ત્રીજી વિશ્વનાથ માધવજી. રૂ. ૫૧–૯–૩ મુંબઈમાં ગત શ્રીનાથજયંતી મહોત્સવના દિવસે પૂજ્યપાદશ્રીનું મહાપૂજન થતાં ત્યાંના ગુરુબંધુઓ તરફથી ભેટના. હા. શ્રી. શેઠ દામોદરદાસ માધવજીભાઈ. રૂ. ૨૦–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી.

**ભોજન અને થાળ**—આ માસમાં, નીચેના ગુરુબંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવનસેવામાં થાળ ધરાવેવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ-વિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજનો આપવામાં આવ્યાં હતાં.—

રૂા. ૧૦-૦-૦ શ્રીકરાંચી-આનંદાશ્રમમુમુક્ષુમંડળના સાધકો તરફથી વિદ્યાર્થીઓને ભોજન. રૂા ૫-૦-૦ શ્રી ડા. ભવાનભાઇ ભીખાભાઇ-ભાવનગર-વિદ્યાર્થીઓને ભોજનનિમિત્તે. રૂા. ૧૩-૦-૦ શ્રીમતી બહેન કુલકુંવર બહેન-મુંબઇ. રૂા ૭૦-૮-૩ શ્રી. પરમાણંદ પુરુષોત્તમ-કરાંચી કાર્તિક વદિ ૬ના દિવસે સાધકો, મહેમાનો, તથા આનંદાશ્રમવાસી આદિ સૌને મિષ્ટાન્ન ભોજનના. રૂા. ૧૩-૦-૦ એક ભક્તજન રૂા. ૧૦-૦-૦ શ્રી નંદલાલ મણિશંકર પંડ્યા-ભાવનગર. રૂા ૪-૪-૦ શ્રી ચતુર્ભુજ કાનિદાસ-મુંબઇ (૧૦ બ્રાહ્મણના ભોજનના.)

ઉપરાંત નીચેના ગુરુબંધુઓ તરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામા થાળ ધરાવવામાં આવ્યા હતા —

રૂા ૨૫-૪-૦ મુંબઇનિવાસી શ્રી ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકોર તરફથી કાર્તિક માસમાં નિત્ય પૂજ્યપાદશ્રીને મિષ્ટાન્ન થાળ અખંડ દીપક તથા દૂધ ધરવામાટે રૂા ૧-૪-૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર રૂા. ૧-૪-૦ શ્રી. પુરુષોત્તમ ભીમજી-કેશોદ. રૂા ૧-૪-૦ શ્રી. લક્ષ્મણ વ્રજલાલ-દહેણુ રૂા. ૩-૧૨-૦ શ્રી માવજી દેવશી-મોગદેવળીયા. (ત્રણથાળ) રૂા. ૧-૪-૦ શ્રી. લક્ષ્મીશંકર રઘુરામ-અમરેલી રૂા ૧-૪-૦ શ્રી હરજી ટીંડા-જૂનાગઢ. રૂા ૧-૪-૦ શ્રી. પ્રાગજી દેવજી-કરાંચી રૂા. ૧-૪-૦ શ્રી કરશનદાસ શ્યામજી-કરાંચી રૂા ૧-૪-૦ શ્રીમતી બહેન સાકરબાઇ-કરાંચી રૂા ૧-૪-૦ શ્રી. ભગવાનજી મોરારજી હા સંતોકબહેન-જામનગર રૂા ૧-૪-૦ શ્રી દુર્લભભાઇ વલભભાઇ-નવસારી. રૂા ૧-૪-૦ શ્રી. મૂળજીભાઇ તુલસીભાઇ પટેલ-દીવા રૂા ૧-૪-૦ શ્રી ગોરધન જેરામ મિસ્ત્રી-જામસલાયા ૧-૪-૦ શાસ્ત્રી દનારામ મૂળજી-આનંદાશ્રમ ૧-૪-૦ શ્રી મૂળશંકર ઇશ્વરજી-કુતિયાણા રૂા ૧-૪-૦ શ્રી અમૃતલાલ પરમાણંદ-દામનગર રૂા ૨-૦-૦ ગ સ્વ. જડીબહેન તે સદ્ગત ગૌરીશંકરભાઇનાં ધર્મપત્ની-જોરાવરનગર (સાંજે મેવો ધરવા નિમિત્તે) રૂા ૨-૦-૦ શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી-જોરાવરનગર. (૨ થાળ). રૂા. ૨-૮-૦ શ્રી મણિશંકર કરશનજી તથા શ્રી મન્વતરાય કરસનજી ઓઝા-વાંકાનેર (૨ થાળ)

સિવાય નીચેની રકમો અખંડદીપકમાટે આવેલ છે:—

રૂા ૦-૮-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઇ રૂા ૦-૮-૦ દા ૩ગનાથસિંહ નથુસિંહ-બેંગલોર રૂા ૦-૫-૦ બહેન સતોકબાઇ રૂપશી-અમરેલી રૂા ૦-૪-૦ શ્રી. મોહનલાલ કાનજી-બધાળા રૂા ૦-૪-૦ બેન જમનાબાઇ ગંગારામ-બાંટવા-સાકર શ્રીફળના રૂા ૦-૪-૦ શ્રી. ઇશ્વરલાલ ધનેશ્વર-લીંબડી રૂા ૧-૪-૦ શ્રી મણિશંકર પ્રભાશંકર-ખભાત. રૂા ૦-૪-૦ શ્રી. પુરુષોત્તમ જીવા-સરસાઇ રૂા. ૦-૪-૬ શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા-વાંકાનેર.

રૂા. ૧-૪-૦ શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ-માંગરોળ તરફથી પ્રભુસેવામાં વસ્ત્ર ધરવા નિમિત્તે.

નીચેના ગૃહસ્થો તરફથી શ્રીદક્ષિણામૂર્તિ સનાતન ધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓને દૂધ પાવામાં આવ્યું હતું —રૂા ૨ ૦-૦ શ્રી. દરજી હરજી રવજી-બાટવા. રૂા. ૩-૪-૦ ચિ અવંતીલાલના આત્મકલ્યાણાર્થે દૂધનિમિત્તે હા શ્રી કુરજી પ્રાગજી ભટ્ટ-માંગરોળ રૂા ૦-૧૦-૬ એક ભક્તજન તરફથી.

——:o:——

## શ્રીગુરુપૂર્ણિમાપ્રબોધ

( સંવત ૧૯૯૬ ની આષાઢી પૂર્ણિમા પ્રસંગે આપેલું વ્યાખ્યાન. )

[વ્યાખ્યાતાઃ—શ્રીદત્તચરણ જ્યોતિર્વિદ્ શાસ્ત્રી શિવલાલ બહેચરલાલ મહેતા.]

શ્રીમન્મહેશ્વરસ્વરૂપાસિન સદ્દગુરુના પૂજનનો ઉત્સવ ઉજવવા અને અમુકાંશે કૃતકૃત્યતા સાધવા આપણે આજે કૈલાસવત્ આનંદાશ્રમમાં એકત્રિત થયા છીએ. આજનો દિવસ સાર્વભૌમ ભારતવર્ષમાં ઘણાજ આદરભાવ અને ઉત્સાહથી ઉજવાય છે. આજનો દિવસ ગુરુપૂર્ણિમા નામે પ્રશસ્ત–સ્તુત્ય છે, આરાધ્ય છે, યજનીય છે. ગુરુનું પૂજન કરી માનવજીવનની સાર્થકતા સિદ્ધ કરવા, કૃતકૃત્યતા સાધવા આજની અણમોલી પલ છે. બ્રહ્માદિક દેવો પણ ગુરુપૂજન કરે છે, ત્યારે આપણે તો વિહિતજ હોય. ગુરુની મહત્તા કંઈ ઓછી નથી–અગાધ–અપાર અને અવર્ણનીય છે. બ્રહ્માંડમાં ગુરુનું સ્થાન સર્વલોકના શિરોભાગે સત્યલોક બ્રહ્મલોકમાં છે. પિંડાંડમાં શિરોભાગે મસ્તિષ્કમાં સહસ્રદલ કમલમાં છે. ગુરુવિના જ્ઞાન મળતું નથી, ગુરુવિના સિદ્ધિ નથી. ઈશ્વર પ્રસન્ન થાય તો સદ્દગુરુ મેળવી આપે છે, પણ ગુરુ પ્રસન્ન થાય તો ઈશ્વરને ઓળખાવે છે અને તે દ્વારા સિદ્ધિઓ અપાવે છે. ઈશ્વરને ઓળખાવનારજ ગુરુ છે. એથી ગુરુને બ્રહ્મા–વિષ્ણુ–મહેશ સ્વરૂપ કહેવાય છે. સંસારમાંથી તારનાર ગુરુ છે. ગુરુનાં ચરણરૂપી નૌકા છે, ગુરુકર્ણધાર છે. માયાપાશ–કર્મપાશથી બદ્ધ જીવોને મુક્ત કરાવનાર, પાપદોષથી મુક્ત કરાવનાર ગુરુ છે, અને આપણી માનવબુદ્ધિથી વૈખરી વાણીમાં કહીએ તો ઈશ્વરની સભામાં–કોર્ટમાં ગુરુ જીવોના બેરીસ્ટર છે. જગતના માયિક વકીલો નાણાં લઈને સાચાં ખોટાં કરીને રાજકોર્ટમાં કેસો જીતાવે છે કે હરાવે છે, પણ ગુરુ તો એક પણ પાઈ લીધા વિના માત્ર કેવલ જીવની શરણાગતિથીજ જીવોને મુક્ત કરાવે છે; કારણ કે ગુરુ તો કૃપાનિધાન છે, કરુણાના સાગર, કરુણાના આલય છે.

આ સ્તંભબ્રહ્મપર્યંત સર્વે જીવો પાશથી બદ્ધ પશુ છે, તેના સ્વામી પશુપતિ મહાદેવ છે, તે બ્રહ્માદિક દેવોના–બ્રહ્માંડભરના ગુરુ છે. "ॐ **नमः शिवाय गुरवे सच्चिदानंदमूर्त्तये।**" આ શ્રુતિ છે. જગદ્દગુરુ શંકર છે, તેના શિષ્ય વિષ્ણુ–તેના બ્રહ્મા, તેના વસિષ્ઠ, તેના શક્તિ–પારાશર–વ્યાસ–શુકદેવ–ગૌડપાદ–ગોવિંદાચાર્ય અને તેના શિષ્ય શ્રીશંકરાચાર્ય છે. જગદ્દગુરુનું બિરૂદ શાંકરપીઠના આચાર્યોનું છે. વર્તમાનમાં તો સૌને જગદ્દગુરુ થવાની મોહિનીનો ચેપ લાગ્યો છે. "જગદ્દગુરુ શંકર" એ સંબંધમાં મેં એક લેખ "ગુજરાતી" તા. ૨૦–૬–૩૭ ના અંકમાં લખ્યો હતો.

દીક્ષામંત્ર આપી શિષ્યપરંપરા વધારી વ્યાપાર જમાવી લેવો એ કંઈ ખરું કર્તવ્ય નથી, અને એવાઓ વેદાંતને વગોવે છે. અધુના એવા ઠેકેદારો ઘણા છે. કેવલ શાસ્ત્રજ્ઞ કે શબ્દાર્થજ્ઞ હોય તેનાથી શિષ્યનું કલ્યાણ થતું નથી. એવાઓ તો આપણા જેવાજ બદ્ધ મનુષ્ય છે, પણ જે ઉદારચરિત શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ હોય, શાસ્ત્રજ્ઞ અને બ્રહ્મજ્ઞ હોય, પોતે મુક્ત હોય, તેવાજ પુરુષ ગુરુ કહેવાય; અને તે શિષ્યોને પણ મુક્ત કરે.

જે ધર્મ માણસ માણસને ભાઈ ગણતાં શીખવવાને બદલે માણસ માણસને દુશ્મન બનાવે તે ધર્મજ નથી. ધર્મને નામે કે ઈશ્વરને નામે લડનારનો કદિ વિજય આ લોક કે પરલોકમાં પણ નથી. જે ધર્મોની જંજાળમાંથી છૂટો થઈને–સાંપ્રદાયિક વાડામાંથી મુક્ત થઈને જે પોતાના અંતરના અવાજને વફાદાર રહેશે તે પરમાત્માને માર્ગે છે, બીજા બધા કરોળિયાની માફક પોતે બાંધેલી જાળમાંજ ગુંચવાઈ જવાના.

પરંતુ આનંદની વાત તો આપણા આ આનંદાશ્રમમાં છે. આપણું આ આનંદાશ્રમ તો સાક્ષાત્ કૈલાસભુવનવતજ છે. સાચેજ ! આત્માનંદ–બ્રહ્માનંદના આલયરૂપ છે આપણા આનંદ-સ્વરૂપ ગુરુદેવે તો પ્રાચીન પ્રણાલિકાને ઉજ્જવળ કરી છે, આદર્શમયી બનાવી છે, પ્રાચીન સનાતનધર્મસંસ્કૃતિને સજીવન કરી છે, ચૈતન્યવંતી બનાવી છે, જીવનપ્રાણ અર્પ્યા છે, વૈદિક સંપત્તિને સંરક્ષી છે, ક્ષાણવંતી બનાવી છે. વિદ્યાલય સ્થાપ્યાં, ગ્રંથો રચ્યા, વિનામૂલ્યે આપવાનો પ્રબંધ કર્યો વિદ્યાર્થીઓને પોષણ અપાય છે, આ આદર્શ અન્ય આશ્રમધારીઓને આદરણીય અને અનુકરણીય છે. આ સંબંધમાં મેં "વિશ્વમંગલ" સં. ૧૯૯૩ ના આષાઢના અંકમાં "શ્રુતિસુધા" નામે લેખ લખ્યો હતો.

ગુરુ તો આપણા સદ્‌ગુરુ નાથ ભગવાન્ જેવાજ હોવા જોઇએ. તેઓશ્રી તો દયાના સાગર, કરુણાના આલય અને કૃપાનિધાન ( હતા, નહિ–પણ ) છે. સર્વજ્ઞ અને અંતર્યામી છે. શું વખાણું ? જે છે તેજ છે, આ તે ગુરુ તે ગુરુ. તેમને ભક્તિ પુરઃસર અંતરના હજારોવાર વારંવાર વંદન હો !

ગુરુપૂર્ણિમા આજના શુભદિને એટલે દક્ષિણાયન, આષાઢમાસ, શુક્લપક્ષ, પૂર્ણિમા, શુક્રવાર, ઉત્તરાષાઢા નક્ષત્ર, વિષ્કુંભયોગ, બવકરણ અને ધનના ચંદ્રમાથી યુક્ત પુનીત પર્વણીનો ઉત્સવ ઉજવવા આપણે એકત્રિત થયા છીએ. આજની પંચાંગશુદ્ધિનો બોધ આપણે ગ્રહણ કરવાનો છે.

દક્ષિણાયન–માં સૂર્ય દક્ષિણ ગોલાર્ધમાં રહે છે. બ્રહ્મલોક હમેશાં ઉત્તર તરફ મધ્યસ્થ રહે છે. સૂર્યમંડલ દક્ષિણ તરફ ખાંગું રહે છે, આ તે ભગવાન્‌નું શયન છે. આ વિષે "ચાતુર્માસ રહસ્ય" એ નામે પુસ્તકમાં મેં વિસ્તારથી વર્ણવ્યું છે.

મહેશ્વરની આનંદમય કલા **મૃત્યુંજય** સ્વરૂપે ઉપાસ્ય છે. બીજી વિજ્ઞાનમય કલાની **दक्षिणामूर्ति** નામથી ઉપાસના પ્રસિદ્ધ છે. વિજ્ઞાન બુદ્ધિનું નામ છે. તેનું ઘનરૂપ સૂર્યમંડલ છે સૂર્યમંડલમાંથી વિજ્ઞાન સૌર જગત્‌નાં સર્વ પ્રાણીઓને પ્રાપ્ત થાય છે. એથીજ '**धियो यो नः प्रचोदयात्** ।' આ ગાયત્રી મંત્રથી સૂર્યમંડલસ્થ નારાયણ પુરુષની ઉપાસના વિજ્ઞાન પ્રાપ્તિના મુખ્ય લક્ષરૂપ છે. સૂર્ય સૌર જગત્‌ના કેંદ્રમાં સ્થિત છે. વૃત્ત એટલે મંડલમાં કેંદ્ર સર્વથી ઉત્તમ મનાય છે, આ વૃત્તની પરિભાષા છે. એથી વિજ્ઞાન ઉત્તરથી દક્ષિણ તરફ આવે છે, એ સિદ્ધ છે. એ કારણથી વિજ્ઞાનમય મૂર્તિ **दक्षिणामूर्ति** કહેવાય છે દક્ષિણા એટલે બુદ્ધિ, દક્ષિણારૂપે બુદ્ધિ કહેવાય છે. બુદ્ધિ જે પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરવામાં મુખ અર્થાત્ સાધનભૂત છે. તે દક્ષિણામુખ કહેવાય છે. આ પ્રમાણે દક્ષિણામૂર્ત્યુપનિષદ્‌માં કથન છે. મૃત્યું-જય મૂર્તિ અને દક્ષિણામૂર્તિ બંને પ્રકાશપ્રધાન હોવાથી શ્વેતવર્ણી કહેવાય છે. દક્ષિણામૂર્તિ ભગવાન્ આપણા નાથગુરુદેવને સાક્ષાત્ થઇ પ્રસન્ન થયેલા અને વરદાનની અમીવૃષ્ટિ કરી છે. ગુરુદેવ દક્ષિણામૂર્તિના કલાવતાર છે. આપણે ઉત્તરના વામી મટી દક્ષિણાવર્તી થવું જોઇએ, એટલે કે શ્રીમન્મહેશ્વરસ્વરૂપ દક્ષિણામૂર્તિરૂપ ગુરુદેવના ધ્યાન–સ્મરણમાં સદા રત રહી તેઓશ્રીનાં ઉપદેશવચનાનુસાર વર્તન રાખી માનવજીવનની સાર્થકતા સાધી લેવી એ ઉદ્દેશ છે.

આષાઢ માસ–વર્ષાની શરૂઆત આષાઢથી થાય છે, ધાન્ય વવાય છે. '**इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते**' । ભગવાને આપણા શરીરને ગીતા (૧૩–૨)માં ક્ષેત્ર કહ્યું છે. સદાચરણરૂપી ક્ષેત્રને ફલરૂપ તૈયાર કરી ઉપાસનાના બળે કરીને હૃદયાકાશમાંથી દ્રવતી અમૃતની અમી વર્ષાથી પુણ્યકર્મોનાં બીજો વાવવાં જોઇએ, અને પોષવાં જોઇએ વેદમાં આષાઢને

ક્રતુ કહ્યો છે. ક્રતુ એટલે યાગરૂપ અર્થાત્ ચાતુર્માસ્યાદિ યાગનાં પ્રાચુર્યથી આષાઢને ક્રતુ કહ્યો છે, ચાતુર્માસ્ય ઇષ્ટિનો પ્રારંભ થાય છે. આથી સંવત્સરનો પ્રારંભ આષાઢથી ગણાય છે. ઐતરેય બ્રાહ્મણ અને તૈત્તિરીય સંહિતામાં આને **गवां अयनम्** કહેલ છે. તેમ **आदित्यानाम् अयनम् अंगिरसाम् अयनम्** અને **उत्सर्गिनां अयनम्** પણ કહે છે. ગવાં અયનને દસ માસનો સંવત્સર ગણ્યો છે. આપણે હાલારી સંવત કહીએ છીએ, અર્થાત્ આષાઢી વર્ષ કહેવાય છે.

કવિ કાલિદાસે મેઘદૂતમાં **"आषाढस्य प्रथम दिवसे मेघमाश्लिष्ट सानुं।'** વિગેરે કહી આષાઢ માસને અમર કર્યો છે.

આષાઢથી ચાતુર્માસનો આરંભ થાય છે. ચાતુર્માસ્ય વ્રત–તપ–નિયમો આદરાય છે. ચાતુર્માસ્ય ઇષ્ટિનો પ્રારંભ થાય છે. આ ઇષ્ટિ વિષે ઐતરેય અને ગોપથ બ્રાહ્મણ ગ્રંથોમાં ઉલ્લેખ વિસ્તારથી આપ્યો છે.

સૃષ્ટિના આરંભમાં દેવોએ માનસ યજ્ઞ આદરેલો તેમાં વસંતને આજ્ય, ગ્રીષ્મને ઇધ્મ અને શરદને હવિઃ કર્યા. અમૃતભૂત સ્વયંપ્રકાશ સ્વરૂપ આત્મપુરુષવડે આત્મયજ્ઞનો વિસ્તાર કરવા યોગીઓ વસંત સ્થાને સત્ત્વગુણરૂપ આજ્ય–ઘી, ગ્રીષ્મસ્થાને રજોરૂપ ઇંધન અને શરદરૂપે તમોગુણરૂપ હવિષ્ આત્મયજ્ઞમાં હોમીને નિર્વિકલ્પ સમાધિરૂપ બ્રહ્મરૂપ યજ્ઞનો–બ્રહ્મયજ્ઞનો વિસ્તાર કરે છે. નારાયણ ઉપનિષદમાં આત્મયજ્ઞમાં તપરૂપ અગ્નિમાં કામરૂપ આજ્ય, મન્યુ એટલે ક્રોધરૂપ પશુ, શરીરરૂપ ઇંધન હોમવાનું નિરૂપણ કર્યું છે. આજ પ્રકારે ગર્ભોપનિષદમાં કથન છે. અધ્યાત્મયજ્ઞનું જ્ઞાનગંગામાં અવગાહન કરવું તે આત્મયજ્ઞનું અવભૃથ સ્નાન છે. ચાતુર્માસમાં વ્રત–તપ–પૂર્વક ઇષ્ટભક્તિ કરતા રહી બ્રહ્મયજ્ઞનો વિસ્તાર કરી યજ્ઞનારાયણના પરમપદ પ્રાપ્ત્યર્થે જ્ઞાનગંગામાં અવગાહન કરતા રહેવું એ આષાઢ માસનો બોધ છે.

શુક્લપક્ષમાં ચંદ્ર વૃદ્ધિગત થતો જાય છે, અને પૂર્ણિમાને દિને પોતાની પૂર્ણ કલામાં આવી વસે છે. બ્રહ્મ શુક્લ છે. ચંદ્ર જીવ છે. જીવાત્માએ પોતાની પૂર્ણ ષોડશકલા સંપન્ન બનવા અર્થાત્ શિવસ્વરૂપ બનવા બ્રહ્મપક્ષ–શુક્લપક્ષનું અનુસરણ કરવું જોઇએ. એટલે કે શુક્લ કર્મો કરતા બ્રહ્માનુરાગી બનવું.

બ્રહ્મ નિર્મલ, નિષ્કલ, અને શુદ્ધ–શુક્લ છે, એટલે કે, **'हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलं तच्छु ' ज्योतिषां ज्योतिः'** (મુંડક ૨–૨–૯) તે હૃદયાકાશમાં બુદ્ધિ ગુહાના અંતસ્તમ ઘુમટમાં એટલે ચિદાકાશમાં પરમેશ્વર વાસ કરીને રહ્યા છે. (તૈ. ઉ. બ્રહ્માનંદવલ્લી. ૧) તે શુક્લ બ્રહ્મને ઓળખવા એ શુક્લપક્ષનો બોધ છે.

પૂર્ણિમા—ને દિને ચંદ્ર પોતાની પૂર્ણ ષોડશ કલાથી પ્રકાશે છે. ષોડશકલા સંપન્ન બ્રહ્મ છે જેને ષોડશી પુરુષ કહ્યા છે. છાંદોગ્ય અને કૌષીતકિ શ્રુતિ ષોડશી બ્રહ્મપુરુષનું નિરૂપણ કરે છે. ચંદ્રમા મનના અધિષ્ઠાતા છે. પૂર્ણિમાના પૂર્ણ ચંદ્રસમું પ્રકાશિત–પ્રફુલ્લિત મન રાખવું, એટલે કે, મનને શિવસંકલ્પવાળું બનાવવું જોઇએ.

પૂર્ણિમા તિથિજ કોઇ અજબ ચમત્કૃતિવાળી છે, જ્યોતિષની માસગણના બ્રહ્મપક્ષીય પુનેમિયા મહિનાથી થાય છે. સંવત્સર પુરુષના મહિમા મંડલમાં દરેક માસની પૂર્ણિમાઓ વ્રતરૂપે કોઇ અજબ પ્રભાવ પ્રકટાવી સંવત્સર પુરુષનો મહિમા વધારે છે. સંવત્સર પ્રજાપતિ છે એમ પ્રશ્નોપનિષદની શ્રુતિ કહે છે અને એ સંવત્સર પુરુષ સૂર્યભગવાન્ છે એવું તાંડ્ય બ્રાહ્મણ અને તૈત્તિરીય આરણ્યક શ્રુતિ કહે છે.

અષાઢની પૂર્ણિમાએ ભગવાનનો વ્યાસાવતાર થયો, અને ગુરુસ્થાને રહી વેદ જ્ઞાન વિસ્તાર્યું. આષાઢી પૂર્ણિમા ગુરુપૂર્ણિમા કહેવાય છે.

શ્રાવણની પૂર્ણિમા–દ્વિજ સંસ્કારની ઉદ્‌ઘાટન તિથિ છે. બ્રાહ્મણોની મોટી પવિત્ર પર્વણી છે. તે શ્રાવણી કહેવાય છે કાલાતિક્રમણ એટલે અરિષ્ટની શાંતિ અર્થે અને ચિરંજીવિત્વ–દીર્ધાયુ ભાવની પ્રાપ્તિ અર્થે રક્ષાબંધન થાય છે ભગવાને હયગ્રીવ અવતાર ધારણ કરી વેદોનો ઉદ્ધાર કર્યો. સમુદ્રનું પુજન થાય છે, સમુદ્ર માર્ગ ખુલો થાય છે, નાળાયેરી પુનેમ કહેવાય છે.

ભાદ્રપદની પૂર્ણિમાએ ઉમામહેશ્વરનું વ્રત થાય છે. પૌષ્ટપદી પૂર્ણિમા કહેવાય છે. શ્રાદ્ધપક્ષનો પ્રારંભ થાય છે.

આશ્વિન પૂર્ણિમા માણેકઠારી શરદ્‌પુનેમ કહેવાય છે. ભગવાને રાસમંડલ રચી રાસ રમી પોતાનું 'रसो वै सः' રસસ્વરૂપ બતાવ્યું. દેવોને અમૃત પાયું આથી તે રાત્રિએ અમૃત ઝરે છે અને તેથી છાપરે સાકર અને રૂ મૂકાય છે.

કાર્તિકી પૂર્ણિમાએ મહાદેવે ત્રિપુરાસુરનો નાશ કર્યો તેથી ત્રિપુરીપૂર્ણિમા કહેવાય છે, અને દેવોએ ઉત્સવ ઉજવ્યો તે દેવદિવાળી કહેવાય છે. દેવોએ મહાદેવનું ગુરુસ્થાને પૂજન કર્યું એથી ગુરુપૂર્ણિમા પણ કહે છે.

માર્ગશીર્ષ પૂર્ણિમાએ ત્રિમૂર્તિ સ્વરૂપ સદ્‌ગુરુ ભગવાન શ્રીદત્તાત્રેય પ્રકટ્યા. શ્રીદત્તપૂર્ણિમા–શ્રીદત્તજયંતી નામે પ્રસિદ્ધ છે, અને નાથ જગત્‌જનોના કલ્યાણઅર્થે સર્વત્ર વિચરે છે, પ્રત્યક્ષ છે.

પોષની પૂર્ણિમાએ જગત્‌જનની શ્રીઅંબાજી માતા પ્રગટ્યાં. માતાજીનો જન્મોત્સવ ઉજવાય છે.

માઘની પૂનમે–માઘસ્નાનનો ઉત્સવ ઉજવાય છે, આ તિથિએ સર્વ જલાશયોમાં ત્રિવેણીનો આવિર્ભાવ થાય છે, સર્વ પવિત્ર તીર્થોનું સાનિધ્ય જલાશયોમાં રહે છે.

ફાલ્ગુની પૂર્ણિમા હુતાશની નામે પ્રસિદ્ધ છે. મહાદેવે કામદેવનું દહન કર્યું. કામદહન પૂર્ણિમા કહેવાય છે. ભગવાને પ્રહ્લાદજીનું રક્ષણ કર્યું વસંતોત્સવ દોલોત્સવ ઉજવાય છે. પ્રભુ હોળી ખેલ્યા હતા.

ચૈત્રીપૂનમે હનુમાનજી અવતર્યા. નરસિંહમહેતાને રાસલીલાનાં દર્શન થયાં.

વૈશાખની પૂનમે ભગવાનનો કૂર્માવતાર થયો બૌદ્ધોની માન્યતાએ બૌદ્ધજયંતી ગણાય છે.

જ્યેષ્ઠની પૂર્ણિમા વટસાવિત્રી વ્રત તરીકે પ્રસિદ્ધ છે. વટપૂર્ણિમા કહેવાય છે.

સત્યવાનને દીર્ઘાયુ પ્રાપ્ત થયુ સાવિત્રી સતી કહેવાયાં

આ પ્રમાણે પૂર્ણિમા તિથિ પૂજ્ય આરાધ્ય અને પ્રસિદ્ધ છે. આપણે પૂર્ણ કલા સપન્ન બનવું જોઇએ એ બોધ છે.

શુક્રવાર–ના અધિષ્ઠાતા સ્વામી શુક્રાચાર્ય છે તેણે શિવોપાસનથી અમૃત સંજીવિની વિદ્યા મેળવી હતી તેઓ નીતિશાસ્ત્ર વિશારદ હતા. શિવના અનુગ્રહથી શુક્ર નભમંડળમાં પ્રકાશિત ગ્રહ–મંડલરૂપે સ્થિત થયા છે. વૈદિક વિજ્ઞાન અનુસાર બ્રહ્માંડમાં ૩૩ થી ૪૮ મા સ્તોમપર્યન્ત સ્વાયંભુવ વાક્‌ નામક છઠ્ઠો શુક્રસ્તર છે. તેને ભાર્ગવ પ્રાણ કહેવાય છે, આ ભાર્ગવપ્રાણ શિવ સ્વરૂપ છે तदेव शुक्रं तद् ब्रह्म तदेवामृतमुच्यते। શુક્રસ્તર ભાર્ગવ પ્રાણ શિવરૂપ બ્રહ્મરૂપ અને અમૃતરૂપ છે આમ કાઠ શ્રુતિ અને શ્વેતાશ્વતર શ્રુતિ કહે છે. આપણા પિંડ દેહમાં જાઠરાગ્નિ રહેલો છે તે શરીરને બાળી નાંખે પણ સાથે સાથે પિંડમાં આ શુક્રસ્તર ભાર્ગવપ્રાણ વીર્યરસરૂપે રહેલ છે. એ શિવરૂપે રહી શરીરને જાઠરાગ્નિથી બળવા ન દેતાં

શરીરનું રક્ષણ કરે છે. આમ ગોપથ બ્રાહ્મણની શ્રુતિ કહે છે. આ તેની મૃતસંજીવિની વિદ્યા છે. જેનામાં આ ભાર્ગવપ્રાણ શિવરૂપે–રસરૂપે વિશેષ ઉદ્દીપન રહે છે તેવા ઉર્ધ્વરેતસો ઓજસ્વી અને તેજસ્વી પ્રતિભાસંપન્ન બને છે, અને જેનામાં અલ્પ પ્રમાણમાં હોય છે અર્થાત્ ક્ષત થયેલો હોય છે તેવાઓ ક્ષયને પામે છે. ક્ષયાદિ રોગ રસની ક્ષતિના પરિણામરૂપ છે. બ્રહ્માંડે પણ શિવનિંદકોનો પ્રજાતંતુ–વંશ ક્ષયને પામે છે, માટે દરેક સાધકે શિવોપાસનથી મહામૃત્યુંજય મહેશ્વરની અમૃતસંજીવિની વિદ્યા મેળવી અમૃતરૂપ થવા મથવું જોઇએ. સતીએ આ વિદ્યાકલા સાધી ઉમારૂપે નવીન દેહ પ્રકટાવી શિવયોગ સાધ્યો હતો. આ અમૃતસંજીવિની કલા ચંદ્ર પણ જાણે છે. અમાવાસ્યા પછી દ્વિતીયાને દિને નવું ભુવન રચે છે. ચંદ્રમા પણ જગદ્વંદ્ય થયા. ચ્યવન આદિ મહર્ષિઓએ પણ આ કલા જાણી. અગસ્ત્ય અને લોપામુદ્રાએ પણ જાણી. વિશ્વામિત્રે પણ જાણી. એકજ દેહમાં જાત્યંતર પરિણામ પ્રકટાવી મહર્ષિ થયા. ન જાણી ન સમજ્યા તેઓ ખંડ જીવનવાળા જન્મમરણવાળા રહ્યા. આપણે એ સંજીવિની વિદ્યા કલાને જાણી–સાધીને અખંડ જીવનવાળા બનવું એ બોધ છે.

ઉત્તરાષાઢા નક્ષત્રના ત્રણ તારા છે. તે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ સ્વરૂપ છે. તે ત્રિમૂર્તિસ્વરૂપ સદ્‌ગુરુનું વા અત્રિનંદન દત્તાત્રેયનું ભજન-આરાધન કરવાનું પ્રબોધે છે.

વિષ્કુંભયોગ–અમર યોગીન્દ્ર રાજર્ષિપ્રવર ભર્તૃહરિએ કહેલું છે કે, '**किं संसार विषमयः किं अमृतमयः।**' આ સંસાર વિષમય છે કે અમૃતમય છે? વેદમાં માયાને વિષ કહેલ છે. સંસાર માયારૂપ વિષમય છે. સમુદ્રમંથનમાંથી વિષ નીકળ્યું. તે ત્રિલોકીના હિતાર્થે શિવજી પાન કરી ગયા. કરૂણાનિધાન આશુતોષ શંકરનું શરણ ગ્રહણ કરવામાં આવે તો એ ભક્તવત્સલ જરૂર આ સંસારસમુદ્રને ઉપજાવનારા માયાવિષનું પાન કરી ભક્તને અમૃતરૂપ બનાવે છે. અર્થાત્ મહેશ્વરસ્વરૂપ ગુરૂ પણ જીવને સંસારમાયાથી નિર્મુક્ત કરે છે. ભગવાન્ શંકર કહે છે કે, જે કોઇ મારી ભક્તિ કરે છે તેને '**विलं विष्यामि मायया**' (અથર્વણ ૧૯/૧૮/૧) વ્યષ્ટિ દેહધારી જીવને હું માયાથી મુક્ત કરું છું અને માયાથી રહિત મારું શિવસ્વરૂપ આપું છું. કેવો ઉદાત્ત ભાવ છે! શ્રુતિ કહે છે કે, **तस्याभिध्यानात विश्वमायानिवृत्तिः** (શ્વે. ૧/૧૦) મહેશ્વરના અભેદ સ્વરૂપના ધ્યાનાર્ચનથી સર્વ માયા–વિષ–જાલની નિવૃત્તિ થાય છે. હિરણ્યયોગ કરતાં માહેશ્વર યોગમાં પ્રાતિભ દર્શન સરલ રીતે વહેલું થાય છે. માટે શાંભવયોગથી પરમાત્મા સાથેનું સામરસ્ય–સમરસપણું સાધવું એ યોગનો બોધ છે.

બવકરણ:—**व**-વરુણ, કલશ, હલ, વૃક્ષ:સ્થળ **व**-વરિષ્ટ, વરેણ્ય, જેના વૃક્ષ:સ્થાને ઉમાજી વિરાજિત છે અને જે અમૃતના કુંભથી સોમધારા વર્ષાવતા અભિસિંચન કરતા એવા મહામૃત્યુંજય ત્ર્યંબક મહાદેવનું ઉપાસન કરવાનું વરેણ્ય પ્રબોધન સૂચવે છે.

ધનનો ચંદ્ર—ચંદ્ર ધનરાશિમાં સ્થિતિ કરી રહેલ છે. ચંદ્ર જીવ છે. મનનો સ્વામી છે. ધ એટલે મન ન-એટલે તરણિ–સૂર્ય, જ્ઞાનેચ્છુ સાધકે મહામંત્ર ગાયત્રીમંત્રથી પોતાના મનને સૂર્યના ધ્યાનમાં લીન કરવું.

ધનરાશિનો આકાર ધનુષ જેવો છે. મુંડક ઉપનિષદ્ (૨–૨–૩–૪) ની શ્રુતિ પ્રણવને ધનુ કહી પ્રબોધે છે કે–'**प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्मतल्लक्ष्यमेव च।**' પ્રણવરૂપી ધનુષ, અને આત્માને શર કહેલ છે, અને એથી દેહીના સ્થાન દેહને શરીર કહેવાય છે. બ્રહ્મ લક્ષ્ય છે. પ્રણવરૂપ મહાન્ અસ્ત્ર ધનુષને લઇ ઉપાસનાથી તીક્ષ્ણ અર્થાત્ અગ્ર-સૂક્ષ્મ બુદ્ધિ–

વિચાર-જ્ઞાનથી તીક્ષ્ણ તીરને તે ધનુષ્ ઉપર મૂકી મનરૂપી ચંદે કરી આકર્ષણ કરી અંત:કરણને તેના વિષયમાંથી નિવૃત્ત કરી અપ્રમત્ત ચિત્તવડે લક્ષ્યરૂપ એવા બ્રહ્મમાં ધીર પુરુષે યોજવું.

धनुस्तु प्रणवो ज्ञेयो मनस्तत्र शरो भवेत् ।
सावधानेन भेत्तव्यं ब्रह्मलक्ष्यमभिन्नकम् ॥

યોગાનંદ ગીતા. ૧૬।૧૨

પ્રણવ ધનુ, મનરૂપી, શર, મુમુક્ષુ સાવધાન થઈ બ્રહ્મરૂપ લક્ષ્યને વીંધવું. લક્ષ્ય બ્રહ્મનું વિંધન-વેધ થયા પછી શરની માફક લક્ષ્યમા તન્મય થવું જોઇએ. અપ્રમત્ત એટલે બાહ્ય વિષયોપલબ્ધિથી રહિત તેમજ તૃષ્ણાવાળા પ્રમાદથી રહિત તથા વિરક્ત એવા એકાગ્ર ચિત્તવડે ધ્યાન કરવું આમ થવાથી દેહાભિમાનથી રહિત થઈ અક્ષરૈકાત્મ્યભાવને પમાશે

શ્રીસદ્ગુરુદેવનું ધ્યાનસ્મરણ કરતા રહી તેઓશ્રીનાં બોધવચનોનું મનન આચરણ કરતા રહી કૃતકૃતા સાધી પરમાત્મચિંતનમાં સુપ્રસન્ન રહેશો એજ શુભેચ્છા છે. इति शिवोम् ।

सर्वेऽत्रा सुखिनः सन्तु सर्वे सन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःख माप्नुयात् ॥

———[०]———

## परचुरणभेट

ગત કાર્તિક વદિ ૦)) અમાસ સુધીમાં પૂજ્યપાદ કૃપાનાથનાં દર્શનસત્સગાર્થે આવેલાં ગુરુબંધુઓ તથા બહેનો તરફથી તથા મનીઓર્ડરદ્વારા પરચુરણ ભેટ આવેલી છે:—

નૂતનવર્ષના દિવસે પ્રભુશ્રીનું પૂજન થતા નીચે પ્રમાણે ભેટ આવેલી છે.—

રૂા. આ. પા.
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજી-બીલખા
૧-૦-૦ ,, અંબાશકરભાઇશંકર-જોરાવરનગર
૧-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી-જૂનાગઢ
૧-૦-૦ ,, જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર
૧-૦-૦ ,, કરણસિંહજી લાલસિંહજી-જૂનાગઢ
૦-૪-૦ ,, નાનાલાલ જીવનભાઈ-બીલખા
૧-૦-૦ ચિ શશિકુમાર દયાળસિંહ-જૂનાગઢ
૦-૪-૦ બ્રહ્મચારી બ્રહ્મપ્રકાશજી-આનંદાશ્રમ
૦-૪-૦ શ્રી. અંબાશકર નાનજી જોશી ,,
૦-૨-૦ પંડિત રઘુનંદન ઝા. ,,
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી ,,
૦-૪-૦ શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે ,,
૧-૦-૦ બેનશ્રી સુખજીબા-બીલખા
૦-૨-૦ શ્રી ગોવિંદ ભુગ ,,
૧-૦-૦ બેન મણિબેન-જોરાવરનગર
૦-૮-૦ બેન સંતોકબાઈ : બીલખા
૦-૨-૦ બહેન જયાકુવર જીવરામ બીલખા
૦-૧-૦ ,, અમૃતબેન રામજી ,,
૧-૦-૦ શ્રી. ઓધવજી વાઘજી ,,
૧-૦-૦ બહેનશ્રી ગધાબાઈ ભગુભાઈ ,,
૦-૮-૩ ,, કસ્તુરબાઈ જયશકર ,,
૦-૮-૦ શ્રી. કાનજી કરસનજી ,,
૧-૦-૦ ,, મૂળશંકર કાનજી ,,
૧-૦-૦ ,, અંબાશકર ભાઈશંકર-જોરાવરનગર
૦-૪-૦ બહેન મણિબેન ,,
૨-૦-૦ બાશ્રી જાનબાઈમા-ખડખડ
૦-૮-૦ બહેનશ્રી અમુલાબેન-બીલખા

———*———

૧-૦-૦ ડૉ. છત્રપતિનાં માતુશ્રી-જૂનાગઢ
૧-૦-૦ ધાધલ જીવાભાઈ કાંથડભાઈ-બીલખા
૨-૦-૦ બહેનશ્રી નાની બહેન ગજ્જર-સુરત
૨-૦-૦ ,, પાર્વતીબહેન નાથુભાઈ ,,
૨-૦-૦ શ્રી. હરિવલ્લભ નાગેશ્વર ,,
૧-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૫-૦-૦ ,, રવજી દેવજી ગાંધી-જામનગર

૬–૮–૦ શ્રી. કેવળચંદ કાનજી પારેખ–ગોંડલ
૧–૪–૦ ,, લાલજી ઓધવજી તથા તેમનાં પત્ની–ખીલખા
૦–૪–૦ ,, જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર
૦–૪–૦ બહેન સંતોકબાઈ
૨–૮–૦ શ્રી. શંકરલાલ રામસ્વરૂપ–બાંટવા
૦–૮–૦ ,, કરસનજી પ્રાણજીવન તથા તેમનાં પત્ની ડાહીબેન–વાંકાનેર
૧–૦–૦ ,, ઈશ્વરલાલ પોપટલાલ–જૂનાગઢ
૧–૦–૦ ,, ચિમનલાલ નરોત્તમદાસ ,,
૧–૦–૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા
૧–૦–૦ રા.સા. મહાશંકર છ. રાવળ–ભાવનગર
૦–૪–૦ બહેન ડાહીબાઈ પ્રાગજી–વાંકાનેર
૦–૮–૦ શ્રી. રામજી જીુઠાભાઈ–કોલકી
૧–૦–૦ પ્ર. કેશવશર્મા–ઉપલેટા
૧–૦–૦ શ્રી. કાલિદાસ ધરમશી–કોલકી
૧-૧૨-૦ ,, મણિશંકર ત્રિ. ભટ્ટ ને તેનું કુટુંબ–સુરત
૩–૦–૦ ,, ગોપાળભાઈ નરશીભાઈ–દીવા
૦–૫–૦ ,, રતનશી લલ્લુભાઈ–ઉમરાળા
૧–૦–૦ ,, મૂળજીભાઈ તુળસીભાઈ–દીવા
૧–૦–૦ ,, દુર્લભ વલ્લભ–નવસારી
૦–૮–૦ ,, મ. ત્રિ ભટ્ટ–સુરત
૧–૪–૦ એકભક્ત (તુલસી વિવાહ નિમિત્તે)
૧–૦–૦ શ્રી. પોપટલાલ તારાચંદ–જૂનાગઢ
૦–૪–૦ ,, ગોરધન જેરામ–જામસલાયા
૧–૦–૦ ,, આણંદલાલ ગોવિંદજી–પોરબંદર
૦–૮–૦ બહેન સારીબાઈ ,,
૦–૪–૦ શ્રી. લાલજી ડાલાભાઈ ,,
૦–૪–૦ બહેન વહુબાઈ ગોવિંદજી ,,
૫–૦–૦ ,, રંભાબહેન હરજીવન–રાજકોટ
૧–૦–૦ ,, મણિબાઈ રણછોડરાય ,,
૦–૮–૦ ,, દોલતબહેન ,,
૦–૮–૦ ,, પ્રભાબહેન ,,
૧–૦–૦ શ્રી. માણેકલાલ જીવણરામ–ભાવનગર
૦–૪–૦ ,, શામજી રણછોડ–કુંતિયાણા
૦–૮–૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ–ગોધરા

૧–૦–૦ પૂ. શાસ્ત્રીજી ચંદ્રશંકર રણછોડભાઈ ગોધરા
૦–૪–૦ ચિ. શિરીશરાય ઇંદુરાય–પાટણ
૦–૮–૦ શ્રી. વસંતરાય છબીલારામ–પાટણ
૦–૮–૦ ,, રાજેંદ્રરાય વસંતરાય ,,
૨–૦–૦ ,, પ્રેમજી જીુઠાભાઈ–ખેડી
૫–૪–૦ ,, મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ ને તેમનું કુટુંબ–માંગરોળ
૦–૮–૦ ,, પુરુષોત્તમ કાનજી
૦–૮–૦ ,, લાલજી ઝીણાભાઈ
૦–૮–૦ ,, વામનરાય જટાશંકર-પાટણ
૦–૪–૦ ,, દ્વારકાદાસ ભગવાનલાલ–બાંટવા
૦–૮–૦ ,, અરજણ કરમણ–મુંબઈ

ગત કાર્તિક સુદિ ૧૪ ના દિવસે ખીલખા ગામમાં રૌપ્યમંદિરમાંથી પૂજ્યપાદશ્રીની સ્વારી પધારતાં નીચે પ્રમાણે ભેટ આવેલી છેઃ—

૧–૦–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા
૧–૦–૦ ,, દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર જૂનાગઢ
૫–૪–૦ ,, રવજી દેવજી ગાંધી–જામનગર
૫–૦–૦ નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ–ખીલખા
૧–૦–૦ વનિતાવિશ્રામ હા. મણિબહેન ,,
૧–૦–૦ બહેન સુખજીબા ,,
૧–૪–૦ શ્રી. નરભેરામ ઓધવજી ,,
૧–૦–૦ શ્રીમતી બહેનશ્રી સુમરીબહેન ,,
૦–૪–૦ શ્રી. શિરાજભાઈ જીુઠાભાઈ ,,
૧–૦–૦ બેન કસ્તુરબાઈ જયશંકર ,,
૧–૦–૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ ,,
૦–૨–૦ સારસ્વત લક્ષ્મીશંકર ,,
૧–૦–૦ શ્રી. ગિરધરલાલ લક્ષ્મીચંદ ગાંધી ,,
૧–૦–૦ શ્રી. કાનજી કરસનજી ,,
૨–૦–૦ એક ભક્તજન–મુંબઈ

---

૧–૦–૦ શ્રી. છગનલાલ કાનજી–ખીલખા
૧–૪–૦ ,, બેરાજ આણંદજી–જૂનાગઢ
૦–૮–૦ ,, શામજી રણછોડ–કુંતિયાણા
૧–૦–૦ ,, ઈશ્વરલાલ ધનેશ્વર–લીંબડી

૧-૪-૦ શ્રી. જયચંદ બહેચર વકીલ-જૂનાગઢ
૦-૧૧-૩ ,, કેશવજી ઝીણાભાઈ ,,
૦-૪-૦ ,, પ્રતાપસિંહ રૂપસિંહ
૦-૪-૦ ,, ભાનુસિંહ રૂપનાથસિંહ
૧-૪-૦ ,, કુરજી પ્રાગજી ભટ્ટ-માંગરોળ
૫-૦-૦ શ્રીમતી બહેન ગંગાબાઈ મૂળજી-લીંબુડા
હા. શ્રી. મા. ના. ચંદારાણા
૧-૦-૦ શ્રીમતી રળીયાતબહેન ગોરધનદાસ
૫-૫-૩ બહેન ચંપાબહેન કરશનદાસ-મુંબઈ
૫-૫-૩ ,, વસંતાબાઈ સીતારામ ,,
૧-૪-૦ ,, મોતીબાઈ વિશ્રામ ,,
૧-૦-૦ શ્રી. વલ્લભદાસ મોહનલાલ
૦-૪-૦ બેન હીરાબાઈ ઓધવજી
૧-૪-૦ શ્રી. મોહનલાલ લક્ષ્મીરામ
૦-૮-૦ બેન રંભાબાઈ મોહનદાસ
૦-૮-૦ બહેન કસ્તુરબાઈ પોપટલાલ

---

ગોધરામાં ગત જયંતી મહોત્સવના દિવસે પ્રભુશ્રીનું પૂજન થતાં નીચે પ્રમાણે ભેટનાઃ—

૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા
૧-૦-૦ ,, માણેકલાલ દામોદર-ઉમરેઠ
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ-ચંદારાણા ,,
૧-૦-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા
૦-૪-૦ ,, ગણપતરામભાઈ ,,
૦-૬-૦ શ્રીમતી બહેન માણેકબાઈ તથા તેમનાં પુત્રી-ઉમરેઠ
૦-૪-૦ ,, તારામતી બહેન-ગોધરા
૦-૪-૦ ,, જયંતી બહેન ,,
૦-૪-૦ ,, મણિબહેન ,,
૦-૧૦-૦ પરચુરણ
હા. શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા
૫-૦-૦ શ્રી. વેલજી શવજી-જામનગર
૨-૦-૦ ,, પોપટલાલ વાલજી ,,
૧-૪-૦ ,, મહીપતરામ ગિરજાશંકર
૦-૧૦-૦ ,, નરશી માવજી
૦-૧૦-૦ બેન ડાહીબાઈ રવજી

૦-૮-૦ શ્રી. સદ્‌ગત શેઠ લાલાલાલ છોટાલાલ ઠક્કર તરફથી ભોજનદક્ષિણાના
હા. શ્રી. ભા. ધ. દવે-ભાવનગર
૧-૪-૦ ,, કુરજી પ્રાગજી-માંગરોળ
૧-૦-૦ ,, વામનરાવ જટાશંકર ,,
૧-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર ,,
૦-૮-૦ ,, વસંતરાય છબીલારામ-પાટણ
૦-૮-૦ ,, ગિરીશકુમાર ઇંદુરાય ,,
૦-૪-૦ ,, દ્વારકાદાસ ભગવાનલાલ-બાંટવા
૦-૮-૦ ,, રાજેંદ્રરાય વસંતરાય-પાટણ
૦-૮-૦ ,, દુલેરાય બળવંતરાય-માંગરોળ
૧-૦-૦ ,, વીરસિંહ કલ્યાણસિંહ-જૂનાગઢ
૨-૦-૦ બહેન અજવાળીબાઈ માવજી-પોરબંદર
૦-૮-૦ બહેન મોતીબાઈ મદનજી-પોરબંદર
૦-૮-૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ ,,
૭-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર માંકડ તરફથી માર્ગશીર્ષથી જેઠ એમ સાત માસ સુધીની નિત્યભેટના.
૦-૮-૦ ,, ચકુબાઈ મૂળજીભાઈ
૧-૪-૦ બેન લક્ષ્મીબાઈ કરમશી દામજી
૧-૦-૦ બહેનશ્રી રૈબા ઠાંયડવાળા સાહેબ બીલખા
૧-૦-૦ ,, નાનીબાઈ ઠાંયડવાળા સાહેબ ,,
૧-૦-૦ શ્રી. ગોવિંદજી ડાહ્યાભાઈ-નાલાળા
૪-૦-૦ બેન મણિબાઈ ત્રિકમલાલ-રાજકોટ
૧-૦-૦ શ્રી. રામજી જીણાભાઈ-ઉપલેટા
૧-૦-૦ શ્રી. ચુનીલાલ વેલજી ને તેમનાં પત્ની
૨-૦-૦ બેન વજીબેન ગોવિંદજી-પોરબંદર
૧-૦-૦ શ્રી. મણિશંકર મહાશંકર-લીંબડી
૧-૦-૦ ,, દુર્ગાશંકર મણિશંકર ,,
૧-૦-૦ બહેન અમૃતબાઈ રામજી-કોટડી
૦-૨-૦ શ્રી. ડોસરાય ગૌરીશંકર
૦-૮-૦ ,, દેવશંકર રણછોડ-કુંતિયાણા
૧-૦-૦ ,, લક્ષ્મીશંકર લાલજી-ધોરાજી
૧-૦-૦ ,, ગુલાબરાય અંબાશંકર જૂનાગઢ
૧-૦-૦ ,, હરિશંકર શિવશંકર
૩-૦-૦ ,, પ્રેમજી જીણાભાઈ-બેડી

૧-૦-૦ બેન નર્મદાબાઈ-કુંડલા
૧-૦-૦ શ્રીઆનંદાશ્રમ ,,
૧-૦-૦ શ્રી. રતનશી લલ્લુભાઈ-ઉમરાળા
૧-૦-૦ ,, દુર્લભભાઈ વલ્લભ-નવસારી
૦-૪-૦ ,, મણિશંકર ત્રિભુવન-સુરત
૭-૦-૦ સદ્‌ગત વકીલ ગોરધનદાસ લાધાભાઈ
હા. અમૃતલાલભાઈ-રાજકોટ
૫-૦-૦ શ્રી. લીલાધર નાગજી
હા. બેન રળીયાતબાઇ ગોરધનદાસ
૧-૦-૦ ,, નાથાભાઈ કાનુભાઈ-કુતિયાણા
૧-૦-૦ બહેન અમુલાંબાઈ કાળાવાળા-ખીલખા
૩-૮-૦ ,, દેવશંકર શ્યામજી-મુંબઈ
નિસદાનની ભેટના.
૦-૨-૦ બહેન સંતોકબાઈ રૂપશી-અમરેલી
૦-૪-૦ શ્રી. નાથાલાલ તુલસી
૦-૮-૦ ,, લાલજી ડાહ્યાભાઈ-પોરબંદર
૧-૦-૦ ,, ગોપાળભાઈ નરશીભાઈ-દીવા
૫-૪-૦ ,, કરસનદાસ શ્યામજી-કરાંચી
૦-૮-૦ ,, પ્રાણશંકર ગોરાભાઈ
૧-૦-૦ ,, જયશંકર શિવરામ
૭-૧૨-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ
ને તેમનું કુટુંબ-માંગરોળ
૦-૪-૦ શ્રીમતી ઉર્મિલા બહેન-માંગરોળ
૨-૮-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર
૧-૦-૦ ,, આણંદલાલ ગોવિંદજી-પોરબંદર
૧-૦-૦ ,, જ્યેષ્ઠારામ નાનાભાઈ-અમદાવાદ
૨-૦-૦ ,, મુકુંદરાય બળવંતરાય પ્રોફેસર ,,
૫-૦-૦ સદ્‌ગત શેઠ રવજી દેવજી ગાંધી-જામનગર
૪-૦-૦ શ્રી. છોટાલાલ પ્રાણશંકર
૧-૦-૦ બહેન પુષ્પાબાઈ પ્રેમશંકર
૫-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ
૦-૮-૦ ,, નારણસિંહ હરિસિંહ
૦-૮-૦ ,, લાલજી દેવરાજ
૧-૦-૦ શ્રી. ગોરધન જેરામ-જામસલાયા
૧-૦-૦ નામદાર દરબારશ્રી રાવતવાળા
સાહેબ-ખીલખા

૧-૦-૦ દરબારશ્રી હાથીભાઇ સાહેબ ખીલખા
૧-૦-૦ ગં. સ્વ. મણિબહેન હરજીવન-ધાંધલી
૨-૦-૦ શ્રી. વેણીભાઈ નાથાભાઈ-દીવા
૫-૦-૦ ,, મહાશંકર છગનલાલ રાવળ-ભાવનગર
૧-૦-૦ ,, ભાઈશંકર ધનજી દવે ,,
૧-૦-૦ ,, ઓધવજી હીરજી બધેકા ,,
૦-૮-૦ ,, શિવશંકર દયારામ-પાનેલીમોટી
૧-૦-૦ ,, જેઠાલાલ પીતાંબર ભટ્ટ-અમદાવાદ
૧-૦-૦ બેન સરસ્વતીબેન તે સ્વ. પુરુષોત્તમ
ગોવિંદરામનાં વિધવા-અમદાવાદ
૧-૦-૦ બહેન ઉષા તે વાસુદેવ પુરુષોત્તમનાં
ધર્મપત્ની-અમદાવાદ
૧-૦-૦ શ્રી. જ્યેષ્ઠારામ નાનાભાઈનાં પત્ની ,,
૧-૦-૦ બેન પ્રભાવંતી ગંગાશંકર ,,
૧-૦-૦ શ્રી. બીપીન મુકુંદરાય ,,
૦-૪-૦ બેન સુલોચના શંકરરાવ ,,
૦-૮-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા
૨-૦-૦ ,, હરગોવિંદ પીતાંબર-ટંકારા
૨-૦-૩ ,, માણેકલાલ નાનજી ચંદારાણા ને
તેમનું કુટુંબ-ગોધરા આસો સુદિ ૧૫/૯૬
૦-૮-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા
આષાઢ વદિ ૧૩/૯૬ (જન્મદિવસ)
૨-૨-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા ને
તેમનું કુટુંબ-ગોધરા શ્રાવણ સુદિ
૧૫/૯૬ પૂજન ભેટના
૨-૨-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા ને
તેમનું કુટુંબ. ગત જન્માષ્ટમીના
દિવસે પૂજનભેટ.
૦-૨-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા
૨-૮-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા
ગત જેઠથી આશ્વિન એમ પાંચ
માસસુધીના નિસદાનના.
૧-૪-૦ શ્રી. દયાળજી ભગવાનજી ઠક્કર
રાજકોટવાળા તરફથી ગોધરામાં ભેટ
હા. શ્રી. મા. ના. ચંદારાણા-ગોધરા.
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા.
શ્રાવણ વદિ ૩૦/૯૬

૦-૪-૦ શ્રી. મા. ના. ચંદારાણા-ગોધરા
ઋષિપંચમીની ભેટના
૦-૪-૦ ,, મા. ના. ચંદારાણા-ગોધરા
ગત દશેરાના દિવસે પૂજન ભેટ.
૨-૬-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા ને
તેમનું કુટુંબ-ગોધરા
ગત શરદ્પુનમની ભેટના.
૦-૨-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા
૨-૬-૦ ,, મા. ના. ચંદારાણા ને તેમનું કુટુંબ
ગત અશ્વિન વદિ ૧૧ પૂજ્યપાદ-
શ્રીની સ્વરૂપાવસ્થાનની તિથિ
નિમિત્તે પૂજનભેટ.

ગત કાર્તિક સુદિ ૧ ના નૂતનવર્ષના દિવસે ગોધરામાં પ્રભુશ્રીનું પૂજન થતાં ગોધરાના સાધકવર્ગ તરફથી ભેટ નીચે પ્રમાણે:—

૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ,,
૦-૧૪-૦ ,, મા. ના. ચંદારાણાનું કુટુંબ
૦-૪-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ
૦-૨-૦ ,, હરિશંકર રેવાશંકર
૦-૨-૦ ,, સુનીલાલભાઈ
૦-૪-૦ ,, રતનલાલ સોમેશ્વર-દામરા
૦-૨-૦ બહેન લક્ષ્મણી મગનલાલ-ગોધરા
૧-૦-૦ શ્રી. નારણદાસ જમનાદાસ-કલકત્તા
૦-૬-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
તરફથી સં. ૧૯૯૬ ના આષાઢ
માસમાં લઘુરુદ્ર થયેલ તેના પૂજાપાના.

ગત કાર્તિકીપૂર્ણિમાના દિવસે જામજોધપુરના સાધકવર્ગે પ્રભુશ્રીનું પૂજન કરેલ તેની ભેટના:—

૧-૪-૦ શ્રી. દોલતશંકરભાઇ મામલતદાર સાહેબ
૧-૦-૦ ,, મૂળજી વેલજી
૧-૦-૦ ,, શંકરલાલ મોહનલાલ
૧-૦-૦ ,, ભાણજી મૂળજી
૧-૦-૦ ડૉ. મગનલાલભાઇ
૦-૮-૦ શ્રી. જીવન લવજી



૦-૪-૦ શ્રી. ચતુર્ભુજ ગોંડલાલ
૦-૪-૦ ,, પ્રેમજી પુંજા દરજી
૦-૪-૦ દરબાર અમરસિંહજી
૦-૪-૦ શ્રી. જગજીવન ઝીણા
૦-૪-૦ ,, પરમાણંદ લાલજી
૦-૪-૦ ,, જુઠા કલ્યાણ
૦-૪-૦ ,, માનશંકર શંકરલાલ
૦-૪-૦ ,, માસ્તર ચકુભાઈ
૦-૨-૦ ,, છગન રણછોડ

૭-૧૪-૦

૧-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી-આનંદાશ્રમ
૨-૦-૦ શ્રી. મૂળશંકર ઇશ્વરજી-કુનિયાણા
૦-૪-૦ ,, નવલશંકર જટાશંકર-જૂનાગઢ
૧-૦-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા
૦-૪-૦ ,, હરજી કરશન-ધીંગુડા
૦-૨-૦ ,, રતિલાલ દુર્લભજી
૦-૨-૦ બેન સંતોક રૂપશી-અમરેલી
૧-૦-૦ ,, વાલબાઈ મૂળજી
૧-૦-૦ શ્રી. બાલાભાઇ દયારામ-મોડળ
૦-૬-૦ ,, મૂળશંકર ગણેશજી ,,
૦-૪-૧॥ મોડળમાં પરચુરણ ભેટના
૫-૪-૦ શ્રી. પરમાણંદ પુરુષોત્તમ-કરાંચી
૦-૨-૦ ,, મણિશંકર પ્રભાશંકર-ચાંપરડા
૧-૪-૦ બેન કાશીબાઇ પ્રાગજી-વાંકાનેર

શ્રીપોરબંદર-આનંદાશ્રમમાં ગત કાર્તિક સુદિ ૧ ના દિવસે પૂજનભેટ નીચે પ્રમાણે:—

૧-૦-૦ બ્રહ્મચારીશ્રી આત્મપ્રકાશજી
૦-૨-૦ શાસ્ત્રી વિશ્વનાથ માધવજી
૫-૫-૩ શેઠ દામોદરદાસ માધવજી-મુંબઈ
૦-૪-૩ પરચુરણ

૬-૧૧-૬

૧-૪-૦ ચિ. બકુલ શાંતિલાલ-ભાવનગર
૧-૪-૦ ચિ. બાલાભાઈ નંદલાલ ,,
૦-૬-૦ પૂ. શાસ્ત્રી ચંદ્રશંકર રણછોડભાઈ
તરફથી લઘુરુદ્રનો પૂજાપા નિમિત્તે

૧–૦–૦ શ્રી. ચિમનલાલ કાનજી વોરા
૦–૪–૦ ,, લક્ષ્મણ ચોંડાભાઈ
૧–૦–૦ ,, નરભેરામ ઓધવજી
૦–૮–૦ ,, વ્રજલાલ નરભેરામ
૧–૦–૦ ,, છોટાલાલ મોરારજી
૦–૮–૦ ,, ચન્દુલાલ મોરારજી
૦–૪–૦ ,, મોહનલાલ મોરારજી
૦–૪–૦ ,, હસમુખલાલ મોરારજી
૧–૦–૦ ,, ઓધવજી વાઘજી
૦–૮–૦ ,, ચમનરાય જયશંકર
૧–૦–૦ ,, વકીલ મૂળશંકર કાનજી
૦–૪–૦ ,, જયશંકર મયારામ
૧–૦–૦ ,, ત્રિભોવન લવજી
૧–૦–૦ ,, નાનજી હંસરાજ
૧–૦–૦ ,, કાનજી કરસનજી
૦–૪–૦ ,, ગોપાલજી ગૌરીશંકર
૧–૦–૦ ,, ગોરધન જેરામ
૧–૦–૦ ,, લાલજી દેવરાજ
૧–૦–૦ ,, ચુનીલાલ વેલજી
૦–૮–૦ ,, ભૂપતરાય ચુનીલાલ
૦–૮–૦ ,, રજનીકાંત ચુનિલાલ
૧–૦–૦ ,, હંસરાજ વીરજી
૦–૪–૦ ,, મોહનલાલ પ્રાણજીવન
૧–૦–૦ ,, મોતીચંદ પોપટભાઈ
૧–૦–૦ ,, ગુલાબરાય અંબાશંકર
૦–૮–૦ ,, રતનશી લલ્લુભાઈના પુત્ર
૨–૦–૦ શ્રીમતી મધુબેન મહારાણીદાસભાઈ
૧–૦–૦ ,, પન્નાબેન
૧–૦–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર
૧–૦–૦ ,, કરસનજી પ્રાણજીવન ઓઝા
૧–૦–૦ ,, મણિશંકર હરજીવન
૧–૦–૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ
૧–૦–૦ બેન ગંગાબાઈ મૂળજી
૦–૮–૦ શ્રી. હરજી કરસન
૦–૪–૦ ,, પ્રેમજી કરસન
૩–૧–૦ ,, પૂ. શાસ્ત્રી ચન્દ્રશંકર રણછોડભાઈ
૦–૨–૦ શ્રી. દેવજી રૂડા

૦–૪–૦ શ્રી. મોનજી હરજી
૧–૦–૦ ,, હરજી ટીડા
૦–૫–૩ ,, શાન્તિલાલ કરસનદાસ
૦–૪–૦ હેમીબાઈ કાલકી
૦–૪–૦ શ્રી. છગન મૂળજી કાલકી
૧–૦–૦ ,, મૂળજી ગોકળ
૧–૦–૦ ,, પ્રેમજી રાઘવ
૦–૪–૦ ,, સુરેશ તથા જયંતિલાલ
૨–૦–૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧–૦–૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૧–૦–૦ ,, મધુવનદાસ ચન્દુલાલ
૧–૦–૦ ,, માણેકલાલ દામોદર
૧–૦–૦ ,, ચિમનલાલ માણેકલાલ
૦–૮–૦ બ્ર. બ્રહ્મપ્રકાશજી
૧–૦–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર
૧–૦–૦ ,, પટેલ આંબા માવજી
૦–૮–૦ ,, પટેલ દેવજી પ્રેમજી
૦–૪–૦ શાસ્ત્રી મગનલાલ રામજી–આંકોલવાડી
૧–૦–૦ શ્રી. જયશંકર શિવરામ
૨–૪–૦ ,, ભાઈશંકર ધનજી દવે
૧–૦–૦ ,, પોપટલાલ બેચર ભટ્ટ
૧૫–૩–૦ શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર ને તેમનું કુટુંબ–ભાવનગર
૦–૮–૦ શ્રી. મોહનલાલ કાનજી
૦–૪–૦ ,, શુકલ પોપટ નાગજી
૦–૪–૦ ,, બચુભાઈ મોહનલાલ
૧–૪–૦ ,, લક્ષ્મણ વ્રજલાલ દહેણું
૧–૪–૦ ,, વ્રજલાલ વનમાળી વસાણી
૦–૮–૦ ,, મોરારજી લાલજી
૦–૪–૦ ,, ચન્દુલાલ મોરારજી
૦–૮–૦ હીરાબેન વ્રજલાલ
૦–૮–૦ માનકુંવર ઓધવજી
૧–૦–૦ શ્રી. સવજી વીરજી–અનીડા
૦–૮–૦ ,, રણછોડ જુડાભાઈ
૦–૮–૦ ,, ગોવિંદ નારણ
૧–૦–૦ ,, કરસનદાસ વશનજી
૧–૦–૦ કાશીબેન ગૌરીશંકર

૧-૦-૦ છોટીબેન ગૌરીશંકર
૦-૪-૦ ચોથીબેન ગૌરીશંકર
૦-૫-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૦-૪-૦ ,, લલિતરાય અંબાશંકર જોશી
૧-૦-૦ શ્રી. પથુભા દોલતસિંહ-ભીલખા
૦-૪-૦ શ્રીમતી સંતોકબેન-ભીલખા
૧-૦-૦ ,, પ્રભાલક્ષ્મીબેન-અમદાવાદ
૧-૦-૦ ,, કુસુબેન ,,
૧-૦-૦ ,, ઉષાબેન-અમદાવાદ
૧-૦-૦ ,, કમળાબેન ,,
૧-૦-૦ ,, સુલોચનાબેન ,,
૦-૪-૦ ,, જયાબેન
૦-૨-૦ ,, હીરાબેન ઓધવજી
૧-૪-૦ ,, કમળાબેન હરિશંકર દેવરાણી
૧-૦-૦ ,, રાધાબેન
૦-૪-૦ ,, કસ્તુરબેન
૧-૦-૦ ,, ઉર્મિલાબેન-માંગરોળ
૧-૦-૦ શ્રી મહાગણીદાસભાઈ-માંગરોળ
૧-૦-૦ ,, હર્ષદરાયભાઈ સ્ટેશનમાસ્તર-ભીલખા
૦-૪-૦ શ્રીમતી જકલબેન
૦-૨-૦ ,, મણિબેન
૨-૦-૦ ,, દિવાળીબેન વહેચર-લીંબુડા
૦-૨-૦ ,, મૂળીબેન ,,
૧-૦-૦ શ્રી. મોરારજી ઓધવજી
૦-૪-૦ શ્રીમતી કેશરબેન છત્રા-જૂનાગઢ
૦-૯-૦ ,, મનોકબેન-અમરેલી
૦-૪-૦ ,, રતનબેન ભીમજી
૦-૮-૦ શ્રી માવજી દેવશી
૦-૪-૦ શ્રીમતી દિવાળીબેન-જૂનાગઢ
૦-૨-૦ શ્રી રેવાશંકરભાઈ
૦-૨-૦ શ્રીમતી જકલબેન જૂનાગઢ
૦-૨-૦ ,, જયાબેન છત્રગામ
૦-૨-૦ શ્રીમતી ઉજમબેન-દાળીયા
૦-૧-૦ ,, ભાનુમતીબેન
૦-૪-૦ ,, કાશીબેન
૦-૮-૦ શ્રીમતી સંતોકબેન-જામનગર
૦-૪-૦ ,, નર્મદાબેન વનિતાવિશ્રામ-ભીલખા
૦-૮-૦ ,, લાધીબેન-પોરબંદર
૦-૪-૦ ,, રમાબેન
૦-૪-૦ ,, શ્રી. ધર્મેન્દ્રસિંહ
૦-૧-૦ શ્રીમતી અમૃતબેન
૧-૦-૦ ,, રાધાબેન-કુંતિયાણા
૦-૪-૦ ,, મગળાબેન ભગવાનસિંહ
૦-૮-૦ ,, જકલબેન-ભીલખા
૧-૦-૦ શ્રી હરગોવિન્દભાઈ
૦-૪-૦ શ્રીમતી પાર્વતીબેન
૦-૨-૦ ,, દેવીબાઈ વજશીભગત
૦-૨-૦ ,, રૂડીબાઈ
૦-૪-૦ શ્રી કચનલાલ માસ્તર
૦-૨-૦ શ્રીમતી પ્રભાબેન
૦-૧-૦ ,, જકલબેન
૧-૦-૦ ,, જડીબેન-અમરેલી
૧-૦-૦ ,, વિજયાબેન-અમદાવાદ
૦-૪-૦ ,, માનકુંવરબેન
૧-૦-૦ શ્રીમતી સરસ્વતી બેન-અમદાવાદ
૧-૦-૦ ,, મણિબેન વલ્લભજી વનિતાવિશ્રામ-ભીલખા
૧-૦-૦ ,, રળીયાતબેન
૧-૪-૦ ,, પ્રાણકુંવરબેન વનિતાવિશ્રામ-ભીલખા.
૨-૦-૦ શ્રી શેઠ રવજી દેવજી ગાંધી-જામનગર
૧-૦-૦ ,, ગોરધનદાસ લાધાભાઈ હા. પદ્માબેન.
૧-૦-૦ શ્રીમતી મણિબેન ધૂપેલીઆ-રાજકોટ.
(બાકીના નામો આવતા અંકમાં છપાશે.)

## લવાજમની પહોંચ

કાર્તિક વદિ ૦)) સુધીમાં નીચે પ્રમાણે લવાજમો મળ્યાં છે.

શ્રી મણિલાલ નાથાલાલ-કાનોલ – વર્ષ ૯
,, છોટાલાલ મોતીલાલ-દાસરા ,, ૯
,, મગનલાલ નારાયણદાસ-સનોદ ,, ૮-૯
શ્રી. ડાહ્યાભાઈ નારણદાસ ,, ,, ૮-૯
,, કે. કે. રાડીવાલ-આફ્રીકા ,, ૯-૧૦
,, કાલિદાસ ધરમશી-કોલકી ,, ૯-૧૦

શ્રી. મથુરાદાસ રણછોડદાસ-વિસાવદર ,, ૭-૮-૯
,, નવરંગરાય રઘુનાથ નાગર-પોરબંદર,, ૭-૮
,, પ્રેમજી જીુઠાભાઈ-ખેડી ,, ૯
,, હેમતલાલ ચત્રભુજ-પોરબંદર ,, ૯
,, નાથાલાલ મંગલજી ,, ,, ૯
,, મૂળશંકર મોહનલાલ ,, ,, ૧૦
,, ગોકુલદાસ રાઘવજી ,, ,, ૯-૧૦
,, લાલજી ડાહ્યાભાઇ ,, ,, ૯
શ્રીમતી અજવાળીબેન માવજી પોરબંદર,, ૯
,, બેન દેવબાઇ દામજી-બાંટવા ,, ૯
શ્રી.સોની બહેચર કાળાભાઈ-લીંબુડા ,, ૯
,, ધર્મસુખરાય જયશંકર-માંગરોળ ,, ૯
,, ઉમયાશંકર વલભજી ,, ,, ૯
,, મોહનલાલ માધવજી ,, ,, ૯
,, ગાંધી કલ્યાણજી નારણજી,, ,, ૮
,, કરસનદાસ વસનજી પોરબંદર ,, ૯
શ્રી. માવજી દેવસી-મોટાદેવળીયા ,, ૮-૯
,, માણેકલાલ જીવનરામ-ભાવનગર ,, ૯
,, ખીમજી લખમણ સુતાર-ટીંબડી ,, ૮-૯
,, ચુનીલાલ વેલજી-જામનગર ,, ૯-૧૦
,, પ્રભાશંકર પુરુષોત્તમ-મજેવડી ,, ૮
,, ડાહ્યાલાલ અંબાલાલ જાની-કમી ,, ૯
,, ગોવિંદજી કાળાભાઇ-તાલાળા ,, ૯
,, પ્રભાશંકર બહેચર-વેરાવળ ,, ૯
,, દેવશંકર મોરારજી-દેવરાણા ,, ૯
,, હરિલાલ બહેચર-વીસાવદર ,, ૯
,, સાર્વજનિક લાયબ્રેરી-અમરેલી ,, ૮
,, લક્ષ્મીશંકર રઘુરામ ,, ,, ૯
,, જટાશંકર રઘુરામ ,, ,, ૯
,, પ્રભાશંકર ચકુભાઇ ,, ,, ૯
,, મણિલાલ રાયારામ ,, ,, ૯
,, છગનલાલ બહેચર-જૂનાગઢ ,, ૯
,, છોટુરામ નિલારામ-સુરત ,, ૮-૯
,, જમિયતરામ નરભેરામ ,, ,, ૯
,, જયશંકર શિવરામ-જામનગર ,, ૯
,, જયંતીલાલ દુર્લભજી-અમરેલી ,, ૯
,, દેવશંકર સ્યામજી-મુંબઇ ,, ૯
શ્રી. મૂલજીભાઈ તુલસીભાઈ-દીવા ,, ૮

શ્રી. વેણીભાઈ નાથાભાઈ-દીવા વર્ષ ૮
,, વકીલ ગિરજાશંકર ગીગાભાઈ-સીહોર વર્ષ ૭-૮-૯
,, છોટાલાલ જીુઠાભાઈ-સીહોર ,, ૭-૮-૯
,, તુલસીભાઈ ડાહ્યાભાઈ-દીવા વર્ષ ૮
,, સત્યનારાયણ મંદિર-નવસારી ,, ૯
,, કાનજી ભીમજી-જામખંભાળિઆ ,, ૯
,, ગોરધન જેરામ મિસ્ત્રી-જામસલાયા વર્ષ ૯
,, ભવાનભાઈ ભીખાભાઈ-ભાવનગર વર્ષ ૯
,, દેવશંકર કાલિદાસ ભટ્ટ- ,, વર્ષ ૮-૯
,, રણછોડ અજરામર ,, ,, ૯
,, તુલસીદાસ ગાંડાભાઈ-સીહોર ,, ૯
,, શેઠ ભાયાલાલ છોટાલાલ-ભાવનગર ,, ૯
,, ત્રિભુવન વાલજી ,, વર્ષ ૯
,, ખત્રી શામજી જેઠા ,, ,, ૯
,, ભગવાનજી રામેશ્વર ,, ,, ૯
,, છોટાલાલ પ્રભાશંકર-સીહોર ,, ૮-૯
,, મહાશંકર છગનલાલ રાવળ-ભાવનગર વર્ષ ૯
,, ઓધવજી હીરજી બધેકા ,, ,, ૯
,, ગુલાબરાય અંબાશંકર રાવળ-જૂનાગઢ વર્ષ ૮-૯
શ્રી. વિશ્વનાથ કાલિદાસ-કુંડલા ,, ૯
૩૦ રૂ. કરાંચીના ગ્રાહકોના હસ્તે
કરસનદાસ સ્યામજી ,, ૮ માના
૫ રૂ. કરાંચીના ગ્રાહકોના હસ્તે
કરસનદાસ સ્યામજી ,, ૯ માના
શ્રી. ઘેલાભાઇ ભીમજી-ભરૂચ ,, ૮
,, મામલતદાર દોલતશંકરભાઈ-જામજોધપુર વર્ષ ૯
,, અંબાશંકર ગોવિન્દજી-નાનાવડાળા ,, ૮-૯
,, પ્રેમશંકર ગણપતરામ-ચાંદલી ,, ૮-૧૦
,, ગુલાબરાય વજેશંકર છાયા-રાજકોટ વર્ષ ૭-૮-૯
,, હરિપ્રસાદ જટાશંકર-જૂનાગઢ ,, ૯
,, કલ્યાણજી ફૂલશંકર-જામનગર ,, ૯
,, વેણીશંકર દુલેરાય જાની-વડીયા ,, ૭-૮-૯
,, વાઘજી રામજી ઓઝા-કેશોદ ,, ૮-૯
,, મોહનલાલ કાલિદાસ-અમરેલી ,, ૯
,, મોહનલાલ લક્ષ્મીદાસ-જામનગર ,, ૯
(બાકીનાં નામો) આવતા અંકમાં છપાશે.

॥ ॐ ॥

## ब्रह्मज्ञाननी प्राप्तिनां वीश साधनो

શ્રીમદ્ભગવદ્ગીતાના તેરમા અધ્યાયમાં કહેલાં અમાનીપણું વગેરે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનોપર પૂજ્યપાદ મહાત્માશ્રીએ આપેલાં વ્યાખ્યાનો આ ગ્રંથમાં પ્રકટ કરવામાં આવ્યાં છે. અનેક દષ્ટાંતોવડે રસ સીંચતો પરમસુખીથવાના ઉપાય જેવો આ ગ્રંથ નાનાં મોટાં સર્વે સ્ત્રીપુરુષોને જ્યાં અને જ્યારે જોઈએ ત્યારે સત્સંગનો લાભ અર્પનાર છે. પૂજ્યપાદશ્રીની છબી ગ્રંથારંભે છે. મૂલ્ય રૂ. ૦-૭-૦ પોસ્ટેજ અલગ. આનંદાશ્રમમાં મળતાં સર્વે પુસ્તકો પોણી કિંમતે મળશે.

———:o:———

શ્રીઉપદેશગ્રંથાવલિના કેટલાએક છૂટા અંકોનાં પુસ્તકો હમણાંજ તૈયાર કરવામાં આવ્યાં છે. જિજ્ઞાસુઓને તેનો લાભ બહોળા પ્રમાણમાં મળે એ હેતુથી તેની કિંમત માત્ર રૂ. ૦-૪-૦ રાખવામાં આવી છે, પોસ્ટેજ અલગ સમજવું.



# जिज्ञासुओने सुंदर तक

સંસ્થાના તથા સાધકોના લાભાર્થે નીચે જણાવેલાં પુસ્તકો આવતી આષાઢી પૂર્ણિમા સુધી અર્ધી કિંમતે મળશેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ શ્રીમદ્ ભગવદ્ગીતા રહસ્યદીપિકાટીકા | પાકું પૂંઠું | અર્ધી | કિંમતે | રૂ. ૧-૧૨-૦ |
| ૨ શ્રીનાથકાવ્ય ભાગ ૧ લો | કાચું પૂંઠું | „ | „ | ૦-૨-૬ |
| ૩ „ ભાગ ૨ જો | „ | „ | „ | ૦-૭-૦ |
| ૪ શ્રીમદ્ ભગવદ્ગીતા પંચરત્નસટીક | પાકું પૂંઠું | „ | „ | ૦-૮-૦ |
| ૫ જ્ઞાનદર્પણ (નકશો) | | „ | „ | ૦-૧૧-૦ |
| ૬ વેદાંતદર્પણ „ | | „ | „ | ૦-૭-૦ |
| ૭ શ્રીકર્તવ્યબોધ | | „ | „ | ૦-૪-૦ |
| ૮ નાથકીર્તનાવલિ | | „ | „ | ૦-૧-૩ |
| ૯ શ્રીનાથસંકીર્તન | | „ | „ | ૦-૧-૬ |
| ૧૦ શ્રીમન્નાથપ્રભુ-જીવનમાલા ભાગ ૧ લો | | „ | „ | ૦-૧-૩ |
| ૧૧ „ „ ભાગ ૨ જો | | „ | „ | ૦-૧-૬ |
| ૧૨ શ્રીમન્નાથતીર્થયાત્રા | | „ | „ | ૦-૨-૦ |
| ૧૩ શ્રીનાથગુરુસ્તવન | | „ | „ | ૦-૦-૬ |

મળવાનું સ્થળઃ—

શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (કાઠિયાવાડ).

### શ્રીનાથપ્રભુનો મહામંત્ર

પોતાની બુદ્ધિને અત્યંત નિર્મલ કરવાથી બ્રહ્મજ્ઞાનદ્વારા જીવ કૃતાર્થ થાય છે,—તેના કર્તવ્યનો છેડો આવે છે, એટલે તેનું જન્મમરણ નિવૃત્ત થાય છે, તેનાં ત્રણ પ્રકારનાં દુ:ખોની અત્યંત નિવૃત્તિ થાય છે, ને તે પરમાનંદરૂપ થાય છે.

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

---

વર્ષ ૯ મું

પોષ

અંક ૮ મો

સંવત્ ૧૯૮૭

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-બીલખા.

अनाद्यविद्योपहतात्मसंविदः तन्मूलसंसारपरिश्रमातुराः ।

यदृच्छयेहोपसृताः स्वमाप्नुयु. सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માયિક છતાં ખરુ લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનું મૂલ છે એવા આ સંસારના પરિશ્રમથી જેઓ દુ ખી થયેલાં છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછાં પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



---

## લવાજમસંબંધી જરુરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા-(કાઠિયાવાડ)**

### જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.

**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-**બીલખા.**

---

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં

પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૯મું ] સંવત્ ૧૯૯૭ પોષ [ અંક ૮

## મનનાં બંધનો દૂર કરવાનો બોધ.

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

પદ

મનને છૂટું મેલો, બંધન સૌ તેનાં ઠેલો[1] મનને૦ ટેક.
કરો વાણીને વશ દઢતાથી, તજો સ્વભાવ પડેલો;
મનને શોધો નિત્ય પ્રીતિથી, કરો સ્વભાવ ઠરેલો મનને૦ ૧
આજ્ઞાને ક્ષણ ક્ષણ સંભારી, સુવેગ વધારી વે'લો,
ચીલે ચાલવાની વૃત્તિને, દેજો સઘ ધકેલો મનને૦ ૨
કુસ્વભાવ તજવાનો મારગ, નથી કહ્યો કંઇ સે'લો;
મરણ આગમે તે ચાલે છે, તે મારગમાં પે'લો મનને૦ ૩
વિચાર જીવન સફળ કર્યાનો, જેના મનમાં ઊંડેલો;
ગુરુવચનમાં પ્રીતિ રાખી, તજી કુટેવ શકેલો મનને૦ ૪
તમે તેમ વર્તી પ્રીતિથી, અનુભવો આનંદ-રેલો,[2]
ભવસાગરનો પાર પામશો, થશે જન્મ આ છેલો. મનને૦ ૫

———.०·———

૧ દૂર કરો—સંસારમા બાંધી રાખનારી દુષ્ટ વાસનાઓને સજી દો. ૨ પ્રવાહ.

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

જે અંતઃકરણ પોતાના શ્રીસદ્‌ગુરુની અવિદ્યાની અને તેનાં કાર્યો શોક-મોહાદિની નિવૃત્તિ કરનારી કૃપાદૃષ્ટિને પ્રાપ્ત કરવા ઇચ્છતું હોય તે અંતઃકરણ સર્વદા પોતાના શ્રીસદ્‌ગુરુને પ્રસન્ન કરવા શુદ્ધભાવથી ઘણામાં ઘણો પ્રયત્ન કરે છે, તેઓશ્રીના અંતઃકરણની રૂખ જોઇનેજ તે પોતે સર્વ પ્રકારની પ્રવૃત્તિ કરે છે, તેમની પ્રત્યેક આજ્ઞાનું તે બહુ પ્રેમ ને માનથી પરિપાલન કરે છે, ને તેઓશ્રી લેશ પણ અપ્રસન્ન થાય એવો વિચાર કે પ્રવૃત્તિ તે કરતું નથી.

જેમ વિષમય હવાથી ભરેલા ભોંયરામાં પ્રકાશમય મશાલ પણ ઓલાઇ જાય છે, ને તે પોતાનું કામ કરી શકતી નથી, તેમ જે અંતઃકરણમાં અશ્રદ્ધા પોતાની સ્વચ્છંદતા ને ભ્રમણતા નામની દાસીઓસહિત મ્હાલતી હોય છે તે અંતઃકરણપર તે જીવનું શુભ કરવાના સામર્થ્યવાળો મહાપુરુષોનો શુભાશીર્વાદ પોતાનું યોગ્ય કામ કરી શકતો નથી.

જે અંતઃકરણમાં કર્તવ્યનિષ્ઠા હોય છે તે અંતઃકરણ પોતાને પ્રાપ્ત થતા નાનામોટા પ્રત્યેક કર્તવ્યમાં પોતાના કર્તવ્યને અનુસરીનેજ વર્તે છે, કદીપણ કર્તવ્યથી વિપરીત રીતે વર્તતું નથી; અને જે અંતઃકરણમાં કર્તવ્યનિષ્ઠા હોતી નથી તે અંતઃકરણ સંયોગોનો દાસ બની સંયોગોને વશ વર્તે છે, ને પોતાના કર્તવ્યનો વિચાર સરખો પણ કરતું નથી, ત્યારે તે પોતાના કર્તવ્યનું પરિપાલન તો શાનુંજ કરે ?

તેવું અંતઃકરણ પાપસંસ્કારોના સદ્‌ભાવથી બહુ નિર્બલ હોવાથી કોઇ હિતેચ્છુના સમજાવ્યાથી પણ તે જોઇએ તેવું સમજતું નથી, ને કર્તવ્યના પરિ-પાલનમાં જાગ્રતિ સેવતું નથી.

જે અંતઃકરણ સ્વચ્છંદી અને ભ્રમણાવાળું હોવાથી ઉપદેશરૂપી જલને ધારણ કરવામાં ચાળણી જેવું છે તે અંતઃકરણને ઉપદેશ આપવો એ નિરર્થક છે એમ વિવેકીઓ સમજે છે, છતાં તેઓ કરુણાને વશ થઇને, કદાચ કોઇ વેલા પુણ્યનો ઉદય થયે આ વચનો તેને ઉપયોગી થશે એમ સમજીને, એ હિતકર વચનો કહેવાને વા લખવાને પ્રવૃત્ત થાય છે.

જેમ મહાપવિત્ર માનસસરોવરમાંથી જો કોઈ મનુષ્યને પોતાના હોજમાં પવિત્ર જલ લાવવું હોય તો તે મનુષ્યે પોતાના હોજથી માનસસરોવર સુધીનો ધોરીઓ સ્વચ્છ રાખવો જોઇએ, તેમ ઈશ્વરના કે સદ્‌ગુરુના હૃદયમાં રહેલા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્યાદિ શુભગુણો જો પોતાના હૃદયમાં લાવવા હોય તો તે મનુષ્યે પોતાના હૃદયની વૃત્તિ ઈશ્વરના કે સદ્‌ગુરુના હૃદય સાથે સાવધાનપણે ને પવિત્રપણે જોડી રાખવી જોઇએ.

દેશ, કાલ ને સ્વસ્થિતિનો વિચાર કરતાં જે કરવા યોગ્ય પ્રતીત ન થતું હોય તે કામના સંબંધનો પોતાનું ભલું ઇચ્છનાર મનુષ્યે વિચારજ ન કરવો જોઇએ. જો તે કામના સંબંધના વિચારને પોતાના મનમાં અવકાશ આપવામાં આવે છે

તો તે વિચારોની પરંપરા દૃઢ થઈ અંતે મનુષ્યને તે કામમાં અવશ્ય જોરે છે, ને પછીથી પશ્ચાત્તાપ કરવો પડે એવી સ્થિતિમાં તેને મૂકે છે.

એકનિષ્ઠાવિના મનુષ્ય પોતાના ઇચ્છિતના લાભમાટે યથાયોગ્ય પ્રયત્ન કરી શકતો નથી.

એકનિષ્ઠા અડગ શ્રદ્ધા વિના મનુષ્યના હૃદયમાં રહી શકતી નથી, ને એવી અડગ શ્રદ્ધા પુણ્ય સંસ્કારોના ઉદય વિના મનુષ્યના હૃદયમાં આવિર્ભાવ પામતી નથી, તથા સ્થિતિ કરતી નથી.

જેમ કોઇ એકજ યોગ્ય સ્થલે કુવો ખોદનાર મનુષ્ય કુવો ખોદીને તેમાંથી નિર્મલ ને મધુર જલ પ્રાપ્ત કરી શકે છે, ને થોડા દિવસ અહીં ને થોડા દિવસ તહિં કુવો ખોદવાનું કામ કરનાર ભ્રમિત મનુષ્ય લાંબે કાલે પણ કુવો ખોદી શકતો નથી, અને નિર્મલ ને મધુર જલની પ્રાપ્તિ કરી શકતો નથી, તેમ એકનિષ્ઠાવાળો મનુષ્ય પોતાના સદ્ગુરુએ ઉપદેશેલાં પારમાર્થિક સાધનો સિદ્ધ કરી વેલાસર કૃતાર્થ થાય છે.

એકનિષ્ઠાવિનાનો મનુષ્ય ભિન્ન ભિન્ન પ્રકારનો ભિન્ન ભિન્ન માણસે ઉપદેશેલો પ્રયત્ન કરવાથી તે પોતાના કોઇપણ પારમાર્થિક સાધનનો પરિપાક કરી શકતો નથી, ને તેથી તે કૃતાર્થ પણ થઇ શકતો નથી.

જેઓને કાંઇપણ નવું નવું હોય તે પ્રિય લાગે છે, ને જેનામાં ઉપયોગી જુનામાં પ્રેમ રાખીને ફલ પ્રાપ્તિ સુધી તેનું સેવન કરવાનો સ્વભાવ હોતો નથી, તેઓ અવ્યવસ્થિત ચિત્તવાળા હોવાથી કોઈ પણ ઉપયોગી પુસ્તકનું યથાર્થ અધ્યયન કે કોઈપણ પારમાર્થિક સાધનનો પરિપાક કરી શકતા નથી.

જે મનુષ્યના અંતઃકરણમાં સાત્ત્વિકી શ્રદ્ધા હોતી નથી તે મનુષ્યના અંતઃકરણનો શંકારૂપી ડાકણ, ભયરૂપ પ્રેત ને શોકરૂપ રાક્ષસ ત્યાગ કરતાં નથી. આવા હૃદયમાં શાંતિ, આનંદ, ધૈર્ય, ન્યાય, પ્રામાણિકતા ને નિર્ભયતા કયાંથી હોય ?

——:૦:—— (ચાલુ)

## દીક્ષા

**[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]**

ઉપાસ્ય દેવની ઉપાસના કરી તેમનો અનુગ્રહ સંપાદન કરવાની ઇચ્છાથી ઉપાસ્ય દેવના અનુગ્રહને પામેલા વા તે રૂપ થયેલા ગુરુનું ઉપાસનામાં પ્રવેશ કરવાનો અધિકાર સંપાદન કરવા માટે વિધિવત્ શરણગ્રહણ કરવુ, વા તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુનું શરણગ્રહણ કરવું તેને દીક્ષા કહેવામા આવે છે. દીક્ષામાં દી ને ક્ષા એવા બે અક્ષર છે, ને તેનો નીચે પ્રમાણે અર્થ થાય છેઃ—

"ज्ञानं दीप्तं यतो दद्यात्कुर्यात्पापक्षयं यतः ।
तस्माद्दीक्षेति सा प्रोक्ता देशिकैस्तत्त्ववेदिभिः ॥"

**ભાવાર્થઃ**—જેથી પ્રકાશવાળું જ્ઞાન આપે છે, તથા પાપસંસ્કારોને દૂર કરે છે, તેથી તત્ત્વને જાણનારા આચાર્યોએ તે દીક્ષા કહી છે

દીક્ષા લીધા વિના જપાદિ ક્રિયા કરવામાં આવે તે નિષ્ફળ થાય છે, માટે તેની

ક્રિયા કરી ફળ મેળવવા ઈચ્છનારે સર્વપ્રકારનું અનુચિત અભિમાન તજી અવશ્ય યોગ્ય ગુરુ પાસેથી દીક્ષા ગ્રહણ કરવી જોઇએ. નીચેનું વચન પણ એમજ કહે છે:—

"अदीक्षिता ये कुर्वन्ति जपतपादिकाः क्रियाः ।
तत्सर्वं निष्फलं प्रोक्तं शिलायामुप्तबीजवत् ॥"

**ભાવાર્થ:—**દીક્ષા લીધા વિના જેઓ જપતપાદિક ક્રિયા કરે છે તેઓનું તે સર્વ કર્મ શિલામાં વાવેલા બીજના જેવું ફલરહિત કહ્યું છે.

અનુકૂળતા હોય તેને દીક્ષા ગ્રહણ કરવાને તથા ત્યારપછી જપ કરવાને વિધિ શાસ્ત્ર નીચે પ્રમાણે દર્શાવે છે:—

શ્રદ્ધાભક્તિયુક્ત ચિત્તવાળા જિજ્ઞાસુ દ્વિજપુરુષે પોતાના ચિત્તના અધિકારમાં વૃદ્ધિ થવા માટે ક્ષૌર કરાવી, શરીરશુદ્ધિમાટે તીર્થોદકથી વિધિપૂર્વક સ્નાન કરી, એક સહસ્ર ગાયત્રીને જપ સાવધાનતાપૂર્વક કરવો, ને તે દિવસે એકવાર હવિષ્યાન્ન ખાવું. પછી બીજે દિવસે ઉપવાસ કરી, ત્રીજે દિવસે સંધ્યાદિ નિત્યકર્મ કરી, પવિત્ર વસ્ત્ર પહેરી, પવિત્ર ઉપવસ્ત્ર તથા નવું ઉપવીત ધારણ કરી, હાથ જોડી ભક્તિવડે નમ્ર થઈ, જેઓમાં સદ્‌ગુરુભાવ આરોપવો છે તેમને **भगवन्! परमात्मरूपिन्! परमकारुणिक! श्रीसद्गुरो! ज्ञानमोक्षसाधनमहामंत्रप्रदानेन मामनुगृह्णीष्व** એમ કહી ભક્તિપૂર્વક સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરી તેમની આજ્ઞાવડે તેમની સંમુખ પવિત્ર આસન ઉપર બેસી, પછી આચમનપ્રાણાયામ કરી, ઇંદ્રિયો તથા મનને શ્રીસદ્‌ગુરુમાં જોડી, દેહમાંથી અહંતા તથા જગત્‌માંથી મમતા તજી, સાવધાનતા રાખી, વિધિવત્ શ્રીસદ્‌ગુરુનું ષોડશોપચારથી પૂજન કરવું.

પછી સદ્‌ગુરુએ થોડી ક્ષણો પોતાનાં નેત્રો બંધ કરી, અંતર્મુખ થયેલા મનવડે પોતાના ઇષ્ટદેવનું સ્મરણધ્યાન કરી, તેમનાથી પોતાને અભેદ કરવો. પછી આનંદપૂર્ણ નેત્રાવડે તથા કારુણ્યયુક્ત પ્રસન્નમનવડે શિષ્યભણી જોઇ મનોહરવાણીથી તેને તેની યોગ્યતા પ્રમાણે ઉપદેશ કરવો. પ્રથમ શ્રીસદ્‌ગુરુએ શિષ્યને આપવાના મંત્રને ૧૦ વાર કિંવા ૧૦૮ વાર જપ કરી, સદાચારી પુરુષશિષ્યના મસ્તક ઉપર (બ્રહ્મરંધ્રપર) જમણો હાથ મૂકી તેને તેના જમણા કાનમાં ત્રણવાર અને પાંચ હાથ દૂર બેઠેલી સદાચારવાળી સ્ત્રીને તેના ડાબા કાનભણી ત્રણ વાર, આ મંત્ર મંત્રગ્રહણ કરનારને શીઘ્ર ઉત્કૃષ્ટ ફળ આપનારો થાઓ એવી સુદૃઢ ભાવનાપૂર્વક, તે મંત્રનો ઉપદેશ કરવો.

ગુરુએ દ્રવ્ય વા કીર્તિના લોભથી કે ભયથી કદીપણ અપાત્રને મંત્રાદિનો ઉપદેશ ન કરવો.

મંત્રોપદેશ ગ્રહણ કર્યા પછી મોક્ષસાધકે મોક્ષસિદ્ધિ માટે આગળ ચાલવાની જે ક્રિયા—ઉપદિષ્ટ મંત્રનો વિધિવત્ અમુક જપ—કરવી તે પુરશ્ચરણ કહેવાય છે તે કરવું. પુરશ્ચરણના ઘણા ભેદ છે. મંત્રમાં જેટલા અક્ષરો હોય તેટલા લાખ મંત્રનો જપ કરવો તે પૂર્ણ પુરશ્ચરણ કહેવાય છે, અને તે મંત્રનો માત્ર એક લાખ જપ કરવો તે લઘુ પુરક્ષરણ કહેવાય છે. સાધકે પોતાની યોગ્યતા પ્રમાણે બેમાંથી એક પુરશ્ચરણ કરવું જોઇએ. જપ થઈ રહ્યા પછી જપને દશાંશ વા શતાંશ હોમ, હોમનો દશાંશ વા શતાંશ તર્પણ, તર્પણનો દશાંશ વા શતાંશ માર્જન ને માર્જનનો દશાંશ વા શતાંશ બ્રહ્મભોજન કરવું જોઇએ. જેમને હોમ આદિ કરવાની અનુકૂળતા ન હોય તેમણે સવાયો જપ કરી પુરશ્ચરણની સમાપ્તિએ સ્વશક્તિ પ્રમાણે સુ બ્રાહ્મણોને જમાડવા.

પુરશ્ચરણનો હેતુ સત્ત્વગુણની વૃદ્ધિદ્વારા ચિત્તશુદ્ધિ કરવાનો માં

સાધક જપ કરવો. શ્રીસદ્‌ગુરુમાં અને શ્રીઇષ્ટદેવમાં પૂર્ણ શ્રદ્ધાવાળા નિત્યકર્મપરાયણ સાધકે શ્રીસદ્‌ગુરુનું સંક્ષિપ્ત પૂજન કરી પવિત્ર દેશમાં વા ઘરના એકાંત ને પવિત્ર ભાગમાં ઊનના આસનપર બેસી શ્રદ્ધાભક્તિથી પરિપાલન કરવાના નિયમોનું પાલન કરી ઉપદિષ્ટમંત્રનું પુરશ્ચરણ કરવું. શ્રીઇષ્ટદેવ, મંત્ર, શ્રીસદ્‌ગુરુ તથા પોતાના આત્માનો અભેદ કરી મંત્રજપ કરવો. જપના સ્થાનમાં બહુ પ્રકાશ, બહુ અંધારું, કે બહુ પવન ન આવવો જોઇએ. જપની માળા પવિત્ર રાખી તેને ગૌમુખીમાં રાખવી. જો કરમાળાથી કે માળા કરમાં રાખી તેથી જપ કરવો હોય તો હાથપર વસ્ત્ર રાખી જપ કરવો. મંત્રનો ઉચ્ચાર શુદ્ધ અને અક્ષરો પાસે પાસે આવે એમ તથા નહિ બહુ ઉતાવળે કે નહિ બહુ ધીમે પણ ક્રમથી મધ્યમ સ્વરે કરવો શ્રીઇષ્ટદેવની ભાવના પૂર્વક ચિત્તને અત્યંત શાંત રાખી મંત્રનો શુદ્ધ ઉચ્ચાર કરી તેના અક્ષરો પર, વા અર્થઉપર, વા ઇષ્ટદેવની મૂર્તિ ઉપર ચિત્તવૃત્તિ રાખીને જપ કરવો. જપમાં જો વિક્ષેપ કે નિદ્રાદિરૂપ વિઘ્ન થાય તો તે વિઘ્ન દૂર થતાં સુધી જપ બંધ કરવો તે વેળા માત્ર ઇષ્ટદેવની ભાવના રાખવી, ભાવનારૂપ વૃત્તિ પણ જપરૂપજ ગણાય છે. બનતાં લગી નિત્ય સરખી સંખ્યાનો જપ કરવો, જપ કાળે આળસ ન મરડવું, બગાસાં, છીંક કે ડોલાં ન ખાવાં, કાંઈ ખાવું પીવું નહિ, મનોરાજ્યો ન થવા દેવાં, થુંકવું નહિ, રાગ કે ભયને વશ ન થવું, તથા શરીરને ખંજોળવું નહિ. મંત્રજપ કરતીવેળા હું નમનવડે શ્રીઇષ્ટદેવમાં જોડાઉં છું એવી ભાવના રાખવી, ને પોતે નક્કી કરેલી સંખ્યાનો જપ થયા પછી પણ દિવસરાત્રિના બીજા અવકાશના સમયમાં મનમાં જપ કર્યા કરવો. પુરશ્ચરણના સમયમાં આહાર પરિમિત, પવિત્ર ને બનતાંલગી એકવાર લેવો. રાગપૂર્વક કે દીનતાપૂર્વક પરાન્ન ન લેવું. વાણી આદિ ઇંદ્રિયોને નિયમમાં રાખવી. નીતિવાળું વર્તન રાખવું, શયન ભૂમિઉપર કે પાટ ઉપર કરવું. ખાટલાપર સુવું પડે તો તેને સારી રીતે પાંગત કે પાટી તાણી તંગ રાખવો. વિમળ, શુક્લ કે રક્ત બ્રહ્મચર્ય પાળવું. તેમાં પણ વિમળજ ઉત્તમ છે. પ્રતિદિન જપના આરંભમાં તથા સમાપ્તિની વેળાએ અને પુરશ્ચરણની સમાપ્તિએ આખું પુરશ્ચરણ શ્રીઇષ્ટદેવને શ્રદ્ધાભક્તિથી સમર્પણ કરવું.

———:o:———

## श्रीनाथप्रभुप्रणीत केटलांएक जीवनचरित्रो

### [ १ ]

### श्रीदक्षिणामूर्ति भगवान्

શ્રીદક્ષિણામૂર્તિ એ શ્રીમહેશ્વરનું એક નામ છે. શુદ્ધ સત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવી પ્રકૃતિને માયા કહેવામાં આવે છે, ને તે માયાના નિયામક વેદમાં મહેશ્વર એવા નામથી પ્રસિદ્ધ છે. શ્રીદક્ષિણામૂર્તિએ શ્રીસનકાદિકને ભદ્રામુદ્રાવડે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યાનું સંપ્રદાયવેત્તાઓ નીચે પ્રમાણે નિરૂપણ કરે છેઃ—

શ્રીસનકાદિક ચારે બંધુઓને કોઈ વેળા તત્ત્વજ્ઞાન સંપાદન કરવાની પ્રબલ જિજ્ઞાસા પ્રકટી, તેથી તેઓ સમિત્પાણિ થઈ વિનયપૂર્વક ભગવાન્ બ્રહ્માને શરણે ગયા. ત્યાં તેમની રાજસી પ્રવૃત્તિ જોઇને તેઓની તેમનામાં શ્રદ્ધા પ્રકટી નહિ એટલે તત્ત્વજ્ઞાન સંબંધી કાંઇપણ પૃચ્છા તેમને તેમણે ન કરી. પછી તેઓ ભગવાન્ વિષ્ણુની પાસે ગયા. ભગવાન્ વિષ્ણુને શ્રીલક્ષ્મી સાથે વિનોદમાં પ્રવૃત્ત જોઈ તેમની તેમને વિષે પણ શ્રદ્ધા ન ઉપજી, તેથી તેમને પણ તત્ત્વજ્ઞાનસંબંધી કાંઇપણ પ્રશ્ન ન

કરતાં કૈલાસમાં ભગવાન્ રુદ્રની પાસે તેઓ ગયા. ભગવાન્ રુદ્રને પોતાના ગણોની સાથે યથેષ્ટ વિહાર કરતા જોઇ તેમનામાં પણ તેઓને શ્રદ્ધા બેઠી નહિ. પછી તેઓ ઉદાસ થઈ તત્ત્વજ્ઞાન માટે અંતર્યામીની પ્રાર્થના કરતા કરતા કૈલાસ પર્વત ઉપર વિચરવા લાગ્યા. તેમની શુદ્ધ ભાવનાવાળી પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા અંતર્યામી-રૂપ શ્રીમહેશ્વર તેમને તત્ત્વોપદેશ આપવાને ભવ્ય ભદ્રવટની નીચે ભદ્રાસુદ્રા સહિત શ્રીદક્ષિણામૂર્તિરૂપે પ્રાદુર્ભાવ પામ્યા. તેમની કિશોર અવસ્થાવાળી અત્યંત સૌમ્ય મૂર્તિ જોઇને ચારે ભાઇઓને તેમનામાં અત્યંત શ્રદ્ધા ઉપજી. પછી તેમણે કરેલી ભદ્રાસુદ્રા જોઇને તેઓ અમારા પ્રતિ આ પ્રમાણે ઉપદેશ કરે છે એમ વિચાર કરતાં તેમને જણાયું:—

"ત્રણ ગુણથી પૃથક્ થયેલો જીવ બ્રહ્મરૂપ છે, અને તે બ્રહ્મ અનાદિ અનંત છે; વળી જીવના હૃદયમાં જે અવિદ્યારૂપી મોટો દુઃખદ કાંટો લાગ્યો છે તેને કાઢવા માટે આ બ્રહ્મજ્ઞાનરૂપ ચીપીઓ સર્વોત્તમ છે."

એ પ્રમાણે મનવડે નિશ્ચય થતાં તેમના ચિત્તની બ્રહ્મમાં એકાગ્રતા થઇ. એવી રીતે ભદ્રાસુદ્રારૂપ મૌન વ્યાખ્યાનવડે સદ્‌ગુરુરૂપ શ્રીદક્ષિણામૂર્તિએ શ્રીસનકાદિકને ઉપદેશ કર્યો છે. (ચાલુ)

———:૦:———

## આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ

[૧]

### ઉદ્યોગી મનુષ્ય ગમે ત્યાં પોતાનો સમાસ કરે છે:

મુલતાનમાં એક સ્થલે સાધુઓનો નિવાસ હતો, ત્યાં એક સાધુ જઈ ચઢ્યા. ત્યાં પચાશ સાધુઓ રહેતા હતા. તે સ્થલે આવનાર એ સાધુ પુરુષે તે સૌની સાથે રહેવાની ઇચ્છા જણાવી. ત્યાંના એક મુખ્ય સાધુએ તેમને કહ્યું કે:—

"અહીં હવે કોઇને રહેવામાટે વિશેષ જગા નથી, માટે તમે બીજે સ્થલે જાઓ તો ઠીક." આવનાર સાધુએ કહ્યું:—"ભલે, વિશેષ જગા ન હોય તોપણ જેટલી જગા છે તેટલીમાં તમને કોઇને અડચણ ન થાય તેવી રીતે હું રહી શકીશ. હું તેવી વિદ્યા જાણું છું. તમે કહો તો તમને કોઇને કાંઈ અડચણ ન થાય તેમ તમારી સૌની સાથે ભળીને રહું, અથવા તમો કહો તો તમને કોઈને કાંઈપણ ભાર ન જણાય તેમ તમારા સૌના ઉપર પણ રહું. તે કેવી રીતે એમ જો તમે મને પૂછો તો હું તમને ઉદાહરણથી બતાવું." એમ કહીને તેમણે પાણીનો એક પ્યાલો ટંકોટંક ભર્યો. પછી તેમણે પોતાની પાસેની સાકરની થોડી ઝીણી ભૂકી કાઢી તેમાં ધીમે ધીમે નાંખી. તે ભૂકી તે પાણીમાં ભળી ગઈ, અને તેમાંથી થોડું પણ પાણી બહાર ન નીકળ્યું. "જુઓ આ પ્રમાણે હું તમારા સૌમાં ભળીને રહી શકું છું." પછી તે સાધુએ પાણીથી પૂર્ણ ભરેલા તે પ્યાલા ઉપર એક જાઈનું પુષ્પ ધીમેથી મૂકી દીધું; અને તે પ્યાલામાંનું પાણી જરા પણ ન ઢોળાતાં તે પુષ્પ પાણી ઉપરજ રહી શક્યું. તે બતાવીને તે સાધુએ અન્ય સર્વ સાધુ-ઓને કહ્યું:—"આમ હું પુષ્પની પેઠે હળવો થઈને તમારા સૌના ઉપર પણ રહી શકું છું." સૌ સાધુઓ આ બનાવ જોઈ તેમની બુદ્ધિથી ચકિત થયા, ને આ કોઈ ગુણવાન્ પુરુષ છે એમ જાણી તેમને પોતાની સાથે રાખ્યા; અને તેમણે પણ પોતાના ઉદ્યોગી ને ભલા સ્વભાવવડે સૌ

સાધુઓનું ભલું કરી સૌના મન મેળવી લીધાં

**ઘણા અજ્ઞમનુષ્યો સમયનું મૂલ્ય સમજતા નથી, ને તે આળસમાં સમય નકામો ગુમાવે છે.** તેઓ જાણતા નથી કે,—

"અવસર ગઈ તે આવડે, ગયા વળે છે વા'ણ,
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ"

માટે સમયનો લાભ લ્યો, ને કરવાયોગ્ય કામ કરો જો વ્યવહારપરમાર્થમાં કાંઈપણ લાભ મેળવવાની ઇચ્છા હોય તો પ્રયત્નપરાયણ થાઓ **ખાસ શુભકામ તો માણસ જુવાનીમાંજ કરી શકે છે** વૃદ્ધાવસ્થામા શરીર અને મનની શિથિલતા થતા મનુષ્યથી ધાર્યું કામ થઈ શકતું નથી, માટે હે મનુષ્યો! તમે આળસને ફેંકી દઈ જાગો, ઊઠો, ચાલવા માંડો અને શુભ કામમા વળગી જાઓ જેમ વ્યવહારમા તેમ પરમાર્થમા પણ જાગ્રત્ થાઓ, કર્તવ્ય વિચારો, સત્પુરુષો પાસેથી જાણવાનું જાણો, નિશ્ચય કરો, ને નિત્ય આળસ રહિત રહી નિયમિતપણે તમારા સદ્ગુરુએ ઉપદેશ કરેલું સાધન કરો

જુવાની પાછી મળવાની નથી, કોઇએ કહ્યુ છે કે —

"ઊજડ ખેડા[1] ફરી વસે, નિર્ધનિયા ધની હોય,
ગયા ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોઈ"

માટે કર્તવ્યનો નિશ્ચય કરી ઝટ તેમા વળગી જાઓ પથે પડેલો માણસ જેમ માર્ગના પારને પામે છે, તેમ કર્તવ્ય કરવામા લાગેલો માણસ કર્તવ્યના પારને પામે છે **પ્રભુ ઉદ્યોગીને સાહાય્ય કરે છે. પણ આળસુને સાહાય્ય કરતા નથી મનુષ્ય યત્ન ઈશ્વર કૃપા**

પ્રભુ પરમકૃપાળુ છે, પણ મનુષ્યે યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ

"સાહેબકે દરબારમેં, કમી કછુકી નાહી,
બંદા મોજ ન પાવહીં, ચૂક ચાકરી માહી"

પ્રભુના દરબારમાં કોઈ વાતની કાંઇપણ ખોટ નથી, પણ દાસ કે ભક્ત ચાકરીમા (ભક્તિમા) ભૂલ કરે છે,–તે ઉદ્યોગી રહી કરવી જોઇએ તેવી તેમની ભક્તિ કરતો નથી તેથી તે પ્રભુપાસેથી મોજ–પારિતોષિક–ઇનામ–પ્રભુની કૃપાવડે પ્રાપ્ત થનારુ ફલ–મેળવી શકતો નથી

કોઈ ખેડુત ગાડુ હાંકીને પોતાને ખેતરથી પોતાને ઘેર આવતો હતો, રસ્તામા તેના ગાડાનું પૈડુ કાદવમા ખૂચી ગયુ, તે કેમે કર્યું નીકળે નહિ. તેણે મદદમાટે ઘણીવાર અન્ય મનુષ્યની વાટ જોઈ, પણ ત્યા થઇને કોઈ માણસ નીકળ્યુ નહિ આથી તે મુંઝાઈ ગયો, ને કપાળે હાથ દઇને શોક કરતો બેઠો, તથા સાહાય્ય માટે મનમા પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો —"હે પ્રભુ આપ દીનદયાળ છો, આપ ગરીબના બેલી છો, આપ કૃપા કરીને કાદવમા ખુચી ગયેલું મારા ગાડાનું પૈડું બહાર કાઢો" આકાશવાણીદ્વારા પ્રભુએ કહ્યુ કે — 'હુ આળસુને સાહાય્ય કરતો નથી, ઉદ્યોગીનેજ હું સાહાય્ય કરુ છુ ભલા માણસ! બેઠો છે શુ? ઊઠ, ઊભો થા, એક હાથે પૈડાને ટેકુ કર, ને બીજે હાથે બળદને જોરથી હાક, એટલે તારા ગાડાનું પૈડુ કાદવમાથી બહાર નીકળશે" તે ખેડુતે તે પ્રમાણે કર્યું, એટલે તેના ગાડાનુ પૈડુ કીચડમાથી નીકળ્યુ ને તે ગાડુ ચલાવી પોતાના ઘરભણી ચાલતો થયો **જો તમે પ્રભુભણી તમારા અંતઃકરણને શુભભાવથી વાળશો, તો પ્રભુ તમારા ઉપર અવશ્ય કૃપા કરશે**

---

૧. ખેડાં એટલે ગામડાં.

"રામ રામ રટતે રહો, જબ લગ ઘટમેં ન ;
કબહુક દીનદયાલકું, ભનક ' પરેગી કાન."

જ્યાંસુધી તમારાશરીરમાં પ્રાણ છે ત્યાંસુધી તમે રામરામ એવું રટણ સતત કરતા રહો,— પ્રેમપૂર્વક પ્રભુનું સ્મરણ સતત કરતા રહો, દીનદયાળુ પ્રભુના કાનમાં એ તમારા રટણનો અવાજ અવશ્ય કયારેક પણ પહોંચશે.

[ ૩ ]

**પ્રમાદથી કોઇવાર મનુષ્ય સવળાનું અવળું કરી બેસે છે.**

કાઠિયાવાડના એક સંસ્થાનમાં એવો એક દાખલો બન્યો હતો. ત્યાંનાં એક માજી કારભારીને ત્યાં લગ્નનો પ્રસંગ હતો, ને બીજા એક માજી કારભારીને ત્યાં તેમનાં માતુશ્રી ગુજરી ગયાં હતાં તેના શોકનો પ્રસંગ હતો. પહેલા કારભારીને હર્ષસૂચક પત્ર લખાયો, ને તેમાં ચાંદલાની રકમ મોકલ્યાનું જણાવ્યું, અને બીજા કારભારીને ખરખરાનો કાગળ લખાયો. એક કામ કરનાર કારકુનની ભૂલથી એ કાગળો અવળાસવળા બીડાયા. જેને ત્યાં લગ્નનો પ્રસંગ હતો તેને ત્યાં ખરખરાનો કાગળ ગયો, ને જેને ત્યાં શોકનો પ્રસંગ હતો તેને ત્યાં લગ્નસંબંધી હર્ષસૂચક કાગળ ને ચાંદલાની રકમ ગયાં! કેટલું ખોટું ? બંને કાગળો તે કારભારીઓ તરફથી દરબાર પાસે પાછા આવ્યા, ને તેને પરિણામે કાગળો બીડનાર કારકુનને બરતરફ થવું પડ્યું.

**મનુષ્યે ખાવાપીવામાં, ઊઠવા બેસવામાં, હાલવાચાલવામાં, લખવા વાંચવામાં, ને બીજી સર્વ ક્રિયામાં સાવધાનતા રાખવી જોઇએ.**

પ્રત્યેક મનુષ્યે સર્વ કામ સાવધાનતાથી કરવું જોઈએ. કહ્યું છે કે:—

"दृष्टिपूतं न्यसेत्पादं, वस्त्र पूतं पिबेज्जलम् ।
सत्यपूतं वदेद्वाचं, मनःपूतं समाचरेत् ॥"

( મનુષ્ય ભૂમિને નેત્રથી પવિત્ર કરીને (બરાબર જોઇને) પગ મૂકે, ને વસ્ત્રથી પવિત્ર કરીને (બરાબર ગાળીને) જલ પીએ, અને સત્યથી પવિત્ર કરીને (હું જે બોલું છું તે સત્ય છે એમ નક્કી કરીને) વચન બોલે, તથા મનથી પવિત્ર કરીને (આ કામ કરવા યોગ્ય છે એમ મનવડે નિશ્ચય કરીને) કામ કરે. )

જો મનુષ્યે ઉન્નતિ મેળવવી હોય તો તેણે પલેપલે પ્રત્યેક કામમાં જાગૃતિ રાખવી જોઇએ. જાગૃતિ ન રાખવાથી એક સહેજ વાતમાં પણ અણધાર્યું કેટલું દુઃખ આવી પડે છે તેનું એક દૃષ્ટાંત કહેવાય છે:—

[ ૪ ]

એક ધનાઢ્ય શેઠનો વાણોતર પોતાના શેઠની આજ્ઞાનુસાર તે શેઠના આડતીયાને કાગળ લખતો હતો. તે વેલા દીવામાં દીવેલ ખૂટી જતાં કોઈ બોલ્યું કે:— "દીવામાં દીવેલ ખૂટી ગયું છે" એટલે કાગળ લખનાર વાણોતરે તે પણ કાગળમાં લખી નાંખ્યું, ને તે કાગળ વાંચ્યાવિના આડતીયાપર મોકલી દીધો. આડતીયાને તે કાગળ મળતાં તેણે જાણ્યું કે આ આસામી કાચી પડી જાય તેમ લાગે છે. કાગળ લખનાર વાણોતર આપણો ઓળખીતો છે માટે તેણે યુક્તિથી મને ચેતાવ્યો છે. તેણે બીજા લેણદારોને ચેતાવ્યા. સૌએ એકદમ પોતાના લેણામાટે તગાદો કર્યો, ને તેનું જોઈ જેમણે તે શેઠને ત્યાં વ્યાજે નાણાં મૂક્યાં હતાં એવા લેણદારોએ પણ શેઠ ઉપર તગાદો કર્યો. બધાને આપવા જેટલાં રોકડનાણાં વેપારીપાસે તૈયાર કયાંથી હોય ? પરિણામે

બીચારા શેઠને હેવાળું કાઢવું પડ્યું. પ્રમાદી વાણોતરની એક નાની ભૂલનું પરિણામ કેટલું ભયંકર આવ્યું?

**ખરેખર! પ્રમાદ એ મૃત્યુ છે. જેમ વ્યવહારમાં પ્રમાદ દુઃખો ઉપજાવે છે તેમ પરમાર્થમાં પણ પ્રમાદ ભારે હાનિ કરે છે.** ભગવાન્ શંકરાચાર્યે કહ્યું છે કેઃ—

"न प्रमादादनर्थोऽन्यो ज्ञानिनः स्वस्वरूपतः।
ततो मोहस्ततोऽहंधीस्ततो बंधस्ततो व्यथा॥"

(અદઢ અજ્ઞાનીઓને સ્વરૂપવિસ્મરણરૂપ પ્રમાદના કરતાં બીજો કોઈ વધારે અનર્થ કરનાર નથી. તે સ્વરૂપવિસ્મરણરૂપ પ્રમાદથી અવિવેક ઉપજે છે, અવિવેકથી દેહાદિમાં હુંપણાની બુદ્ધિ ઉપજે છે, દેહાદિમાં હુંપણાની બુદ્ધિથી જન્મમરણરૂપ સંસાર ઉપજે છે, ને તે સંસારથી નાના પ્રકારનાં દુઃખ થાય છે.) (ચાલુ)

———:o:———

## ગુણજ્ઞતા

પૂજ્યપાદ કૃપાનાથના એક જૂના અને વયોવૃદ્ધ શિષ્ય સુરતનિવાસી શ્રી. જમિયતરામ નરભેરામ ત્રિવેદી બી. એ. એલ. એલ. બી. નીચેના ભાવનું લખી મોકલાવે છે:—

હિંદમાં વસતા ગુજરાતી ભાષા નહિ જાણનારાં અને અંગ્રેજી ભાષા જાણનારાં સર્વેને "Mahatma Shri Nathuram Sharma and His Message" એ નામનું શ્રી. કરણસિંહજીભાઈકૃત અંગ્રેજી પુસ્તક એક મહત્વના ભોમિયારૂપ થઈ પડશે.

આ પુસ્તકમાં પૂજ્યપાદ મહાત્માશ્રીનુ જીવન અને કાર્ય ટુંકમાં પણ સચોટ ભાષામાં આલેખ્યાં છે અને મુદ્દાસર તમામ હકીકત તેમાં દર્શાવી છે.

આ પુસ્તક હું બે ત્રણ વાર વાંચી ગયો છતાંપણ તેમાંની અંગ્રેજી ભાષાની ઝમકથી હું ધરાયો નથી. શ્રી. કરણસિંહજીભાઈએ લીધેલા શ્રમ માટે હું તેમને મુબારકબાદી આપું છું અને શ્રીસદ્ગુરુપ્રત્યે તેમનો અને તેમના સમસ્ત કુટુંબનો જે ભાવ છે તે દીપાવીને એક શિષ્ય તરીકેની પવિત્ર ફરજ બજાવી છે તે ખાતે તેમના જીવનને પણ ધન્ય છે.

અંગ્રેજીનો અધકચરો અભ્યાસ કરેલા યુવાનોમાં આ કાળમાં ધર્મની ગ્લાનિ વિશેષરૂપે જોવામાં આવે છે. તેઓને આ પુસ્તક જરૂર માર્ગદર્શક થઈ પડશે. કોલેજના વિદ્યાર્થીઓને જો આ પુસ્તક વિનામૂલ્યે ભેટ અપાય તો જે વાંચશે તેને અમૂલ્ય લાભ થયા વિના રહેશે નહિ. વાંચ્યા પછીથી તેમની વૃત્તિમાં જરૂર ફેરફાર થાય એવું તેમાં સચોટ લખાણ છે. એક વખત વાંચવાની શરૂઆત કર્યા પછીથી પૂરું થતાં સુધી વાચનાર આ પુસ્તક છોડશે નહિ એ ચોક્કસ છે.

શ્રી. કરણસિંહજીભાઈએ આ પુસ્તક રચવામાં લીધેલા શ્રમનો હું વિજય ઇચ્છું છું.

જૂનાગઢની બહાદુરખાનજી હાઈસ્કૂલના નિવૃત્ત થયેલા એક શિક્ષક શ્રી. સુરતરાય અંબાઈદાસ વસાવડા શ્રી. કરણસિંહજીભાઈને નીચેના ભાવનું લખી મોકલાવે છે:—

"Mahatma Shri Nathuram Sharma and His Message" એ નામનું આપે રચેલું અંગ્રેજી પુસ્તક હું પહેલેથી છેવટસુધી વાંચી ગયો છું અને તેમાંથી મને ઘણું જાણવાનું મળેલું છે. મહાત્માશ્રી નથુરામજી જ્યારે જ્યારે જૂનાગઢમાં પધારતા અને અનંતધર્માલયમાં વ્યાખ્યાન કરતા ત્યારે ત્યારે તે વ્યાખ્યાન સાંભળવાની તક હું લેતો અને તેમની વિદ્વત્તા તો મારા જાણવામાં અને જોવામાં આવેલી, પરંતુ ગઈ સાલ જ્યારે મેં બીલખામાં આવેલો આનંદાશ્રમ જોયો ત્યારેજ મને તેમની પ્રતિભાનું ખરેખરું ભાન થયું. તે વખતેજ હું

"આનંદાશ્રમ" માસિકનો ગ્રાહક થયો અને મહાત્માશ્રીનું ગુજરાતીમાં છપાયેલું જીવનવૃત્તાંત ખરીદી લીધું.

તેમનું ગુજરાતીમાં જે જીવનવૃત્તાંત છપાયેલું છે તેથી તો માત્ર ગુજરાતી ભાષા જાણનારાઓજ તેમની મહત્તાનું માપ જાણી શકે; પરંતુ ગુજરાતી નહિ જાણનારા લોકોને આવા મહર્ષિ વિષે જાણવાનું કાંઈ સાધન નહિ હોવાથી તેઓ તેમના વિષે કાંઈપણ ન જાણે એ સ્વાભાવિક છે. આપે અંગ્રેજીમાં તેમની ટુંકામાં ટુંકીરીતે પરંતુ બરાબર ખ્યાલ આવે તેવી રીતે જે હકીકત આપેલી છે, તેથી મને લાગે છે કે જેમ મહર્ષિ રવીંદ્રનાથ ટાગોરને અંગ્રેજીમાં લખાયેલી તેમની "ગીતાંજલિ"એ પ્રસિદ્ધિમાં આણ્યા તેમ આપનું આ નાનું પણ અતિઉપયોગી પુસ્તક કાઠિયાવાડના એક ખૂણામાં થઈ ગયેલા મહાન્ પુરુષને જગત્ સમક્ષ જાહેરમાં લાવવામાં ઘણું ઉપયોગી થશે અને તેથી જગતમાં મહાન્ ઉપદેષ્ટા તરીકે તેમની કીર્તિ ફેલાશે.

આપ વ્યાજબીરીતે કહો છો કેઃ—

"(Mahatma's) Entire life was dedicated to human emancipation from the clutches of nefarious ignorance."

આવા મહાન્ ગુરુના શિષ્ય થવાનું આપને જે ભાગ્ય પ્રાપ્ત થયેલું છે તે ખાતે આપને હું અભિનંદન આપું છું અને મારા જેવાને તેમના જ્ઞાનનો લાભ લેવાની જે તક પ્રાપ્ત થયેલી તે તકનો પૂરેપૂરો લાભ હું લઈ શકયો નહિ તે માટે હું ખરેખર પશ્ચાત્તાપ કરું છું.

સનાતનધર્મમાં કર્મ, ઉપાસના અને જ્ઞાનની કેટલી આવશ્યકતા છે તે આપે આ પુસ્તકમાં ટુંકામાં પણ સરલરીતે સમજાવેલું છે એ જોઈ ઘણો આનંદ થયો છે. આપના ગુરુભક્તિભાવમાં વધારો થયા કરે તેમ પ્રભુપાસે પ્રાર્થના છે!

———:o:———

## मुमुक्षुप्रति संदेश.

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

વિવેક દશમો નિધિ ગણાય છે. વ્યાવહારિક વિવેકવિના મનુષ્યથી વ્યવહારમાં સુખી થવાતું નથી, ને પારમાર્થિક વિવેકવિના નિરુપાધિક નિરતિશય સુખ મેળવી શકાતું નથી. સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળું બ્રહ્મજ સત્ય છે, ને નામરૂપાદિવાળું બાહ્ય દષ્ટિએ પ્રતીત થતું જગત મિથ્યા છે આવી જે સ્થિર સમજ તે પારમાર્થિક વિવેક કહેવાય છે. આ પારમાર્થિક વિવેક મુમુક્ષુએ સત્પુરુષોના સમાગમથી ને સંતશાસ્ત્રના શ્રવણવાચનથી પોતાના મનમાં સુસ્થિર કરવો જોઈએ. એ પારમાર્થિક વિવેક જો મુમુક્ષુના મનમાં પ્રાપ્ત થયો હોય તોજ તે મુમુક્ષુના મનમાં વિશ્વાસ રાખવા યોગ્ય વાસ્તવિક વૈરાગ્યનો આવિર્ભાવ ને સ્થિરતા થાય છે.

મનુષ્યે શુભકર્મવડે જ્યારે પોતાના અંતઃકરણની શુદ્ધિ કરી હોય ત્યારેજ તેને ઉદાર ને ઉત્તમોત્તમ ચરિત્રોવાળા સદ્ગુરુની અને પરમેશ્વરની વિશુદ્ધ ભક્તિની પ્રાપ્તિ થઈ તેના હૃદયમાં પારમાર્થિક વિવેક પ્રકટી તે વિવેકની દૃઢતા થતાં આ લોકના ને પરલોકના શબ્દાદિ વિષયોમાં ને તે વિષયોનાં સાધનોમાં સત્યપણાની, રમ્યપણાની ને સુખદપણાની ચિરકાલથી રહેલી ભ્રાંતિ દૂર થઈ તે વિષયોમાં દોષદર્શન થાય છે. અર્થાત્ તે વિષયો મિથ્યા, તુચ્છ ને દુઃખદ જણાવા લાગે છે. એવી રીતે વિષયોમાં દોષદર્શન થવાથી તે વિષયોમાં લાંબા સમયથી રહેલો રાગ દૂર થાય છે. પૂર્વોક્ત વિવેકવડે અંતઃકરણમાંથી રાગની નિવૃત્તિ થવી તે વૈરાગ્ય કહેવાય છે. આવો વૈરાગ્ય પ્રાપ્ત થવાથી મુમુક્ષુ મનુષ્ય વિહિત વિષયોનું ઔષધાદિની પેઠે પરિમિત સેવન કરે છે.

અજ્ઞાનકાલમાં જેમ તે વિષયોનો દાસ હતો તેમ હવે તે વિષયોનો દાસ રહેતો નથી, પણ વિષયોને વશ વર્તાવવા સમર્થ થાય છે. પ્રત્યેક મુમુક્ષુએ સ્વસ્થ અંતઃકરણથી પોતાના ચિત્તમાં વિવેકજન્ય વૈરાગ્ય કેટલો પ્રકટ્યો છે, તથા કેટલે અંશે તે સ્થિર થયો છે તે નક્કી કરવું જોઇએ, ને વિમલવૈરાગ્યવિના કદીપણ બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થઈ શકતો નથી એમ સમજી તે વૈરાગ્યને પોતાના અંતઃકરણમાં સુસ્થિર કરવો જોઈએ.

સ્થૂલશરીર ક્ષણિક છે, મૃત્યુનાં નિમિત્તો ઘણાં છે, ને વિષય સેવનથી મનને તથા ઇંદ્રિયોને કદીપણ તૃપ્તિ થવાનો લેશ પણ સંભવ નથી એમ નક્કી કરી મુમુક્ષુએ પોતાના મનને વિરાગવાળું ને પ્રમાદરહિત કરી શમદમાદિ સંપત્તિ પ્રાપ્ત કરવા ઉદ્યુક્ત થવું જોઈએ. તેણે મનને જગતમાંથી પાછું વાળી હૃદયસ્થ બ્રહ્મમાં જોડવાના બલરૂપ શમ, જ્ઞાનેંદ્રિયોને તેમના વિષયોથી પાછી વાળી હૃદયસ્થ બ્રહ્મભણી રાખવાના બલરૂપ દમ, સદ્‌ગુરુના ને સત્ શાસ્ત્રોના વચનોમાં પ્રામાણિકપણાનો અડગ નિશ્ચયરૂપ શ્રદ્ધા, મન કોઈ નિમિત્તથી ક્ષોભયુક્ત થાય તેને પ્રમાણવડે ને યુક્તિવડે સમજાવી ક્ષોભરહિત કરવાના સામર્થ્યરૂપ સમાધાન, મન તથા ઇંદ્રિયોના નિરર્થક બાહ્યવેગની નિવૃત્તિપૂર્વક તેની બાહ્યવિષયોમાં સ્વાભાવિક ઉદાસીનતા જેવી સ્થિતિરૂપ ઉપરતિ ને પોતાના પ્રારબ્ધકર્મવશાત્ પ્રાપ્ત થતા ટાઢતડકાને, ભૂખતરસને તથા માનાપમાનાદિને ચિંતા ને વિલાપરહિત સહન કરવાના સામર્થ્યરૂપ તિતિક્ષા એ ૭ સંપત્તિ ધૈર્ય, સાવધાનતા ને અપૂર્વ ઉત્સાહ રાખી પ્રાપ્ત કરવી જોઈએ. માત્ર તે ૭ સંપત્તિનાં સ્વરૂપો સમજીને વા તેનાં નામો ને સ્વરૂપો બોલતાં શીખી લઇને સંતોષ નજ માનવો જોઈએ, પણ તે ૭ સંપત્તિ પોતાના મનમાં ને ઇંદ્રિયોમાં કેટલી સ્થિર થઇ છે તે સૂક્ષ્મદૃષ્ટિથી વિલોકવું જોઇએ. જેમ મૂલ્ય આપ્યા વિના સોનાની પાટ જોવાથી તે સોનાની પાટ જોનારની પોતાની થઈ જતી નથી તેમ આ ૭ સંપત્તિની પ્રાપ્તિ કર્યા વિના બ્રહ્મ પોતાનું સ્વરૂપ છતાં પણ તે પોતાનું સ્વરૂપ થતું નથી.

દુઃખોની નિત્ય નિવૃત્તિ ને પરમાનંદની નિત્ય પ્રાપ્તિરૂપ મોક્ષની તીવ્ર ઇચ્છા તે મુમુક્ષુતા કહેવાય છે. અત્યંત ભૂખ્યા માણસને જેમ ભોજન સામગ્રી મેળવવાની આતુરતા રહે છે તેમ જ્યારે મુમુક્ષુને બ્રહ્મસાક્ષાત્કાર કરવાની ઘણી આતુરતા પ્રકટે ત્યારે તે સાચો મુમુક્ષુ કહેવાય, ને તેણે મુમુક્ષુતા પ્રાપ્ત કરી છે એમ કહેવાય.

હે મુમુક્ષુઓ! વા હે મુમુક્ષુ થવાની ઇચ્છાવાળાઓ! વા હે પોતાને મુમુક્ષુ માનનારાઓ! તમે આ સંદેશ શાંત ચિત્તે વાંચશો, વા સાંભળશો, અર્થાત્ તેને નેત્રદ્વારા વા કર્ણદ્વારા અંતઃકરણના ઊંડાણમાં પહોંચાડશો, ને વિવેકાદિને સ્થિર કરવા વા પ્રાપ્ત કરવા શ્રદ્ધાપ્રીતિથી ઉદ્યોગી રહેશો. જો આમ કરશો તો તમે હવે પછીનો ઉત્તમ સંદેશ વાંચવા વા સાંભળવા સુભાગી થશો.

નિત્યપ્રતિ, વા પ્રત્યેક સપ્તાહે, વા પ્રત્યેક પક્ષે, વા પ્રત્યેક માસે, વા પ્રત્યેક ઋતુએ, વા પ્રત્યેક અયને આ સંદેશાનું સ્મરણ કરી તમે વિવેકાદિ સાધનો કેટલા પ્રમાણમાં પ્રાપ્ત કર્યાં તે અવશ્ય નક્કી કરતા રહેશો. આમ કરશો તોજ વેદાંતશ્રવણાદિદ્વારા તમે સર્વ પ્રકારનાં દુઃખોનો નાશ કરી સ્થાયી પાવન સુખની અવિચલ પ્રાપ્તિ કરી શકશો. ૐ

:o:

### श्री इष्टपरायण भक्तना उद्गार

(રાગ-ભીમપલાસી-ત્રિતાલ.)

નયન પૂરતી નાથ મૂરતી-ઉર મુકુર વિરાજતી,
સરલ તરલ આર્યવાણી, સરસ રસ રસાવતી;— નયન.

સુમંદ હાસ્ય ઉક્ત આસ્ય
સેવક શાસ્ય શું! સદુપાસ્ય
લલિત કલિત આકૃતિ શી?
વિશ્વ સ્વવશ કર્ષતી — નયન.
સુધા સ્રવિત ચારૂ નેત્ર
સદય દ્રવિત હૃદયક્ષેત્ર
પ્રણત ધરણ ઉપકૃતિ શી?
પ્રણય પૂર વહાવતી...... — નયન.
નાથ દરશ દૃગની લ્હાણ
ઉરભરાય સત્ત્વધામ્ન [૧]
વૃત્તિ સંસૃતિ–રતિની
તવપદે સરી જતી. — નયન

---

## વિવેકવિચાર

### ( જ્ઞાન )

દોહરા

[ લેખકઃ શ્રી. માણિક્યવર્મા ]

જતો નથી આવું, રહું છું એકજ ઠામ;
વિચારતો કરતો નથી, નહિ રૂપ ને નામ. ૧

\+ + + +

ગુરુ કહે બ્રહ્મરૂપ તું, શાસ્ત્ર કહે બ્રહ્મરૂપ;
શા માટે ખડ ખાય છે? પડી રહી ભ્રમકૂપ. ૨

\+ + + +

માન અને અપમાન નહિ, જ્યાં દુઃખનો નહિ લેશ;
ક્લેશ નહિ વિક્ષેપ નહિ, તે સદ્ગુરુનો દેશ. ૩
દુઃખ તો કલ્પિત છે અને, સુખ છે સત્ય સ્વરૂપ;
કલ્પિત વિલાઈ સ્થિર થશે, સત્સુખ રહે તું ચૂપ*. ૪

\+ + + +

શ્રીગુરુ ને હું ભિન્ન નહિ, વસ્તુ એક દ્વય રૂપ;
જણાય જૂદા પણ નહિ, ગુવરાજ પ્રિય ભૂપ. ૫

\+ + + +

બન્ધુ સારા સર્વે છે, હું છું સૌના બન્ધુ;
સર્વે પ્રભુનાં રૂપ છે, પ્રભુરૂપ છે સંધુ. ૬

\+ + + +

---

૧ સત્ત્વધામ્ન–સત્ત્વમૂર્તિ.

* દુઃખના પ્રલાપ કર નહિ.

જડ ચેતન તુજ રૂપ છે, વા તારાં છે અંગ;
ક્રોધ કરી તેના પરેં, ન કર જ્ઞાનનો ભંગ. ૭
મૂરખ પણ નિજ અંગને, મારે નહિ કદાય;
ભૂલ કરે પણ તે છતાં, રક્ષે સહી સદાય. ૮
સર્વે તારાં રૂપ તો, દ્વેષ જ નિંદા ક્રોધ;
તાડન મારણ બળતરા, એ સઘળાંને રોધ. ૯
શાસ્ત્ર કહે સદ્ગુરુ કહે, સંતો કરે પુકાર;
જગ મિથ્યા સૌ બ્રહ્મ છે, તો ક્યમ ઉર નવ ધાર? ૧૦
અંતર્દૃષ્ટિ સુખ કરી, બાહ્યદૃષ્ટિમાં દુઃખ;
તો અંતર્દૃષ્ટિવડે, નથી લેતો ક્યમ સુખ? ૧૧
અહીં નથી કંઈ આવતું, જાતું નથી લગાર;
જવું આવવું સ્વપ્નવત્, મિથ્યા આ સંસાર. ૧૨
આ સંસાર જણાય તો, કર નહિ તેનો દ્વેષ;
જાગ્રત્માં ઉપયોગી એ, જાણી ત્યજ તું ક્લેશ. ૧૩
જાગ્રત્ પણ સંસૃતિવિષે, તો દેખે સંસાર;
જો તુર્યામાં સર્વે તો, બ્રહ્મરૂપ નિરધાર. ૧૪
મિથ્યા જગત્ જણાય તો, શામાટે ભય ધાર?
ચિત્રિત સિંહ નથી મારતો, પણ ઊલટો સુખકાર. ૧૫
મિથ્યાદૃષ્ટિ જગત્ની, ત્યજ નહિ તું ક્ષણ એક;
અંધારું દુઃખ ત્યાં નહિ, જ્યાં છે દીપવિવેક. ૧૬
અંધારે આકાર તો, બહુ વિધના દેખાય;
અજવાળામાં સર્વે એ, આપોઆપ વિલાય. ૧૭
ગુરુ ને અંતર્યામીમાં, નહિ જ ભેદ જરાય;
અંતરમાં ને બહાર એ, ખરૂં કહે ગુરુરાય. ૧૮

+ + + +

ડૂબ્યું નથી કોઇએ કદી, મૃગજળ સરિતામાંય;
તો મિથ્યા આ વિશ્વથી, કહો મને શું થાય? ૧૯
વસ્તુરૂપે રહેવું છે, અવસ્તુરૂપે નાંહી;
રાગ દ્વેષ ભય છે નહિ, આનંદસાગરમાંહી. ૨૦

+ + + +

દૃશ્ય પ્રતીથી તને, ભીતિ શાની થાય?
દૃષ્ટિ-વૃત્તિ બહાર તો, જગત્ ન કેમ જણાય? ૨૧
પૂર્વ વાસના સમૂહથી, દૃશ્ય બહુ દરશાય;
ટાળ વાસના જાળ તો, જગત્ સમૂળું જાય. ૨૨
ભર્યું સચ્ચિદાનંદ અહીં, દૃષ્ટે નવ દેખાય;
આંતર વૃત્તિથી તને, સઘળે એ દરશાય. ૨૩

બાધક દૃશ્ય પ્રતીતિ નહિ, બાધક રાગદ્વેષ;
મિથ્યા દુઃખદ દૃશ્યને, ગણ્યે ન મુદ્દલ ક્લેશ. ૨૪
વારંવાર વિચારીને, રાગદ્વેષને ટાળ;
મૃગજળસમ ને સ્વપ્નસમ, મિથ્યા સઘળું ભાળ. ૨૫
પૂર્વતણા સંસ્કારથી, સાચું મનાઈ જાય;
મિથ્યાના સંસ્કારને, પાડચે મિથ્યા થાય. ૨૬
તેં ભરીઓ સંસારને, તારા અંતરમાંય;
તો તારે તે કાઢવો, બીજો નહિ ઉપાય. ૨૭

\+ + + +

નથી અન્ય સ્થળ શોધવો, રાખી બેઠા પાસ;
તું પોતે આનંદ છે, તો ક્યમ થાય નિરાશ? ૨૮

\+ + + +

પ્રભુનું મિથ્યા રૂપ આ, વિશ્વ બધું છે જાળ;
પ્રભુના સત્ય સ્વરૂપમાં, તો વૃત્તિને વાળ. ૨૯
પાંચ અંશ પ્રભુસ્વરૂપના, ત્રણ સાચા બે જૂઠ;
સચ્ચિત્‌સુખમાં સ્થિર થજે, નામરૂપથી ઊઠ. ૩૦
માયાશક્તિ પ્રભુતણી, નામરૂપે તે થાય;
(એમ) અનેકરૂપે એકલો, વિલસે જગના રાય. ૩૧
માયા બાજી માંડીને, જીવ શિવ પોતે થાય;
પોતે પૂજક ને વળી, પૂજ્ય થઈ પૂજાય. ૩૨
એક અન્નથી દેહનાં, વિધ વિધ અંગો થાય;
રક્ત કેશ નખમાં જૂદાં, રંગ રૂપ દેખાય. ૩૩
પ્રભુનો વિવર્ત ઉપજ્યો, બહુરૂપી સંસાર;
ચળ ક્ષણધ્વંસી દુઃખદ આ, મિથ્યા મન તું ધાર. ૩૪
માયાથી મન નીકળી, જો પ્રભુમાં સ્થિર થાય;
નિજાનંદને પામતાં, ક્લેશ સમૂળા જાય. ૩૫
લાલચ મૂકી સિદ્ધિની, સ્વરૂપમાં મન લાવ;
સુખરૂપ થઈને બેસ તું, એ સાચો છે લ્હાવ. ૩૬
શત્રુ મિત્ર પ્રભુરૂપ છે, શુભાશુભ પ્રભુરૂપ;
માને સૌને પ્રભુરૂપે, તો છૂટે ભવકૂપ. ૩૭
સ્વપ્નસમા સંસારથી, લેવું નહિ કંઈ સુખ;
સંસારી સુખમાં રહે, તો ટળશે નહિ દુઃખ. ૩૮
સ્વરૂપસુખમાં ઝીલવું, ઊતરી વારંવાર;
હીલોળા કરવા સદા, ભૂલી આ સંસાર. ૩૯
રાત્રિ જગની ઝટ કરો, જાગી સ્વરૂપમાંય;
જ્યાં દુઃખનું નહિ નામ છે, સુખ સુખ સુખ ઉભરાય. ૪૦

ફળ પાવા ફિરતાર, ક્યાંઈ નથી ભાગી ગયો;
બેઠો અંદર બહાર, પણ આંખે દેખાય નહિ. ૪૧
શામાટે સંતાય? શું બીએ છે કોઈથી?
થઈ દયાનો રાય, દોડે દૂર કદી નહિ. ૪૨
વ્યાપકથી ન ખસાય, અણુમાત્ર અહીંઆંથકી;
દૂર ન અલ્પ જવાય, પોતાથી પોતાથકી. ૪૩
ભિન્ન હોય ભાગી શકે, અભિન્નથી ન ભગાય;
તારા ખોળામાં પ્રભુ, તું રૂપે ક્યાં જાય? ૪૪
અંતર્દૃષ્ટિથી તને, જે સામું દેખાય;
શુદ્ધ રૂપ નહિ પ્રભુતણું, દૃશ્ય તેહ કહેવાય. ૪૫
દ્રષ્ટા તો પાછળ રહે, દ્રષ્ટા દૃશ્ય ન થાય;
થાય દૃશ્ય તો દૃક્ ન તે, જોનારો ન જણાય. ૪૬
ધ્યાન વિષે દેખાય, પ્રકાશ આનંદ આપતો;
માયામાં મહિમાય, તે તો ચેતન પ્રભુતણો. ૪૭
કેવળ ચેતનરૂપ, થાય નહિ પ્રત્યક્ષ તે;
સમજી થાવું ચૂપ, લક્ષેથી પ્રભુસ્વરૂપને. ૪૮
વિચારતાં સદ્રૂપ, હું તો અહીં ભાસી રહ્યો;
જ્ઞાનદ એ ચિદ્રૂપ, આનંદ યોગવડે જુઓ. ૪૯
અસ્તિ ભાતિ પ્રિયે રૂપ એ, એ રીતે નિજ આત્મ;
નામ નિશાન કંઈ નહિ, એવું એનું માહાત્મ્ય. ૫૦
પ્રેરક સૌનો નાથ એ, રહીને પડદાપીઠ;
સૌને જાણે જાગતો, પોતે રહે અણદીઠ. ૫૧
દોરી એના હાથમાં, સૂવે નહિ જરાય;
અનંત યુગથી એ પ્રભુ, વિશ્વ ચલાવ્યે જાય. ૫૨
જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિમાં, સમાધિ મૂર્છામાંય;
બાળ યુવા વૃદ્ધા વિષે, જાગે એ જગરાય. ૫૩
અનંત યુગ વીતી ગયા, તોપણ એનો એજ;
સૌ અનુભવને સાંધ તો, સાક્ષીરૂપ રહેજ. ૫૪
છે સાક્ષી વ્યાપક પ્રભુ, નહિ તેડે નહિ દૂર;
જીવનું પોતાનું સ્વરૂપ, એ છે સત્ય જરૂર. ૫૫

ચાલુ

—:o:—

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ માગશર માસ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવા માટે આનંદાશ્રમ સાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલા માટેજ શક્ય તેટલા ઝીણા મોટા સમાચાર આપવાની પ્રથા રાખેલી છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણ જેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલે ફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવામાં હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહાર પરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.]

**શ્રીસદ્‌ગુરુપૂજનઃ—** આ માસમાં શ્રીગીતાજયંતીના દિવસે સૌ આનંદાશ્રમવાસીઓ, મહેમાનો અને સાધકોએ મળી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું યથાવિધિ પૂજન કર્યું હતું, પશ્ચાત્ શ્રી. બ્રહ્મચારી શ્રી આત્મપ્રકાશજી, શ્રી. પંડિત રઘુનંદન ઝા. શ્રી. મગનલાલ રામજી જોશી તથા શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા આદિ વક્તાઓએ શ્રીગીતાજયંતીપર વ્યાખ્યાનો કર્યાં હતાં; ત્યારબાદ ભજન.કીર્તન થયા પછી પ્રસાદ ને ચરણામૃત અપાયાં હતાં. તેવીજ રીતે શ્રીદત્તજયંતીના દિવસે પણ પૂજ્યપાદશ્રીનું યથાવિધિ પૂજન કરવામાં આવ્યું હતું.

**મુખ્યભેટઃ—** આ માસમાં રૂ. ૧૦) અને તે ઉપરાંત નીચે પ્રમાણે મુખ્યભેટ આવેલી છેઃ—

રૂ. ૧૫૫–૧૧–૩ એક ભક્તજન–મુંબઈ. રૂ. ૧૫–૫–૦ શ્રીઅમદાવાદ–આનંદાશ્રમમાં કાર્તિક માસમાં પૂજ્યપાદશ્રીની ભેટના આવેલ તે. હા. શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ. રૂ. ૧૦–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂ. ૨૦–૮–૦ શ્રીમતી બહેન શ્રી સરદારકુંવરબા રણમલસિંહજી–મહેસેલ. રૂ. ૬૫–૦–૦ એક ભક્તજન–મુંબઈ. હા. શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે.

**મિષ્ટાન્ન ભોજન અને થાળઃ—** આ માસમાં નીચેના ગુરુબંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાંઃ—

રૂ. ૮–૦–૦ શ્રી. ગઢવી ગોવિંદ ભોજાભાઈ–જાંબુડા. રૂ. ૧૭–૧૩–૯ હા. ગિરધરલાલ વિઠ્ઠલદાસ–કુંડલા. રૂ. ૧૪–૦–૩ શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજીનાં વિધવા કુંવરબાઇ માધવજી તરફથી હા. શ્રી. જમનાદાસ પરમાણંદદાસ–પોરબંદર. રૂ. ૧૫–૦–૦ શ્રી. નારણદાસ જમનાદાસ–જામજોધપુર. રૂ. ૭–૧૨–૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા–ગોધરા. રૂ. ૦–૧૦–૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ–કરાંચી. બે બ્રાહ્મણના ભોજન નિમિત્તે. રૂ. ૪–૧૨–૦ બેન સદાબાઈ–રાજચરાડી તરફથી બ્રાહ્મણ ભોજન નિમિત્તે.

ઉપરાંત નીચેના ગુરુબંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતાઃ—

રૂ. ૨૫–૪–૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકોર–મુંબઈવાળા તરફથી આખા માગશરમાસમાં નિત્ય પ્રતિ એક મિષ્ટાન્ન થાળ, અખંડ દીપક તથા દૂધ ધરવા નિમિત્તે. રૂ. ૧–૪–૦ શ્રી. વેલજી શવજી–જામનગર. રૂ. ૧–૪–૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા–ગોધરા. રૂ. ૧–૦–૦ બહેન સદાબાઇ. હા. છગનલાલ કાલિદાસ–રાજચરાડી. રૂ. ૧–૪–૦ બહેન ગંગાબાઇ દોલતસિંહજી–ખીલખા હા. બહેન સુબજીબા. રૂ. ૧–૪–૦ શ્રી. પીતાંબર ધનજી–રાજકોટ. રૂ. ૫–૦–૦ શ્રી. પુરુષોત્તમરાય અનંતરાય–માંગરોળવાળા તરફથી થાળ તથા ૮ બ્રાહ્મણોના ભોજન નિમિત્તે. રૂ. ૧–૪–૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી–પોરબંદર. રૂ. ૧–૪–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ. રૂ. ૧–૪–૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ–પોરબંદર. રૂ. ૧–૪–૦ શ્રી.

નારણદાસ જમનાદાસ-જામજોધપુર. રૂ. ૫-૦-૦ શ્રી. ઉપેંદ્રસિંહ કરણસિંહ ઠાકોર-કલકત્તા તરફથી થાળ તથા અખંડદીપક નિમિત્તે. રૂા. ૨૫-૪-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકોર મુંબઇવાળા તરફથી આખા પોષમાસમાં નિત્યપ્રતિ એક મિષ્ટાન્ન થાળ, અખંડ દીપક તથા દુધ ધરવાનિમિત્તે. રૂ. ૧-૦-૦ શ્રીમતી બાશ્રી આણુઆ-ઓફ્રા. રૂ. ૧-૪-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઈ.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકઃ**—આ માસમાં નીચેના ગુરુબંધુઓ આદિ તરફથી લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતાઃ—

શ્રીમતી બહેન સદાબાઈ હા. શ્રી. છગનલાલ કાલિદાસ-રાજ્યચરાડી. (લઘુરુદ્ર) શ્રી. ગઢવી ગોવિંદ ભોજાભાઇ-જાંબુડા. (લઘુરુદ્ર) શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાચી શ્રાવણમાસમાં (રુદ્રાભિષેક.) શ્રી. વેનજી શવજી-જામનગર. (રુદ્રાભિષેક). શ્રી. જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર. (રુદ્રાભિષેક.)

**અખંડ દીપકઃ**—સિવાય નીચેની રકમો અખંડદીપક માટે આવેલ છેઃ—

રૂ. ૦-૪-૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાંચી. રૂ. ૦-૪-૦ બહેન સદાબાઈ હા. શ્રી. છગનલાલ કાલિદાસ. રાજ્યચરાડી. રૂ. ૦-૮-૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર. રૂ. ૦-૪-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઈ. રૂ ૦-૮-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ-માંગરોળ.

## શ્રીઆનંદાશ્રમ-અમદાવાદ

શ્રીઆનંદાશ્રમના ટ્રસ્ટીમહાશયોની સ્પેશ્યલ મિટિંગ પોષ સુદિ ૧ રવિવારે શ્રીઅમદાવાદ-આનંદાશ્રમમાં મળી હતી અને તેમાં આવશ્યક કામો કરવામાં આવ્યાં હતાં.

પોષ સુદિ ચોથ બુધવારે શ્રીઅમદાવાદ આનંદાશ્રમપાસે પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમજ્જયુરામ શર્મા ઔદિચ્ય વિદ્યાર્થિભવનમાટે શ્રીબીલખાઆનંદાશ્રમ તરફથી બંધાવેલ નવા મકાનની ઉદ્ઘાટનક્રિયા પૂજ્યપાદ કૃપાનાથના વયોવૃદ્ધ ને અગ્રગણ્ય શિષ્યવર્ય **રાવસાહેબ મહાશંકર છગનલાલ રાવળના** શુભહસ્તે સારા સમારંભપૂર્વક કરવામાં આવી હતી.

તે દિવસે સાંજે રા. સા. મહાશંકરભાઈ તરફથી અમદાવાદમાં વસતા આનંદાશ્રમના શિષ્યવર્ગને તથા અ. ભા. વર્ષીય ઔદિચ્ય બ્રહ્મસમાજના કાર્યકર્તાઓ તથા વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યું હતું.

શ્રી. ઔ. વિ. ભવનના વિદ્યાર્થીઓ સમક્ષ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોરે પૂજ્યપાદ કૃપાનાથના જીવનસંબંધે પોષ સુદિ ૫ ગુરુવારે સાંજે વ્યાખ્યાન આપ્યું હતું, તે ઉપરથી ભવન સમિતિના પ્રમુખ શ્રી. નૈષધરાયભાઇએ નીચે પ્રમાણે જાહેર કર્યુંઃ—

પૂજ્યપાદ કૃપાનાથના જીવનસંબંધી એક નિબંધ ભવનના વિદ્યાર્થીઓએ લખીને તૈયાર કરવો. તૈયાર થયેલા નિબંધોમાંથી જે ઉત્તમ માલુમ પડશે તેને મારા તરફથી રૂ. ૫ અંકે પાંચ ઈનામ તરીકે અપાશે.

—:o:—

## સનાતનધર્મોપદેશનો પ્રચાર

**શ્રીઆનંદાશ્રમ-બીલખાના દ્વિતીય ઉપદેશક તરીકે શ્રી. શાસ્ત્રી મગનલાલ રામજી જોશી સાહિત્યાચાર્યને હાલમાં નિયુક્ત કરવામાં આવ્યા છે, તેથી તેઓ**

૦–૨–૦ શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે ,,
૦–૮–૦ ,, લાભશંકર ભવાનીશંકર–માંગરોળ
૦–૮–૦ બહેન જેતલબહેન ,,
૦–૨–૦ ચિ. વિજયકુમાર ઉપેંદ્રરાય ,,
૦–૨–૦ ચિ. અલકનંદા ઉપેંદ્રરાય માંગરોળ
૧–૪–૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ તરફથી સાકર શ્રીફળ ધરવા નિમિત્તે તથા શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં ભેટના.
૧–૦–૦ વકીલ જયચંદ બહેચર ઝવેરી-જૂનાગઢ.
૧–૦–૦ શ્રી. હમીરસિંહ હીંમતસિંહ–અમલેશ્વર.
૪–૦–૦ બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજી-ગોંડલ
૦-૧૪-૩ શ્રી. નારણદાસ જમનાદાસ-જામજોધપુર
૨–૮–૬ શ્રી. પુરુષોત્તમ ભીમજી–કેશોદ.
૧–૦–૦ ,, અમરશી શામજી ઘેલાણી-ભાણવડ
૦–૪–૦ ખત્રી નારણ જેઠાભાઈ–ખીલખા.
૫–૦–૦ શ્રી. નારણદાસ જમનાદાસ જામજોધપુર વાળા તરફથી દીક્ષાનિમિત્તે ભેટના.
૧–૦–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ.
૨–૭–૦ શ્રી. જયચંદ બહેચર ઝવેરી–જૂનાગઢ
૧–૦–૦ શ્રીમતી બાથી આણબા-ધ્રાફા.
૧–૦–૦ ,, ,, હીરબા ,,
૪–૫–૩ જંખુસરના શિષ્યમંડળ તરફથી ગીતાજયંતી તથા દત્તજયંતીના દિવસે પ્રભુશ્રીનું પૂજન થતાં ભેટના. હા. શ્રી. અંબાલાલ તુલજારામ–જંબુસર
૧–૪–૦ ભિન્ન ભિન્ન ગૃહસ્થો તરફથી સદ્ગુરુદ્વારિના પૂજાપાના આવ્યા તે.
૦–૧૩–૯ પરચુરણ.

( બાકીનાં નામો આવતા અંકમાં છપાશે ).

---

## લવાજમની પહોંચ.

આ માસમાં નીચેના ગ્રાહકો તરફથી લવાજમો મળ્યાં છેઃ—

શ્રી. કુંવરજી મેપાભાઈ ગુલબર ડેકન વર્ષ ૮–૯
,, ખેમચંદ રવચંદ શાહ–આકરૂંદ ,, ,,
,, જમિયતરામ ભાઈશંકર–કેરવાડા ,, ૭–૮
,, જગજીવન વત્સરાજ–ભડલી ,, ૮–૯
,, પ્રેમશંકર ગણપતરામ–ચાંદલી ,, ૯–૧૦
,, પ્રેમચંદ મગનલાલ–અમદાવાદ ,, ,,
,, અમરસિંહજી રાણા–મોરબી ,, ૭–૯
શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુ મંડળ–મુંબઈ ,, ,,
હા. શેઠ દામોદરદાસભાઈ
શ્રી. ઝીણાભાઈ આણંદજી–મુંબઈ ,, ૯
,, વીરજી રાજાભાઈ–કુતિયાણા ,, ૭-૮-૯
,, દલપતરામ દેવશંકર ,, ,, ૯
,, દામજી આણંદજી ,, ,, ૧૦
,, દયાશંકર કાલિદાસ–પાલનપુર ,, ૮–૯
,, હમીરસિંહ હિંમતસિંહ–અમલેશ્વર ,, ૮
,, રઘુછોડભાઈ પ્રેમજી–ઝાસા ,, ૮–૯
,, પ્રભાશંકર કાલિદાસ–દાહપુર ,, ૯
,, હીરજી ગાંગજીભાઈ–ખડવાડ ,, ૯
શ્રી. બહેચર શિવરામ–ખીલખા વર્ષ–૮
,, અમરશી શામજી–ભાણવડ ,, ૯
,, જયાનંદ કાનજી ઠાકર–જોડીયા ,, ,,
,, શ્રીમતી બાથી વખતબા-ધ્રાફા ,, ,,
,, ,, ,, આણબા ,, ,, ,,
,, કુંવરજી દેવકૃષ્ણ આચાર્ય-વઢવાણ ,, ૭-૮-૯
હા. શ્રી.રમણિકલાલ ત્રિભુવન–રાજકોટ
શ્રી. જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર વર્ષ ૯
,, લીલાધર નાગજી–રાજકોટ વર્ષ ૭-૮
,, કરશનદાસ કેશવજી–મુંબઈ ,, ૮-૯
,, મૂલજી ઇચ્છારામ–સીરા ,, ૮-૯
,, રાણા હિંમતસિંહજી-પોરબંદર ,, ૭-૮
,, કૃષ્ણલાલ ભવાનીશંકર-મુંબઈ ,, ૮-૯
,, ચતુરભાઈ ભાઈલાલ–સિનોર ,, ૮-૯
,, કલ્યાણજી ગોપાળજી–કટક ,, ૯
,, હરગોવિંદદાસ જમનાદાસ–મુંબઈ ,, ૮
હા. શ્રી.અજિતરાય હરિદાસ પારેખ મુંબઈ.

( વિશેષ નામો આવતા અંકમાં છપાશે.)

## શ્રીસદુપદેશ દિવાકર પ્રથમકિરણથી પંચમકિરણ.

એકથી પાંચ ભાગ.

આ પુસ્તકોમાં પૂજ્યપાદ મહાત્માશ્રી તરફથી સાધકજનોપર લખાયેલાં પત્રોમાંથી અગત્યના બોધરૂપ ભાગો પ્રકટ કરવામાં આવેલા છે. ભિન્ન ભિન્ન જિજ્ઞાસુઓની શંકાનું નિવારણ કરવામાં આવેલું હોવાથી મુમુક્ષુઓને અત્યંત મનનીય એવી ઘણી પારમાર્થિક બાબતોનો આમાં સમાવેશ થયેલો છે. ઘેર બેઠાં સત્સંગ કરવામાટે આ અપૂર્વ સાધનરૂપ છે. દરેક ભાગોમાં આરંભમાં પૂજ્યપાદ મહાત્માશ્રીની છબી છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ શ્રીસદુપદેશ દિવાકર | પ્રથમકિરણ | ત્રીજી આવૃત્તિ | કિં. રૂ. | ૦-૯-૦ |
| ૨ ,, ,, | દ્વિતીયકિરણ | બીજી ,, | ,, રૂ. | ૦-૧૦-૦ |
| ૩ ,, ,, | તૃતીયકિરણ | પાકું પૂંઠું ,, | ,, ,, | ૦-૧૨-૦ |
| ૪ ,, ,, | ચતુર્થકિરણ | ,, | ,, ,, | ૧-૨-૦ |
| ૫ ,, ,, | પંચમકિરણ | ,, | ,, ,, | ૦-૧૩-૦ |

આનંદાશ્રમનાં દરેક પુસ્તકો ધાર્મિક પ્રચારાર્થે પોણી કિંમતે મળી શકે છેઃ—

મળવાનું સ્થળઃ—વ્યવસ્થાપક—આનંદાશ્રમ-બીલખા.



# जिज्ञासुओने सुंदर तक

સંસ્થાના તથા સાધકોના લાભાર્થે નીચે જણાવેલાં પુસ્તકો આવતી આષાઢી પૂર્ણિમા સુધી અર્ધી કિંમતે મળશેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ શ્રીમદ્ ભગવદ્ગીતા રહસ્યદીપિકાટીકા | પાકું પૂંઠું | અર્ધી | કિંમતે રૂ. | ૧-૧૨-૦ |
| ૨ શ્રીનાથકાવ્ય ભાગ ૧ લો | કાચું પૂંઠું | ,, | ,, | ૦-૨-૬ |
| ૩ ,, ભાગ ૨ જો | ,, | ,, | ,, | ૦-૭-૦ |
| ૪ શ્રીમદ્ ભગવદ્ગીતા પંચરત્નસટીક | પાકું પૂંઠું | ,, | ,, | ૦-૮-૦ |
| ૫ જ્ઞાનદર્પણ (નકશો) | | ,, | ,, | ૦-૧૧-૦ |
| ૬ વેદાંતદર્પણ ,, | | ,, | ,, | ૦-૭-૦ |
| ૭ શ્રીકર્તવ્યબોધ | | ,, | ,, | ૦-૪-૦ |
| ૮ નાથકીર્તનાવલિ | | ,, | ,, | ૦-૧-૩ |
| ૯ શ્રીનાથસંકીર્તન | | ,, | ,, | ૦-૧-૬ |
| ૧૦ શ્રીમન્નાથપ્રભુ-જીવનમાલા ભાગ ૧ લો | | ,, | ,, | ૦-૧-૩ |
| ૧૧ ,, ,, ભાગ ૨ જો | | ,, | ,, | ૦-૧-૬ |
| ૧૨ શ્રીમન્નાથતીર્થયાત્રા | | ,, | ,, | ૦-૨-૦ |
| ૧૩ શ્રીનાથગુરુસ્તવન | | ,, | ,, | ૦-૦-૬ |

મળવાનું સ્થળઃ—

શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (કાઠિયાવાડ).

ॐ

## श्रीनाथप्रभुनो सदुपदेश

જેમ દેશ, કાલ, સ્થિતિ ને રુચિના ભેદથી મનુષ્યોના પહેરવેશમાં ફેર પડે છે, તેમ દેશ, કાલ, સ્થિતિ ને રુચિના ભેદથી પરમાત્માને પ્રાપ્ત કરવાના ઉપાયોનું સ્વરૂપ પણ બદલાય છે, એમ સમજી બીજા જે સાધનવડે પરમપદને પામવા ઇચ્છતા હોય, ને તદનુસાર યત્ન કરતા હોય, તેમના તે સાધનભણી ને પ્રવૃત્તિભણી સમજીએ ઉદાર બુદ્ધિથી જોવું જોઈએ.

## विज्ञप्ति

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઈએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ શ્રીઆનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાઓએ અગાઉથી લખી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

વર્ષ ૯ મું
માઘ
અંક ૯ મો
સંવત્ ૧૯૫૭

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂા. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ-ભીલખા

अनाद्यविद्योपहतात्मसंविद् तन्मूलसंसारपरिश्रमातुरा ।
यदृच्छयेहोपसृता स्वमाप्नुयु सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માયિક છતા ખરુ લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માયિક છતા ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનું મૂલ છે એવા આ સસારના પરિશ્રમથી જેઓ દુ ખી થયેલા છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછા પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનંદાશ્રમ છે

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાં |
|---|---|---|
| ૧ | જીવને ઉપદેશ. | ૧૮ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૯ |
| ૩ | શ્રીનાથપ્રભુ પ્રણીત કેટલાંક જીવનચરિત્રો. | ૧૯ |
| ૪ | શ્રીમદ્વિદ્યારણ્ય સ્વામી. | ૧૯૩ |
| ૫ | આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૧૯૭ |
| ૬ | શ્રીસદ્ગુરુદેવના આંતરઉદ્ગારો. | ૨૦૧ |
| ૭ | Appreciation | ૨૦૪ |
| ૮ | ગુણજ્ઞતા. | ૨૦૪ |
| ૯ | વિવેકવિચાર. | ૨૦૫ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૦૭ |
| ૧૧ | પરચુરણ ભેટ. | ૨૦૯ |
| ૧૨ | લવાજમની પહોંચ. | ૨૧૦ |

---

## લવાજમસંબંધી જરુરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા-**(કાઠિયાવાડ)

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, ઠે. આનંદાશ્રમ-**પોષ્ટ **બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ
**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોષ્ટ **બીલખા.**

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
**માલેક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૯ મું ] • સંવત્ ૧૯૯૭ માઘ [ અંક ૯

## जीवने उपदेश

રાગ બિલાવલ

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

ટેક ન ત્યજવી જીવડા! રાખી દૃઢતા ધીર!
ટેકથી કાર્ય સુસિદ્ધ બને, ગણાયે તે સુવીર ટેક
કર્તવ્યમાં પ્રીતિ રાખવી, કરી અકર્તવ્ય-ત્યાગ,
પ્રાણ જતા હઠવુ નહી, રાખી દૃઢ અનુરાગ ટેક૦ ૧
ઉદ્દેશ કદીએ ન ભૂલો, વરતી તદ્ અનુસાર,
તજીને સામગ્રી વિઘાતિની, કરના શુભ વિચાર ટેક૦ ૨
ન થવુ વિકારોને વશ કદી, એ છે શત્રુ મહાન્,
ઈષ્ટ સ્મરણ કરી પ્રીતથી, ધરો તેનુજ ધ્યાન ટેક૦ ૩
દૂર રહો તેથી સર્વદા, જેથી જનમે પ્રમાદ,
અસંગી આત્મા વિચારવો, સુણી આંતરનાદ ટેક૦ ૪

—:०:—

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

જે મનુષ્ય કોઇપણ કામમાં પ્રવૃત્તિ કરતાં પહેલાં તે કામના પરિણામનો, યોગ્યાયોગ્યનો, પોતાની પ્રતિષ્ઠાનો ને પોતાની સ્થિતિનો વિચાર કરતો નથી, પણ પોતાના ઉચ્છૃંખલ ને આવેશી સ્વભાવને વશ થઈ ગમે તે કામમાં પ્રવૃત્ત થઈ જાય છે, તે મનુષ્ય પોતાની આ પ્રવૃત્તિથી પરિણામે બહુધા દુ:ખાનુભવજ કરે છે.

આવા મનુષ્યોને પોતાના હૃદયરૂપ ઘરમાં ભય, ચિંતા, ભ્રમણા ને વ્યગ્રતાને પરોણા તરીકે રાખવાં બહુ ગમે છે, ને તેથી તેઓ તેમને પ્રાયશઃ વારંવાર, નિમંત્રણ કરીને પોતાના હૃદયરૂપ ઘરમાં રાખે છે, ને તેમના સદ્ભાવવડે તેઓ દુ:ખાનુભવ કર્યા કરે છે.

પરમાત્માની અનન્યભક્તિ પ્રાપ્ત કરવા ઈચ્છનાર મનુષ્યે પ્રથમ પરમાત્માનું માહાત્મ્ય સારી રીતે સમજવું જોઇએ, અને પછી તેણે બીજા બધા વિષયોને ગૌણ ગણી પરમાત્મામાં પ્રીતિ વધારવાનો પ્રયત્ન સેવવો જોઇએ.

આવા વર્તનવાળો મનુષ્યજ પોતાના અંતઃકરણને પરમાત્મામાં પરમપ્રીતિવાળું કરી પરમાત્માની અનન્યભક્તિ પ્રાપ્ત કરી શકે છે, તેથી વિપરીત વર્તનવાળો મનુષ્ય પરમાત્માની અનન્યભક્તિ પ્રાપ્ત કરી શકતો નથી.

ડોળવાળી ભક્તિમાં ને પરમાત્માની સાચી અનન્યભક્તિમાં બહુ ભેદ હોય છે.

જે અંતઃકરણમાં શુભ સંગની શુભ દૃઢ અસર ન થાય ત્યાં તે અંતઃકરણમાં કાંતો બહિર્મુખતા, કાંતો અશ્રદ્ધા ને કાંતો ભ્રમણા કે એવા બીજા દોષો હોવાનું અનુમાન થાય છે.

જેમ ડુંગળીપર કસ્તૂરીની, તીખાંપર કપૂરની ને સાપના ઉપર ચંદનવૃક્ષની અસર થતી નથી તેમ અયોગ્ય અંતઃકરણવાળા મનુષ્યને સત્સંગની અસર થતી નથી.

જેમ ચીરોડી પાણીમાં રહે તોપણ તે પાણીમાં એકરસ થઈ જાય નહિ, પણ મીઠું, સાકર ને બરફ જલમાં એકરસ થઈ જાય છે, તેમ શ્રદ્ધાવિનાનો મનુષ્ય પોતાના સદ્ગુરુના સમાગમમાં આવ્યા છતાં પણ તેમનામાં અભેદભાવ પામી શકતો નથી, ને શ્રદ્ધાવાળો મનુષ્ય પોતાના સદ્ગુરુમાં અભેદભાવ પામી શકે છે.

કેટલાક મનુષ્યો હિતેચ્છુ મનુષ્યોનાં વચનોમાં વિશ્વાસ રાખીને તે પ્રમાણે વર્તી શીઘ્ર સુખી થાય છે, ને કેટલાક મનુષ્યો હિતેચ્છુ મનુષ્યોનાં વચનોમાં યોગ્ય વિશ્વાસ નહિ રાખીને સ્વેચ્છા પ્રમાણે વર્તે છે તેઓ કાંતો બહુ લાંબેકાળે દુ:ખાનુભવ કરી કરીને કાંઈક સુધરે છે, કે કાંતો પોતાના પ્રારબ્ધકર્મનોજ વાંક કાઢી દુ:ખાનુભવ કરતાં કરતાં મરણને વશ થાય છે.

જે મનુષ્ય પરમાત્માની ને સદ્ગુરુની પ્રત્યેક પ્રવૃત્તિમાં રહેલા શુભ હેતુઓને જોઈ શકે છે તે શીઘ્ર સુખી થઈ શકે છે.

હૃદયની દીનતાની સાથે મનુષ્યમાં કર્તવ્યનિષ્ઠા, આજ્ઞાપાલકતા ને સહનશીલતા હોય તોજ તેની દીનતા શોભી ઊઠે છે. દીનતાને શોભાવનારા બીજા

યોગ્ય શુભગુણો વિના તે દીનતા આદર આપવા યોગ્ય ગણાતી નથી.

જેણે પરમાત્માને માટે પોતાનાં સગાંવહાલાંનો પરિત્યાગ કર્યો હોય તે તો પરમાત્માને પોતાનું સર્વસ્વ જાણી તેમની અપ્રસન્નતા થાય એવું કાંઈ પણ કામ કરે નહિ, ને તેમની શાસ્ત્રોમાં કરેલી આજ્ઞાનું ઉલ્લંઘન પણ ભૂલથી નજ કરે.

અંતઃકરણની યોગ્યતા વધારવાથી પ્રત્યેક પ્રાણિપદાર્થમાં સચ્ચિદાનંદઘન પરમાત્માનું ભવ્ય દર્શન કરી શકાય છે, ને પ્રત્યેક જલ ગંગાજીના જેવું પવિત્ર કરી તેમાં સ્નાન કરી આહ્લાદ સંપાદન કરી શકાય છે.

સૃષ્ટિસૌંદર્યનું અવલોકન તો પ્રત્યેક સ્થલે કરવું હોય તો થઈ શકે એમ છે. સત્નો સંગ તો સાધનોના શ્રદ્ધાયુક્ત અનુષ્ઠાનથી થાય છે, જ્યાં ત્યાં રઝળવાથી તે થતો નથી.

વિવેકી મનુષ્યે દુઃખરહિત ને પરમાનંદરૂપ પરમતત્ત્વની ઉત્તરોત્તર અધિક અધિક સમીપ જવા માટે તે પરમતત્ત્વના ઉંડાણમાંથી આવતા આદેશોને પરમાદર-પૂર્વક સત્ય માનવા જોઇએ, ને તેનેજ અનુસરીને તેણે વર્તવું જોઇએ, પણ પોતાના ભ્રમણાવાળા આદેશોને સત્ય માની તેને તેણે નજ અનુસરવું જોઈએ.

જો મનુષ્ય ધારે તો તે પોતાના હૃદયનાં દ્વારો પરમાત્માની કૃપાના આગ-મનમાટે ઉઘાડાં રાખી પોતાના જીવનને શાંત, સંતોષી, રમણીય, ભવ્ય ને આનંદી કરી શકે છે, ને તેથી વિપરીતરીતે વર્તી તે વિપરીત સ્થિતિ પણ સંપાદન કરી શકે.

જો પરમપદની પ્રાપ્તિ કરવાનો મનુષ્યનો ઉદ્દેશ હોય તો તેણે અવશ્ય સર્વ શુભગુણો ને શુભશક્તિઓથી ભરેલા પરમપદની પ્રાપ્તિ કરાવનારાં સાધનોનું શ્રદ્ધાથી, એકનિષ્ઠાથી, ઉત્સાહથી, વિવેકથી ને એકાગ્રતાથી સતત અનુષ્ઠાન કરવું જોઇએ.

જે મનુષ્ય ભ્રમણાને વશ થઇ નંદનવનનો ત્યાગ કરી બાવળ ને ગોરડના ઘાટાવનમાં ભમવા લાગે ને જે મનુષ્ય ભ્રાંતિને લીધે સુરસરિતાનો ત્યાગ કરી કર્મનાશામાં સ્નાન કરવા જાય, તે મનુષ્યને આપણે પોતાનું હિત ઈચ્છનારો કેમ કહી શકીએ ?

પ્રેમ, ઔદાર્ય ને પરમાત્મસેવાના ઉત્સાહને જો વિશુદ્ધ રાખવામાં ન આવે તો તે ગુણો સારા છતાં મનુષ્યનું હિત કરી શકતા નથી.

પોતાનું હિતઇચ્છનાર માણસ ગમે તેવા આપત્કાલમાં પણ કર્તવ્યથી ભ્રષ્ટ થતો નથી.

——:o:——

( ચાલુ )

## श्रीनाथप्रभुप्रणीत केटलांएक जीवनचरित्रो

[२]

### શ્રીપતંજલિ ભગવાન્

"योगेन चित्तस्य पदेन वाचां मलं शरीरस्य च वैद्यकेन ।
योऽपाकरोत्तं प्रवरं मुनीनां पतञ्जलिं प्राञ्जलिरानतोऽस्मि ॥"

ભાવાર્થઃ—જેણે ચિત્તના મલ યોગસૂત્રરૂપ યોગશાસ્ત્રથી; વાણીના મલ પાણિનિ મુનિનાં સૂત્રો પરનાં મહાભાષ્યરૂપ પદશાસ્ત્રથી, અને શરીરના મલ ચરક નામના વૈદ્યકગ્રંથવડે દૂર કર્યા તે મુનિઓમાં ઉત્કૃષ્ટ ભગવાન્ પતંજલિને હું બે હાથ જોડીને નમેલો છું.

હિમાલય પર્વતની ઉત્તરમાં આવેલા ઇલાવૃતવર્ષમાં વર્તમાન બ્રહ્માના દ્વિતીય પરાર્ધના શ્વેતવારાહકલ્પના વૈવસ્વતમન્વંતરના અઠ્ઠાવીશમા દ્વાપરયુગના અંતમાં ભગવાન્ પતંજલિ જન્મ્યા હતા એમ પુરાણાદિ પરથી જણાય છે. એમના પિતાનું નામ અંગી અને માતાનું નામ ગોણિકા કિંવા સતી હતું. એ ગોણિકા સુપુત્રની પ્રાપ્તિમાટે તપ કરતાં હતાં. તેમણે એક વેલા શ્રીસૂર્યને અર્ઘ્યપ્રદાન કરવા અંજલિમાં પવિત્ર જલ ગ્રહણ કરી તે અંજલિ ઉંચો કરી જેવાં તે અર્ઘ્ય અર્પણ કરવા જાય છે કે તેમાંથી એક નાનો બાળક નીચે પડ્યો. તે બાલકને ગોણિકાએ પોતાનો પુત્ર માન્યો, અને પોતાના અંજલિમાંથી તે બાલક પડ્યો માટે ગોણિકાએ તેનું નામ પતંજલિ ( અંજલિમાંથી પડેલો ) પાડ્યું. પછી તે પોતાની માતાને "આપ જ્યારે મારું સ્મરણ કરશો ત્યારે હું શીઘ્ર આપની પાસે આવીશ" એમ કહી તપ કરવા ગયા. તેમની ઉગ્ર તપશ્ચર્યાથી પ્રસન્ન થયેલા ભગવાન્ મહેશ્વરે તેમને મહાભાષ્યાદિ રચવાનું સામર્થ્ય આપ્યું. પછી મહાભાષ્ય, યોગસૂત્રો અને ચરક નામનું વૈદ્યકશાસ્ત્ર રચી તેમનો શિષ્યપ્રશિષ્યદ્વારા ભરતખંડમાં પ્રચાર કર્યો. પછી ગોનર્દ નામના[1] દેશમાં જઈ ત્યાં ચિરકાલ નિવાસ કરીને રહ્યા. એમનાં સ્ત્રીનું નામ લોલુપા હતું. ભગવાન્ પતંજલિ ગોનર્દ દેશમાં દીર્ઘકાલપર્યંત રહ્યા તેથી તેમનું ગોનર્દીય એવું પણ નામ પડ્યું છે. મહાભાષ્યમાં પણ તેમણે જ્યાં જ્યાં પોતાનો અભિપ્રાય આપ્યો છે ત્યાં ત્યાં "गोनर्दीयस्त्वाह" એમ પોતાનું ઓળખાણ આપ્યું છે. મહાભાષ્યમાં "वार्तिकं, पैत्तिकं, श्लेष्मिकम् ॥" "दधित्रपुषं प्रत्यक्षो ज्वरः ॥" ( દહીં ને કાકડી પ્રત્યક્ષ જ્વર છે, ) ને "नड्वलोदकं पादरोगः ॥" ( બરુનું જલ પગનો રોગ છે, ) એવા એવા લેખથી મહાભાષ્યકાર અને ચરક નામનો વૈદ્યકગ્રંથ કરનાર પતંજલિમુનિ એક છે એમ જણાય છે, અને યોગસૂત્રકાર તેથી ભિન્ન હોય એમ પ્રતીત થાય છે, કેમકે યોગશાસ્ત્રનો પરિચય મહાભાષ્યમાં કોઇ સ્થલે મળતો નથી, એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવુંઃ—

પ્રસંગ વિના યોગનો પરિચય દેવો અનુચિત ગણાય તેથી તેમણે તેનો પરિચય આપ્યો નથી; જો પરિચયનોજ આગ્રહ હોય તો જેમ મહાભાષ્યમાં વૈદ્યકનો પરિચય દેવાથી મહાભાષ્યકારથી વૈદ્યકના રચનાર અભિન્ન છે એમ સ્વીકાર્યું તેમ યોગશાસ્ત્રમાં ચતુર્થપાદના પ્રથમસૂત્રમાં ઔષધજન્ય સિદ્ધિના નિરૂપણથી યોગગ્રંથ લખનારને પણ મહાભાષ્યકારથી અભિન્ન અંગીકાર કરવામાં વિરોધ રહેતો નથી. વળી એમ માનવામાં આરંભમાં દર્શાવેલી નમસ્કારની પ્રચલિત ઉક્તિ પણ સહાય થાય છે.

---

ટીપ—૧ અયોધ્યા પ્રદેશમાં ગોંડાનામનું જે નગર છે તેની આસપાસના દેશને પૂર્વે ગોનર્દ કહેતા હતા એમ કેટલાક શોધકોનું ધારવું છે.

'ભગવાન્ પતંજલિના પ્રાદુર્ભાવના સંબંધમાં નીચેની દંતકથા પણ પ્રચલિત છે.

એકવાર ગોનર્દદેશમાં પાણિનિનામના મુનિ સંધ્યોપાસનના સમયમાં શ્રીસૂર્યને અર્ઘ્યપ્રદાન કરતા હતા તેવામાં તેમના અંજલિમાંથી એક નાનું સર્પનું બચ્ચું નીચે પડ્યું, ને બાલકરૂપ થઈ ગયું, તેથી ભય અને આશ્ચર્યને લીધે પાણિનિમુનિથી તે બાલક પ્રતિ "का भवान्" તું કોણ છે? એમ બોલવાની જગ્યાએ "कोर्भवान्" એમ બોલાઈ જવાયું. તે બાલકે મુનિના પ્રશ્નના ઉત્તરમાં "सर्पोऽहम् હું સર્પ છું એમ કહેવાને સ્થાને "सपोऽहम्" એમ કહ્યું મુનિએ તેને પૂછ્યું કે "रेफः कुत्र गतः" સર્પશબ્દમાં રેફ ક્યાં ગયો? તેના ઉત્તરમાં તે બાલકે કહ્યું કે "त्वया हृतः" તે તો તમે લઈ લીધો, કેમકે તમે તો "कोभवान्‌ને સ્થાને कोर्भवान् બોલ્યા છો. મુનિ તે બાલકના તે ઉત્તરથી પ્રસન્ન થયા. તે બાલક અંજલિમાંથી પડ્યો માટે તેનું નામ પતંજલિ કહેવાયું, ને તેમણેજ પાણિનિમુનિના વ્યાકરણપર મહાભાષ્ય રચ્યું. ચરક નામનો વૈદક ગ્રંથ અને યોગસૂત્રો પણ તેમણેજ રચ્યાં છે

ક્ષણિકવિજ્ઞાનવાદ બુદ્ધધર્મનો પ્રાદુર્ભાવ થયા પછી પ્રચલિત થયો છે, ને તે ક્ષણિક વિજ્ઞાનવાદનું યોગદર્શનમાં ખંડન કરેલું છે તેથી અનુમાન થાય છે કે પતંજલિમુનિ દ્વાપરયુગના અંતમાં નહિ, પણ બુદ્ધના નિર્વાણ પછી થયા હશે એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:—

બુદ્ધના પ્રાદુર્ભાવની પૂર્વે પણ જનમંડળમાં ક્ષણિકવિજ્ઞાનવાદ પ્રચલિત હશે, અને કાલે કરીને તે વિચારો બુદ્ધધર્મમાં પ્રવેશ પામ્યા હશે તે પ્રથમના ક્ષણિક વિજ્ઞાનવાદની યુક્તિઓનું નિરાકરણ ભગવાન્ પતંજલિએ પોતાના યોગગ્રંથમાં થોડાં સૂત્રોવડે કરેલું હશે; કિંવા આ દર્શનમાં વર્તમાનકાલે જે ૧૯૫ સૂત્રો પ્રતીત થાય છે તે બધાં સૂત્રો ભગવાન્ પતંજલિપ્રણીત નહિ હોય, પણ તેમાંના ક્ષણિકવિજ્ઞાનવાદના ખંડનવિનાનાં અન્યસૂત્રો તેમણે રચ્યાં હશે, અને તેનો પોતાના શિષ્યપ્રશિષ્યદ્વારા પ્રચાર કર્યો હશે, પશ્ચાત્ બુદ્ધધર્મનો પ્રાદુર્ભાવ થયા પછી કોઈ વિદ્વાને તે મતનું નિરાકરણ કરનારાં સૂત્રો તેમાં ઉમેર્યાં હશે એ બેમાંની કોઈ પણ એક વાત સ્વીકારવાથી પૂર્વોક્ત શંકાનું નિરાકરણ થઈ જાય છે

પતંજલિમુનિના સંબંધમાં ઉપર જે સ્વલ્પ નિરૂપણ કરવામાં આવ્યું તેથી વધારે વિગત વર્તમાનમાં મળી શકતી નથી.

[ २ ]

## श्रीमद्विद्यारण्यस्वामी

પંચદશી ગ્રંથના કર્તા શ્રીમદ્વિદ્યારણ્ય સ્વામીનો જન્મ શાલીવાહન શકના ૧૩ મા સૈકાના ઉત્તરાર્ધમાં કર્ણાટક પ્રાંતમાં તુંગભદ્રા નદીના કાંઠા ઉપર વિજયનગર નામનું એક નગર હતું ત્યાં થયો હતો, અને તેઓશ્રી શાલીવાહન શક ૧૩૧૩ સુધી વિદ્યમાન હતા એમ એક તામ્રપત્ર ઉપરથી જણાય છે. તેઓશ્રીનાં પૂર્વાશ્રમમાં માધવ, માધવાર્ય, માધવાચાર્ય, અને માધવામાત્ય એવાં નામો હતાં. પછી સંન્યસ્તાશ્રમમાં તેમનું વિદ્યારણ્ય એવું નામ પડ્યું હતું તેઓશ્રીનાં માતુશ્રીનું નામ શ્રીમતી અને પિતાનું નામ માયણ હતું તેઓશ્રીને સોમનાથ અથવા ભોગનાથ

નામના એક ભાઈ હતા. તેઓશ્રીની કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીય શાખા, બોધાયન-સૂત્ર, ભારદ્વાજગોત્ર અને સાયણકુલ હતાં.

શ્રીમદ્ વિદ્યારણ્ય સ્વામી તેમના પૂર્વાશ્રમમાં વિજયનગરમાં રહ્યા હતા, અને ત્યાંના શ્રીવીરબુક્કણ અથવા બુક્કદેવ રાજાના તથા તેમના પુત્ર હરિહર રાજાના મુખ્ય મંત્રી અને કુલગુરુ હતા. તેઓશ્રી બહુ ઉદાર હતા. તેઓશ્રીએ કુચ્ચર નામનું ગામ ચોવીશ વિદ્વાન્ બ્રાહ્મણોને તે ગામનું નામ માધવપુર પાડીને દાનમાં આપ્યું હતું. તેઓશ્રી પોતાના ઉત્તર વયમાં સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરી શૃંગેરીમઠના અધિપતિ થયા હતા. તેઓશ્રીના સંન્યસ્તાશ્રમના ગુરુ શ્રીવિદ્યાતીર્થ સ્વામી હશે, અને તેઓશ્રીના પરમગુરુ શ્રીભારતીતીર્થસ્વામી જેમણે પંચ-દશીના તૃપ્તિદીપથી માંડીને નાટકદીપસુધીનાં ચાર પ્રકરણો અને બ્રહ્માનંદનાં પાંચ પ્રકરણો રચેલાં છે તેઓ હશે એમ જણાય છે. તેઓશ્રીએ પંચદશીના પ્રત્યક્તત્ત્વ-વિવેકનામના પહેલા પ્રકરણના મંગલાચરણમાં તથા વિવરણપ્રમેયસંગ્રહના મંગલા-ચરણમાં શ્રીશંકરાનંદસ્વામીનું નામ ગુરુતરીકે દર્શાવેલું છે, પરંતુ શ્રીવિદ્યારણ્ય-સ્વામીના બીજા કોઈ લેખોમાં તેઓનું નામ જોવામાં આવતું નથી, પણ શ્રીવિદ્યા-તીર્થસ્વામીનું નામ આરંભના મંગલાચરણમાં તથા સમાપ્તિના મંગલાચરણમાં જોવામાં આવે છે, તેથી અનુમાન થાય છે કે શ્રીવિદ્યાતીર્થસ્વામી તેમના કર્મના, ઉપાસનાના અને વેદાંતના ગુરુ હશે, કેમકે એ મંગલાચરણમાં શ્રીવિદ્યા-તીર્થસ્વામીને મહેશ્વરથી અભિન્નરૂપે તેમણે પ્રણામ કર્યા છે, અને એમના નિઃશ્વાસરૂપ વેદ છે, ને તેમણે વેદમાંથી આ સર્વ જગત્ ઉત્પન્ન કર્યું છે, તથા તેઓ ધર્માદિ ચાર પુરુષાર્થને આપનારા છે એમ કહ્યું છે. આમ હોવાથી પ્રત્યક્તત્ત્વ-વિવેકમાં તથા વિવરણપ્રમેયસંગ્રહમાં શ્રીશંકરાનંદ એવું જે નામ આપે છે તે નામ શ્રીશંકરાનંદસ્વામીનું હશે કે કેમ? એ શંકાવાળું છે, કેમકે શંકર એટલે સુખ આપનાર અને આનંદ એટલે આનંદસ્વરૂપ મહેશ્વર એવો પણ શંકરાનંદશબ્દનો અર્થ થઈ શકે, અને તે મહેશ્વરરૂપ એવા શ્રીવિદ્યાતીર્થસ્વામીને પણ લાગુ પડી શકે, એટલે એ શ્લોકોવડે મહેશ્વરસ્વરૂપ શ્રીવિદ્યાતીર્થસ્વામીનું મંગલાચરણ કરેલું હોવાની શંકા થાય છે, એટલે તેઓશ્રીના વેદાંતના ગુરુ શ્રીશંકરાનંદસ્વામી હશે કે કેમ? એ શંકાવાળું જણાય છે.

વળી એક એવી દંતકથા સંભળાય છે કેઃ—શ્રીશંકરાનંદસ્વામી મહીસુર રાજ્યમાં આવેલા શૃંગેરીમઠના શંકરાચાર્ય હતા. તેઓશ્રી પોતાના કેટલાક શિષ્યો-સાથે બદરીનારાયણની યાત્રા કરવા ગયા હતા, ત્યાંથી પાછા ફરતી વેલા ભગવાન્ ગૌડપાદની ગુફાપાસે આવી પોતાના શિષ્યોને ગુફાની બહાર રાખી પોતે ગુફામાં જવા નિર્ણય કર્યો, અને પોતાના શિષ્યોને કહ્યું કે "હું જો અમુક દિવસમાં પાછો ન આવું તો તમે પુનઃ શૃંગેરીમઠમાં જજો, અને તમારામાંથી મુખ્યને શૃંગેરીમઠના આચાર્ય નીમી સ્વધર્મપાલન કરી બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરજો" એમ કહી પોતે ભગવાન્ ગૌડપાદની ગુફામાં પધાર્યા, અને શિષ્યોને ગુફામાંથી બહાર નીકળવાનો જે સમય તેમણે આપ્યો હતો તે સમય સુધી પોતે ગુફામાંથી બહાર આવ્યા નહિ. તેથી શિષ્યો તેઓશ્રીની આજ્ઞાપ્રમાણે તે ગુફા છોડી ક્રમપૂર્વક ચાલતા ચાલતા

શૃંગેરીમઠમા ગયા, અને બહુધા શ્રીવિદ્યાતીર્થસ્વામીને શૃંગેરીમઠના આચાર્ય નીમી તેઓ સ્વધર્મપાલન કરી બ્રહ્મવિદ્યાનો પ્રચાર કરવા મંડ્યા. તે પછી કેટલેક દિવસે શ્રીશંકરાનંદસ્વામી તે ગુફામાંથી બહાર આવ્યા, અને ત્યાં જોયું તો શિષ્યો નહિ હોવાથી તે શિષ્યો શૃંગેરીમઠ તરફ ગયા હશે એમ અનુમાન કરી પોતે શૃંગેરી-મઠભણી પ્રયાણ કર્યું. માર્ગમાં તેઓશ્રીને શૃંગેરીમઠની ગાદીપર નવા આચાર્ય નીમાઇ ગયાં છે એમ સાંભળવામાં આવ્યું, જેથી એક વખતે એક ગાદી ઉપર બે આચાર્ય સંભવી શકે નહિ એવો વિચાર કરી પોતે નિઝામના રાજ્યમાં વિચર્યા. ત્યાં નિઝામ સરકારે કેટલાંક ગામો તેમના ખર્ચના નિભાવ માટે આપ્યાં. ત્યાં તેઓ નવો મઠ સ્થાપી બ્રહ્મવિદ્યાના ઉપદેશનો પ્રચાર આગળ ચલાવવા માંડ્યા, અને આત્મપુરાણાદિ ગ્રંથો, ઉપનિષદોપર દીપિકાઓ, ભગવદ્ગીતાઉપર ટીકા, અને બ્રહ્મસૂત્રઉપર સંક્ષેપટીકા લખ્યાં. તે વેલા શ્રીવિદ્યારણ્યસ્વામીને શ્રીશંકરાનંદસ્વામીના ઉપદેશનો લાભ મળ્યો હોય અને તેઓશ્રી એક પ્રકારે પોતાના પરમગુરુ છે એમ માનીને ઉપર જણાવેલ બંને ગ્રંથોમાં ગુરુ તરીકે મંગલાચરણ કર્યું હોય એ પણ સંભવિત છે એમ જણાય છે.

શ્રીવિદ્યારણ્યસ્વામી પ્રતિભાશાલી, અને શાસ્ત્રોના જ્ઞાતા, વેદાંતશાસ્ત્રના પૂર્વપક્ષોનું પ્રમાણવડે ને યુક્તિઓવડે નિરાકરણ કરવામાં અતિદક્ષ ને વેદાંતશાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા વિષયનું સત્યપણું પ્રતિપાદન કરવામાં અતિનિપુણ હતા એમ તેમના ગ્રંથો વાંચવાથી શાસ્ત્રરસિક વિદ્વાન્ પુરુષોને સ્પષ્ટ સમજાય એમ છે.

ઋગાદિ વેદોનાં અને શતપથાદિ બ્રાહ્મણોનાં ભાષ્યો કરવામાં તેઓશ્રીએ ઘણોજ શ્રમ લીધેલો હોવો જોઇએ એમ જણાય છે, નહિ તો એવાં ભાષ્યો જોઇતી સામગ્રીને અભાવે રચી શકાય નહિ એવું કહેવાય છે કે તેમણે સંન્યસ્તાવસ્થામાં કાશીપુરીમાં રહી ભગવાન્ શ્રીવ્યાસનું આરાધન કરી તેમને પ્રસન્ન કર્યા હતા, અને તેઓશ્રીને પોતાના પૂર્વાશ્રમમાં પોતે રચેલાં ચાર વેદોપરનાં ભાષ્યો તેમને બતાવ્યાં હતાં, ને તેમાં કંઈ દોષ હોય તો તે જણાવવા વિનતિ કરી હતી. શ્રી-વ્યાસભગવાને તે ભાષ્યો જોઇને તે નિર્દોષ છે એમ જણાવી તેમને વિદ્યારણ્ય એવું નામ આપ્યું હતું. જો આમ હોય તો તેઓશ્રીનું સંન્યસ્તદીક્ષાનું નામ બીજું હોવું જોઇએ.

ઉપનિષદોએ ઉપદેશેલો વિષય યુક્તિઓવિના અને યોગ્ય દૃષ્ટાંતો વિના જિજ્ઞાસુઓની બુદ્ધિમાં સુસ્થિર થઈ શકે નહિ માટે તેઓશ્રીએ તૈત્તિરીયોપનિષદ્‌ની દીપિકામાં, પંચદશીનાં પ્રથમનાં છ પ્રકરણોમાં, અનુભૂતિપ્રકાશમાં, દૃગ્દૃશ્યવિવેકમાં, વિવરણપ્રમેયસંગ્રહમાં ને જીવન્મુક્તિવિવેકમાં વેદાંતસિદ્ધાંતને યુક્તિઓવડે ને દૃષ્ટાંતો-વડે સુસ્પષ્ટ કર્યો છે.

શ્રીવિદ્યારણ્યસ્વામી ધુરંધર પંડિત હતા. તેઓશ્રીએ વૈદકશાસ્ત્ર, જ્યોતિષ્શાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને વેદાંતશાસ્ત્રના અનેક ગ્રંથો લખ્યા છે તેઓશ્રીના રચેલા ગ્રંથોનાં નામો નીચે પ્રમાણે જાણવામાં આવ્યાં છે:—

૧ ઋગ્વેદપર ભાષ્ય, કૃષ્ણયજુર્વેદપર ભાષ્ય, શુક્લયજુર્વેદપર ભાષ્ય, સામવેદ-પર ભાષ્ય ને અથર્વવેદપર ભાષ્ય.

૨ ચારે વેદનાં ઐતરેય ને શતપથઆદિ અગત્યનાં બ્રાહ્મણોપર ભાષ્યો.
૩ પારાશર સ્મૃતિઉપર પરાશરમાધવની નિબંધરૂપ ટીકા.
૪ સૂતસંહિતાપર ટીકા.
૫ કાલમાધવનામે જ્યોતિષ્નો ગ્રંથ. જેમાં કાલસંબંધી નિર્ણય જણાવવામાં આવેલ છે.
૬ માધવનિદાન અથવા નિદાનમાધવનામે વૈદકનો ગ્રંથ, જેમાં રોગાદિના નિદાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે.
૭ વ્યવહારમાધવ, જેમાં વ્યવહારને લગતું વર્ણન છે.
૮ આચારમાધવ, જેમાં દ્વિજાદિના આચારનું નિરૂપણ છે.
૯ માધવીયા ધાતુવૃત્તિનામે વ્યાકરણનો ગ્રંથ જેમાં ૨૨૦૦ સંસ્કૃતભાષાના મૂલધાતુ અને તેને લગતું નિરૂપણ કરવામાં આવ્યું છે.
૧૦ શતપ્રશ્નકલ્પલતિકા, જેમાં સો પ્રશ્નોના સો ઉત્તરોવડે પંચદ્રાવિડ અને પંચગૌડ બ્રાહ્મણોના ભેદ બતાવવામાં આવ્યા છે.
૧૧ જૈમિનીયન્યાયમાલા વિસ્તાર, જેમાં પૂર્વમીમાંસાના અધિકરણોનો વિષય ચર્ચ્યો છે.
૧૨ વ્યાસાધિકરણરત્નમાલા, જેમાં વેદાંતદર્શનનાં ૧૯૨ અધિકરણોમાં જણાવેલા વિષયનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.
૧૩ વિવરણપ્રમેયસંગ્રહ, જેમાં બ્રહ્મસૂત્રના પહેલા અધ્યાયના પહેલા પાદનાં ચાર સૂત્રોનું વિસ્તારથી સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.
૧૪ સર્વદર્શનસંગ્રહ, જેમાં ચાર્વાકથી માંડીને વેદાંતદર્શનસુધીનાં દર્શનોના અભિપ્રાયો જણાવવામાં આવ્યા છે.
૧૫ શ્રીશંકરદિગ્વિજય, જેમાં ભગવાન્ શ્રીશંકરાચાર્યજીના ચરિત્રનું ઉત્તમ-પ્રકારે વર્ણન કરેલું છે.
૧૬ ઇશાદિ દશ ઉપનિષદો ઉપર દીપિકાનામની ટીકાઓ.
૧૭ અનુભૂતિપ્રકાશ, જેમાં ૧૨ ઉપનિષદોના ઉપદેશનું સંક્ષેપમાં નિરૂપણ કરેલું છે.
૧૮ દૃગ્દૃશ્યવિવેક, જેમાં દ્રષ્ટાના અને દૃશ્યના સ્વરૂપનો વિવેક કરવામાં આવ્યો છે.
૧૯ બ્રહ્મગીતા જેમાં શ્રુતિસંમત અદ્વૈતસિદ્ધાંતનું નિરૂપણ કરવામાં આવ્યું છે.
૨૦ પંચદશીના પ્રત્યક્તત્ત્વવિવેક, પંચમહાભૂતવિવેક, પંચકોશવિવેક, દ્વૈતવિવેક, મહાવાક્યવિવેક અને ચિત્રદીપ એ નામનાં છ પ્રકરણો જેમાં ઉત્તમ પ્રકારે અદ્વૈતબ્રહ્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે.
૨૧ જીવન્મુક્તિવિવેક, જેમાં પાંચ પ્રકરણો છે, ને તેમાં જીવન્મુક્તિના સદ્ભાવ આદિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.
૨૨ પૂજ્યચરણ શ્રીશંકરાચાર્યજીકૃત અપરોક્ષાનુભૂતિ ઉપર ટીકા.
૨૩ શ્રીસૂક્તપર ભાષ્ય.

---:o:---

મનુષ્યજન્મના સમયનું માહાત્મ્ય સમજી સાવધાન રહીને સ્વકર્તવ્ય બરાબર કરો. યોગ્ય સમય ગયા પછી કાંઈ નહિ થાય. મનુષ્યનું આયુષ્ વધારેમાં વધારે સો વર્ષનું ગણાય, પણ તેટલું તો કોણ ભોગવે છે? આયુષ્યની બરાબરી તો પચાસ વર્ષના કરતાં પણ ઓછી આવે છે. આયુષ્યનો લગભગ અર્ધો સમય તો રાત્રિમાં-ઉંઘવામાં અને દેહધર્માદિકમાં જાય છે. બાકીના અર્ધા સમયમાં પણ બાલ્યાવસ્થામાં ધાર્મિક કર્તવ્ય થઈ શકતું નથી, તેમ વૃદ્ધાવસ્થામાં પણ વ્યાધિઓ તથા અશક્તિને લીધે ધાર્યું કામ થઈ શકતું નથી, માટે જે અવસ્થામાં શરીર, ઈંદ્રિયો ને મન સામર્થ્યવાળાં હોય તે અવસ્થામાંજ-યુવાવસ્થામાંજ-મોક્ષને માટે મનુષ્યે પુરતો પ્રયત્ન કરવો જોઈએ. "કરીશું" "પછી કરીશું," "આગળ ઉપર કરીશું" "ધંધામાંથી નિવૃત્ત થઈને કરીશું" એવા દીર્ઘસૂત્રવાળા વિચારોમાં ઘણીવાર આવશ્યક કરવાનું કામ રહી જાય છે, ને મનુષ્યને પશ્ચાત્તાપપૂર્વક પરલોકગમન કરવું પડે છે.

રાવણ જેવા બલવાનને પણ કર્તવ્યનો યોગ્ય સમય ગુમાવવાથી પશ્ચાત્તાપ થયો હતો. રાવણ જ્યારે યુદ્ધમાં પડ્યો ત્યારે ઈશ્વરાવતાર પ્રભુ શ્રીરામચંદ્રજીએ લક્ષ્મણજીને કહ્યું કે:—

"ભલે રાવણ આપણો શત્રુ છે, પણ ડાહ્યો છે, માટે તેને રાજનીતિસંબંધી આપણે કાંઈક પૂછી લેવું જોઈએ આપણે ગન્યભાર વહન કરવો પડશે, અને આપણા પિતાએ સ્વર્ગગમન કર્યું છે, તેથી તમે જઈને તેને રાજ્યના અગત્યના કર્તવ્યવિષે પૂછો" [ જો કે પોતે સર્વજ્ઞ હોવાથી સર્વ વાતના જ્ઞાતા હતા, છતાં મનુષ્યોને સન્માર્ગ દર્શાવવાને એ લીલા કરી.] પછી લક્ષ્મણજીએ રાવણ પાસે જઈ શ્રીરામચંદ્રજીની આજ્ઞાપ્રમાણે તેને પૂછ્યું તેના ઉત્તરમાં રાવણે લક્ષ્મણજીને પ્રસન્નતાથી કહ્યું કે:—"અત્યારે હવે મને રાજનીતિસંબંધી વધારે વાત કરવાનો સમય રહ્યો નથી, એટલે અત્યાવશ્યક માત્ર બે વાત તમને કરવા જેવી મને સ્ફુરે છે, તે તમને કહું છું. એક તો કોઈ અગત્યનું કામ મુલતવી ન રાખવું. મારે યમનું ખાતું ને નરક કાઢી નાંખવાં હતાં- વળી સમુદ્રને મીઠો ને ઢીચણ સમો કરવાનો હતો. જો મેં એ સર્વ તરત કર્યું હોત તો તે કરી શકત, પણ 'થાય છે,' 'પછી કરીશ' 'શી ઉતાવળ છે?' 'ધારીશ ત્યારે તરત કરી લઈશ' એવા વિચારમાં ને વિચારમાં તે કામ કરવાં રહી ગયાં, બીજું શત્રુને કદી પણ નાનો ન ગણવો. જેમ વિષ, કરજ, રોગ, અને અગ્નિને થોડા પ્રમાણવાળાં ગણી તેની ઉપેક્ષા કરવામાં આવે તો પરિણામે તે બળવાન થઈ હાનિ કરનારાં થાય છે, તેમ આમાં પણ સમજવું. તમને મનુષ્ય માનીને હું જ્યારે ત્યારે બીજાની આગળ કહેતો કે "મનુષ્યથી શું થઈ શકે તેમ છે? વાંદરાનું લશ્કર તે શા હિસાબમાં છે? મનુષ્યો ને વાંદરાં તો મારું ભક્ષ્ય છે, વળી બાપડો તપસ્વી મને શું કરનાર છે?" આ માન્યતાનું પરિણામ શું આવ્યું, તે તમે નજરે જુઓ છો."

અશુભ કામને લંબાવવું તેમાં લાભ છે. મનમાં જો અશુભ કામ કરવાનો વેગ ઉપજ્યો હોય તો તે દબાવવો ને તે કામ આગળ ઉપર કરવાનું મનને સમજાવવું. આમ કરવાથી સમય જતાં તે વેગ કદાચ સમી જાય, ને પાપથી બચી જવાય. એ સંબંધે એક મુનિપુત્રનું ઉદાહરણ છેઃ—

તે મુનિપુત્રનું નામ ચિરકારી હતું. ચિરકારી એટલે કામને લંબાવનારો. એક વખતે

તેની માતાનો કાંઇ અપરાધ લાગવાથી ચિરકારીને તેના પિતાએ કહ્યું કેઃ—" તારી માતાનું માથું કાપી નાંખ." આટલું કહીને તે મુનિ જપાદિકનું અનુષ્ઠાન કરવાને વનમાં ચાલ્યા ગયા. પાછળથી કેટલેક સમયે પોતાની ધર્મપત્ની અપરાધ રહિત છે એમ તેમને વિચારતાં લાગ્યું, ને પોતે પોતાના ચિરકારી પુત્રને કરેલી આજ્ઞા માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા, પણ પોતે જાણતા હતા કે પોતાનો પુત્ર ચિરકારી છે, એટલે કદાચ તેના સ્વભાવ પ્રમાણે આ કામ પણ તેણે લંબાવ્યું હોય. ચિંતામાં ને ચિંતામાં તે પોતાના આશ્રમપર પાછા આવ્યા, તો પોતાની ધારણા ખરી પડેલી તેમણે જોઇ. પોતાનાં ધર્મપત્નીને તેમણે જીવતાં જોયાં, ને પ્રસન્ન થયા. થયું એવું કે પોતાના પિતાની આજ્ઞા થયા પછી તે આજ્ઞાનું પાલન કરવાને ચિરકારી તૈયાર થયો, પણ ત્યાં તેને વિચાર આવ્યો કે "आज्ञागुरूणामविचारणीया"–માતા પિતા આદિ ગુરુઓની આજ્ઞાને તેમાં સંશય આણ્યા વગર પાળવી જોઇએ–એવી જો કે શાસ્ત્રાજ્ઞા છે, તો પણ આમાં તો જીવનમરણનું સાટું છે. માતા જેવી માતાને મારે હણવી છે, માટે આ કામ તરત કરવા જેવું નથી, આમાં તો અવશ્ય વિચાર કરવો જોઇએ. એવી રીતે વિચારમાં ને વિચારમાં લગભગ એક વર્ષ વીત્યું, છતાં તે નિર્ણયપર ન આવી શક્યો, ને ત્યાં તો તેના પિતા આવી પહોંચ્યા, ને તેની માતા બચી ગયાં.

**જે કામને લંબાવે તેનાપરથી માણસોનો વિશ્વાસ ઊઠી જાય છે.** આજકાલ કરતાં કામનો છેડોજ ન આણે તેવો ગપ્પી માણસ પોતાપ્રતિનો બીજાનો વિશ્વાસ ગુમાવે છે. એવાને ભરોસે કોઈ કામ મૂકતું નથી, તેવો દીર્ઘસૂત્રી માણસ વ્યવહારમાં આગળ વધી શકતો નથી, એટલુંજ નહિ, પણ ત્યાંથી ઊલટો તે પાછળ પડે છે. જે વ્યવહારમાં જાગૃતિથી તરત કામ ન કરી શકે તે પરમાર્થમાં શું કરવાનો હતો? વ્યવહાર એ પરમાર્થ શીખવાની શાલા છે. તેમાં તૈયાર થાઓ એટલે તમારો પરમાર્થ પણ બહુ સારો થશે. લાલાની પેઠે કામને લંબાવ્યા ન કરો, પણ તરત કરવાનું કામ તરત કરો. જે કામ વિચારીને કરવાનું હોય તે કામ વિચાર કરીને પણ વેળાસર કરો, તેને માટે દિવસોના દિવસો, મહિનાના મહિના અને વર્ષોનાં વર્ષો નકામા કાઢી નાંખો નહિ.

**લાલો** નામે કોઇ માણસ કોઇ કચેરીમાં કારકુન હતો. અરજદાર માણસો પોતાના કામને લગતા કાગળોની નકલો લેવા માટે તેની પાસે આવતા. તેને લાલો "હમણાં લખી આપીશ, બે કલાક પછી થશે, સાંજે આવજો, કાલે તમારું કામ ચોક્કસ થયું જાણજો" એવા જવાબ આપ્યા કરતો. આખરે લાલાના કેટલાયે વાયદા વીતી જતા, છતાં લોકોનું કામ બાકીજ રહેતું, તેથી લાલાને માટે નીચેનો દુહો જોડાયો હતોઃ—

" પલકે દો પખવાડીયે, ઘડી કે દો માસ;
જાકું લાલા કલ કહે, વાકા કોન હવાલ ? "

**કાલ ભગવાનનું વારંટઃ**—સરકારનું વારંટ બજતાં કદાચ જરા ઢીલ થાય પણ કાલ ભગવાનનું વારંટ ગમે ત્યારે તરતજ બજે. એની કોઇથી ના નજ પાડી શકાય. એવા દાખલા બન્યા છે કે કાલ આવી પહોંચતાં દરદીથી વીલમાં સહી કરતાં પોતાના નામના બે અક્ષર લખાયા, ને ત્રણ ન લખાયા! માટે દેહનું ક્ષણભંગુરપણું, લક્ષ્મીની ચપળતા, વિષયોનું દુઃખદપણું ને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનનું પરમ સુખદપણું નિશ્ચયપૂર્વક સમજીને ધાર્મિક કર્તવ્ય કરવામાં પ્રમાદ કે દીર્ઘસૂત્રતા ન રાખો; પણ જાગૃતિ રાખીને તરત કામ કરવાનો

સ્વભાવ કેળવે. જે દીર્ઘસૂત્રતાને જીતે છે. તે પોતાને પ્રાપ્ત કરવાના સ્થાનના લાંબા માર્ગને બહુ ટુંકો કરી નાંખે છે ને વેલાસર ઇચ્છિતને પ્રાપ્ત થાય છે. પૂર્વના પુણ્યથી દ્વિજશરીરને એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વસ્યના શરીરને પામીને વૈદિક ધર્મના પાલનવડે પરમાત્માને પામવાની ઉંચી તક સમજુએ ન જવા દેવી જોઇએ.

**અવ્યવસ્થિત અને અનિયમિત મનુષ્યનું અવશ્ય પતન થાય છે.** જે પોતાનાં કામોની વ્યવસ્થા કરતો નથી, ને બેપરવાઇથી અનિયમિત રીતે ગમે તેમ વર્તે છે તે અંતે દુઃખી થાય છે એ સંબંધે એક બુકસેલરના દીકરાનું ઉદાહરણ અપાય છેઃ—

એક બુકસેલરની દુકાન સારી ચાલતી હતી. તે બુકસેલર પોતાનું પ્રારબ્ધ પૂરું થતાં ગુજરી ગયો, એટલે દુકાનનું કામ તેના પુત્ર ઉપર આવ્યું. એ પુત્ર અવ્યવસ્થિત અને દીર્ઘસૂત્રી હતો. પુસ્તકો મોકલવા માટે તેના ઉપર જૂદે જૂદે સ્થળેથી કાગળો આવે તે પ્રમાણે તે વ્યવસ્થા રાખી પુસ્તકો તરત રવાના કરવાને બદલે મુલતવી રાખે, અવ્યવસ્થાને વશ થઇ નકામા કામમાં લાગે અને આ કામ હવે કરશું, થશે, થાય છે એમ ચલાવે. ત્યાં તો કેટલાકના એવા કાગળો આવે કે "હવે અમે મંગાવેલાં પુસ્તકો તમે મોકલશો નહિ, તમે સમયસર તે પુસ્તકો ન મોકલવાથી અમે બીજેથી તે મગાવી લીધાં છે." આમ તેની ઘરાકી તૂટવા લાગી. તેના અનિયમિતપણાને લઇ ઘરાકનો વિશ્વાસ તેના ઉપરથી ઉઠી ગયો, અને તેના બાપના વખતનાં જૂનાં ઘરાક તેણે ગુમાવ્યાં. નવાં ઘરાક તો મળતાં મળે વેપારીને બંધાયેલી ઘરાકીમાંજ ખરી પેદાશ થાય છે. આ પેદાશ તો તેણે ખોઈ. વ્યવસ્થા ન મળે એટલે નવાં ઘરાક ક્યાંથી મેળવે? અંતે તેને દુકાન બંધ કરવી પડી, અને તે ચીન ગયો. ત્યાંથી આવી તેણે પોતાની નોંધપોથીપરથી ચીનનો પ્રવાસ લખવા માંડ્યો, પણ તેમાંએ તેનુ ઠેકાણું નહિ. જે નિત્ય વ્યવસ્થાથી કામ ન કરે તેનું કામ ક્યાંથી પૂરું થાય? તે હજી ચીનનો પ્રવાસ છપાવવાના વિચારમાં હતો ત્યાં તો કોઇ બીજા લેખકે ચીનનો પ્રવાસ બહાર પાડ્યો, અને ત્યારે આ ભાઈ પોતાનાં લખેલાં ચીનનાં પ્રવાસનાં પાનાં આડાંઅવળાં પડ્યાં હતાં તે શોધવા મંડ્યા. તેનું એક રીતે હાસ્યજનક અને બીજી રીતે દયાજનક જીવન બહુ લાંબું છે, પણ તે બધું નહિ કહી શકાય. છેવટ તે અમેરિકા ગયો ને ત્યાં એક ઓફિસમાં કલાર્ક તરીકે રહ્યો. સ્ટીમર ઉપર જે માલ ચઢે તેનાં ભરતીયાં જેને અંગ્રેજીમાં ઇન્વોઇસ કહે છે તે કરવાનું કામ તેને સોંપાયું હતું. એક દિવસ તેના ઉપરીએ તેને કહ્યું કેઃ—"સ્ટીમરમાં આપણે જે માલ ચઢાવ્યો છે તેનું ભરતીઉં મોડામાં મોડું આવતી કાલ સવારના ૭ વાગ્યા સુધીમાં તે સ્ટીમરના કેપ્ટનને મોકલી આપવું. તેણે હા કહી એવામાં સાંજે તેના મિત્રો તેની પાસે આવ્યા. તેની સાથે તે વાતોમાં ચઢ્યો, અને રાત્રિએ તેમની સાથે દેડકાનું ગાયન સાંભળવા નીકળી પડ્યો, ત્યાં બહારની ઠંડી હવાથી તેને શરદી લાગી, ને તેના પરિણામે તેને તાવ આવ્યો. રાત્રે ભરતીઉં થઈ શક્યું નહિ. સવારના ૭ સુધી પણ ભરતીઉં ન પહોંચવાથી અને સ્ટીમર ઉપડવાનો વખત થઈ જવાથી સ્ટીમરનો કેપ્ટન જાતે ભરતીઉં લેવા આવ્યો ને તેના ઉપરી પાસે ગયો. તે ઉપરીએ તેના માણસથી થયેલી ઢીલ માટે કેપ્ટન પાસે દીલગીરી દર્શાવી, ને તે કમનસીબ માણસને બરતરફ કર્યો. હવે એ માણસે રાત્રે દેડકાનું ગાયન સાંભળવા જવું જોઇતું હતું કે ભરતીઉં તૈયાર કરવું જોઇતું હતું? અંતે તે બીચારો ભૂડે હાલે મૂઓ.

**જેમ ધંધામાં તેમ ગૃહવ્યવહારમાં પણ વ્યવસ્થા જોઇએ** ગામડામાં ગૃહસ્થ માણસો પોતાના ઘરમાટે વર્ષ દિવસનો દાણો અને બીજી ચીજો બની શકતા પ્રમાણે ભેળી

લઈ મૂકે છે. મુંબઇ જેવા શહેરમાં કદાચ તેમ ન બની શકે, પણ ગૃહસ્થના ઘરમાં ઓછામાં ઓછી આઠ દિવસની તૈયારી તો હોવી જ જોઇએ. જો બેચાર મેમાન અચાનક આવ્યા ને તેમને જમાડવા જેટલી તૈયારી પણ ઘરમાં ન હોય તો ઘરની સ્થિતિ કળાઈ જાય. મેમાન કહે કે:—"ગૃહસ્થ તો સારા પણ ઘરનું ઠેકાણું નહિ." બૈરાં ચોખા, દાળ કે ઘી આદિ માટે પુરુષને વારંવાર કહ્યા કરે, છતાં તે માલ લાવવામાં ન આવે, ને જ્યારે ઘી આદિ થઈ રહે ત્યારેજ લેવાય એમાં પુરુષનું ભૂષણ નહિ. સ્ત્રીઓએ પણ ઘરમાંની વસ્તુઓ વખતોવખત જોતાં રહી ખૂટતી ચીજો ચાર છ દિવસની ઘરમાં હોય ત્યાંજ મંગાવી લેવી જોઇએ.

ઘરની અવ્યવસ્થાસંબંધે એક કહેવાતી સુધરેલી સ્ત્રીની વાત જાણવા જેવી છે. એ વાત એવી છે કે એક વાર એક માણસ રાજાબાઈ ટાવર પાસેથી નીકળ્યો. ત્યાંથી તેને એક ડાયરી મળી. આ ડાયરી જેની વાત કહેવામાં આવે છે તે સ્ત્રીની લખેલી હતી. તેમાં તેણે શું લખ્યું હતું તે તેમાંથી માત્ર ત્રણ દિવસની હકીકત નીચે અપાય છે તેથી તમને જ્ઞાત થશે.

**સોમવાર:**—આજે કીકાના બાપે કઢી બનાવવા કહેલું, પણ ઘરમાં ચણાનો લોટ નહોતો, એટલે પાડોશણને ત્યાં ચણાનો લોટ લેવા ગઇ, ત્યાં સ્ત્રીપુરુષના સમાન હક્ક વિષે તે પાડોશણ સાથે ચર્ચા ચાલી. તેમાં આશરે બે ત્રણ કલાક નીકળી ગયા, એટલે રસોઈ થઈ શકી નહિ, અને ઓફિસનો વખત થઇ ગયો હતો, તેથી કીકાના બાપા ચેવડો ખાઇને ઓફિસમાં ગયા.

**મંગળવાર:**—આજે સાંજે સ્ત્રીપુરુષના સમાનહક્ક વિષે ભાષણ થવાનું હતું, તે સાંભળવા જવાને પોષાક પહેરી તૈયાર થઇ, અને વાટકીમાં પોમેટમ ઊનું કરી માથે લગાડવા માંડ્યું, પણ તે લગાડતાં વાટકીની નીચેની મેશને અડેલો મેશવાળો હાથ જરા ગાલે અડી ગયો. તેનો ડાઘ કાઢવામાં ઘણો વખત નીકળી ગયો, તેથી મોડું થઇ ગયું, ને ભાષણમાં માંડમાંડ પહોંચાયું ભાષણ સાંભળીને ઘેર આવી એટલે બહુ મોડું થઇ ગયેલું એટલે રાત્રિએ આવીને કાચુંકોરૂં ખાઇને સૂઇ રહ્યા.

**બુધવાર:**—આજે અમારે ઘેર મેમાન આવ્યા હતા, એટલે કીકાના બાપે મને પૂરણપોળી બનાવવાનું કહ્યું હતું. મને પૂરણપોળીની માહિતી ન હોવાથી, મેં તે વિષે અમારા ઘાટી રામાને પૂછ્યું. રામાએ તુવેરદાળ બાફી તેમાં મીઠું તથા મસાલો નાંખી પૂરણ તૈયાર કરવાનું કહ્યું. તે પ્રમાણે પૂરણ તૈયાર કરી મેં પૂરણપોળી બનાવી, પણ મેમાનમાંથી કોઇએ ખાધી નહિ, તેથી બજારમાંથી લાડુ પુરીને ગાંઠીયા મંગાવીને મેમાન જમાડ્યા. કીકાના બાપે મને ઠપકો આપવા માંડ્યો, પણ મેં રામાનો વાંક સાબિત કરી બતાવી તેને રજા અપાવી!

આમાં ખરી હકીકત આ પ્રમાણે હતી:—રામાએ પૂરણમાં મીઠું એટલે મીઠાશ-સાકર વા ખાંડ નાંખવાનું અને મશાલો એટલે ગરમ મશાલો નાંખવાનું ટુંકામાં કહેલું, પણ સમજે કોણ? એટલે તે સુધરેલી બાઇએ મીઠું મરચું વગેરે નાંખીને પૂરણ તૈયાર કરેલું. મેમાનમાં એક વૃદ્ધ પુરુષ હતા તે પૂરણપોળીનો કકડો ખાતા બોલ્યા:—"વહુએ પૂરણપોળીમા મુંબઈની ખાડી વાળી દીધેલી જણાય છે." ત્યાં એક બીજા મેમાન બોલ્યા કે:—"આ તો એવી પૂરણપોળી છે કે મોઢાવાટે ઊતારવા કરતાં પરબારી પેટે બાંધી દઉં એમ થાય છે!" આથી ઘરઘણી સમજી ગયો, ને આગળ કહ્યા પ્રમાણે ભોજનની બીજી વ્યવસ્થા કરી. જે ઘરમાં આવી સ્ત્રી હોય તે ઘરના શા હાલ? (ક્રમશઃ)

———:૦:———

## श्रीसद्गुरुदेवना आंतरुद्गारो

નાનાવિધ તાપોથી તપેલા જીવોને બ્રહ્મજ્ઞાન પરમશીતલ કલ્પવૃક્ષ છે. નિરાધારનો તે પરમાધાર છે, ને અનાથને તથા અશરણને તે સનાથ તથા શરણયુક્ત કરનાર છે. હે મન! આવું સર્વોત્તમ બ્રહ્મજ્ઞાન મેળવવા તું સાધનસંપન્ન થઈ, સંશયવિપર્યય તજી, સર્વદા ઘણામાં ઘણો પ્રયત્ન કર્યા કર.

* * * *

આ પૃથિવીપર દૃષ્ટિ કરતાં મનુષ્યને સર્વ ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ કરાવનારી શ્રદ્ધાજ વિવેકીઓને કામદુધાના જેવી પ્રતીત થઈ હે પવિત્ર શ્રદ્ધા! તું આ જિજ્ઞાસુની પાસે આવ, ને તેના ભમતા ને દુઃખી અંતઃકરણમાં વાસ કર. તારા આગમનથી ને સ્થિતિથી તેના અંતઃકરણને શાંતિ ને સુખ થશે માટે ઓ શાંતિ ને સુખ દેનારી શ્રદ્ધા! તું ઝટ તેના અંતઃકરણમાં આવ, તારા આગમનનો વિલંબ હવે તે અંતઃકરણ લેશ પણ સહન કરી શકતું નથી.

* * * *

જો તમે વ્યવહારમાં સુખી થવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને તમારા પ્રાપ્ત-વ્યવહારમાં પરમોત્સાહવાળુ રાખો, જો તમે સકામ શુભકર્મના અનુષ્ઠાનવડે આ લોકનું કે પર-લોકનું સુખ સંપાદન કરવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને તમારા તે સકામ શુભ-કર્મમાં પરમોત્સાહવાળુ રાખો, જો તમે શાસ્ત્રોક્ત વા સદ્ગુરૂપદિષ્ટ નિષ્કામકર્મના અનુષ્ઠાનવડે તમારા અંતઃકરણને નિર્મલ કરવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને તે નિષ્કામકર્મમાં પરમોત્સાહવાળુ રાખો, જો તમે પરમાત્માની અનપાયિની અનન્યભક્તિવડે તમારા અંતઃકરણને પરમાનંદમાં અહોનિશ ઓતપ્રોત કરી દેવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને પરમાત્માની અનપાયિની અનન્યભક્તિના સાધનોમાં પરમોત્સાહવાળુ રાખો, જો તમે તમાર ચિત્તનો નિરોધ કરવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને ચિત્તનિરોધના સાધનોના અનુષ્ઠાનમા પરમોત્સાહ-વાળુ રાખો, ને જો તમે બ્રહ્મસાક્ષાત્કારવડે મોક્ષ મેળવવા ઇચ્છતા હો તો પણ તમે તમારા અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કારના સાધનોના અનુષ્ઠાનમાં પરમોત્સાહવાળુ રાખો. ઉત્સાહજ મંગળરૂપ હોવાથી સૌ મંગલને આપનારો ને વિઘ્નરૂપ અમંગલને દૂર કરનારો છે. ઉત્સાહવિનાનો મનુષ્ય ભીણના પુતળાજેવો નમાલો છે. તે પોતાનું આ લોકનું કે પરલોકનું કાંઇ પણ હિત સાધી શકતો નથી.

* * * *

શરીરમાંનાં માંસ, નાડીઓ ને હાડકાં આદિના સમૂહઉપર જો ચામડી ન હોત તો મનુષ્યને પોતાના સ્થૂલ શરીરનું ગીધ, કાગડા, સમળી ને કૂતરાથી રક્ષણ કરવા માટે બહુજ સાવધ રહેવું પડત, ને શરીરપરથી માખીઓ ઉડાડવા પણ બહુજ પ્રયત્ન કરવો પડત, આવા કુત્સિત શરીરમાં જે પ્રીતિ પ્રતીત થાય છે તે મહામોહના સામર્થ્યથીજ પ્રતીત થાય છે. શાશ્વત સુખેચ્છુએ દૃઢ વિવેકવડે એ મહામોહનો નિઃશેષ નાશ કરવો જોઇએ.

* * * *

મરણવેળા રક્ષકરહિત દશે દિશાઓ જોઇને બહુ મૂઢતાને પામેલો તું તે વેલા તે મહાભયવાળા સ્થાનમાં શું કરી શકીશ? કાંઇ નહિ કરી શક, માટે તું હમણુજ જગતના સ્વામી, મહાબલવાન્, જગતની રક્ષા માટે ઉદ્યુક્ત ને સર્વ ત્રાસને હરનારા પરમાત્માથી અભિન્ન સદ્ગુરુને શરણે જા.

થઈ મૂકે છે. મુંબઇ જેવા શહેરમાં કદાચ તેમ ન બની શકે, પણ ગૃહસ્થના ઘરમાં ઓછામાં ઓછી આઠ દિવસની તૈયારી તો હોવી જ જોઇએ. જો બેચાર મેમાન અચાનક આવ્યા તે તેમને જમાડવા જેટલી તૈયારી પણ ઘરમાં ન હોય તો ઘરની સ્થિતિ કળાઈ જાય. મેમાન કહે કેઃ—" ગૃહસ્થ તો સારા પણ ઘરનું ઠેકાણું નહિ." બૈરાં ચોખા, દાળ કે ઘી આદિ માટે પુરુષને વારંવાર કહ્યા કરે, છતાં તે માલ લાવવામાં ન આવે, ને જ્યારે ઘી આદિ થઈ રહે ત્યારેજ લેવાય એમાં પુરુષનું ભૂષણ નહિ. સ્ત્રીઓએ પણ ઘરમાંની વસ્તુઓ વખતોવખત જોતાં રહી ખૂટતી ચીજો ચાર છ દિવસની ઘરમાં હોય ત્યાંજ મંગાવી લેવી જોઇએ.

ઘરની અવ્યવસ્થાસંબંધે એક કહેવાતી સુધરેલી સ્ત્રીની વાત જાણવા જેવી છે. એ વાત એવી છે કે એક વાર એક માણસ રાજાબાઈ ટાવર પાસેથી નીકળ્યો. ત્યાંથી તેને એક ડાયરી મળી. આ ડાયરી જેની વાત કહેવામાં આવે છે તે સ્ત્રીની લખેલી હતી. તેમાં તેણે શું લખ્યું હતું તે તેમાંથી માત્ર ત્રણ દિવસની હકીકત નીચે અપાય છે તેથી તમને જ્ઞાત થશે.

**સોમવારઃ**—આજે કીકાના બાપે કઢી બનાવવા કહેલું, પણ ઘરમાં ચણાનો લોટ નહોતો, એટલે પાડોશણને ત્યાં ચણાનો લોટ લેવા ગઇ, ત્યાં સ્ત્રીપુરુષના સમાન હક્ક વિષે તે પાડોશણ સાથે ચર્ચા ચાલી. તેમાં આશરે બે ત્રણ કલાક નીકળી ગયા, એટલે રસોઈ થઈ શકી નહિ, અને ઓફિસનો વખત થઇ ગયો હતો, તેથી કીકાના બાપા ચેવડો ખાઇને ઓફિસમાં ગયા.

**મંગળવારઃ**—આજે સાંજે સ્ત્રીપુરુષના સમાનહક્ક વિષે ભાષણ થવાનું હતું, તે સાંભળવા જવાને પોષાક પહેરી તૈયાર થઇ, અને વાટકીમાં પોમેટમ ઊનું કરી માથે લગાડવા માંડ્યું, પણ તે લગાડતાં વાટકીની નીચેની મેશને અડેલો મેશવાળો હાથ જરા ગાલે અડી ગયો. તેનો ડાઘ કાઢવામાં ઘણો વખત નીકળી ગયો, તેથી મોડું થઇ ગયું, ને ભાષણમાં માંડમાંડ પહોંચાયું ભાષણ સાંભળીને ઘેર આવી એટલે બહુ મોડું થઇ ગયેલું એટલે રાત્રિએ આણીને કાચુંકોરૂં ખાઇને સૂઈ રહ્યા.

**બુધવારઃ**—આજે અમારે ઘેર મેમાન આવ્યા હતા, એટલે કીકાના બાપે મને પૂરણપોળી બનાવવાનું કહ્યું હતું. મને પૂરણપોળીની માહિતી ન હોવાથી, મેં તે વિષે અમારા ઘાટી રામાને પૂછ્યું. રામાએ તુવેરદાળ બાફી તેમાં મીઠું તથા મસાલો નાંખી પૂરણ તૈયાર કરવાનું કહ્યું. તે પ્રમાણે પૂરણ તૈયાર કરી મેં પૂરણપોળી બનાવી, પણ મેમાનમાંથી કોઇએ ખાધી નહિ, તેથી બજારમાંથી લાડુ પુરીને ગાંઠીયા સંગાવીને મેમાન જમાડ્યા. કીકાના બાપે મને ઠપકો આપવા માંડ્યો, પણ મેં રામાનો વાંક સાબિત કરી બતાવી તેને રજા અપાવી !

આમાં ખરી હકીકત આ પ્રમાણે હતીઃ—રામાએ પૂરણમાં મીઠું એટલે મીઠાશ-સાકર વા ખાંડ નાંખવાનું અને મસાલો એટલે ગરમ મસાલો નાંખવાનું ટુંકામાં કહેલું, પણ સમજે કોણ ? એટલે તે સુધરેલી બાઇએ મીઠું મરચું વગેરે નાંખીને પૂરણ તૈયાર કરેલું. મેમાનમાં એક વૃદ્ધ પુરુષ હતા તે પૂરણપોળીનો કકડો ખાતા બોલ્યાઃ—" વહુએ પૂરણપોળીમા મુંબઇની ખાડી વાળી દીધેલી જણાય છે." ત્યાં એક બીજા મેમાન બોલ્યા કેઃ—" આ તો એવી પૂરણપોળી છે કે મોઢાવાટે ઊતારવા કરતાં પરબારી પેટે બાંધી દઈ એમ થાય છે !" આથી ઘરધણી સમજી ગયો, ને આગળ કહ્યા પ્રમાણે ભોજનની બીજી વ્યવસ્થા કરી. જે ઘરમાં આવી સ્ત્રી હોય તે ઘરના શા હાલ ?

( ક્રમશઃ )

———:૦:———

ને તમથી વિલક્ષણ, અજ, અવિનાશી, ચિદ્‌ઘણ, આનંદઘન, ત્રિવિધતાપશૂન્ય, વિષયસ્પૃહાશૂન્ય, અકર્તા, અભોક્તા ને અવિકારી સ્વરૂપને પ્રાપ્ત થયેલો તે ચિદાભાસ કૃતાર્થ થાય છે.

* * * *

શ્રીવિવેકભાસ્કર.

બ્રહ્મનું સ્વરૂપ સૂક્ષ્મતમ—અત્યંતસૂક્ષ્મ–છે, માટે તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાટે સાધકે પોતાની બુદ્ધિને સૂક્ષ્મતમ કરવી જોઇએ. માત્ર સ્થૂલવિષયોમાંજ રમણ કરનારી બુદ્ધિ સ્થૂલ હોય છે, તેને સ્વર્ગ મેળવવાની ઇચ્છા હોય તો સ્વર્ગના સૂક્ષ્મ વિષયોમાં પ્રવેશ કરવાસારુ શાસ્ત્રવિહિતકર્મવડે સૂક્ષ્મ, સત્યલોક મેળવવાની ઇચ્છા હોય તો તેને સત્યલોકના સૂક્ષ્મતર વિષયોમાં પ્રવેશ કરવામાટે અહંગ્રહઉપાસનાદિવડે સૂક્ષ્મતર, ને સદ્યોમોક્ષની ઇચ્છા હોય તો તેને બ્રહ્મરૂપ સૂક્ષ્મતમ વિષયમાં પ્રવેશ કરાવવા માટે પ્રત્યગભિન્નબ્રહ્મના વિચારથી સૂક્ષ્મતમ કરવી જોઇએ.

* * * *

ઈશ્વરભક્તિરૂપ પાયાવિનાનું સદાચરણરૂપ મહાલય સર્વદા પડી જવાના ભયમાં છે. જે નેત્ર પ્રભુના વિયોગથી આંસુ પાડે છે, તે નેત્રજ આનંદવાળાં છે, ને જે હૃદય તેના વિયોગથી તપે છે, તે હૃદય યથાર્થ ભાગ્યવાન્ છે. પ્રભુ માટેના પ્રત્યેક વિલાપની પછવાડે અનુપમ હાસ્ય રહેલું છે. ઇંદ્રિયો ને અંતઃકરણ પ્રભુમાં વિરામવાથી તેમને જે સુખાનુભવ થાય છે, તે નિરૂપમ છે.

* * * *

શ્રીસ્વાભાવિકધર્મ.

ઉત્કટ મુમુક્ષુતાવાળા મુમુક્ષુના સદાગ્રહવાળા વિધિવત્ પ્રયત્નથી ને મારી અમોઘ કૃપાથી મુમુક્ષુને અનુભવાતી ભયભરેલી અંધકારમય રાત્રિ દૂર થાય છે. સૂર્યોદયનો સમય સમીપ જાણી ઉન્મત્તના જેવું નૃત્ય કરતાં પ્રેતો અદૃશ્ય થઈ જાય છે, ચોરો ભયભીત થઈ સંતાઈ જવા લાગે છે, સિંહો, વ્યાઘ્રો ને ઉલૂકો પોતપોતાના સ્થાનભણી ભાગી જાય છે, ને તારાઓ પણ આકાશ સાથે અભેદ પામવા લાગે છે. હવે નિર્ભયતાનો અખંડ અનુભવ કરાવનાર આનંદમય દિવાકર ઉદય પામી પોતાના પૂર્ણપ્રકાશથી પ્રકાશવા લાગે છે. આ સુરમ્ય દિનકરના ભવ્ય પ્રકાશમાં ભયપ્રપૂર્ણ અંધકાર શોધ્યો પણ જડતો નથી. દુઃખદાતા પ્રેતો, ચોરો ને સિંહાદિ કોઈ પણ સ્થલે જોવામાં આવતાં નથી, ને તે પ્રભાકરની મહાપ્રભાથી ભિન્ન કોઈ પણ તારો આકાશમાં પૃથક્ પ્રતીત થતો નથી. જ્યાં ત્યાં પ્રભાનું વા પ્રકાશનુંજ સામ્રાજ્ય અનુભવાય છે તે કાલે આનંદથી ભરપૂર હૃદયવાળો તે મુમુક્ષુ કહે છે કેઃ—હે ભગવન્! હે દિવાકર! હે પરમાનંદરૂપ પ્રકાશ! તારો મહિમા અગાધ છે!!" ભો મુમુક્ષુ! જો તું સતત સદાગ્રહપૂર્વક સંશયવિપર્યયરહિત વિધિવત્ પ્રયત્ન કરતો રહીશ તો તારા જીવનમાં સર્વથી શ્રેષ્ઠ ગણવાયોગ્ય એક એવો દિવસ આવશે કે જે દિવસે તું તે સુરમ્ય ને અલૌકિકપ્રકાશને અનુભવી ઉપર કહેલા ઉદ્‌ગારો કાઢવાને ભાગ્યશાળી થઈશ.

* * * *

હે મોક્ષેચ્છો! તું વસ્તુતાએ મારાથી લગારે ભિન્ન નથી માટે તું તારું પૃથક્‌પણાનું અભિમાન તજી મારાથી પૂર્ણ અભેદ પામ, ને દેહાદિના જે સ્વભાવો છે તે તારા વાસ્તવિક સ્વભાવો નથી, પણ જે મારા સચ્ચિદાનંદાદિ સ્વભાવો છે તેજ તારા વાસ્તવિક સ્વભાવો છે, માટે તારા કલ્પિત સ્વભાવોને સદાગ્રહપૂર્વક મારા સત્સ્વભાવોથી અભિન્ન કરી દે. હે સૌમ્ય!

પ્રભુથી અભિન્ન સદ્દગુરુ અનાથોના નાથ, દુઃખપૂર્ણ ભવમાર્ગના પ્રવાસીઓના સમર્થ ને દયાલુ સાર્થવાહ, ભવસાગરને પાર જવાની ઇચ્છાવાળાની સુદૃઢ નૌકા, મર્યાદાનું ઉલ્લંઘન કરવા ઇચ્છતારાના સેતુ, દીપાર્થીના દીપ, શય્યાર્થીના શય્યા, દાસાર્થીના દાસ, સર્વે પ્રાણીઓના ચિંતામણિ, ભદ્રવટ, સિદ્ધવિદ્યા, મહૌષધિ, કલ્પવૃક્ષ ને કામધેનુ છે. હે જીવ! એવા પ્રભુથી અભિન્ન સદ્દગુરુનુંજ તું શુદ્ધભાવે અનન્યશરણ ગ્રહણ કર, ને પરમ સુખી થા.

* * * *

હે ભાઈ! મનુષ્યજન્મરૂપ ઉત્તમ નાવને પામીને તું આ દુઃખરૂપ મહાનદીને તર. હે મહામૂઢ! આ પ્રમાદરૂપ નિદ્રાનો સમય નથી. પુનઃ આ ઉત્તમ નાવની પ્રાપ્તિ દુર્લભ છે એ વાતને તું ભૂલીશ માં.

* * * *

શ્રીસુવિચારચંદ્રિકા.

પ્રાજ્ઞે પોતાનાથી ઊતરતાનું દૃષ્ટાંત કદી લેવાનું નથી. આ મહામોહમયી જગદ્યામિનીમાં જે યોગીઓ જાગ્રત્ રહી શુદ્ધ હૃદયની ભાષા સાંભળે છે, જે ભાષાનો ધ્વનિ વિષયી ને પ્રાકૃત-જનોને કર્ણગોચર થતો નથી-તે ભાષાનું કાંઈ પણ ઝરણુ તમારા હૃદયમાં વહેતું હોય તો તેને વ્યવહારથી ઘસાઇ ઘસાઇને બુંઠી થઈ ગયેલી બુદ્ધિથી બહારના અનુભવરૂપ કચરો ઘસડી આણી દાબી દેવું ઉચિત નથી, હિતાહિત કાંઈ પણ સમજાતું હોય તો આટલું થોડું નથી, ને ન સમજાય તો લાખો ગ્રંથથી પણ કાંઈ નથી.

* * * *

દુર્નિવાર પ્રમાદ અને ઉન્માદને ઉત્પન્ન કરનારી તથા ચિત્તચાંચલ્યની પ્રધાન કારણભૂતા અવિદ્યાના ભયંકર વમળમાં નહિ આવતાં તમારા ઉદ્દેશને સફલ કરનારાં સાધનોમાં જેમ બને તેમ સુદૃઢ રહેજો. નિત્યાનિત્યના વિવેકને બનતે પ્રયત્ને જાગ્રત્ રાખી નિત્ય વસ્તુમાં નિરુત્થાનપણે વિરામ પામવાના ઉદ્યોગને ઉત્સાહપૂર્વક અસ્ખલિત રાખવો. રજસ્તમોગુણના ભયપ્રદ તરંગો જ્યારે જ્યારે તમારા કર્તવ્યની સ્મૃતિને ખંડિત કરી નાંખવાનું કરે, ત્યારે ત્યારે તમારે દ્રષ્ટારૂપે રહી આપાતરમણીય પદાર્થોમાં નિર્વેદ લાવી પુનઃ પુનઃ કર્તવ્યનું સ્મરણ કરવું.

* * * *

શ્રીસદ્દુપદેશદિવાકર, પ્રથમ કિરણ.

હું સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળું બ્રહ્મ છું, અને જે સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળું બ્રહ્મ છે તેજ પ્રત્યક્તત્ત્વરૂપ હું છું એમ દીર્ઘકાલ, નિરંતર આદરપૂર્વક મનન કર્યા કરવાથી તે મનનનો પરિપાક થયે તે મનનકર્તા પુરુષને અખંડૈકરસ સચ્ચિદાનંદઘન તત્ત્વનું નિરાવરણ ભાન થાય છે. આવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે અંતઃકરણ પોતે બાધ પામવાથી અંતઃકરણના સર્વે ધર્મો પણ બાધ પામી જાય છે. આ વેલા નિરાવરણ બ્રહ્મ દશે દિશામાં સર્વત્ર-સર્વદા સ્ફુર્યા કરે છે, ને સર્વે ભેદો શાંત થઈ જાય છે.

* * * *

પરમપ્રીતિથી પરમાત્માના ગૂઢ નામનું સતત સ્મરણ કર્યા કરવાથી ને તેમના ચિન્માત્ર સ્વરૂપનું સતત ધ્યાન કર્યા કરવાથી જ્યારે તે સ્મરણધ્યાનનો પરિપાક થાય છે ત્યારે તે સ્મરણ-ધ્યાન કરનાર ચિદાભાસને ચિન્માત્રતત્ત્વનો સ્પષ્ટ સાક્ષાત્કાર થાય છે. તે વેલા તે ચિદાભાસ પોતાને અને અન્ય સર્વ પ્રાણિપદાર્થને ચિન્માત્રરૂપેજ જુએ છે. ચિન્માત્રવિના પોતાની કે અન્ય પ્રાણિપદાર્થની સત્તા તેને જણાતી નથી. વિભુ, પ્રશાંત, સૂક્ષ્મતમ, પવિત્રતમ, અસંગ, તેજ

ને તમથી વિલક્ષણ, અજ, અવિનાશી, ચિદ્‌ઘન, આનંદઘન, ત્રિવિધતાપશૂન્ય, વિષયસ્પૃહાશૂન્ય, અકર્તા, અભોક્તા ને અવિકારી સ્વરૂપને પ્રાપ્ત થયેલો તે ચિદાભાસ કૃતાર્થ થાય છે.

* * * *

શ્રીવિવેકભાસ્કર.

બ્રહ્મનું સ્વરૂપ સૂક્ષ્મતમ—અત્યંતસૂક્ષ્મ—છે, માટે તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાટે સાધકે પોતાની બુદ્ધિને સૂક્ષ્મતમ કરવી જોઇએ. માત્ર સ્થૂલવિષયોમાંજ રમણ કરનારી બુદ્ધિ સ્થૂલ હોય છે, તેને સ્વર્ગ મેળવવાની ઇચ્છા હોય તો સ્વર્ગના સૂક્ષ્મ વિષયોમાં પ્રવેશ કરવાસારુ શાસ્ત્રવિહિતકર્મવડે સૂક્ષ્મ, સત્યલોક મેળવવાની ઇચ્છા હોય તો તેને સત્યલોકના સૂક્ષ્મતર વિષયોમાં પ્રવેશ કરવામાટે અહંગ્રહઉપાસનાદિવડે સૂક્ષ્મતર, ને સદ્યોમોક્ષની ઇચ્છા હોય તો તેને બ્રહ્મરૂપ સૂક્ષ્મતમ વિષયમાં પ્રવેશ કરાવવા માટે પ્રત્યગભિન્નબ્રહ્મના વિચારથી સૂક્ષ્મતમ કરવી જોઇએ.

* * * *

ઈશ્વરભક્તિરૂપ પાયાવિનાનું સદાચરણરૂપ મહાલય સર્વથા પડી જવાના ભયમાં છે. જે નેત્ર પ્રભુના વિયોગથી આંસુ પાડે છે, તે નેત્રજ આનંદવાળાં છે, ને જે હૃદય તેના વિયોગથી તપે છે, તે હૃદય યથાર્થ ભાગ્યવાન્ છે. પ્રભુ માટેના પ્રત્યેક વિલાપની પછવાડે અનુપમ હાસ્ય રહેલું છે. ઇંદ્રિયો ને અંતઃકરણ પ્રભુમાં વિરામવાથી તેમને જે સુખાનુભવ થાય છે, તે નિરૂપમ છે.

* * * *

શ્રીસ્વાભાવિકધર્મ.

ઉત્કટ મુમુક્ષુતાવાળા મુમુક્ષુના સદાગ્રહવાળા વિધિવત્ પ્રયત્નથી ને મારી અમોઘ કૃપાથી મુમુક્ષુને અનુભવાતી ભયભરેલી અંધકારમય રાત્રિ દૂર થાય છે. સૂર્યોદયનો સમય સમીપ જાણી ઉન્મત્તના જેવું નૃત્ય કરતાં પ્રેતો અદશ્ય થઈ જાય છે, ચોરો ભયભીત થઈ સંતાઈ જવા લાગે છે, સિંહો, વ્યાઘ્રો ને ઉલૂકો પોતપોતાના સ્થાનભણી ભાગી જાય છે, ને તારાઓ પણ આકાશ સાથે અભેદ પામવા લાગે છે. હવે નિર્ભયતાનો અખંડ અનુભવ કરાવનાર આનંદમય દિવાકર ઉદય પામી પોતાના પૂર્ણપ્રકાશથી પ્રકાશવા લાગે છે. આ સુરમ્ય દિનકરના ભવ્ય પ્રકાશમાં ભયપ્રપૂર્ણ અંધકાર શોધ્યો પણ જડતો નથી. દુઃખદાતા પ્રેતો, ચોરો ને સિંહાદિ કોઈ પણ સ્થળે જોવામાં આવતાં નથી, ને તે પ્રભાકરની મહાપ્રભાથી ભિન્ન કોઈ પણ તારો આકાશમાં પૃથક્ પ્રતીત થતો નથી. જ્યાં ત્યાં પ્રભાનું વા પ્રકાશનુંજ સામ્રાજ્ય અનુભવાય છે તે કાલે આનંદથી ભરપૂર હૃદયવાળો તે મુમુક્ષુ કહે છે કેઃ—હે ભગવન્! હે દિવાકર! હે પરમાનંદરૂપ પ્રકાશ! તારો મહિમા અગાધ છે!!" ઓ મુમુક્ષુ! જો તું સતત સદાગ્રહપૂર્વક સંશયવિપર્યયરહિત વિધિવત્ પ્રયત્ન કરતો રહીશ તો તારા જીવનમાં સર્વથી શ્રેષ્ઠ ગણવાયોગ્ય એક એવો દિવસ આવશે કે જે દિવસે તું તે સુરમ્ય ને અલૌકિક પ્રકાશને અનુભવી ઉપર કહેલા ઉદ્‌ગારો કાઢવાને ભાગ્યશાળી થઈશ.

* * * *

હે મોક્ષેચ્છો! તું વસ્તુતાએ મારાથી લગારે ભિન્ન નથી માટે તું તારું પૃથક્‌પણાનું અભિમાન ત્યજી મારાથી પૂર્ણ અભેદ પામ, ને દેહાદિના જે સ્વભાવો છે તે તારા વાસ્તવિક સ્વભાવો નથી, પણ જે મારા સચ્ચિદાનંદાદિ સ્વભાવો છે તેજ તારા વાસ્તવિક સ્વભાવો છે, માટે તારા કલ્પિત સ્વભાવોને સદાગ્રહપૂર્વક મારા સત્સ્વભાવોથી અભિન્ન કરી દે. હે સૌમ્ય!

હે પ્રિય ! તારું વાસ્તવિક સ્વરૂપ અપાર શાંતિરૂપ, નિરવિધ આનંદરૂપ ને નિરંકુશ તૃપ્તિરૂપ છે તેને અભેદભાવે અનુભવી કર્તવ્યના અંતને પામી સર્વદા પ્રસન્ન રહે.

*　　*　　*　　*

શ્રીઅંતર્યામીના આદેશો.

———(०)———

## APPRECIATION.

*by*

**Prof. R. D. Joshi,** M. A.
*Professor of English, Bahauddin College,*
*JUNAGADH.*

It gave me great pleasure to go through Mr. K. L. Thakore's small, but very instructive, monograph on the life, works and spiritual teachings of Shri Nathurama Sharma, the renowned *Saint* and *Yogi* of Bilkha. Holding a facile pen, and a deeply devotional mind, Mr. Thakore sets out to interpret, in a small compass, the personal life and spiritual work of the Mahatma. With significant biographical details, the author has beautifully incorporated a stimulating study of those spiritual traits of the *Saint* which make for the perfection of personality. Endowed with a devotee's frame of mind, Mr. Thakore is quite at home with his subject. In this little book, there is an excellent blend of *Shraddha* and Reason which makes it a valuable contribution to the understanding of the inner life of a great *Maharshi* of Kathiawar. I congratulate Mr. Thakore on his command of language, penetrative analysis of a great spiritual leader, and his deeply religious fervour which is apparent in every line of the book.

---

## ગુણજ્ઞતા

જૂનાગઢની બહાઉદ્દીન કોલેજના અંગ્રેજીના પ્રાધ્યાપક–પ્રોફેસર શ્રી. આર. ડી. જોશી સાહેબ એમ. એ. નીચેના ભાવનું લખી મોકલાવે છેઃ—

બીલખાના સુપ્રસિદ્ધ એવા સંત ને યોગીરાજ શ્રીનથુરામ શર્માજીના જીવન, કાર્ય ને સદુપદેશ સંબંધી જે એક નાની પણ બોધપ્રદ પુસ્તિકા શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોરે લખી છે તે વાંચતાં મને ઘણો આનંદ થયો.

પૂજ્યપાદ મહાત્માશ્રીની ધર્મપૂર્ણ ને આત્મનિષ્ઠ એવી ભવ્ય જીવનચર્યાની સૂક્ષ્મ મીમાંસા શ્રી. કરણસિંહજીએ ભક્તિભાવપૂર્વક આ પુસ્તિકામાં સરળ શૈલીએ કરી છે.

ઉપરાંત લેખક મહાશયે મહાત્માશ્રીના મહત્ત્વપૂર્ણ જીવનપ્રસંગો સાથે એઓશ્રીના મહાપુરુષને ઉચિત એવા ગુણોનું અભ્યાસપૂર્ણ વર્ણન પણ પ્રેરક ભાષામાં સુંદર રીતે કર્યું છે.

શ્રી. કરણુસિહજીભાઈનું માનસ ભક્તકોટિનું હોવાથી તેઓ પોતારચિત આ પુસ્તિકાના વિષય સાથે તન્મય થયેલા લાગે છે.

આ પુસ્તિકાનું લખાણ એવું શ્રદ્ધાપૂર્ણ ને એટલું તર્કશુદ્ધ છે કે જેથી કાઠિયાવાડના મહર્ષિ એવા પૂજ્યપાદ મહાત્માશ્રીનું અલૌકિક જીવન સમજવામાં તે બહુ સહાયક થઈ પડે એવું છે.

અંગ્રેજી ભાષા ઉપરના કાબુ માટે તથા આધ્યાત્મિક ક્ષેત્રના એક મહાન્ નેતાશ્રીના જીવન-રહસ્યનો ઉકેલ કરવા માટે અને આ પુસ્તિકાની પંક્તિએ પંક્તિએ નીતરતા ભક્તિભાવ માટે હું શ્રી. કરણુસિહજીને મારા હાર્દિક અભિનંદન પાઠવું છું...!

———:०:———

## विवेकविचार

(જ્ઞાન)

દોહરા

(અનુસંધાન ગતાંકથી ચાલુ)

[લેખક શ્રી. માણિક્યવર્મા]

એને લક્ષે ઓળખો, નાંખી પાછળ દૃષ્ટ*
દૃઢ અનુભવ એનો થતાં, જાય જન્મનું કષ્ટ ૫૬
અહીં વાત નથી સગુણની, દૃશ્ય સગુણ પ્રભુ થાય,
ભાવ ભક્તિથી ભક્તનાં, રૂપ ધરે જગરાય. ૫૭

\+ \+ \+ \+

હોય કદી વિક્ષેપ તો, મનને તે તું જાણ;
સહ્યા વિના નથી છૂટકો, તને નથી કંઈ હાણ ૫૮
શાંતિ ને વિક્ષેપનો, તું તો સાક્ષી એક;
ન્યારો રહેજે સર્વદા, તો પામીશ અશેક ૫૯
મૂઢ હોય તો મન છે, ચંચળ પણ છે મન;
હર્ષિત છે તો મન છે, ખેદિત પણ છે મન. ૬૦
ભળી ન જાજે મનવિષે, રહેજે ઉપર સદાય;
રાખે પકડી મન કદી, બળથી તો નીકળાય. ૬૧
વિચાર દોરી ઝટ ગ્રહી, માર ઠેકડો બહાર;
મનકૂપે બૂડીશ માં, તટસ્થ થા નિરધાર. ૬૨
તટસ્થને દુ:ખ કંઈ નહિ, વળગણ તેને નો'ય,
સાક્ષી સુખી સદાય છે, વિચારીને જો જોય ૬૩
સુખી દુ:ખી જે થાય છે, તે તો જીવ ગણાય;
તું નથી જીવ તું શિવ છે, કાં તું ભૂલી જાય? ૬૪

\+ \+ \+ \+

જો પ્રભુ વ્યાપક છે જ તો પદાર્થ અન્ય ન હોય;
હોય અન્ય પદાર્થ તો, પ્રભુજી વ્યાપક નો'ય. ૬૫

---

* અંતર્વૃત્તિ.

ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરના પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહાર પરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.]

**શ્રીસદ્ગુરુપૂજનઃ**—ગત મકરસંક્રાંતિના પવિત્ર દિવસે સૌ આનંદાશ્રમવાસીઓ, સાધકો અને મહેમાનોએ મળી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું યથાવિધિ પૂજન કર્યું હતું, પશ્ચાત્ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝાએ "મકરસંક્રાંતિના પર્વનું મહત્ત્વ" એ વિષયપર વ્યાખ્યાન કર્યું હતું, પછી સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયાં હતાં.

**નોંધઃ**—શ્રી. ભાઈશંકર ધનજી દવેએ ગત કાર્તિકી પૂર્ણિમાના મહાપૂજનમહોત્સવ સમારંભના પ્રસંગે "શ્રી આનંદાશ્રમના મંડળની વ્યવસ્થા ને સંગઠન" સંબંધી પ્રવચન કર્યું હતું.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેકઃ**—આ માસમાં મુંબઈનિવાસી શ્રી. દલપતરામ નંદરામ શુકલ તરફથી એક લઘુરુદ્ર તથા શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી, શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ–કાનામેંગલોર, શ્રી. મહેતા ગૌરીશંકર નાગજી–ઈંગોરાળા અને શ્રીમતી પ્રાણકુંવરબહેન ચકુભાઈ રાજકોટવાળાં તરફથી એકેક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતા.

**મુખ્યભેટઃ**—આ માસમાં નીચેના બંધુઓ તરફથી મુખ્યભેટ આવેલ છેઃ—

રૂા. ૧૦–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂા. ૧૦–૦–૦ એક ભક્તજન તરફથી શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં પિત્તળનો ઘંટ ૧ તથા પિત્તળનો સળીયો એક ધરવા નિમિત્તે.

**ભોજન અને થાળઃ**—આ માસમાં નીચેના ગુરુબંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં છેઃ—

રૂા. ૨૦–૦–૦ એક ભક્તજન–મુંબઈ. રૂા.૧૬–૮–૦ એક ભક્તજન–મુંબઈ. રૂા.૪-૦-૦ શ્રી. માનસિંહ નથુસિંહ ઠાકોર–કુંતિયાણા (૧૨ બ્રાહ્મણના ભોજન નિમિત્તે.) રૂા. ૪–૦–૦ શ્રી. મુળરાજસિંહ ભગવાનસિંહ–કુંતિયાણા (૧૨ બ્રાહ્મણના ભોજન નિમિત્તે.) ઘી ઉપરાંત રૂા. ૮-૫-૦ મહેતા ગૌરીશંકર નાગજી–ઈંગોરાળા. રૂા. ૬–૪–૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી–પોરબંદર. (પોષ વદિ ૧ના નિયત ભોજન ઉપરાંત ખર્ચના.) રૂા. ૧૦–૦–૦ શ્રી. મોહનલાલ જેઠાલાલ વ્યાસ અમદાવાદ. (ભોજન, થાળ તથા અખંડદીપક સહિત.) રૂા. ૪–૫–૯ શ્રી. રૂગનાથસિંહ નથુસિંહ ઠાકોર–કુંતિયાણા (૧૩ બ્રાહ્મણના ભોજનનિમિત્તે.) રૂા. ૧૪–૦–૦ શ્રી. શેઠ પ્રાણજીવનદાસ નરોત્તમદાસ ઠક્કર–કાનામેંગલોર.

ઉપરાંત નીચેનાં ગુરુબંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ પ્રભુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા.:—

રૂા. ૨૫–૦–૦ મુંબઈનિવાસી શ્રી. ઠાકોર ગુણવંતસિંહ જાલમસિંહ તરફથી એક માસસુધી નિત્ય એક મિષ્ટાન્ન થાળ, અખંડદીપક તથા પ્રભુશ્રીને દૂધ ધરવા નિમિત્તે. રૂા. ૧–૪–૦ શ્રી. ભીમજી જેઠાભાઈ–કરાંચી. રૂા. ૧–૪–૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે–રાજકોટ. રૂા. ૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–ગોધરા. રૂા. ૧–૪–૦ શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર જૂનાગઢ. રૂા. ૧–૪–૦ શ્રી. છગનલાલ મોરારજી–કરાંચી. રૂા. ૧–૪–૦ શ્રી. મુળરાજસિંહ ભગવાનસિંહ કુંતિયાણા. રૂા.૧–૪–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂા. ૧–૪–૦ મેપા રણછોડ આનંદાશ્રમ–ખીરસરા. રૂા. ૧–૪–૦ શ્રી. સોમજી વાલજી–ખડીયા. રૂા. ૧–૦–૦ શ્રી. દલપતરામ નંદરામ શુકલ મુંબઈ (ત્રણ બ્રાહ્મણના ભોજન નિમિત્તે.) રૂા. ૪–૦–૦ શ્રી. દલપતરામ

નંદરામ શુક્લ મુંબઈવાળા તરફથી પ્રભુસેવામાં મેવો આદિ ધરવા નિમિત્તે રૂા ૧-૪-૦ પાકટ શંકરલાલ મોહનલાલ-જામજોધપુર. રૂા ૨-૮-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ (બે થાળ) રૂા. ૧-૪-૦ શ્રી. પ્રભાશંકર કાલિદાસ સ્ટેશન માસ્તર શાહપુર. રૂા. ૨-૦-૦ શ્રી પુરુષોત્તમદાસ નારણદાસ-દેપાલપુર. રૂા. ૬-૦-૦ શ્રી. મગનલાલ નારણદાસ દેપાલપુર (પાંચ થાળ.) રૂા. ૫-૪-૦ શ્રી. જયંતિલાલ લાલજીભાઈ-ડુમસ (ચાર થાળ) રૂા. ૧-૪-૦ શ્રી. રૂગનાથસિંહ નથુસિંહ કુંતિયાણા.

**અખંડ દીપકઃ**—આ માસમાં નીચેના ગૃહસ્થો તરફથી પૂજ્યપાદ પ્રભુશ્રીના મંદિરમાં અખંડ દીપક માટે રકમ મળી છેઃ—

રૂા. ૦-૪-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ. રૂા. ૦-૪-૦ ઠાકોર મૂળરાજસિંહ ભગવાનસિંહ-કુંતિયાણા. રૂા. ૦-૮-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂા.૦-૪-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી દવે પોરબંદર. રૂા. ૦-૪-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ-જામજોધપુર રૂા. ૦-૪-૦ શ્રી. રૂગનાથસિંહ નથુસિંહ ઠાકોર કુંતિયાણા. રૂા. ૦-૪-૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર

**આહિમમાંઃ**—શ્રી. ડૉ. પીરોજશાહ એરચશાહ હાથવાયને સૌ ગુરુબંધુઓ માટે દર્શનાર્થે તૈયાર કરાવેલ પૂજ્યપાદ કૃપાનાથનાં રંગીન છબી પધરાવવામાં આવ્યાં છે, ને તે નિમિત્તે પૂજનાદિ થયાં હતાં.

—:o:—

## परचुरण भेट

આ માસમાં પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનાં દર્શનસત્સંગાર્થે આવેલાં જિજ્ઞાસુ ગુરુબંધુઓ આદિ તરફથી તથા મનીઓર્ડરદ્વારા નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છેઃ—

૧-૮-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે-રાજકોટ.
૧-૦-૦ દરબારશ્રી દેવાવાળા ઓઢાવાળાનાં રાણીજી-બીલખા.
૦-૮-૦ શ્રી. સોમજી ઓધવજી-જૂનાગઢ.
૬-૦-૦ ,, સોમનાથ હરજીવન ઉપાધ્યાય-વીલેપારલે
૧-૪-૩ ,, દેવચંદ અમરશી-બીલખા.
૦-૨-૦ બહેન પ્રાણકુંવર ચકુભાઇ-રાજકોટ
૦-૮-૦ શ્રી. ચકુભાઇ વીરજી-ચાણોદેવળી.
૧-૪-૦ ,, ગૌરીશંકર નાગજી-ઈંગોરાળા
૦-૮-૦ ,, ભૂધરભાઇ મૂળજી-દીવા.
૦-૨-૦ ,, માધવજી હરજી ,,
૦-૮-૦ ,, ભગવાનજી જીવણ ,,
૦-૫-૦ ,, મોરારજી છગનલાલ-કરાંચી
૧-૨-૦ ,, માનસિંહ નથુસિંહ-કુંતિયાણા.
૧-૦-૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ-નાસીક. ગત મકરસંક્રાંતિના પુણ્ય દિવસે પ્રભુશ્રીનું પૂજન થતાં નીચે પ્રમાણે ભેટના.
૦-૮-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન-ઓઝા.
૦-૪-૦ બહેન સુમજીબા-બીલખા.
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી-આનંદાશ્રમ.
૦-૮-૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ ,,
૦-૮-૦ ,, ચતુર્ભુજ ભીમજી ,,
૦-૨-૦ ,, અંબાશંકર નાનજી જોશી ,,
૦-૨-૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે ,,
૦-૨-૦ ,, જેશંકર મયારામ-મદરડા.
૦-૪-૦ ,, દયારામ મૂળજી-આનંદાશ્રમ.
૦-૨-૦ ,, ગોપાલજી ગૌરીશંકર-ઈંગોરાળા.
૦-૪-૦ મણિબહેન વલ્લભરામ-બીલખા.
૦-૪-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજીનાં પત્ની-પોરબંદર.

૧-૦-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ-ખીલખા.
૧-૦-૦ ,, નરભેરામ ઓધવજી ,,
૦-૮-૦ ,, કૃપાશંકર જયરામ ભટ્ટ-નાસીક.
૦-૨-૦ ,, રઘુનંદન ઝા. પંડિત-આનંદાશ્રમ.

૨-૦-૦ ઓલ્વીન કુંપની-મુંબઇ.
ઙ. શ્રી. શિવજી લાલજી
૫-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર માંકડ. માંગરોળવાળાનાં સદ્દગત માતુશ્રીના આત્મકલ્યાણાર્થે ભેટ.
૦-૧૦-૮ પરચુરણ ભેટના.
૦-૧૨-૦ લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક કરાવનારા ગૃહસ્થો તરફથી પૂજાપાના.
૧-૦-૦ શ્રી. દલપતરામ નંદરામ શુક્લ-મુંબઇ
૦-૮-૦ બ્હેન સાકરબાઇ-કરાંચી. પ્રસાદ-ધરવા માટે.
૦-૮-૦ શ્રી. વિઠ્ઠલજી પુરુષોત્તમ-સરસાઈ.
૦-૮-૦ શ્રીમતી હેમકુંવર પ્રાણશંકર ,,
૦-૨-૦ શ્રીમતી કસ્તુર બેન જયશંકર-ખીલખા
૧-૦-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી-પોરબંદર.
૧-૦-૦ બેન મણિબાઈ અમથારામ ,,
૦-૬-૦ શ્રી. પ્રતાપરાય જટાશંકર-જૂનાગઢ.
૧-૦-૦ ,, કરણસિંહજી લાલસિંહજી ઠાકોર -જૂનાગઢ.
૦-૫-૦ ,, પ્રેમજી રાઘવ-લીંબુડા.
૦-૪-૦ ,, હિંમતલાલ જટાશંકર-દેશીંગા.
૦-૨-૦ ,, જયંતિલાલ ભવાનીશંકર-જમલા
૧-૪-૦ ,, સવજી કાળાભાઈ-સરદારગઢ.
૦-૪-૦ ,, જેઠાલાલ જેરામભાઇ વેરાવળ.
૦-૨-૦ ,, એક ભક્તજન ખીલખા.
૪-૦-૦ ,, કાંતિલાલ કાશીરામમીશર-પોરબંદર
૧-૦-૦ ,, અમરસિંહ શિવસિંહ-પાટડી.
૧-૦-૦ ,, શ્રીમતી દીવાળી બહેન કેશરીસિંહ જૂનાગઢ.
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજી ખીલખા.

——:o:——

## लवाजमनी पहोंच

આ માસમાં નીચેના ગ્રાહકો તરફથી લવાજમો મળ્યાં છેઃ—

શ્રી. નથુભાઇ મોતજી-જૂનાગઢ વર્ષ ૮
,, નટવરલાલ ઉમાશંકર-પીપળી ,, ૯
,, ચુનીલાલ ગોકળદાસ-વાળુકડ ,, ૮-૯
,, દલપતરામ નંદરામ શુક્લ-મુંબઇ,, ,,
,, ગિરજાશંકર વિઠ્ઠલજી-કરદેજ ,, ,,
,, વિલેપારલે સં. પાઠશાલા-મુંબઇ ,, ,,
,, વઢવાણ બ્રહ્મચર્યાશ્રમ-વઢવાણ ,, ,,
હા. શ્રી. દલપતરામ નંદરામ શુક્લ-મુંબઇ
,, વનમાલીદાસ જેરામદાસ કરદેજ વર્ષ ૮-૯
,, જેઠાલાલ લાધાશંકર-ભાણવડ ,, ,,
,, ગોપાલજી ગૌરીશંકર-ઈંગોરાળા ,, ,,
,, ગૌરીશંકર પ્રભુરામ-ગોંડલ ,, ,,
શ્રી. જેઠાલાલ જેરામભાઇ-વેરાવળ વર્ષ ૫-૬-
,, જશમત રામભાઈ-કુંડલા ,, ૯
,, મયાશંકર જટાશંકર-ખાંટવા ,, ૭-૮-૯
,, પ્રાણજીવનદાસ નરોત્તમદાસ મેંગલોરકાના વર્ષ ૯
,, ધરમશી વસરામ-જૂનાગઢ ,, ૯
હા. શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ જૂનાગ
,, મૂળશંકર વહાલજી-માખીયાળા વર્ષ ૮-૯
,, પ્રભાશંકર રઘુરામ-રાજકોટ ,, ,,
,, ખટાઉભાઈ લીલાધર-મુંદ્રા ,, ૯
,, ઉલશંકર દયારામ-અવાણીયા ,, ૮-૯
( બાકીના નામો આવતા અંકમાં છપાશે.)

# जिज्ञासुओने सुंदर तक

સંસ્થાના તથા સાધકોના લાભાર્થે નીચે જણાવેલાં પુસ્તકો આવતી આષાઢી પૂર્ણિમા સુધી અર્ધી કિંમતે મળશેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ શ્રીમદ્ ભગવદ્‌ગીતા રહસ્યદીપિકાટીકા | પાકું પુંઠું | અર્ધી કિંમતે રૂા. | ૧–૧૨–૦ |
| ૨ શ્રીનાથકાવ્ય ભાગ ૧ લો | કાચું પુંઠું | ,, ,, | ૦–૨–૬ |
| ૩ ,, ભાગ ૨ જો | ,, | ,, ,, | ૦–૭–૦ |
| ૪ શ્રીમદ્ ભગવદ્‌ગીતા પંચરત્નસટીક | પાકું પુંઠું | ,, ,, | ૦–૮–૦ |
| ૫ જ્ઞાનદર્પણ ( નકશો ) | | ,, ,, | ૦–૧૧–૦ |
| ૬ વેદાંતદર્પણ ,, | | ,, ,, | ૦–૭–૦ |
| ૭ શ્રીકર્તવ્યબોધ | | ,, ,, | ૦–૪–૦ |
| ૮ નાથકીર્તનાવલિ | | ,, ,, | ૦–૧–૩ |
| ૯ શ્રીનાથસંકીર્તન | | ,, ,, | ૦–૧–૬ |
| ૧૦ શ્રીમન્નાથપ્રભુ–જીવનમાલા ભાગ ૧ લો | | ,, ,, | ૦–૧–૩ |
| ૧૧ ,, ,, ભાગ ૨ જો | | ,, ,, | ૦–૧–૬ |
| ૧૨ શ્રીમન્નાથતીર્થયાત્રા | | ,, ,, | ૦–૨–૦ |
| ૧૩ શ્રીનાથગુરુસ્તવન | | ,, ,, | ૦–૦–૬ |

મળવાનું સ્થળઃ—

શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ પોષ્ટ–બીલખા ( કાઠિયાવાડ ).

——;ો:——

## वेदांतनो उत्तम ग्रंथ

### શ્રીમદ્ વિદ્યારણ્ય મુનિવિરચિત પંચદશીઃ—

વેદાંતનો આ પ્રાસાદિક ગ્રંથ મૂલ શ્લોકો, સંસ્કૃતમાં અન્વય અને ભાવાર્થદીપિકા નામની ગુજરાતી ટીકા સાથે છે. પંચદશીમાં શ્રીમદ્ વિદ્યારણ્ય સ્વામીએ વેદાંતના ગૂઢ વિષયને વ્યાવહારિક ઉદાહરણોવડે સરલ ને આનંદજનક પદ્ધતિએ સમજાવ્યો છે એ તેના અભ્યાસીઓથી અજાણ્યું નથી. ટીકા બહુ વિસ્તૃત ન છતાં તેમાં કર્તાના આશયને પૂરતીરીતે સ્પષ્ટ કરવામાં આવ્યો છે. પ્રત્યેક પ્રકરણને અંતે આખા પ્રકરણનો સાર પણ આપવામાં આવ્યો છે. આત્મસ્વરૂપના જ્ઞાનદ્વારા વિક્ષેપનિવૃત્તિ તથા આત્મતૃપ્તિ–આત્મવિશ્રાંતિને ઇચ્છનારા સંસ્કૃત નહિ જાણનારા મુમુક્ષુઓને પણ આ ગ્રંથ અભ્યાસમાં બહુ ઉપયોગી થશે. સોનેરી અક્ષરોવાળું પાકું પુંઠું ઉપરાંત પૂજ્યપાદ મહાત્માશ્રીની છબી પણ ગ્રંથારંભે દર્શનીય છે. મૂલ્ય રૂા. ૩–૪–૦ પોસ્ટેજ અલગ.

આનંદાશ્રમનાં સર્વે પુસ્તકો પોણીકિંમતે જિજ્ઞાસુઓના લાભાર્થે મળી શકે છે.

મળવાનું સ્થળઃ—

વ્યવસ્થાપક આનંદાશ્રમ પોષ્ટ–બીલખા.

——:ો:——

## श्रीमन्नाथप्रभुनो सदुपदेश

કામ એ મહામોહનો મુખ્ય સેનાપતિ, સર્વે આસુરી સંપતને અવકાશ આપનારો, ઘણો કપટી ને મહાબલવાન્ છે. તેનો પરાજય કર્યા વિના મુમુક્ષુને સ્વરાજ્યસિદ્ધિ ને અખંડ સુખની પ્રાપ્તિ થતી નથી, માટે તેણે કામનો નિઃશેષ નાશ કરવા સદા ઉમંગપૂર્વક પ્રયત્નશીલ રહેવું જોઈએ.

## विज्ञप्ति

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીખીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, તે રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાઓએ અગાઉથી લખી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

વર્ષ ૯ મુ
ફાલ્ગુન
અંક ૧૦ મો
સંવત્ ૧૯૯૭

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાં
શિલિંગ ૨



શ્રીઆનદાશ્રમ

अनाद्यविद्योपहतात्मसंविद तन्मूलसंसारपरिश्रमातुरा ।

यदृच्छयेहोपसृता स्वमाप्नुयु सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માયિક છતાં ખરુ લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માયિક છતા ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માયિક છતા ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનુ મૂલ છે એવા આ સસારના પરિશ્રમથી જેઓ દુખી થયેલા છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછા પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનદાશ્રમ છે

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રી સદ્‌ગુરુના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેમની ભક્તિ કરવાવિષે. | ૨૧૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૧૨ |
| ૩ | શ્રીનાથપ્રભુપ્રણીત કેટલાંક જીવનચરિત્રો. | ૨૧૩ |
| ૪ | શ્રીસનત્સુજાતીયમ્ | ૨૧૮ |
| ૫ | આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૨૨૧ |
| ૬ | સંસ્મરણો. | ૨૨૫ |
| ૭ | Appreciation | ૨૨૬ |
| ૮ | ગુણજ્ઞતા. | ૨૨૭ |
| ૯ | વિવેકવિચાર. | ૨૨૮ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૩૧ |
| ૧૧ | પરચુરણ ભેટ. | ૨૩૪ |

---

## લવાજમસંબંધી જરૂરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)**

## જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, ઠે. આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---

**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ
**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ **બીલખા.** ,,

---

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
**માલેક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૯ મું ] • સંવત્ ૧૯૯૭ ફાલ્ગુન [ અંક ૧૦

## શ્રીસદ્ગુરુના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેમની ભક્તિ કરવાવિષે

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

દોહરા

જેના કૃપા કટાક્ષથી, સર્વે વિભૂતિ પમાય;
તે સદ્ગુરુના ચરણમાં, વંદન હુજો સદાય.

ઝુલણા છંદ

પૂજ્યગુરુદેવનું સ્મરણ કર સર્વદા, નિત્ય આનંદપ્રદ એજ જાણી;
ચરણ સેવનથકી તું કૃતારથ થશે, સત્ય એ સત્ય એ વેદવાણી. પૂજ્ય૦ ૧
શ્રીગુરુદેવના ચરણમાં પ્રેમ ને, જ્ઞાન વૈરાગ્ય ઐશ્વર્ય રે' છે;
ક્લેશ વિપાક ને કર્મ આશયતણો, ત્યાં નથી લેશ એમ શાસ્ર કે' છે. પૂજ્ય૦ ૨
ત્રિવિધ દુઃખ ટાળવા, પરમસુખ પામવા, પાપના પુંજનો પ્રલય કરવા;
રજસ્તમ કાઢવા સત્ય વધારવા, બ્રહ્મરૂપે થવા ગુરુજ ભજવા. પૂજ્ય૦ ૩
બાધ થઇ દશ્યનો મોહ તેનો જશે, અખંડ સુખઘન સત્તા પ્રકટ થાશે;
કાલ માયાતણી જ્વાલ પછી ક્યાં રહી? જ્યાં અવિદ્યા સર્વે વિલાઇ જાશે. પૂજ્ય૦ ૪

———:o:———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

જીવોનાં કરેલાં કર્મોનું ફ્લ ઈશ્વર આપે છે પોતાના સદ્‌ગુરુ કહે તેમ મનુષ્યે પવિત્ર જીવન ગાળવું. અયોગ્ય પદાર્થો ન ખાવા, ને દુરાચરણથી દૂર રહેવું.

અયોગ્ય વિચાર, અયોગ્ય ક્રિયા, અયોગ્ય સંગ, અયોગ્ય વાચન, નિષિદ્ધ ભક્ષણ ને નિષિદ્ધ પાનથી દૂર રહી બની શકે તેટલું શુભકર્મ કરતા રહેશો.

પવિત્ર હૃદય કોઈપણ પ્રકારની ભૂલથી ને પ્રભુથી બહુ ડરે છે, ને અજાણતાં કાંઇ ભૂલ થઈ જાય તો તે તુરત તેનું પ્રાયશ્ચિત કરે છે.

મનને વશ વર્તવાથી જીવની અધોગતિ થાય છે, ને મનને મારવાથી જીવની ઊર્ધ્વગતિ થાય છે, તે શું હજી સુધી તમને લગારે સમજાયું નથી ?

જેઓ પોતાના આશ્રિતોને સદા પ્રસન્ન જોવા ઇચ્છતા હોય, ને જેમની પ્રવૃત્તિ પોતાના આશ્રિતોને આ લોકમાં સદા સુખી રાખવાની ને પરલોકમાં તેમનું પરમહિત કરવાની હોય તેમની સાથે તેમને અસંતોષ ઉપજે એવું વર્તન પોતાને આશ્રિત માનનારે ચલાવવું તે કેવી રીતે યોગ્ય ગણાય ? શું આમાં તે આશ્રિત જાણે કે અજાણે કૃતઘ્નતાના દોષનો ભાગી નથી થતો ?

અનન્યભક્તિ કોને કહેવાય તે વિષે જેણે કાંઈ પણ વાંચ્યું હોય, વા કાંઈપણ સાંભળ્યું હોય, વા કાંઇ પણ વિચાર્યું હોય તે મનુષ્ય જો હૃદયવાળો હોય ને પરમાત્માની અનન્યભક્તિને પ્રાપ્ત કરવાને ઇચ્છતો હોય તો તે પરમાત્માના અનન્યભક્તને ન છાજે એવો વિચાર કે વર્તન કરે ? નજ કરે.

તમને નથી જણાતું કે જેનું હૃદય વજ્ર જેવું હોય તેજ ભવિષ્યમાં તેના ચીરાવાની કાંઇ પણ ચિંતા રાખ્યા વિના પોતાના મનના રાજસતામસ વેગ પ્રમાણે વર્તે, પણ જેનું હૃદય સુકોમળ હોય તે તો ભવિષ્યમાં પોતાના હૃદયને ચીરાવાની બહુ ચિંતા રાખી પોતાના મનને બહુજ વશ રાખીને વર્તે.

જેના પગો ધૂળથી ખરડાયેલ રહે છે એવો અભણ ખેડુત પણ પોતાના ખેતરમાં આંબો ઊગાડવાની ઇચ્છા રાખીને તેમાં બાવળનું બી વાવતો નથી, તો પછી સ્વચ્છતાનું ને પંડિતાઇનું અભિમાન રાખનાર મનુષ્યે પોતાના હૃદયમાં પ્રભુભક્તિના પ્રાદુર્ભાવની ઇચ્છા રાખી તેમાં પરમાત્માની અનન્ય ભક્તિનો વિનાશ કરનારાં બી ન વાવવાં જોઈએ એમ ન સમજવું જોઇએ ?

ઇષ્ટની ઈચ્છા તો જીવને આ લોક પરલોકનું સુખ આપવાની હોય છે, છતાં જે મનુષ્ય દેખતી આંખે વાદળાંવિનાના ખરા બપોરે હાથમાં મશાલ લઇ મોટા કૂવામાં પડે તેને ઇષ્ટેચ્છા કેવી રીતે બચાવી શકે ને સુખ આપી શકે ?

જેને પરમાત્માની અડગ અવ્યભિચારિણી ભક્તિનો પરિપાક કરી તેનું ઉત્તમોત્તમ ફ્લ પ્રાપ્ત કરવાની સાચી ઇચ્છા નથી, પણ પ્રાકૃત મનુષ્યના સમૂહમાં રહી પ્રાકૃતોને પગલે ચાલવાની રુચિ છે, ને જેને અહીં ઠાલા આવી અહીંથી ભૂલીને જવાનું છે તેને પરમાત્માની અવ્યભિચારિણી ભક્તિનો ઉપદેશ કરવો તે ગિરની ભેંસ આગળ ભાગવતનો ઉપદેશ કરવા જેવું વિદ્વાનોને જણાય છે.

જે પોતાના આશ્રિતનું હિત ઇચ્છી વારંવાર ભિન્નભિન્ન રીતે તેને ઉપદેશ કરે, છતાં મનુષ્ય તે ઉપદેશ ઉપર લેશ પણ ધ્યાન ન આપતાં પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે, ને કર્તવ્યાકર્તવ્યનો કાંઈપણ વિચાર ન રાખે, તેના ઉપર આશ્રય આપનારને ઉદાસીનતા કેમ ન પ્રકટે ? પ્રકટેજ.

જો માત્ર વાતોના ગપાટાજ ન મારવા હોય, પણ વાસ્તવિક ઉત્તમ ફલ મેળવવું હોય તો તે મનુષ્યે પ્રયત્ન પણ બહુ મોટા પ્રમાણમાં કરવો જોઇએ, એ સમજીને વિના કહેજ સમજાય એવું છે

જો આ વિશ્વમાં કર્મના ફલનો કોઇ આપનાર છે એમ સમજાતું હોય, જો મનુષ્યજન્મનું દુર્લભપણું છે એમ સમજાતું હોય, ને જો વીજળીના ઝબકારાના પ્રકાશમાં મોતી પરોવી લેવાની પેઠે આ અલ્પ સમયના જીવનમાં પોતાનું ઇચ્છિત પ્રાપ્ત કરી લેવું જોઇએ એમ સમજાતું હોય તો પોતાનું યોગ્ય કર્તવ્ય કરવામાં મનુષ્યે પોતાનું મન રાખવું જોઈએ. ( ક્રમશઃ )

———:o:———

## શ્રીનાથપ્રભુપ્રણીત કેટલાએક જીવનચરિત્રો

(અનુસંધાન ગતાંકના પૃષ્ઠ ૧૯૬થી)

[ ૪ ]

### પૂજ્યચરણશ્રીશંકર ભગવાન્

દોહરા

પરમતત્ત્વ માયા વિષે, પ્રતિબિંબિત જવ થાય;<br>
ત્યારે ચેતન શુદ્ધ તે, પરમ શિવ[1] કહેવાય. ૧<br>
જન-અજ્ઞાન[2] નિવારવા, લાવી દયા મનમાંય;<br>
આદ્ય શંકરાચાર્ય થઈ, તે પ્રકટ્યા જગમાંય. ૨

પૂજ્યચરણ આચાર્ય ભગવાનનાં સંસ્કૃત ભાષામાં ચાર પ્રસિદ્ધ જીવન ચરિત્રો છે, શ્રી આનંદગિરિકૃત, શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીકૃત, ચિદ્વિલાસકૃત ને સદાનંદમિશ્રકૃત, તેમાં શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીકૃત સંક્ષેપ શંકરવિજય (શ્રી શંકર દિગ્વિજય) વિદ્વાનોમાં વધારે પ્રમાણભૂત મનાય છે બીજા કોઇ કોઇ ગ્રંથોમાં પણ પૂજ્યપાદ શ્રીશંકરાચાર્યનું ટુંકું જીવનચરિત્ર જોવામાં આવે છે.

જે વેલા ભારતવર્ષમાં વેદોક્તકર્મનો વાસ્તવિક હેતુ લોકોના મોટા ભાગની સમજમર્યાદાથી દૂર થઇ ગયો હતો, જે વેલા ભિન્નભિન્ન દેવોના ઉપાસકો વૈદિક ઉપાસનાનું વાસ્તવિક સ્વરૂપ સમજ્યા વિના એક બીજાનો વિદ્વેષ કરતા હતા, ને પરસ્પર લડી મરતા હતા, જે વેલા જૈનધર્મનું ને બુદ્ધધર્મનું પ્રબલપણું

૧ શ્રીદક્ષિણામૂર્તિ. ૨ અધિકારી મનુષ્યના અજ્ઞાનને દૂર કરવા. અજ્ઞાનને દૂર કરવાથી સર્વે દુઃખો દૂર થાય છે, કેમકે અજ્ઞાનથીજ સર્વ દુઃખો ઉપજે છે અજ્ઞાનથી ભેદજ્ઞાન ભેદજ્ઞાનથી અનુકૂલતાનું ને પ્રતિકૂલતાનુ જ્ઞાન, અનુકૂલતા ને પ્રતિકૂલતાના જ્ઞાનથી રાગદ્વેષ, રાગદ્વેષથી અભિમાનપૂર્વક ધર્માધર્મમાં પ્રવૃત્તિ, અભિમાનપૂર્વક ધર્માધર્મમાં પ્રવૃત્તિ કરવાથી ચિત્તમાં ધર્માધર્મના સંસ્કારોનું પડવું, ચિત્તમાં ધર્માધર્મના સંસ્કારો પડવાથી જીવાત્માનુ સ્થૂલશરીરની સાથે જોડાવું, અને જીવાત્માનું સ્થૂલશરીરની સાથે જોડાવું થવાથી તેને ત્રિવિધ દુઃખોની પ્રાપ્તિ થાય છે

થવાથી વેદોક્તધર્મને વર્ણાશ્રમની મર્યાદા છિન્ન ભિન્ન થઈ ગયાં હતાં, અને જે વેલા એકજ અદ્વિતીય બ્રહ્મના ઉપનિષદોએ પ્રતિપાદન કરેલા જ્ઞાનનું સ્વરૂપ મનુષ્યોના મોટા ભાગની જાણમાં રહ્યું ન હોતું, ને તેથી પ્રત્યેક મનુષ્ય વસ્તુતાએ દુઃખરહિત પરમાનંદરૂપ છતાં દુઃખોથી સીદાયા કરતો હતો, તે વેલા અધિકારી મનુષ્યોને વેદોક્તકર્મનું રહસ્ય સમજાવવા, તેમને વેદોક્ત ઉપાસનાનું રહસ્ય સમજાવવા, જૈનધર્મના ને બુદ્ધધર્મના વેદ વિરોધી ભાગનું નિરાકરણ કરવા, વર્ણાશ્રમધર્મની મર્યાદાનું રક્ષણ કરવા, અને ઉપનિષદે પ્રતિપાદન કરેલા બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ સમજાવી મુમુક્ષુઓને દુઃખરહિત પરમાનંદસ્વરૂપમાં સ્થાપવા શ્રીદક્ષિણામૂર્તિ પ્રભુએ કેવલ કારુણ્યને વશ થઈ આ ભારતવર્ષના દક્ષિણ વિભાગવિષે મલબાર પ્રાંતમાં પવિત્ર પૂર્ણાનદીને કાંઠે આવેલા કાલટી નામના પવિત્ર ગામમાં તૈત્તિરીય શાખાનું અધ્યયન કરનાર નંબુરી જ્ઞાતિના પવિત્ર બ્રાહ્મણ શ્રી શિવગુરુનાં સ્વધર્મપરાયણ ધર્મપત્ની અંબાના (સતીના) ઉદરથી આશરે શાકે ૬૧૦ વૈશાક સુદિ ૫ ને દિવસે મધ્યરાત્રિને સમયે પોતાના સ્થૂલ શરીરનો આવિર્ભાવ પ્રતીત કરાવ્યો. તેમના આવિર્ભાવ કાલે અધર્મપરાયણ આસુરીસંપત્તિવાળા મનુષ્યોના હૃદયમાં અચાનક ક્ષોભ થયો, ને ધર્મપરાયણ દૈવીસંપત્તિવાળા મનુષ્યોના હૃદયમાં અચાનક આનંદાવિર્ભાવ થયો; આસપાસના વાતાવરણમાં, જલમાં ને અન્ય સ્થાવર જંગમ પ્રાણિપદાર્થોપર તેમના પ્રતીત થયેલા મનોહર શરીરમાં શુદ્ધસત્ત્વગુણના પ્રબલતરંગોની અસરવડે સુખમય શાંતિ પ્રસરી રહી, સ્વભાવથીજ પરસ્પર વૈર રાખનારાં પ્રાણીઓના વૈરનું શમન થઈ તેઓ પરસ્પર પ્રસન્નતાવાળાં જણાવા લાગ્યાં; વૃક્ષોની શોભામાં વધારો પ્રતીત થયેલો જોવામાં આવ્યો; નદી, સરોવર ને કૂવાનાં જલો નિર્મલ જણાવા લાગ્યાં; પર્વતોમાંથી નિર્મલ જલનાં ઝરણો ઝરવા લાગ્યાં, અને આકાશ ને દિશાઓ નિર્મલ જણાવા લાગ્યાં.

જ્યોતિર્વિદોએ તેમના શુભ આવિર્ભાવવાળા સમયપરથી તેઓ અલૌકિક મહાપુરુષ થશે એમ તેઓશ્રીના સ્થૂલશરીરનાં માતાપિતાની આગળ તેમના પૂછવાથી પોતાની વિદ્યાના આધારે ભવિષ્ય ભાખ્યું.

માતાપિતા ને તેમના સંબંધિજનો તેઓશ્રીના આવિર્ભાવવડે પ્રસન્ન થાય તેમાં કાંઇપણ આશ્ચર્ય નજ હોય, પણ અન્ય સજ્જનોને પણ તેમના આવિર્ભાવવડે આનંદ થયો. તેઓશ્રીનો આવિર્ભાવ મહેશ્વરની (શંકરની) કૃપાથી થયો હતો એવી તેમના માતાપિતાની માન્યતા હોવાથી તેમનું નામ શંકર પાડવામાં આવ્યું. તેમના મસ્તકપર બીજના ચંદ્રનું, કપાલમાં નેત્રનું, બંને ખભાપર ત્રિશૂલનું, હાથમાં ચક્રનું, ગદાનું, ધનુષ્યનું ને ડમરુનું, છાતીપર નાગનું, અને ચરણોપર ચામરનું ચિહ્ન હતું. તેમના સ્થૂલશરીરનો રંગ શુદ્ધ સ્ફટિકના જેવો ઉજ્વલ હતો.

જેમ શુકલપક્ષના બીજના ચંદ્રની કલા શુકલપક્ષમાં ઉત્તરોત્તર વધતી જાય છે તેમ આચાર્ય ભગવાનનું રમણીય ને શુદ્ધસાત્ત્વિક પરમાણુઓ [illegible]મૂહરૂપ સ્થૂલશરીર ઉત્તરોત્તર વધવા માંડ્યું. તેઓશ્રીનું ત્રૈલોક્ય સુંદર અ[illegible] નેત્રનું તથા મનનું હરણ કરી તેમના જીવભાવનું વિસ્મરણ કરાવન[illegible] જ્યારે ત્રણ વર્ષનું થયું ત્યારે તેઓશ્રીના સ્થૂલ શરીરને ચૌલ[illegible]

આવ્યો હતો. તેઓશ્રીનું સ્થૂલશરીર જ્યારે પાંચ વર્ષનું થવા આવ્યું ત્યારે શાકે ૬૯૫ના ચૈત્ર સુદિ ૯ ને દિવસે તેઓશ્રીના ચેતોહર સ્થૂલશરીરને યથાવિધિ ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો ઉપવીત આપ્યા પહેલાં જેટલું ઉપયોગી અધ્યયન ઉપવીત વિના થઈ શકે તેટલું ઉપયોગી અધ્યયન તેમણે કરી લીધું હતું

ઉપનયન થયા પછી તેઓશ્રી પોતાના ગુરુની પાસે રહી વેદાદિનું અધ્યયન કરવા લાગ્યા. અધ્યયન કાલે તેમની સ્મરણશકિત ને તેમનો બુદ્ધિવિભવ તેમના સહાધ્યાયીઓને તથા તેમના ગુરુને આશ્ચર્યરૂપ જણાતાં હતાં. એક વેલા બધા વિદ્યાર્થીઓની સાથે ગામમાં ભિક્ષા માગવા જતાં તેઓએ એક બહુ દીન બ્રાહ્મણને ઘેર જઈ ભિક્ષા માગી તે બ્રાહ્મણની સ્ત્રીએ દીનભાવથી વિનયવડે તેઓશ્રીને જણાવ્યું કે:—"હું બહુ મંદભાગિની છું, તેથી નિર્ધનતાને લીધે તમારા જેવા બહુ ભાવથી સત્કાર કરવા યોગ્યનો પણ અન્નાદિવડે સત્કાર કરી શકતી નથી, આથી મારા જીવનને ધિક્કાર છે," આમ કહી તે ઘરમાં ગઈ અને ઘરમાં મળી આવેલું એક આમળું તેમને ભિક્ષાને બદલે આપ્યું અન્યનું દુઃખ જોઈ જેમનું હૃદય દ્રવી જવાના સ્વભાવવાળું હતું એવા તેમને તે દીન સ્ત્રીના કુટુંબનું દારિદ્રય દૂર કરવાની બલવતી ઈચ્છા ઉપજી. તેમણે આ બ્રાહ્મણના કુટુંબનું દારિદ્રય દૂર કરવા મનોહર શબ્દોવડે લક્ષ્મીજીની પ્રાર્થના કરી. તે પ્રાર્થનાથી પ્રસન્ન થયેલાં લક્ષ્મીજીએ ભગવાન્ શંકરને કહ્યું કે:—"આમણે પૂર્વે દ્રવ્યની પ્રાપ્તિ થાય એવું કાંઈ સુકૃત કર્યું નથી માટે આ જન્મમાં તેઓ મારી કૃપાને પાત્ર શી રીતે થઇ શકે?" ભગવાન્ શંકરે તેના ઉત્તરમાં કહ્યું કે:— "કદાચ આ કુટુંબનાં માણસોએ પૂર્વે દ્રવ્ય પ્રાપ્ત થાય એવું કાંઈ સુકૃત ન કર્યું હોય તો આ જન્મમાં આ બાઇએ મને એક આમળું આપવારૂપ પુણ્ય કર્યું છે માટે તમારે તે પુણ્યના ફલરૂપે તેમના ઉપર કૃપા કરવી જોઇએ" ભગવાન્ શંકરનાં આવાં વચનોથી પ્રસન્ન થયેલાં લક્ષ્મીજીએ તે બ્રાહ્મણના ઘરમાં ઘણાં સોનાનાં આમળાં પ્રકટાવ્યાં.

પોતાના ગુરુની પાસે બે વર્ષ સુધી રહી, વેદાદિ સત્શાસ્ત્રોનું અધ્યયન કરી સાતમે વર્ષે શંકરભગવાન્ પોતાને ઘેર આવી અધ્યયન કરેલા વેદાદિ સત્શાસ્ત્રનું પુનઃ અધ્યયન કરતા છતા તથા યોગ્ય વિદ્યાર્થીઓને તેનું અધ્યયન કરાવતા છતા પોતાનાં માતુશ્રીની ભાવપૂર્વક સારી રીતે સેવા કરતા હતા. તેમનાં માતુશ્રી તેમની મનોહર વાણી, બુદ્ધિ, વિદ્યા, ભક્તિ ને શરીરની સુંદરતા જોઈ વારંવાર બહુ હર્ષ પામતાં હતાં.

શંકરભગવાનના ઘરથી નદી થોડી દૂર હતી, તેથી પોતાનાં માતુશ્રીને ઊનાળાના દિવસોમાં તે નદીએ સ્નાન કરવા જવામાં બહુ શ્રમ જણાય છે એમ જાણી શંકરભગવાને તે નદીના અધિષ્ઠાતા દેવની સ્તુતિ કરી, તેથી તે નદીનો પ્રવાહ શંકરભગવાનના ઘરની આગળથી વહેવા લાગ્યો.

શંકરભગવાનની કીર્તિ સાંભળી મલબાર દેશના રાજા રાજશેખરે શંકરભગવાનને પોતાના પ્રાસાદમાં (મહાલયમાં) પધરાવવાની ઈચ્છાથી પોતાના પ્રધાનને ભેટ સહિત તેઓશ્રીની સમીપ તેઓશ્રીને તેડી લાવવા માટે મોકલ્યો. પ્રધાન તેમની પાસે ગયો, ને પોતાના રાજાના તરફની વિનતિ તેઓને કહી સંભળાવી.

# શ્રીસનત્સુજાતીયમ્
## (શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેસાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતાંક ૬ના પૃષ્ઠ ૧૨૮થી )*

आपोऽथाद्भ्यः सलिलं तस्य मध्ये
उभौ देवौ शिश्रियाथेऽन्तरिक्षे ।
आध्रीचीः सविषूचीर्वसाना–
वुभौ बिभर्ति पृथिवीं दिवं च ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥५॥

પદચ્છેદ:–आप: સૌથી પ્રથમ અવિભક્ત એકરૂપે આવી રહેલું બ્રહ્મજ હતું अथ પછી अद्भ्यः અવિભક્ત એકરૂપે વ્યાપી રહેલા બ્રહ્મમાંથી सलिलं ગતિશીળ જગત્ ઉપજ્યું तस्य मध्ये તે જગતમાં उभौ देवौ જીવ અને ઈશ્વર એ બંને દેવો शिश्रियाथे આશ્રય કરી રહેલા છે अन्तरिक्षे બ્રહ્મ અને જગત્‌ની વચમાં आद्ध्रीचीः સૂક્ષ્મશરીરોને ધારણ કરી રાખનારાં સ્થૂલ શરીરોમાં सविषूचीः સોઇ ભોંકાવા જેવી વ્યથા ઉપજાવનારી ઇંદ્રિયોના સમૂહનો જેમાં સમાવેશ થાય છે એવાં સૂક્ષ્મશરીરો સહિતમાં वसानौ એ બે દેવો વસતા છતા बिभर्ति पृथिवीं दिवं च વસ્તુતાએ આ લોક અને પરલોકને એટલે સંપૂર્ણ જગતને બ્રહ્મ જ ભરી રહેલું છે એટલે જે સ્થળે જગત્ જણાય છે તે સંપૂર્ણ સ્થળે બ્રહ્મજ વ્યાપી રહેલું છે.

ભાવાર્થઃ—વ્યાપી રહેલું હોવાથી બ્રહ્મ કહેવાતું બ્રહ્મ તે જેવું છે તેવું મૂળથીજ છે તેથી તે ખરું છે.

ગતિશીળ હોવાથી જગત્ કહેવાતું જગત્ તે જેવું છે તેવું મૂળથીજ નથી પણ બ્રહ્મમાંથી ઉપજીને ઉપસ્થિત થનારું ને ઉપસ્થિત થઇને પાછું બ્રહ્મમાંજ અળપાઇ જનારું છે તેથી તે ખરું નથી. તે જણાય છે તેથી તેને ખરું કહેવું

---

*ગતાંક ૬ના પૃષ્ઠ ૧૨૮ની પ્રથમની બે પંક્તિથી પૂરા થતા પરિચ્છેદ પછી અને નવા આરંભ પામતા પરિચ્છેદની વચ્ચે નીચેનો પરિચ્છેદ વધારી વાંચવાનું છેઃ—

પણ જે કોઇ પદાર્થ પોતાથી જુદી એવી બીજી કોઇ જગ્યાએ રહેલો હોય તે પદાર્થ ખરો ન હોય. તે જણાતો હોવાથી તેને ખરો કહેવો હોય તોપણ તેને જણાવા પૂરતો ખરો કહી શકાય. અને બહુ તો જો તે વ્યવહારની યોગ્યતાવાળો હોય તો વ્યવહાર પૂરતો ખરો કહી શકાય પણ તેને ખરેખર ખરો કહી શકાય નહિ. બ્રહ્મ તો ખરેખર ખરો પદાર્થ છે તેથી તે તેનાથી જુદી એવી બીજી કોઇ જગ્યાએ રહેલું નથી કે તે જગ્યાને છોડીને બ્રહ્મ ચાલ્યું જાય વા બ્રહ્મથી ભિન્ન અન્ય કોઇ પદાર્થ કદી હોય તો પણ તે બ્રહ્મને તે જગ્યાએથી ખસેડી શકે. બ્રહ્મ તો પોતે પોતામાંજ રહેલું છે એવી રીતે જગત્ પોતે પોતામાં રહેલ નથી પણ તે તો બ્રહ્મમાં રહેલું છે તેથી જગત્ ખરો પદાર્થ નથી. તે જણાય છે તેથી તેને ખરું કહેવું હોય તો તેને જણાવા પૂરતું ખરું કહી શકાય ને તે વ્યવસ્થિત-વ્યવહારની પણ યોગ્યતાવાળું હોવાથી બહુ-તો તેને વ્યવહારપૂરતું ખરું કહી શકાય પણ તેને ખરેખર ખરું કહી શકાય નહિ.

હોય તો તેને જણાવા પૂરતું ખરું કહી શકાય ને તે વ્યવહારની પણ યોગ્યતાવાળું હોવાથી બહુ તો તેને વ્યવહાર પૂરતું ખરું કહી શકાય પણ તેને ખરેખર ખરું કહી શકાય એમ નથી છતાં દેહસાથે એકતા કરી રહેનાર જીવને દેહવડે તે ખરું જણાય છે પણ તે ખરેખર ખરું નથી.

જગત્ વ્યવસ્થિત વ્યવહારની પણ યોગ્યતાવાળું હોવાથી વ્યવસ્થિત વા અવ્યવસ્થિત રીતે પરસ્પર વ્યવહાર કરનારા જગત્માં અનેક જણાય છે. તેઓ સર્વે જીવનવાળા જણાતા હોવાથી જીવ કહેવાય છે પોતપોતાના ભોગોના સંપાદનમાટે જીવને સોય ભોંકાવા જેવી વ્યથા ઉપજાવનારી મન સહિત સર્વે ઇંદ્રિયોનો જેમાં સમાવેશ હોય છે એવા પોતપોતાના સુક્ષ્મ દેહમાં તથા સૂક્ષ્મદેહને ધારણ કરી રાખનાર ને સૂક્ષ્મ દેહના ગોલકભૂત પોતપોતાના સ્થૂલ દેહમાં તેઓ સર્વે ઢંકાઈ રહેલા હોય છે એટલુંજ નહિ પણ પોતપોતાના તે બંને દેહોમાં તેઓ સર્વે એકતા કરી રહેલા હોય છે તેથી તેઓ કોઈ પોતપોતાના તે બંને દેહોથી જુદા પોતાના મૂળ રૂપને જાણનારા હોતા નથી. તેઓ કોઈ પોતપોતાના તે બંને દેહોને ઉપજાવીને ધાર્યા પ્રમાણે ઉપસ્થિત રાખી રહેવાના પણ સામર્થ્યવાળા હોતા નથી. છતાં પોતપોતાના તે બંને દેહો કોણે ઉપજાવીને કેવી રીતે ઉપસ્થિત કરેલા છે તથા પોતપોતાના તે બંને દેહોમાં પોતે કોઈએ જોઈ જાણીને તો એકતા કરી નથી છતાં તેમાં પોતાને પોતાની એકતા થયેલી જણાય છે તો તે કોણે કરેલી છે ને તેમાં તે કરનારનો શો હેતુ છે તે જાણીને પોતાના મૂળ સ્વરૂપનો તથા પોતાના દૈહિક કર્તવ્યનો નિર્ણય કર્યાવિના જ સર્વે કોઈ પોતપોતાના દૈહિક વેગોને વશવર્તિ રહેનારા હોય છે.

પોતપોતાના દેહોને ઉપજાવી તેમાં પોતાની ધારી એકતા કરી રહેવાનું સામર્થ્ય કોઈ જીવમાં હોતું નથી છતાં જ્યારે તેમના દેહો ઉત્પન્ન થયેલા હોય છે તથા તેમાં જીવોની જાણ વિના જીવોની એકતા પણ થઈ રહેલી હોય છે ત્યારે જીવોના દેહોને ઉત્પન્ન કરનારા તથા દેહોમાં જીવોની એકતા કરી જીવોને દેહ સાથે જોડી રાખનારા જીવોથી પર ઈશ્વર પણ જગત્માં છે એવો નિર્ધાર થાય છે તે પ્રમાણે જગત્માં ઈશ્વર પણ છે અને સર્વે દેહોનું તથા દેહમાં ઢંકાઈ રહેલા જીવોનું નિયમન કરતા તે સર્વે જીવોની સાથે તેમના પ્રત્યેકના અંતર્યામીરૂપે રહેલા હોય છે પણ દેહમાં ઢંકાયેલા હોવાથી જીવનું મૂળરૂપ જેમ કોઈ જીવને પ્રત્યક્ષ જણાતું નથી તેમ ઈશ્વરનું ઈશ્વરરૂપ પણ દેહમાં ઢંકાયેલું હોવાથી કોઈને પ્રત્યક્ષ જણાતું નથીઃ

દૈહિક વેગોને બહુધા વશ વર્તી રહેનારા સર્વે જીવોના દૈહિક વ્યવહારો વ્યવસ્થિત રીતે સધાતા રહેતા જોઈને જીવો જગત્ને ખરું જાણે છે પણ જે સ્થળે તે જે સમયે જીવોને આ લોકનો તથા સંપૂર્ણ સર્વે પરલોકોનો જેમાં સમાવેશ થાય છે એવું જગતજ પ્રવર્તી રહેલું પ્રતીત થાય છે તે સ્થળે ને તે સમયે વસ્તુતાએ બ્રહ્મજ વ્યાપી રહેલું હોય છે તેથી જગત્ ખરું જણાતું છતાં તે ખરેખર ખરું નથી એ તો જણાવા પૂરતું જ ખરું હોય છે ને બહુ તો વ્યવહાર પૂરતું ખરું હોય છે.

આમ છતાં પોતાના દેહોથી અળગા પડીને પોતાના મૂળરૂપમાં એકતા

કરી રહેવાનો યોગ નહિ સાધનારાઓને ઈશ્વરના અંતર્યામી સ્વરૂપનો તથા બ્રહ્મના સનાતન બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી. જેઓ પોતાના દેહોથી અળગા પડીને પોતાના મૂળરૂપમાં એકતા કરી રહેનારા યોગીઓ છે તેઓ તો ઈશ્વરના અંતર્યામી ઈશ્વરરૂપને તથા બ્રહ્મના સનાતન બ્રહ્મસ્વરૂપને તે જેવું છે તેવું સ્પષ્ટ જાણે છે. ૫

श्री शांकरभाष्यम् ॥

इदानीं द्वासुपर्णाविति मंत्रार्थं कथयति आप इति हवे आपः॥ એમ આ શ્લોકવડે द्वासुपर्णा० ॥ એ મંત્રનો અર્થ કહે છે.

यस्मात् परमात्मन आपः प्रथमं सृष्टाः।

જે પરમાત્મામાંથી પ્રથમ જળ ઉપન્યું.

तथा चाहमनुर प एव ससर्जादाविति ।

પ્રથમ જળનેજ સર્જ્યું એમ મનુ પણ એમજ કહે છે.

भूतपंचकोपलक्षणोऽर्थोऽप्शब्दः ।

જળશબ્દ ભૂતપંચકના ઉપલક્ષણના અર્થનો છે.

એટલે જળશબ્દવડે પાંચભૂતોને કહેલાં જાણવાં.

अनेन सूक्ष्मसृष्टिरभिहिता ।

એટલે જળશબ્દવડે સૂક્ષ્મ સૃષ્ટિ કહેલી છે.

अथानंतरमद्भ्यः पूर्वमेवसृष्टाभ्यः सलिलं भूतपंचकं भूतपंचात्मकं स्थूलदेहादिकं सृष्टम् ।

આથી પછી એટલે પ્રથમ સર્જએલા જળમાંથી સલિલ એટલે સ્થૂલ પાંચ ભૂતો અને સ્થૂલ પાંચ ભૂતોના કાર્યભૂત સ્થૂલ દેહઆદિ સ્થૂલ સૃષ્ટિ થઈ.

तस्य सलिलस्य देहात्मनावस्थितस्य मध्येऽन्तरिक्षे हृदयाकाश उभौ जीवपरमात्मानौ देवौ द्योतनस्वभावौ शिश्रियाते वर्तेते ।

તે સલિલ એટલે દેહાત્મારૂપે અવસ્થિત બ્રહ્મ મધ્યે એટલે દેહોમાં અંતરિક્ષમાં એટલે હૃદયાકાશમાં જીવાત્મા અને પરમાત્મા બંને દેવો એટલે પ્રકાશસ્વભાવવાળા દેવો આશ્રય કરી રહેલા છે એટલે રહેલા છે.

न केवलमंतरिक्षे शिश्रियाथे ।

કેવળ અંતરિક્ષમાંજ આશ્રય કરીને રહેલા છે એમ નથી.

आद्ध्रीचीर्विषूचीर्वसानौ ।

આદધ્રીચીઓ અને વિષૂચીઓમાં તેઓ બંને વસી રહેલા છે.

आभिमुख्येन ध्रियमाणा अवस्थितास्ता अंचन्तीत्याद्ध्रीच्यो दिशःप्राच्याद्या

અભિમુખપણાવડે ધારણ કરાઈ રહેલી તેઓ ગતિ કરે છે માટે પૂર્વદિશા આદિ દિશાઓ.

सविषूचीरुपदिशो वसानावाच्छादयन्तौ ।

વિષૂચીઓ એટલે ઉપદિશાઓ સાથે સઘળી દિશાઓમાં તેઓ બંને વસી રહેલા છે તેમને ઢાંકીને રહેલા છે

उभौ बिभर्ति पृथिवीं दिवं च

પૃથ્વીને અને સ્વર્ગને બંને પૂરી રહેલા છે

एको जीव आत्मनः स्वाभाविक चित्सदानंदाद्वितीयं ब्रह्मात्मत्वमनवगम्या नात्मनि देहादौ आत्मभावमापन्नः पृथिवीं भूतभौतिकलक्षणं कर्मफलानुरूपं सुखदुःखात्मकं स्वात्मरूपं बिभर्ति।

તે બેમાંના એક જીવ પોતાનું ચિદ્રૂપ સદ્રૂપ આનંદરૂપ ને અદ્વિતીયરૂપ એવું બ્રહ્મપણું ન જાણીને દેહ આદિ જે પોતે નથી તેમને વિષે પોતાપણાને પામીને પૃથ્વી એટલે ભૂતભૌતિક લક્ષણવાળું કર્મના ફળને અનુરૂપ સુખદુઃખવાળા દેહઆદિને ધારણ કરે છે

अपरो दिवं द्योतनात्मकं स्वात्मरूपं बिभर्ति।

બીજો ઈશ્વર સ્વર્ગને એટલે પ્રકાશસ્વભાવવાળા પોતાના પોતસ્વરૂપને ધારણ કરે છે.

श्रूयते च द्वासुपर्णाविति।

द्वा सुपर्णौ. ॥ બે પક્ષીઓ એમ શ્રુતિપણ છે.

यः स्वात्ममायया स्वात्मानं प्राणाद्यनंतरं कृत्वान्तरमनुप्रविश्याभिपश्यन्नास्ते तं भगवन्तं योगिन एव पश्यन्ति॥४

જે પોતાની માયાવડે પોતાને પ્રાણ આદિકથી અલગ કરીને પ્રાણ આદિકની અંતર પેસાડીને તે સર્વને જેમ છે તેમ જોતા વિરાજમાન થાય છે તે ભગવાનનો યોગીઓજ સાક્ષાત્કાર કરે છે. ૫

———:०:———

## आपणा आचार्यश्रीनी आख्यायिकाओ

(ગતાંકથી ચાલુ)

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

### पंचविषयोपरनो मोह

विषय-वि એટલે વિશેષે કરીને ને षय એટલે બંધન કરનાર. જીવોને વિશેષે કરીને બંધન કરનાર તે વિષય.

એક વિષયના મોહથી એક એક પ્રાણીના પ્રાણની હાનિ થાય છે ત્યારે એક સાથે પાંચે ઇંદ્રિયોના વિષયોમાં મોહિત થયેલા મનુષ્યની દુર્દશા થાય એમાં શું આશ્ચર્ય?

શબ્દવિષયના મોહથી હરણ પોતાનો પ્રાણ ખુએ છે, ને નાગ જન્મપર્યંત બંધીખાને પડે છે. અગાઉના વખતમાં કેટલાક શિકારીઓ હરણનો શિકાર આમ કરતાઃ—તેઓ રાત્રે વનમાં જઈ ઘંટરવાલ નામનાં વાજાં વગાડતા, ને દીવીઓ સાથે તે વનમાં ચાલતા. વાજાંના મધુર અવાજથી હરણો તે શિકારીઓની આગળ દોડી આવે છે, ને વાજાંનો શબ્દ સાંભળવામાં લીન થઈ જાય છે. તે વાજાંવાળા આગળ ચાલે એટલે પાછળના બીજા શિકારીઓ તે હરણોને કાતાંથી કે ખડ્ગોથી કાપતા ચાલે. આમ શબ્દવિષયપરની આસક્તિથી હરણોનું મોત થાય છે.' નાગ વાદીની મોરલીના નાદમાં પ્રીતિવાળો થઈને રાફડાની બહાર આવી ફેણ ચઢાવી ડોલવા માંડે છે, એટલે વાદી તેની નજર ચૂકાવી તેને એકદમ પકડી લઈને તેની ઝેરી દાઢો કાઢી લઈ તેને પોતાની પાસેના કરંડીયામાં પૂરી દે છે. આમ શબ્દવિષયપરના રાગથી તે જન્મપર્યંતનો કેદી થાય છે.

સ્પર્શવિષયના મોહથી હાથી પોતાનો પ્રાણ ખુએ છે. હાથીના દાંતો તથા હાડકાં માટે હાથીનો શિકાર કરનારા કેટલાક મનુષ્યો વનમાં હાથીઓના જવા આવવાના માર્ગમાં એક મોટો ખાડો ખોદી તેના ઉપર ઝાડની પાતળી ડાળીઓ તથા પાંદડાં અને ઘાસ વગેરે મૂકી તે પર કાગળની હાથણી ઉભી કરે છે. પછી તેને જોઈ કોઈ હાથી તેના તરફ દોડતો આવે છે, ને તે એકદમ તે ખાડામાં પડે છે. ખાડામાં એક મોટો શંકુ આકારનો લોહાનો ખીલો તે લોકોએ ઠબેલો કરેલો હોય છે, તે વડે તેનું શરીર વીંધાય જાય છે, ને તે મરણ પામે છે. તે હાથી ખાડામાં પડ્યા પછી તેના ઉપર તે લોકો મીઠું નાંખે છે. કેટલીક મુદતે તે હાથીનું શરીર સડી જાય છે, ને પછી તેના દાંત તથા હાડકાં કાઢી લઈ તેઓ તેને વેચવા માટે લઈ જાય છે.

રૂપવિષયથી મોહિત થઈને પતંગ અગ્નિમાં પડી પોતાનો પ્રાણ ખુએ છે એ સૌના જાણવામાં છે. ચોમાસામાં મનુષ્યોને તેનો વિશેષ અનુભવ થાય છે.

રસવિષયમાં મોહિત થઈને માછલાં મરણ પામે છે. માછલાંનો શિકાર કરનારા મનુષ્યો વાંસની લાંબી લાકડીને છેડે લાંબો દોરો બાંધી તે લાંબા દોરાને છેડે લોહાનો એક કાંટો જેને ગલ અથવા બડિશ કહે છે તે બાંધી તેમાં રોટલાનો કે માંસનો નાનો ટુકડો ભરાવી તેને નદી આદિના પાણીમાં નાખે છે. તે નદી આદિમાંનાં માછલાં તેને ખાવા માટે પોતાના મોઢામાં તે પકડે છે, એટલે એ કાંટો તેના મોઢામાં પેસી જાય છે, તે પછી મચ્છીમાર તેને બહાર કાઢી ફેંકે છે, તેથી તે મરણ પામે છે.

ગંધવિષયથી ભમરાનું મૃત્યુ થાય છે. ગંધવિષયના મોહથી "હમણાં ઊડું, હમણાં ઊડું" એમ વિચારતો કોઈ ભ્રમર સાયંકાલસુધી કમલમાં બેસી રહે છે, અને સૂર્ય આથમતાં ને કમલ બીડાઈ જાય છે તેથી તેમાં તે ભ્રમર પૂરાઈ જાય છે. અતિ કઠોર લાકડાને પણ સહેલાઈથી કોતરી નાંખવાના બળવાળો તે તે કમલની બહુ કોમલ પાંખડીઓને પણ કાપી શકતો નથી. ગંધમાં લુબ્ધ થયેલો તે ભ્રમર શું વિચારે છે? ને તેનું પરિણામ શું આવે છે? તે જુઓઃ—

"रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं,
भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः।
इत्थं विचिंतयति कोशगते द्विरेफे,
हा मूलतः कमलिनीं गज उज्जहार॥"

**અર્થઃ**—રાત્રિ હમણાં ચાલી જશે, સુંદર પ્રભાત થશે, સૂર્ય ઉગશે, ને કમલો ઉઘડીને તેની શોભા વધશે. કમલના કોશમાં પૂરાયેલો ભ્રમર આ પ્રમાણે ચિંતન કરતો હતો ત્યાં અરે! કમલિનીને (કમલના વેલાને) હાથીએ મૂલથી ઊખેડી નાંખી!

રાત્રિએ તલાવમાં જલપીવા તથા જલક્રીડા કરવા આવેલા હાથીના કે હાથણીઓના ઝપાટામાં કાંતો તે ભ્રમર કમલના વેલા સાથે ચગદાઈને મરણ પામે છે, અથવા વેલા સહિત તે કમલને હાથી કે હાથણીઓ ખાઈ જાય છે તો તે તેમના ઉદરમાં વાસ કરે છે! **મોહનું પરિણામ શું? મોત!**

મનુષ્યે વિષયોને પ્રયોજન જેટલાજ સેવવા જોઈએ. મુમુક્ષુ મનુષ્યોએ વિષયોમાં રહેલા દોષોનું સતત સ્મરણ રાખીને પાંચ વિષયોના ગુલામ નજ થવું જોઈએ, પણ તે પાંચ વિષયોને જિતવામાટે સતત પ્રયત્ન આદરપૂર્વક કરવો જોઈએ, ને અંતે તેનો ત્યાગ કરવો જોઈએ.

**સાધક જો વિવેકને બહુ બળવાન્ કરે ને જાગૃતિ સેવે તોજ તેનાથી મોહને જિતી શકાય છે,** અન્યથા તે જિતી શકાતો નથી. વિષયોને અનાસક્તની પેઠે સેવવા જોઈએ.

જેમ ઓસડ વાડકા કે પ્યાલા ભરી ભરીને કોઈ પીતું નથી, પણ ઓછામાં ઓછું ને ન ચાલે એટલુંજ પીએ છે તેમ મુમુક્ષુએ ધર્મને ને અર્થને બાધ ન આવે એવી રીતે વિષયોનો ન ચાલે તેટલોજ ઉપયોગ કરવો જોઇએ, અને તે કાલે પણ વિષયોનું દુઃખદાતાપણું વિસારવું ન જોઇએ.

**જેના અંતઃકરણમાં વિષયદોષદર્શન સર્વદા બન્યું રહે છે તેને વિષયોથી બંધન થતું નથી, ને તેને અલ્પ વિષયથી તૃપ્તિ ઉપજે છે:—**

"परिज्ञायोपभुक्तो हि भोगो भवति तुष्टये।
विज्ञाय सेवितश्चोरो मैत्रीमेति न चोरताम्॥"

આ ચોર છે એમ જાણીને સેવેલો ચોર જેમ આપણી સાથે મિત્રપણાને પામે છે, પણ ચોરપણાને પામતો નથી, તેમ વિષયોના દોષો જાણીને આવશ્યક વિહિત વિષયો સેવવામાં આવે તો તે મનુષ્યના અંતઃકરણમાં મોહને કે અતૃપ્તિને ઉપજાવતા નથી, પણ તૃપ્તિને ઉપજાવે છે. ઓળખીતો ચોર આપણે ત્યાં ચોરી કરતો નથી. તે જાણે છે કે જો આને ત્યાં હું ચોરી કરીશ તો તે મને ઓળખે છે એટલે તરત મને પોલીસમાં પકડાવશે. એ પ્રમાણે તે દબાયેલો રહે છે એટલુંજ નહિ, પણ પ્રસંગે મિત્રની પેઠે કામ પણ કરી આપે છે, તેમ દોષદર્શનપૂર્વક આવશ્યક વિહિત વિષયોનું સેવન પણ જાણવું.

**મોહની ગહન ગતિ.** વિષયોને મેળવવામાં શ્રમ, તેના રક્ષણમાં શ્રમ, તેનો અલ્પ-સમયજ ઉપભોગ, અને જો ભોગમાં અતૃપ્તિ રહે તો તે અતૃપ્તિને પરિણામે દુઃખ. આમ છતાં મનુષ્યો વિષયોથી છૂટી શકતાં નથી એ બહુ ખેદની વાત છે! રાજર્ષિ ભર્તૃહરિ કહે છે કે:—

"अजानन्माहात्म्यं पतति शलभस्तीव्रदहने,
स मीनोऽप्यज्ञाना द्वडिशयुतमश्नाति पिशितम्॥
विजानंतोऽप्येते वयमिह विपज्जालजटिलान्,
न मुंचामः कामानहह गहनो मोहमहिमा॥"

"નહિ જાણી શક્તિ શલભ[1] દીપ ઝાળે પડી બળે,
વળી થૈ અજ્ઞાની ગલયુત[2] પિશિતો[3] મીન ગળે,
દુઃખોથી ઘેરેલા વિષય જન જાણે તદપિ તે,
નથી દેના છોડી ગહન ગતિ છે મોહ તણી એ."

વિષયોમાં એકગણું સુખ ને હજારગણું દુઃખ છે, માટે હિતકર અહિતકરનો, કર્તવ્યા-કર્તવ્યનો તથા લાભાલાભનો વિચાર કરી નઠારાં વ્યસનોને તથા નઠારા વિષયોને વિવેકી મનુષ્યે છોડી દેવાં જોઇએ. એ પ્રમાણે સામાન્ય મોહથી મુક્ત થવા માટે મુમુક્ષુ મનુષ્યે શા ઉપાયો યોજવા જોઇએ તે કહેવાયું.

વિશેષ મોહને-અવિદ્યાને (અજ્ઞાનને)-સજવામાટે જડચેતનના વિવેકની જરૂર છે.

પ્રબોધચંદ્રોદયનાટકમાં વિવેક અને મહામોહનું યુદ્ધ વર્ણવ્યું છે. એક તરફ સત્ત્વગુણનાં ધર્મોરૂપી ને બીજીતરફ રજોગુણના તથા તમોગુણના ધર્મોરૂપી યોદ્ધાઓ છે. બંને પક્ષનું મોટું યુદ્ધ નિરંતર ચાલે છે, તેમાં અંતે વિવેક મહામોહનો પરાજય કરે છે, ને તેને પોતાના પવિત્ર પ્રદેશની હદપાર કરી મલેચ્છોની ભૂમિમાં વાસ કરવા જવાની મહારાજા વિવેક તરફથી આજ્ઞા થાય છે.

---

1 પતંગ-પતંગીઉં. 2 લોઢાના કાંટા સહિત. 3 માંસ.

મનુષ્યના અંતઃકરણમાં વિવેકનો જય થતાં મહામોહ આદિ સઘળા દોષો મનુષ્યના હૃદયમાંથી ચાલ્યા જાય છે, ને તેને સ્થાને વૈરાગ્ય તથા શમદમાદિ શુભગુણોનો તેના હૃદયમાં વાસ થાય છે. જ્યારે સાધકના પુરુષાર્થથી ને શ્રીસદ્ગુરુની તથા શ્રીઈશ્વરની કૃપાથી એ પ્રમાણે થાય ત્યારે તેને પરમતત્ત્વનું જ્ઞાન બહુ સહેલાઈથી થાય છે. પરમતત્ત્વનું દૃઢજ્ઞાન જ્યારે મુમુક્ષુને થાય છે ત્યારે તે મુમુક્ષુ મટી મુક્ત થાય છે, અને તેને પોતાના આત્માથી ભિન્ન સઘળું મિથ્યા જણાય છે.

**સૌથી મીઠું શું ?** આશ્ચર્ય છે કે નિંદા નરકપ્રાપ્તિ કરાવનારી છતાં પણ કેટલાક માણસને તે મીઠી સાકરજેવી લાગે છે ! એક મહેતાજીએ પોતાના નિશાળીઆઓને પૂછ્યું કે "સૌથી મીઠી વસ્તુ કઇ ?" ત્યારે કોઇ છોકરાએ કહ્યું કે લાડુ, કોઇએ કહ્યું કે જલેબી, કોઇએ કહ્યું કે દૂધપાક, ને કોઇએ કહ્યું કે મધ. તે સાંભળી મહેતાજીએ કહ્યું કેઃ-"એ બધાં મીઠાં છે ખરાં, પણ લોકોના મોટા ભાગને સૌથી મીઠી તો પરનિંદાજ લાગે છે."

**કાલ એ વિસ્મરણનું ઔષધ છેઃ—**

"દિન ગણંતા માસ ગયા, વર્ષે આંતરિયાં,
સુરત ભૂલી સાહિબા, નામે વીસરિયાં."

કોઈ વિધવા સ્ત્રીની તેના પતિસંબંધેની સ્થિતિ કોઇ કવિએ ઉપર પ્રમાણે કહી છે. દિવસ ગણતાં ગણતાં મહિના વીત્યા, મહિના વીતતાં વીતતાં વર્ષોનું અંતર પડી ગયું. હવે તો એ સ્ત્રી પોતાના પતિની સુરત-શિકલ-મુખાકૃતિ પણ ભૂલી ગઈ. અરે ! તેનું નામ પણ વીસરી જવાયું ! પોતાના પુત્રના કે પતિના મૃત્યુથી જે સ્ત્રીનું રુદન રોક્યું રોકી શકાતું ન હોતું તેજ સ્ત્રી પોતાના નિકટના સગાના વિવાહના સમયમાં "આજ ઇડરીયો ગઢ જિત્યાં રે આનંદ ભર્યાં" એવાં વિવાહનાં ગીતો ગાય છે ! મનુષ્યનું અંતઃકરણ સ્થિતિસ્થાપક સ્વભાવવાળું છે. કાલ મનુષ્યના અંતઃકરણમાં પડેલા સંસ્કારને ઘસી નાંખે છે. મનુષ્યના હૃદયનો ઘા (દુઃખ) ધીરે ધીરે રુઝાતો જાય છે. મનુષ્ય પોતાના કારી દુઃખને પણ અંતે ભૂલી જાય છે. આ પ્રમાણે મનુષ્ય જો ધારે તો તે પોતાની કુટેવો ધીરે ધીરે છોડી શકે છે.

**મુમુક્ષુની મહાજાગૃતિ**-જિજ્ઞાસુ મનુષ્યે સર્વદા જાગ્રત્ રહેવાનું છે, ક્યારે પણ ગાફલ રહેવાનું નથી. તેણે પોતાની ઇંદ્રિયોને તથા અંતઃકરણને શત્રુની પેઠે સંભાળવાનાં છે. છેલ્લી ઘડી સુધી તેમનો વિશ્વાસ કરવાનો નથી. તેમાં પણ જ્યારે પારકે ઘેર જાય ત્યારે તેણે પોતાની ઇંદ્રિયોને બહુ વશ રાખવી જોઇએ. તે સમયે તેણે નેત્ર ઉપર ને વાણી ઉપર બરાબર કાબુ રાખવો જોઇએ.

રામાયણનું ને મહાભારતનું યુદ્ધ જીભઉપર કાબુ ન રાખવાથી થયું છે. જો સીતાજીએ લક્ષ્મણજીને ને દ્રૌપદીએ દુર્યોધનને કટુ વચન ન કહ્યાં હોત તો કદાચ એ બંને યુદ્ધના પ્રસંગો ન ઉપસ્થિત થયા હોત.

સમજુએ અને તેમાં પણ મુમુક્ષુએ તો ખાસ કરીને "જાતાને જા અને મરતાને મર" ન કહેવું જોઇએ, કેમકે અયોગ્ય બોલવામાં લાભ કાંઇ નથી, ને નુકસાન તો થાય છેજ.

જીભને ધૈર્ય ને જાગૃતિથી બહુ વશ રાખો, અને પાપના સંસ્કાર પાડનારી પરનિંદાથી બચો.

(ક્રમશઃ)

## સંસ્મરણો

[ લેખકઃ પૂ. દંડીસ્વામી શ્રીશંકર ભૂમાનંદતીર્થજી
જગતહિત આશ્રમ-સુંદરીભવાની ]

પૂર્વાશ્રમમાં અમારી ઉમર આશરે પચીશ વર્ષની હતી તે અરસામાં એટલે સને ૧૮૯૭ ની આસપાસ મહાત્માશ્રીનો મુકામ રાજકોટમાં કોટડાસાંગાણી દરબારના ઉતારામાં હતો, તે વખતે સ્વાધ્યાય ઉપર પ્રવચન ચાલતું હતું. ત્યારે અમારું ત્યાં જવાનું થયું હતું. ગત જન્મના સંસ્કારાનુસાર ત્યાગવૃત્તિના વિચારો અમારી-યુવાવસ્થામાં આવ્યા કરતા હતા, એટલે જ્યાં સંતોની સ્થિતિ હોય ત્યાં જવાનું મન ઉત્કટ રહ્યા કરતું હતું. આ વ્યાખ્યાનની અસર મારા મન ઉપર સુદૃઢ થઈ અને તેજ દિવસથી ગીતાજી તથા ઉપનિષદોનો સ્વાધ્યાય કરવાનું શરુ કરી દીધું. એ વ્યાખ્યાનમાં " સંતોને પ્રણામ શા માટે કરવા " એ બાબત પણ મહાત્માશ્રીએ દૃષ્ટાંતપૂર્વક શ્રોતાજનોને ખૂબ ઠસાવી દીધી હતી. પ્રણામ કરવાથી અભિમાન ગલિત થાય છે એ રહસ્ય બરાબર સમજાવ્યું હતું.

મહાત્માશ્રીપ્રત્યે તે વ્યાખ્યાનથીજ અમને અસાધારણ પ્રેમ અને માન ઉત્પન્ન થયાં, જેથી તેમની સેવામાં રહેવાનો સંકલ્પ કર્યો. તેમની સેવામાં રહેવા ઉત્કટ ઇચ્છા થઈ એટલે સને ૧૮૯૮ માં મહાત્માશ્રીનો મુકામ બાંટવા હતો, તે વખતે અમે અગાઉથી પત્ર લખી આજ્ઞા મંગાવી લીધી. આજ્ઞા મળતાંજ અમે બાંટવા મુકામે ગયા, અને તેઓશ્રીની સેવામાં હાજર થયા. મહાત્માશ્રીના સમાગમનો ફક્ત એક દિવસ લાભ લીધો તેટલામાં તો અમારા પૂર્વાશ્રમના ભાઈ શ્રી. છગનલાલ ત્યાં આવી પહોંચ્યા. તેમને ભીતિ લાગી કે રખેને આ સંસાર છોડીને ત્યાગી થઈ જશે. તેમણે મહાત્માશ્રીને અમને ઘેર પાછા મોકલવાની વિનતી કરી, તે ઉપરથી મહાત્માશ્રીની આજ્ઞા થતાં અમારે ઘેર પાછા ફરવું પડ્યું. આ વખતે બાંટવામાં ધીમાન્ લાલસિંહજી તથા એક નાગર ગૃહસ્થ હાજર હતા.

અમે સંન્યાસગ્રહણ કર્યું ત્યારપછી જસદણવાળા શ્રી. નાગશર્મા મારફત મહાત્માશ્રીને મળવા નક્કી કર્યું હતું. અમુક જગ્યાએ મળવાની તેઓશ્રીએ અનુમતિ પણ આપી હતી, પણ કોઈ અદૃષ્ટ પ્રારબ્ધયોગે તે બની શક્યું નહિ.

મહાત્માશ્રીનાં બધાં પુસ્તકો અમે મંગાવી અમારા આશ્રમના સરસ્વતીભવનમાં દાખલ કરેલ છે, અને બધાં પુસ્તકોનું અવલોકન કરીને અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે ગુજરાતી ભાષામાં મુમુક્ષુમાટે જેટલું જોઇએ તેટલું સરલ ગુજરાતીમાં તેમણે પ્રકાશમાં મૂક્યું છે, અને ધર્મસંબંધી સાહિત્યમાં અત્યારસુધીમાં જે જે ત્રુટીઓ હતી તે બધી ન્યૂનતા પૂરી પાડી છે. ધર્મ અથવા તત્ત્વસંબંધી શાસ્ત્રપદ્ધતિપ્રમાણે ધર્મનું રહસ્ય શું છે તે જાણવા માટે ગુજરાતીમાં હજુ સુધી તેવું પરિપૂર્ણ સાહિત્ય, ભક્તિ, યોગ, અને વેદાંતસંબંધી કોઈએ બહાર પાડ્યું નથી એવી અમારી માન્યતા છે. ભગવાન્ શંકરાચાર્યજીની શૈલી અનુસાર તે સાહિત્યની યોજના તેમણે ઘડેલી છે. પુસ્તકોની ભાષા તથા શૈલી સર્વ સાધારણ બુદ્ધિવાળી જનતા સમજી શકે તેવી છે.

સ્કૂલ, કોલેજ કે પાઠશાળામાં ધર્મશિક્ષણ તરીકે તે બધાં પુસ્તકો દાખલ કરવા જેવાં છે. અમારી માન્યતા પ્રમાણે હાલના શિક્ષણમાં ધર્મશાસ્ત્રના શિક્ષણની ત્રુટી છે. તે ત્રુટી આ પુસ્તકોથી દૂર કરી શકાય તેમ છે.

પોતેશ્રી સાક્ષાત્ ધર્મનું મૂર્તિમાન સ્વરૂપ હતા, તેઓશ્રીનું આખું જીવન ધર્મથી ઓતપ્રોત હતું. લગભગ બે વર્ષ પૂર્વે અમે ઉત્તર અને પૂર્વ ભારતની યાત્રા કરી હતી, તે વખતે પાછા

વળતાં છેવટની અમારી યાત્રા પૂર્ણ કરવા અમે બીલખા આનંદાશ્રમમાં દર્શનાર્થે આવ્યા હતા, અને ત્યાં બે ત્રણ દિવસ નિવાસ કરીને આશ્રમસંબંધી અનુભવપૂર્વક માહીતિ મેળવી હતી.

અમે અખિલ ભારતવર્ષમાં યાત્રાનિમિત્તે ભ્રમણ કર્યું છે, પણ એવા એક પણ મંડળેશ્વર કે શંકરાચાર્ય અમારા જોવામાં આવ્યા નથી કે જેમણે મહાત્માશ્રી જેટલું ધર્મની સતત જાગૃતિ રાખવાનું કાર્ય કર્યું હોય.

જગત્ મહાત્માશ્રીને હજુ બરાબર ઓળખી શક્યું નથી. તેને હજી થોડાં વર્ષની મુદત લાગશે. ભવિષ્યમાં બીલખા, આનંદાશ્રમ એ યાત્રાનું ધામ થઇ પડશે, અને કાશી-બનારસ જેવું ભવિષ્યમાં **નાથવિશ્વવિદ્યાલય** બનશે એવી અમને અંતઃસ્ફુરણા થાય છે, કારણ કે શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય બીજક પડી ચૂક્યું છે.

——[ ० ]——

## APPRECIATION

*by*

**Surajlal S. Sheth** B. A. B. T.
Asst. Teacher
*Bahadurkhanji High School.*
*JUNAGADH.*

"Mahatma Shri Nathurama Sharma and His Message" by Kåransinh Lalsinh Thakore B. A.

The book presents a short and sweet survey of the life and teachings of Mahatma Shri Nathurama Sharma, the Saint of Bilkha. The life-story of the great yogi is related in a charming manner. The narrative is so lively and vivid all through that it grips the attention from beginning to end and the reader is deeply impressed with the sweetness, fragrance and the melody of the Maharshi's life.

In a brief compass the author has admirably pointed out how, at present when life has sunk down to a mere biological episode, to a mere strange interlude between a ridiculous birth and an annihilating death and when Science instead of offering any consolation seems to destroy our faith by reducing soul to brain, life to matter and personality to Chemistry, the Saint came forward as a Saviour and with his Message of the Absolute Monism sought to create a nobler and an ever nobler humanity and a happier and an ever happier world.

I congratulate Mr. Thakore on the small but excellent edition that he has brought out and venture to hope that he will follow it up with similar editions which will spread the Gospel of the Saint far and wide.

## ગુણજ્ઞતા

જૂનાગઢની બહાદુરખાનજી હાઈસ્કૂલના શિક્ષક શ્રી. સુરજલાલ સુંદરજી શેઠ બી. એ. બી. ટી. શ્રી. કરણસિંહજીભાઇ રચિત "પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામ શર્માજી અને તેઓશ્રીનો સંદેશ" એ નામની અંગ્રેજી પુસ્તિકા સંબંધી નીચેના ભાવનું લખી મોકલાવે છે:—

બીલખાના સંત એવા મહાત્માશ્રી નથુરામશર્માજીના જીવન ને જીવન સંદેશની તાત્વિક છતાં માધુર્યભરી મીમાંસા શ્રી. કરણસિંહજીભાઇએ રચેલી "પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામ શર્માજી અને તેઓશ્રીનો સંદેશ" એ પુસ્તિકામાં આપણને જોવા મળી શકે છે. એ મહાન્ યોગિરાજની જીવનકથા આ પુસ્તિકામાં સુરમ્ય એવી શૈલીમાં આલેખાયેલી છે. એ જીવનકથાનું વર્ણન એટલું જીવંત ને સુસ્પષ્ટ છે કે વાચકની વૃત્તિ એમાં અનાયાસે વિરમી જાય છે અને મહર્ષિ એવા મહાત્માશ્રીના જીવનમાધુર્યથી એ મુગ્ધ થઈ જાય છે — વાચકના અંતઃકરણપર એ જીવનસૌરભની કોઈ અનેરી છાપ પડે છે અને જીવનસંગીતમાં તે લીન થઈ જાય છે.

જ્યારે માનવજીવન માત્ર જીવનશાસ્ત્રની જડકથારૂપ બનવા લાગ્યું — હાસ્યાસ્પદ જન્મ અને વિનાશક મરણ વચ્ચેની માત્ર એક વિલક્ષણ ઘટના ગણાવા લાગ્યું અને...વિજ્ઞાનશાસ્ત્ર માનવજાતને શાંતિ ને સમાધાન આપવાને બદલે મસ્તિષ્કથી આગળ આત્મા જેવું કશું નથી. સ્થૂલ પદાર્થથી આગળ સૂક્ષ્મ ચેતન તત્ત્વ જેવું કશું નથી અને વ્યક્તિત્વ એ માત્ર રાસાયણિક મિશ્રણની ઘટના સિવાય કશું નથી એમ કહી જ્યારે આપણા શ્રદ્ધાવાદ ઉપર કુઠારાઘાત કરવા લાગ્યું, ત્યારે કોઈ ગૂઢ ઈશ્વરી સંકેત અનુસાર આ મહાન્ સંત ઉદ્ધારકરૂપે પ્રકટ્યા અને અદ્વૈત એવા પરમાત્માનો અમર સંદેશ આપીને માનવજાતને ઊંચી ને અનેરી કક્ષા ઉપર મૂકી ગયા અને માનવજગતને વધારે શાંતિમય ને વધારે સુખમય બનાવી ગયા...!

નાનું છતાં આવું સુંદર પુસ્તક રચવા માટે હું શ્રી. કરણસિંહજીભાઇને અભિનંદન આપું છું અને આશા રાખું છું કે આવા બીજાં પુસ્તકો તે રચતા રહે કે જેથી પૂજ્યપાદ મહાત્માશ્રીના જીવનસંદેશનો લાભ જગતભરના જિજ્ઞાસુઓને પણ મળતો રહે...!

હળવદપાસે સુંદરીભવાની-જગત્‌હિતઆશ્રમ-ના અધિષ્ઠાતા શ્રીશંકરભૂમાનંદતીર્થજી, શ્રીમાન્ ઠાકોર કરણસિંહજી લાલસિંહજી કૃત અંગ્રેજી પુસ્તક "મહાત્માશ્રી નથુરામ શર્મા અને તેઓશ્રીનો સંદેશ" વિષે પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે વ્યક્ત કરે છે:—

પુસ્તકનું અવલોકન કરતાં માલુમ પડે છે કે તેઓશ્રી સનાતનધર્મનું મૂર્તિમાન્ સ્વરૂપ હતા. આધુનિક જમાનામાં ધર્મનાં સર્વાંગસ્વરૂપને અનુભવીને આચારમાં મૂકનાર, પ્રથમ પંક્તિના તે મહાત્મા હતા. ધર્મના એકાદ અંગ, કર્મ ઉપાસના કે જ્ઞાનને જાણનારા અને તેનેજ સંપૂર્ણ ધર્મ સમજનારા ઘણા વિદ્વાનો કે સાક્ષરો હમણાં મળી આવે છે, પણ કર્મ-ઉપાસના-જ્ઞાન-યોગની ત્રિપુટીથી જ સર્વાંગ ધર્મ બની શકે છે. આ રહસ્યને સમજનારા અને આચારમાં મૂકનાર બહુ થોડા વિદ્વાનો ને મહાત્માઓ મળી આવશે. નાથભગવાને અખિલ ધર્મને જાણીને આચારમાં મૂક્યો હતો; એટલું જ નહિ પણ શિષ્યવર્ગને તે પ્રમાણે વર્તનમાં ઉતારવાને વારંવાર ઉપદેશ આપતા હતા.

ગુજરાતીમાં આદ્ય શંકરભગવાન્‌ને અનુસરીને પ્રસ્થાનત્રય-ગીતા, ઉપનિષદ્ અને વેદાંત-દર્શન-ને મૂળ સાથે સરલ ગુજરાતીમાં અનુવાદ કરનારા તેઓશ્રી પ્રથમ પંક્તિના વિદ્વાન્ હતા એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. સંસ્કૃત નહિ જાણનારા જિજ્ઞાસુ કે મુમુક્ષુને તેઓશ્રીના ગ્રંથોથી અસહ્ય લાભ મળે છે. આ ઉપરાંત વેદાંતના પ્રખર ગ્રંથો પંચદશી, વિચારસાગર વગેરેના અનુવાદો પણ તેમણે કર્યા છે, જે મુમુક્ષુઓને ઘણાજ ઉપયોગી છે.

પાશ્ચાત્યસંસ્કાર–કેળવણીને લીધે પ્રજામાં સનાતનધર્મમાટે શિથિલતા આવી ગઈ હતી અને કેળવાયેલી પ્રજા પ્રકૃતિવાદી ( જડવાદી ) નાસ્તિક બનવાની તૈયારી કરી રહી હતી, તે દરમ્યાનમાં પ્રભુપ્રેરણાથી નાથભગવાનનું પ્રાકટ્ય થયું હતું એ ખાસ કરીને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતી પ્રજાનું અહોભાગ્ય હતું. જેના પ્રારબ્ધમાં હતું તેણે તેનો લાભ લીધો, લે છે, અને લેશે. પ્રજાને નાસ્તિકતામાંથી ઉગારવામાટે ધર્મના મૂર્તિમાન્ સ્વરૂપની જરૂર રહે છે. નાથ ભગવાન્ જેવા મહાત્માઓ વખતોવખત પ્રકટ થઈને જગતને જડવાદપ્રવાહમાંથી બચાવી લે છે, અને માનવજીવનનું અંતિમ લક્ષ્ય–આત્મા–ઈશ્વર–સ્વરૂપપ્રાપ્તિનો શાસ્ત્રોક્ત સાચો માર્ગ બતાવે છે. આ કાર્ય મહાત્મા કે અવતારી પુરુષોનું છે.

ભારત પુણ્યકર્મભૂમિનું અહોભાગ્ય છે કે વખતોવખત નાથભગવાન્ જેવા મહાત્માપુરુષો પ્રકટ થઈને સનાતનધર્મનો ઉદ્ધાર કરે છે.

ગ્રંથકર્તાએ ઘણો પરિશ્રમ વેઠીને ગ્રંથ તૈયાર કર્યો છે, એ તેમની ગુરુભક્તિનો સાચો પુરાવો છે. આવા ગુરુભક્તોની બલિહારી છે. આ કરાલ કલિકાળમાં આવા ભક્તો મળવા પણ દુર્લભ છે.

ગ્રંથનું કદ નાનું છે તોપણ જીવનની બધી ઘટનાઓ, સંકલનાઓનો તેમાં સમાવેશ થઈ જાય છે. પાશ્ચાત્ય સાક્ષરોને પણ ગ્રંથની ભાષા રસમય, ઝમકમય, છટાદાર અને ચિત્તાકર્ષક અવશ્ય પ્રતીત થશે. પુસ્તક વાંચતાં જ સર્વ કોઈ કબૂલ કરશે કે ગ્રંથકર્તા અંગ્રેજી ભાષા ઉપર અસાધારણ કાબુ ધરાવે છે, માટે મહાત્માશ્રીનાં બનાવેલાં અન્ય પુસ્તકોનું અંગ્રેજીમાં ભાષાંતર કરવાનું કામ તેમને સોંપવામાં આવે તો તે કામ તેઓ સારી રીતે પાર ઊતારી શકશે એમાં જરા પણ સંશય નથી. ઇતિ શિવમ્.

---

## विवेकविचार

દોહરા

( ગતાંકથી ચાલુ )

[ લેખકઃ શ્રી. માણિક્યવર્મા ]

સુખસારુ શું આથડે? તું પોતે સુખરાશ;<br>
સ્વપ્ને પણ સૂરજ કદી ધરે દીપની આશ? ૯૧

ક્યાં દોડે જીવ! બ્હાવરા? શું લેવાને કાજ?<br>
દશ્ય અને તું બ્રહ્મ છે, કર નિશ્ચય દૃઢ આજ, ૯૨

ઓ મન! મારા માન તું, જ્યાં ત્યાં બ્રહ્મસ્વરૂપ;<br>
અનુભવ અંતર્દૃષ્ટિથી, પડ નહિ તું ભ્રમકૂપ. ૯૩

અંતર્દૃષ્ટિ સુખકરી, બાહ્યદૃષ્ટિમાં દુઃખ;<br>
અંતર્દૃષ્ટિયુક્ત રહી, અનુભવ સાચું સુખ. ૯૪

સુખસ્વરૂપમાં ઝીલવું, એજ હવે છે કામ;<br>
શાને જગદુઃખમાં જવું? મૂકીને નિજધામ. ૯૫

વિષયોની સુખરૂપતા, ઉરથી નીકળી જાય;<br>
તો સ્વરૂપે વૃત્તિ કરી, આનંદ ઉર ઊભરાય. ૯૬

નિજરૂપ સઘળું માનવું, જોવું આત્મસ્વરૂપ;<br>
રાગદ્વેષ સમૂળા જઈ, તો ટળશે ભવકૂપ. ૯૭

થડ ડાળી ને ડાળીઓ, પત્ર પુષ્પ ફલ સર્વ;
બીજરૂપ છે ત્યમ અહીં, બ્રહ્મરૂપ છે સર્વ. ૯૮
થડ ડાળી ને ડાળીઓ, પત્ર પુષ્પ ફલ બીજ;
મૂળ બીજનાં કાર્ય ત્યમ, બ્રહ્મરૂપ સૌ ચીજ. ૯૯
મિથ્યા શક્તિ બ્રહ્મની, મિથ્યાદર્શક તેહ;
નામરૂપ આ બ્રહ્મમાં, સૌ દર્શાવે એહ. ૧૦૦
સૌ મિથ્યા દર્શાવવું, તેનો એજ સ્વભાવ;
સ્વપ્નસમું રચવું બધું, એવો એનો ભાવ. ૧૦૧
સાચું એક જ બ્રહ્મ છે, અન્ય સૌ મિથ્યારૂપ;
સમજી રહેવું બ્રહ્મમાં, પડવું નહિ ભ્રમકૂપ. ૧૦૨

× × × ×

## જ્ઞાન (૨)

ધ્યાતા ધ્યેય ન ધ્યાન જ્યાં, જ્ઞાતા જ્ઞેય ન જ્ઞાન;
જ્યાં વૃત્તિનું નામ નહિ, તે પદ તું નિર્વાણ. ૧
દેહેંદ્રિયના ભાવને, આત્મામાં નવ માન;
દેહેંદ્રિયનો સાક્ષી તું, સુખરૂપ આપ પીછાણ. ૨
સુખી હોય તો મન છે, દુઃખી હોય તો મન;
સુખી દુઃખી તું છે નહિ, તું પરમાનંદઘન. ૩
વિચારથી વિપયોતણો, જો સંતોપ ધરાય;
અલંબુદ્ધિ તો મનવિષે, ભોગપ્રાપ્તિસમ થાય. ૪
જો ઇચ્છા રોધાય તો, નિત્ય રહે આનંદ;
બહુ બહુ દુઃખ દેખાય છે, એ ઇચ્છાના ફંદ. ૫
જો વૃત્તિ રહે સ્વરૂપમાં, તો દુઃખ કદી નવ હોય;
ચલિત થાય જો સ્વરૂપથી તો તું ઝટ દુઃખ જોય. ૬
સ્વરૂપદોર નવ ચૂકવો, જો સુખી રહેવું હોય;
નટ ભૂલે જો દોર તો, પડે તુરત તે ભોંય. ૭

× × × ×

જેને સ્મર તું રાતદિન, જે ભોગવ દિનરાત;
તેને નિશ્ચય પામશે, આ છે સાચી વાત. ૮
બહુ દુઃખો તેં અનુભવ્યાં, ભૂલીને ભવમાંય;
તોય વિરાગ થતો નથી, આ તે શું કહેવાય? ૯
સૂક્ષ્મ બુદ્ધિ જો હોય તો, કરી લે સૂક્ષ્મ વિચાર;
ત્યજ અસાર ને સારને, સ્વીકારી લે આ વાર. ૧૦
ભાગી ક્યાંઈ જાવું નથી, જ્યાં તું રહે ત્યાં ઠીક;
પણ તું દૃશ્યને માનજે, દુઃખદ અને અલીક.† ૧૧

† મિથ્યા.

શ્રી. ટોકરશી ગોવિંદજી–કરાંચી ( બે થાળ ), રૂા. ૨–૦–૦ શ્રી. હસમુખસિંહ લાલસિંહ ( બે
રૂા. ૧–૪–૦ શ્રીમતી ઉષાબેન પ્રતાપસિંહ–જૂનાગઢ, રૂા. ૧–૪–૦ શ્રીમતી કમલાબેન ગ
રૂા. ૧–૪–૦ શ્રીમતી સદ્‌ગત સોનબાઈ લાલસિંહ–જૂનાગઢ, રૂા. ૧–૪–૦ શ્રી. વલભસિંહ માનસિં
રૂા. ૧–૪–૦ શ્રી. પ્રતાપસિંહ માનસિંહ. રૂા. ૧–૪–૦ શ્રી. ડૉ. વામનરાય જટાશંકર–
રૂા. ૧–૪–૦ શ્રી. હરસુખરાય વસંતરાય–પાટણ, રૂા. ૦–૧૨–૦ શ્રી. હરસુખરાય વસંત
પાટણ તરફથી બે વિદ્યાર્થીને ભોજન નિમિત્તે, રૂા. ૧–૪–૦ શ્રી. પ્રાણજીવનદાસ
ધ્રુવ–મુંબઈ, રૂા. ૦–૫–૩ શ્રી. પ્રાણજીવનદાસ વિ. ધ્રુવ તરફથી એક વિદ્યાર્થીને ભોજન નિમિત્તે,
રૂા. ૦–૮–૦ શ્રી. પ્રા. વિ. ધ્રુવ તરફથી ઠાકોર ખાતે જમા, રૂા. ૨–૮–૦ શ્રી. ડૉ. લક્ષ્મીશંકર
લાલજી–ધોરાજી ( બે થાળ ), રૂા. ૧–૪–૦ શ્રી. મોરારજી ઓધવજી અઢીઆ–કલકત્તા, રૂા.
૧–૪–૦ શ્રી. શેઠ દામોદરદાસ માધવજીભાઈ–મુંબઈ, રૂા. ૩–૧૨–૦ શ્રી. રાઘવ વસ્તા મીસ્ત્રી
મંડોરા–સરસીયા ( ત્રણ થાળ ), રૂા. ૧–૪–૦ શ્રી. જગજીવનદાસ નારણદાસ–મુંબઈ, રૂા. ૧–૪–૦
શ્રી. શિવશંકર નારણજી–ચરેલ, રૂા. ૧–૪–૦ શ્રી. ભોગીલાલ હીરાલાલ પ્રાંતીજ, રૂા. ૧–૪–૦
બ્હેન મહાલક્ષ્મી નરભેરામ–રાજકોટ, રૂા. ૨૫–૪–૦ મુંબઈનિવાસી શ્રી. ઠાકોર ગુણવંતસિંહ
જાલમસિંહ તરફથી આખા ફાગણ માસમાં નિત્ય પૂજ્યપાદશ્રીને એક મિષ્ટાન્ન થાળ તથા
મિષ્ટ દૂધ તથા અખંડ દીપક નિમિત્તે, રૂા. ૧–૪–૦ શ્રી. ભાણજી મૂળજી જામજોધપુર,
રૂા. ૧–૧૨–૦ શ્રી. શંકરલાલ મોહનલાલ પાઠક–જામજોધપુર થાળ તથા ફલાહારના.

નીચેની રકમો શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમાં અખંડદીપક નિમિત્તે મળી છેઃ—રૂા. ૦–૮–૦ શ્રી. કરસનદાસ હરજી–જૂનાગઢ, રૂા. ૧–૪–૦ શ્રીમતી સદ્‌ગત સોનબાઈ લાલસિંહજી–જૂનાગઢ, રૂા. ૦–૪–૦ શ્રી. વલભસિંહજી માનસિંહ, રૂા. ૦–૪–૦ શ્રી. પ્રતાપસિંહ માનસિંહ, રૂા. ૦–૮–૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ–મુંબઈ ( વસ્ત્ર ધરવા નિમિત્તે ), રૂા. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ તરફથી વસ્ત્ર ધરવા નિમિત્તે, રૂા. ૧–૦–૦ શ્રીનાથદ્વારાના મુખ્યાજી શ્રી. જુગલકિશોર ભીમજી વ્યાસ તરફથી અને રૂા. ૩–૦–૦ શ્રી. નારણદાસ જમનાદાસ ઠક્કર–મુંબઈવાળા તરફથી તથા રૂા. ૫–૦–૦ શ્રી. કુરજી આણજી ભટ્ટ માંગરોળ–ચિ. નટવરલાલના આત્મકલ્યાણાર્થે વિદ્યાર્થીઓને દૂધપાવા નિમિત્તે તથા ફલાહાર નિમિત્તે મળ્યા છે.

**શ્રી દક્ષિણામૂર્તિ નાથભગવાનના મંદિરનો પાટોત્સવઃ**—ફાગણ સુદિ ૫ના મંગલ દિવસે પ્રતિવર્ષ પ્રમાણે શ્રી દક્ષિણામૂર્તિ નાથભગવાનના મંદિરનો પાટોત્સવ હોવાથી આજે પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રી સદ્‌ગુરુદેવનાં પૂજ્ય પ્રતિમાજીનું તથા પાદુકાજીનું વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું. આ મંગલ પ્રસંગનો લાભ લેવા માટે બહારગામથી જૂનાગઢનિવાસી શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ, શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર, શ્રી. ભાઈશંકર ધનજી દવે–સિહોર, શ્રી. કલ્યાણસિંહ ભવાનસિંહ ઠાકોર, શ્રી. હરિલાલ બેચરભાઈ–વિસાવદર તથા શ્રી. દેવશંકર મોરારજી દેવરાણા આવ્યા હતા. આનંદાશ્રમમાં નિવાસ કરતા સાધકો, મહેમાનો તથા આનંદાશ્રમના કાર્યકરો, શાસ્ત્રીજીઓ તથા શ્રી દક્ષિણામૂર્તિ સ. ધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ અને ગામનાં બંધુ-બ્હેનોએ આ મહાપૂજનમાં સુંદર ભાગ લીધો હતો.

પૂજનકાર્ય પૂર્ણ થયા બાદ સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયાં હતાં તથા આજના માંગલિક દિવસે સિહોર નિવાસી પૂજ્યપાદશ્રીના વયોવૃદ્ધ ને અભ્યાસી શિષ્ય શ્રી. ભાઈશંકર ધનજી દવેએ "પૂજ્યપાદશ્રીનું જીવન રહસ્ય" એ વિષય ઉપર સુંદર પ્રવચન કર્યું હતું, તથા ભજન ધૂન થયાં હતાં.

**જેણુસરમાંઃ**— ગત મહાશિવરાત્રિના દિવસે તથા પાટોત્સવના મંગલ દિવસે ત્યાંના

ગુરુબંધુઓએ મળી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું યથાવિધિ પૂજન કર્યું હતું. દર ગુરુવારે રાત્રે મુમુક્ષુ બંધુઓ સાથે મળી સત્સંગ લાભ લે છે.

આ માસમાં માંગરોળનિવાસી શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ, તેમના સુપુત્ર ચિ. યોગીંદ્રરાયનાં શુભલગ્નના માંગલિક પ્રસંગપછી તેમના જ્યેષ્ટપુત્ર શ્રી. હર્ષદ્રાયભાઈના બંને પુત્રો ચિ. કવિવરરાય તથા ચિ. હરિવરરાયને ઉપરોક્ત લગ્નપ્રસંગસાથે યજ્ઞોપવીત સંસ્કાર થયેલા હોવાથી વરઘોડીયાંસાથે બંને બટુકોને તેડી કુટુંબસહિત પૂજ્યપાદ કૃપાનાથનાં દર્શનાર્થે આવ્યા હતા. તેમણે સૌએ મળી પૂજ્યપાદ કૃપાનાથનું વિધિપૂર્વક પૂજન અર્ચન કર્યું હતું. તથા તેમણે શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ તથા સૌ આનંદાશ્રમવાસીઓને મિષ્ટાન્ન ભોજન આપ્યુ હતું.

આ માસમાં જૂનાગઢનિવાસી શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોરના સુપુત્ર ચિ. ઉપેંદ્ર-સિંહજી આદિનાં શુભલગ્ન સાથે શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોરના સુપુત્ર ચિ. નરેંદ્રકુમારને યજ્ઞોપવીતસંસ્કાર થયેલા હોવાથી તેઓ સૌ તેમનાં કુટુંબિજનોસાથે બંને વરઘોડીઆંસાથે બટુકને તેડી પૂજ્યપાદ કૃપાનાથનાં દર્શનાર્થે આવ્યા હતા.

આ માસમાં આનંદાશ્રમના દ્વિતીય ઉપદેશક શ્રી. મગનલાલ ગમજી જોશી સાહિત્યાચાર્યે નીચેનાં ગામોમાં જઈ સનાતની જનતાને શ્રી સનાતનધર્મના ઉપદેશનો લાભ આપ્યો છેઃ— તાલાળા, બોરુર, માધવપુર, સુરવા, આંકોલવાડી, વડાળા, ઘાંટવડ, કોડીનાર, મૂળદ્વારકા, દેવળી, પીપળી, સાંઢણીધાર ને વાલાદર.

અમદાવાદમાં વ્યાખ્યાનોઃ—

આનંદાશ્રમના ઉપદેશક શ્રી. હરદત્ત રેવાશંકર જોશીએ ગત માસમાં નીચેના વ્યાખ્યાનો દ્વારા સનાતની પ્રજાને ઉપદેશદ્વારા ધર્મપ્રચાર કર્યો છેઃ—

માર્ગશીર્ષ સુ. ૨ રવિવાર — સૌરાષ્ટ્ર સોસાયટી

આજે સૌરાષ્ટ્ર સોસાયટીમાં સનાતન ધર્મનો પ્રચાર કરવા જતાં પ્રથમ શ્રી "આનંદાશ્રમ" નો સંક્ષેપમાં પરિચય આપી "ગૃહસ્થ ધર્મ" એ વિષય ઉપર વ્યાખ્યાન કર્યું હતું.

માર્ગશીર્ષ સુ. ૬ ગુરુવાર — ઘીકાંટા

આજે ઘીકાંટા તરફ સનાતનધર્મના પ્રચાર માટે જતાં "મનુષ્ય જન્મનું માહાત્મ્ય" એ વિષય ઉપર વ્યાખ્યાન કર્યું હતું. અને વ્યાખ્યાન થઇ રહ્યા પછી "સનાતનધર્મના ધોરણો" એ પત્રિકાઓ શ્રોતાઓને વહેંચી તેનું તાત્પર્ય સંક્ષેપમાં સમજાવ્યું હતું.

માર્ગશીર્ષ સુ. ૧૩ ગુરુવાર — નવરંગપુરા

આજે નવરંગપુરામાં "પૂજ્યપાદ કૃપાનાથના જીવન ચરિત વિષે વ્યાખ્યાન કર્યું હતું.

માર્ગશીર્ષ સુ. ૧૫ દત્તજયંતી — રાયપુરા

શ્રી. દત્ત ભગવાનના દિવ્યજીવન વિષે વ્યાખ્યાન કર્યું હતું.

માર્ગશીર્ષ વદિ ૪ બુધવાર — મહાલક્ષ્મી સોસાયટી.

આજે શ્રી મહાલક્ષ્મી સોસાયટીમાં સનાતન ધર્મનો પ્રચાર કરવા જતાં 'દયા' એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

માર્ગશીર્ષ વદિ ૮ રવિવાર — મોતીનગર.

મોતીનગરમાં આજે "પ્રભુ ભજન" એ વિષે પ્રવચન કરી આનંદાશ્રમનો પરિચય આપી પૂજ્યપાદ કૃપાનાથના જીવન ચરિત સંબંધી વ્યાખ્યાન કર્યું હતું.

મોજીદડ એ પૂજ્યપાદ કૃપાનાથનું પ્રાકટ્યગ્રામ છે, તેથી કરીને ખીલખા તથા બીજા

આનંદાશ્રમો કરતાં મોજીદડ-આનંદાશ્રમ સર્વોત્કૃષ્ટપદે બિરાજે છે. દરેક શિષ્યે વર્ષમાં - આ પ્રાકટ્ય ધામનાં દર્શન કરી પોતાને પાવન કરવાં જોઇએ. જન્મસ્થાનનો મહિમા વર્ણ શકાય તેમ નથી. ગયા કાર્તિક માસમાં મુંબઇનિવાસી શ્રી શેઠ દામોદરદાસભાઇ તેમના કુટું સહિત મોજીદડ-આનંદાશ્રમનાં દર્શનાર્થે આવ્યા હતા. તેમણે આશરે રૂા. ૭૦)નું અના બ્રાહ્મણોને અપાવ્યું હતું. ચાર બ્રાહ્મણોને રૂા. ૬। દરેકને પાંચ રુદ્રાભિષેક કરવા માટે દક્ષિણાન આપ્યા હતા. પૌષ માસમાં શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય લીંબડીથી તેમના કુટુંબ સહિ પ્રાકટ્ય ધામનાં દર્શન કરવા બીજી વખત આવ્યા હતા. યથાશક્તિ દરેકે ભેટ અર્પણ હતી. શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ સદ્દગત શ્રીમતી વિમલાદેવી આશ્રમના વ્યવસ્થાપક ઘણે નાસિકથી મોજીદડ-આનંદાશ્રમના દર્શનાર્થે આવ્યા હતા.

——:o:——

## परचुरण भेट

આ માસમાં નીચેનાં ગુરુબંધુઓ તથા બ્હેનો શ્રીસદ્દગુરુ દેવનાં દર્શન સત્સંગાર્થે આવેલાં તેમના તરફથી તથા મનીઓર્ડર દ્વારા પરચુરણ ભેટ આવેલી છે.

રૂા. ૧-૦-૭ શ્રી નાથદ્વારાના મુખ્યાજી શ્રી જુગલકીશોરજી ભીમજી વ્યાસ.

૦-૪-૦ શ્રીમતી મણિ બ્હેન-બીલખા.
૦-૨-૦ લાભુ બ્હેન દોલતરાય ,,
૦-૨-૦ શાંતા બ્હેન દોલતરાય ,,
૦-૪-૦ કસ્તુર બ્હેન જયશંકર ,,
૦-૨-૦ જયવતી બ્હેન ગિરધરલાલ ,,
૧-૮-૦ શ્રી. કરશનદાસ હરજી ને તેમનું કુટુંબ-જુનાગઢ.
૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ
૧-૦-૦ ,, પ્રભાશંકર જમનાદાસભટ્ટ પોરબંદર
૦-૨-૦ ,, ચંપકલાલ પ્રભાશંકર ,, ,,
૦-૨-૦ ,, બ્હેન રૂક્ષ્મણીબાઈ ,, ,,
૨-૦-૦ ,, શેઠ ત્રિભુવનદાસ ધનજી-ભાયાવદર હા. શ્રી. જયવંતરાય
૫-૨-૩ પેટેલ માવજી હરિભાઇ-ધોરાજી
૦-૨-૦ શ્રી. પ્રભાશંકર નાનજી જોશી-વડિયા
૦-૨-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા-વાંકાનેર
૧-૦-૦ શ્રી. મહારાણીદાસભાઇ દેશાઈ-માંગરોળ
૧-૦-૦ ,, યોગીંદ્રરાય મહારાણીદાસ ,, ,,
૧-૦-૦ ,, ઝવેરીલાલ જગજીવન ,, બેરાઈ
૦-૪-૦ ,, દ્વારકાદાસ ગોકુલદાસ ,, ઊના
૦-૪-૦ ,, વામનરાય દ્વારકાદાસ ,, ,,

૧-૦-૦ સૌ. માલતી બ્હેન યોગીંદ્રરાય-માંગરોળ.
૦-૨-૦ શ્રી. દ્વારકાદાસ ગોકુળદાસનાં પત્ની ઉ
૧-૦-૦ સૌ. મધુબ્હેન મહારાણીદાસ દેશાઈ પાટણ
૦-૩-૦ શ્રી. ભાલચંદ્ર ઝવેરીલાલ બેરાઇ
૧-૦-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ માંગરોળ
૧-૦-૦ ,, ઉપેંદ્રરાય મહારાણીદાસ ,,
૧-૦-૦ ,, કવિવરરાય હર્ષદરાય ,,
૧-૪-૦ ,, ભદ્રસિંહ પ્રતાપસિંહ-જૂનાગઢ
૧-૪-૦ શ્રી. નરેંદ્રસિંહ દયાળસિંહ-જૂનાગઢ
૧-૪-૦ બેન પ્રભાવંતી પ્રતાપસિંહ ,,
૧-૪-૦ ,, હીરાબેન માધવસિંહ ,,
૧-૪-૦ ,, અનસૂયા માધવસિંહ ,,
૨-૦-૦ શ્રી. પ્રતાપસિંહ માનસિંહજી ,,
૧-૪-૦ ,, શિવસિંહ પ્રતાપસિંહ ,,
૧-૪-૦ ,, ઉપેન્દ્રસિંહ કરણસિંહ ,,
૧-૪-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ ,,
૧-૪-૦ ,, ભદ્રસિંહ પ્રતાપસિંહ ,,
૧-૪-૦ બેન અનસૂયા માધવસિંહ ,,
૧-૪-૦ ,, અવલબેન નથુસિંહ ,,

રૂ આ પા

૧-૪-૦ બેન પ્રભાવતી ગગડભાઈ જૂનાગઢ
૧-૪-૦ ,, ઉમાબહેન પ્રતાપસિંહ ,,
૧-૪-૦ ,, હનિયા લાલસિંહજી ,,
૫-૦-૦ શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ- માગરોળ
૨-૦-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ-માગરોળ
?-૦-૦ ,, ઝવેરીલાલ જગજીવન દેશાઈ-બેરાઈ
૧-૦-૦ ,, ભગવત્પ્રસાદભાઈ
૧-૦-૦ ,, ઉપેન્દ્રરાય મહારાણીદાસ દેશાઈ- માગરોળ
૧-૦-૦ ,, વિશ્વરરાય હર્ષદરાય દેશાઈ- માગરોળ
૧-૦-૦ ,, યોગીન્દ્રરાય મહારાણીદાસ-દેશાઈ માગરોળ
૧-૦-૦ ,, હરિવરરાય હર્ષદરાય-દેશાઈ- ,,
૧-૦-૦ ,, વિજયેન્દ્રરાયભાઈ
૧-૦-૦ ,, બિપિનચંદ્ર નટલાલભાઈ
૧-૦-૦ ,, દ્વારકાદાસ ગોકુળદાસ દેશાઈ-ઊના
૧-૦-૦ શેઠ છગનલાલ પ્રભુદાસ કોઠારી
૦-૨-૦ શ્રી મારુતીગર ધનન્તરાય
૨-૦-૦ ડૉ વામનરાય જટાશંકર તથા સૌ મધુલતાબહેન-પાટણ
૧-૦-૦ સૌ બહેન કેપતા મહારાણીદાસ
૧-૦-૦ ,, માલતીબહેન યોગીન્દ્રરાય-માંગરોળ
૦-૮-૦ ચંદ્રાબહેન દ્વારકાદાસ
૧-૦-૦ શ્રી પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ- મુંબઈ
૨-૦-૦ સૌ ઉર્મિલાબહેન હર્ષદરાય-માગરોળ
૧-૦-૦ શ્રી ડૉ વામનરાય જટાશંકર-પાટણ
૧-૦-૦ બહેન મધુલતા મહારાણીદાસભાઈ પાટણ
૦-૪-૦ ,, પના બહેન વામનરાય ,,
૨-૦-૦ શ્રી મહારાણીદાસ ગો. દેશાઈમાગરોળ
૨-૦-૦ ,, કુલિનચંદ્ર હર્ષદરાય ,, ,,

૧-૦-૦ બેન જ્યેષ્ઠ, મણિલાલશંકર દેશાઈ માંગરોળ
૦-૮-૦ ,, માલિનીબેન મગનપ્રસાદ
૦-૮-૦ શ્રી હર્ષદરાયભાઈ
૨-૦-૦ ,, અજિતરાય હરિદાસ પારેખ મુંબઈ.
૦-૨-૦ ,, ઉમાશંકર નાનજી જોશી
૧-૦-૦ પૂ બ્ર શ્રી આત્મપ્રકાશજી-મોજીદડ.
૧-૪-૦ મીસ્ત્રી ગવલ વસ્તા મગસીયા
૧-૪-૦ બેન પાર્વતીબાઈ જીવાભાઈ મુંબઈ
૦-૮-૦ શ્રી વનભદાસ જુગલકિશોર-નાથદ્વારા.

ગત મહાશિવરાત્રિના મંગળ દિવસે આનંદાશ્રમવાસીઓ આદિએ મળીને પૂજ્યપાદશ્રીનું પૂજન કરતા ભેટ નીચે પ્રમાણે

૧-૦-૦ પૂ બ્ર શ્રી આત્મપ્રકાશજી-મોજીદડ
૧-૦-૦ શ્રી અજિતરાય હરિદાસ પારેખ- મુંબઈ
,, જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર
૦-૪-૦ પૂ બ્ર શ્રી બ્રહ્મપ્રકાશજી-આનંદાશ્રમ.
૦-૮-૦ ,, કરમનજી પ્રાણજીવન ઓઝા- વાકાનેર.
૦-૮-૦ બેન ડાહીબાઈ પ્રાગજી ,,
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી આનંદાશ્રમ.
૦-૨-૦ ,, ઉમાશંકર નાનજી જોશી ,,
૦-૨-૦ શ્રી ત્રિભુવન વિઠ્ઠલજી દવે ,,
૦-૨-૦ બહેન રૂડીબાઈ ,, ,,
૦-૨-૦ બહેન હેમીબાઈ ,,
૦-૪-૦ બહેન શ્રી સુબજીબા બીલખા
૧-૪-૦ ડૉ દુર્ગાપ્રસાદ હરિપ્રસાદ-સરસાઈ
૦-૮-૦ શ્રી હરગોવિંદ નરભેરામ-બીલખા
૧-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર-માગરોળ હા શ્રી ત્રિ વિ દવે
૧-૦-૦ પટેલ કુબેર વ્રજલાલ-માણ
૧-૦-૦ શ્રી મોતીચંદ પોપટભાઈ-અકાળા
૫-૦-૦ , અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ
૫-૦-૦ કુંજી પ્રાગજી ભટ્ટ-માગરોળ સદ્‌ગત ચિ. નટવરલાલના શ્રેયાર્થ

———:૦ ———

## શ્રીમન્નાથગુરુનો સદુપદેશ

હે મન! મહામોહરૂપી રાત્રિમાં તું જાગ, ને પરમદુઃખરૂપ પ્રદેશમાંથી નીકળી પરમસુખરૂપ પ્રદેશમાં જા. તને મહામોહરૂપી રાત્રિમાં સૂતાં બહુ કાલ વીતી ગયો છે. હવે તારે વધારેવાર સૂઇ ન રહેવું, પણ સત્વર જાગવું, ને જે તારૂં પરમહિત છે તે પ્રાપ્ત કરવું.

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીખીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી પ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

વર્ષ ૯ મું
ચૈત્ર

અંક ૧૧ મો
સંવત્ ૧૯૮૭

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦

પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

अनाद्यविद्योपहतात्मसंविदः तन्मूलसंसारपरिश्रमातुराः ।

यदृच्छयेहोपसृताः स्वमाप्नुयुः सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માયિક છતાં ખરું લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માયિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ જ જેનું મૂલ છે એવા આ સંસારના પરિશ્રમથી જેઓ દુઃખી થયેલાં છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછાં પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્ નથુરામ શર્માજીનો આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



---

## લવાજમસંબંધી જરૂરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-**(કાઠિયાવાડ)

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, ઠે. આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.

**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ **બીલખા.** ,,

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં

**માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૯મું ] સંવત્ ૧૯૯૭ ચૈત્ર [ અંક ૧૧

## साधकोने उपदेश

રાગ દેશ.

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન ]

બ્રહ્મના ધ્યાનવિના આ ત્રિવિધ તાપ ટળશે નહિ રે;
નિરકુશ તૃપ્તિ નિરવધિ શાંતિ કદી મળશે નહિ રે બ્રહ્મ ટેક.

લયરૂપી આવરણ હઠાવો, વિક્ષેપોને દૂર નસાવો;
અતીવ શાંતિ જમાવો, મન ભમશે નહિ રે. બ્રહ્મ ૧

દૃઢ શ્રદ્ધા સંપાદન કરતાં, દૃઢતા પણ તેવી મેળવતાં,
ધ્યાન નિરતર ધરતાં, દુઃખ નડશે નહિ રે બ્રહ્મ ૨

ઉત્સાહ આગ્રહને મેળવવા, પ્રમાદાદિ દોષો પરિહરવા;
નિજ સદ્ગુરુને ભજવા, ભવ રે'શે નહિ રે. બ્રહ્મ. ૩

દીર્ઘસૂત્રતા આળસ ત્યાગી, શાસ્ત્રવચનમાં થઈ અનુરાગી;
બનો મોક્ષના ભાગી, ઉણપ રે'શે નહિ રે. બ્રહ્મ. ૪

—:o:—

## શ્રીનાથવચનામૃત

[ પૂજયપાદ શ્રીમન્નાથભગવાન્ ]

નાના મોટા પ્રત્યેક વ્યવહારમાં પોતાના મનને જાગતું રાખીને તેનું શુદ્ધ રીતે સેવન થાય, કુસ્વભાવરૂપ મનના અયોગ્ય વેગોને વશ રખાય, પ્રતિષ્ઠાનો વિચાર કરીને વર્તાય, શાસ્ત્રીયકર્મ નિત્ય શ્રદ્ધાથી વિધિવત્ થાય, પોતાના મનની ભ્રમણા ત્યજાય, સ્વકર્તવ્ય વિચારાય, બની શકે તેટલું પોતાનું મન સુધારી યથાશક્તિ ભજન થાય, ને એકજ શુભ આલંબન શુદ્ધ ભાવથી સુદૃઢ કરાય તો તેમાં પણ લાભજ છે.

મુમુક્ષુએ પોતાના નાનામોટા સર્વે વ્યાવહારિક ને પારમાર્થિક કર્તવ્યમાં પોતાના મનને ઘણામાં ઘણું જાગ્રત્ રાખીને વર્તવાનો સ્વભાવ રાખવો જોઈએ.

સ્વકર્તવ્યથી દોરા વા પણ દૂર ન જવાય તે માટે તેણે બહુ કાળજી રાખવાની છે.

દૃશ્યના મિથ્યાપણાનું પરોક્ષજ્ઞાન થવું, અને તેનું મિથ્યાપણું સ્વાનુભવે સ્પષ્ટ સમજાઈ તેનો બાધ થવો એ બેમાં ઘણો ભેદ છે.

દૃશ્યના મિથ્યાપણાના પરોક્ષજ્ઞાનવાળાનું અંતઃકરણ પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થયે દૃશ્યને સત્ય માની બળવા લાગે છે, ને તેનું તુરત સમાધાન તેનાથી થઈ શકતું નથી.

ક્રોધ તથા ખેદની ઉત્પત્તિ અંતઃકરણમાં દૃશ્યપદાર્થની તૃષ્ણાના સદ્ભાવવિના થાય નહિ, ને દૃશ્ય પદાર્થની તૃષ્ણા અંતઃકરણમાં દૃશ્યમાં સત્યપણાની બુદ્ધિ વિના થાય નહિ, અને દૃશ્યમાં સત્યપણાની બુદ્ધિ આત્મસ્વરૂપના અજ્ઞાનવિના થાય નહિ.

એ ક્રોધ તથા ખેદરૂપ આસુરીવૃત્તિઓનો જય કરવામાટે તેનાથી વિપરીત દૈવી વૃત્તિઓની દૃઢતા તથા આત્મસ્વરૂપનું દૃઢ જ્ઞાન સંપાદન કરવાં જોઈએ.

જેમનું અંતઃકરણ રજોગુણના તથા તમોગુણના વધારાવડે ચંચલ ને મૂઢ હોય તેઓ પોતાના અંતઃકરણમાં ઉપજેલા ક્રોધ તથા ખેદને તુરત શમાવી શકતા નથી, ને શાંતિનો અનુભવ પણ કરી શકતા નથી.

વિશ્વામિત્ર જ્યાંસુધી ક્રોધને વશ વર્તતા હતા ત્યાંસુધી તે જ્ઞાની થયા નહોતા. જ્યારે ક્રોધનો પરિત્યાગ કરી તેઓ બ્રહ્મર્ષિ થયા ત્યારેજ તેઓ જ્ઞાનવાન્ થયા.

વ્યવહારમાં સદોષ કામ ત્યજવાયોગ્ય ગણાય છે, કેમકે તે વ્યાવહારિક હાનિ ઉપજાવે છે, ને નિર્દોષ કામ વ્યવહારપૂરતો ઉપયોગી હોવાથી વ્યવહાર પક્ષે તે હાનિ કરતો નથી.

અંતઃકરણ બહુજ સૂક્ષ્મદૃષ્ટિથી શોધતા રહેશો, ને તેને સત્ત્વગુણની વૃદ્ધિવાળું કરવા નિરંતર સદાગ્રહપૂર્વક યત્ન કરતા રહેશો.

અંતઃકરણમાં પ્રતીત થતા દોષોનો નિઃશેષ નાશ કરવા જીવ જો ધૈર્ય, સાવધાનતા ને શુદ્ધ ભાવથી સતત પ્રયત્ન કરે, અને તેમાં સાહાય્ય કરવા

પ્રભુની દીનભાવે સતત પ્રાર્થના કરે, તથા દોષાનુસરણરૂપ પ્રતિજ્ઞાભંગનું પ્રાયશ્ચિત્ત કરતો રહે તો તે જીવ ન્યૂનાધિક સમયમાં પોતાના અંતઃકરણના સર્વ દોષોનું અતિક્રમણ કરી અંતઃકરણની એકાગ્રતાદ્વારા ને પરમતત્ત્વના જ્ઞાનદ્વારા કૃતાર્થ થાય છે.

જો આમ વર્તવામાં આવશે તો તમારા પ્રયત્નના સફલપણાવડે તમને સંતોષાનુભવ થશે.

પારમાર્થિક સાધનોનું અનુષ્ઠાન દૃઢતા, ઉત્સાહ, સાવધાનતા ને વ્યવસ્થાથી કરતા રહેશો. સર્વ વ્યવહાર દ્રષ્ટા રહીને તથા અંતઃકરણને સમભાવવાળું રાખીને કરવાનો સ્વભાવ પાડશો

તમે સૌ આ ચોમાસામાં અંતઃકરણની શુદ્ધિમાં વધારો કરવા ઘણામાં ઘણા પ્રયત્નશીલ રહેશો

આળસ, ગાફેલપણું, ઉતાવળ ને રીસ આદિ દોષોનો પરિત્યાગ કરવા તથા ઉદ્યોગ, સાવધાનતા, ધૈર્ય ને સહનશીલતા આદિ શુભ ગુણોની પ્રાપ્તિ કરવા પણ ઉત્સાહપૂર્વક પ્રયત્ન સેવશો. તમારું જીવન તમને અને અન્ય જનોને રસમય પ્રતીત થાય એવા વિચાર, એવું વાચન ને એવા આચારનું સદા સેવન કરશો.

પ્રત્યેક ક્રિયાનું પરિણામ વિચારીને પછી તેમાં પ્રવૃત્તિ કરવાનો સ્વભાવ પાડશો.

ગુણદોષનાં સ્વરૂપો સમજી ગુણના પક્ષપાતી થવા ઉદ્યમી રહેશો.

બની શકે તેટલા અનુલોમવિલોમ પ્રાણાયામ નિત્ય કરતા રહેશો.

પરમાર્થનાં સાધનોમાં પરમાનુરાગી થશો, ને નિર્હેતુક કૃપા વરસાવનારા પ્રભુની અનન્યભક્તિવડે તમે તમારાં હૃદયોને ભરી દેવા પ્રયત્નશીલ રહેશો.

અંતઃકરણને પરમાત્માના સ્મરણધ્યાનમાં ઘણામાં ઘણા પ્રેમથી જગતનું ભાન ભૂલીને જોડવાનો પ્રયત્ન ચાલુ રાખવાથી તમને આગળ જેવા દિવ્ય અનુભવ થયા હતા તેવા દિવ્ય અનુભવ થશે હવે એવો અનુભવ હૃદયમાં સ્થિર રહે એવો પ્રયત્ન કરવાનો છે.

માયારૂપ પનોતીને દબાવતા રહેશો.

મનબુદ્ધિનો ઝગડો પૂરો કરી બુદ્ધિના નિશ્ચયને સત્ય જાણશો.

હવે સર્વદા નવું જીવન જાળવી રાખવાનું બલ મેળવવું. શુભ નિશ્ચયરૂપ કેફને કદીપણ ઊતરવા દેવો નહિ. (ક્રમશઃ)

———:૦:———

## श्रीनाथप्रभुप्रणीत केटलांएक जीवनचरित्रो

( અનુસંધાન ગતાંકથી ચાલુ )

[૪]

### પૂજ્યચરણ શ્રીશંકરભગવાન્

શ્રીશંકર નર્મદા નદીના માર્ગમાં આવતાં નાના પ્રકારનાં વનો, નગરો, ગામો, સરોવરો, નદીઓ, પર્વતો, ડુંગરો ને ખેતરોને પ્રસન્ન અને દ્રષ્ટારૂપે વિલોકતા છતા, તથા એ સર્વેને બ્રહ્મના વિવર્તરૂપે જાણતા છતા, કેટલાક દિવસો વ્યતીત થયે નર્મદા નદીના તીરપરના વનમાં જ્યાં શ્રીગોવિંદપાદનો આશ્રમ હતો ત્યાં સાંજની વેલાએ આવી પહોંચ્યા.

શ્રીગોવિંદપાદના આશ્રમમાં આવી તેમની ગુફાની આસપાસ ત્રણ પ્રદક્ષિણા કરી, તથા તેઓને ત્રણવાર સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, તેમની સુંદર શબ્દોવડે પ્રેમપૂર્વક સ્તુતિ કરી. શ્રીગોવિંદપાદનું ચિત્ત સમાધિમાંથી વ્યુત્થાનદશાને પામ્યું, પછી તેમણે શ્રીશંકરને પૂછ્યું કેઃ-" તમે કોણ છો ? " ત્યારે શ્રીશંકરે તેમને ઉત્તર આપ્યું કેઃ-" હે સ્વામિન્ ! હું પૃથિવી નથી, જલ નથી, તેજ નથી, વાયુ નથી, આકાશ નથી, શબ્દાદિ ગુણો નથી, ઇંદ્રિયો નથી, પ્રાણ નથી, અંતઃકરણ નથી, ને માયા નથી, પણ હું એ સર્વેથી પર એક અદ્વિતીય પરમ શિવ છું. "

શ્રીગોવિંદપાદ શ્રીશંકરનાં એવાં ઉત્તમ વચનો સાંભળી પ્રસન્ન થયા. પછી તેમને તેમનું નામ પૂછતાં શ્રીશંકરે જણાવ્યું કેઃ-" લોકો આ શરીરને શંકરના નામથી ઓળખે છે. " પછી શ્રીશંકરે તેમની સમીપ આવી તેમનાં ચરણોનું વિધિપૂર્વક ભાવસહિત પૂજન કર્યું, અને પરમહંસ દીક્ષા આપી બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કરવાની પ્રાર્થના કરી. સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત હોવાથી વસ્તુતાએ જેમને સદ્ગુરુના ઉપદેશની કાંઈપણ અગત્ય નથી એવા શ્રીશંકરને માત્ર પરંપરાનો વ્યવહાર સાચવવા શ્રીગોવિંદપાદે મહાવાક્યનો ઉપદેશ કરી શક ૬૧૯ ના ફાગણ સુદિ ૨ને દિવસે પરમહંસદીક્ષા આપી, અને સંન્યાસીઓને પાળવાના ધર્મો કહી સંભળાવ્યા.

તેઓશ્રી કેટલોક સમય પોતાના સદ્ગુરુની સેવા કરવા તેઓની સમીપ રહ્યા. પછી પોતાના સદ્ગુરુની આજ્ઞાથી વૈદિકધર્મની પુનઃ સ્થાપના ને વૃદ્ધિ કરવામાટે તેઓશ્રી કાશીમાં પધાર્યા ને આત્માથી અભિન્ન વિશ્વનાથનું સ્મરણ-ચિંતન કરતા છતા કેટલોક સમય ત્યાં વિરાજ્યા.

એક વેલા જેણે વેદાધ્યયન સમાપ્ત કર્યું છે એવો એક વિદ્વાન્ બ્રાહ્મણપુત્ર શ્રીશંકરાચાર્યનાં દર્શન કરવા તેઓશ્રીની પાસે આવ્યો. તે પ્રણિપાત કરી તેઓ-શ્રીનાં ભવતારક ચરણકમલમાં પડ્યો, તેને તેઓશ્રીએ મસ્તકપર હસ્તકમલ મૂકીને ઊઠાડ્યો, અને પૂછ્યું:-" તું ક્યાંનો રહેવાસી છે ? જ્ઞાતે કોણ છે ? ને શા માટે અહીં આવ્યો છે ? " તેના ઉત્તરમાં તે બ્રાહ્મણપુત્રે હાથજોડી વિનયપૂર્વક નીચે પ્રમાણે કહ્યું:-" જે ચોલદેશમાં પવિત્ર કાવેરી ગંગા વહે છે તે ચોલદેશનો હું રહેવાસી છું, હું બ્રાહ્મણ છું, મારું નામ સનંદન છે, ને તત્ત્વજ્ઞ મહાપુરુષનાં દર્શનાર્થે હું પૃથિવીપર ભ્રમણ કરું છું. આજે મારા સુભાગ્યનો ઉદય થવાથી

હું આપશ્રીના દર્શનાર્થે આવ્યો છું. હું આ ભયંકર ભવસાગરમાં ડુબું છું તેને તારવાની કૃપા કરો એવી મારી નમ્ર પ્રાર્થના છે."

તેની તીવ્ર જિજ્ઞાસા જોઇ શ્રીશંકરાચાર્યે તેને મહાવાક્યનો ઉપદેશ કરી પરમહંસદીક્ષા આપી, ને સંન્યાસીના ધર્મો સમજાવ્યા. આ સનંદન શ્રીશંકરાચાર્યના પ્રથમ શિષ્ય થયા. પછી અન્ય મુમુક્ષુઓ તેઓશ્રીને શરણે આવ્યા. તેમને પણ પરમહંસદીક્ષા આપી સંન્યાસીના ધર્મો સમજાવ્યા.

એક દિવસે ભગવાન્ વિશ્વનાથે અન્ય સ્વરૂપ ધારણ કરી શ્રીશંકરાચાર્યના અભેદજ્ઞાનના નિશ્ચયની પરીક્ષા કરી, ને તેમના અભેદજ્ઞાનનો નિશ્ચય દૃઢ જાણી તેઓ પ્રસન્ન થયા.

કેટલોક સમય કાશીમાં નિવાસ કરી પછી ઉપનિષદો, ભગવદ્ગીતા ને બ્રહ્મસૂત્ર ઉપર લોકોના હિતમાટે ભાષ્ય કરવાનો નિશ્ચય કરી, ત્યાંથી વિદાય થઇ, પોતાના શિષ્યોસહિત આસપાસના પ્રદેશમાં ફરતા ફરતા તેઓશ્રી બદરિકાશ્રમમાં પધાર્યા. આ વેલા તેઓશ્રીના સ્થૂલ શરીરનું વય બાર વર્ષનું હતું ત્યાં કેટલોક સમય સ્થિતિ કરી ગંભીર અર્થવાળા બ્રહ્મસૂત્રઉપર, ઈશ કેન કઠ પ્રશ્ન મુંડક માંડૂક્ય તૈત્તરીય, ઐત્તરેય છાંદોગ્ય ને બૃહદારણ્યક આ દશ પ્રાચીન ને તત્ત્વોપદેશક ઉપનિષદોઉપર, ઉપનિષદોના સારરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર અને મહાભારતમાંના વિષ્ણુસહસ્રનામ ને સનત્સુજાતીય ઉપર લોકોના હિતમાટે ભાષ્યો રચ્યાં. ઉત્તમ અધિકારીઓ માટે ભાષ્યો રચ્યા પછી મધ્યમ અધિકારીઓ માટે ઉપદેશસહસ્રી આદિ પ્રકરણગ્રંથો, ને કનિષ્ઠ અધિકારીઓમાટે સાધનપંચકાદિ સ્તોત્રો તેવા અધિકારીઓપર નિર્હેતુક કૃપા કરીને રચ્યાં.

ઉપર જણાવેલાં ભાષ્યો તેઓશ્રીએ પોતાના યોગ્ય શિષ્યોને શીખવ્યાં. તે વેલા જે શિષ્યો સાથે હતા તેમાં <u>સનંદન</u> વધારે યોગ્યતાવાળા હોવાથી તેમને શંકરભગવાને તે ભાષ્યો એકથી વધારે વાર ભણાવ્યાં. આ કારણથી બીજા શિષ્યો પોતાના અંતઃકરણની અપક્વતાથી સનંદનની ઇર્ષ્યા કરવા લાગ્યા. સત્પુરુષના શરણે આવ્યા છતાં તથા જીવનનો ઉદ્દેશ નક્કી કર્યા છતાં પણ ઘણા હીનભાગીઓ પોતાના દુષ્ટ મનોવિકારોને વશ વર્તાવી શકતા નથી એવું આ પ્રસિદ્ધ ઉદાહરણ છે.

શ્રીશંકરે કોઇ વેલા કનિષ્ઠાધિકારી શિષ્યોને સનંદનના હૃદયની યોગ્યતા દેખાડી તેમના હૃદયમાં બળતા ઇર્ષ્યારૂપ અગ્નિને શાંત કરવાની ઇચ્છા કરી. પછી એક દિવસે જ્યારે બધા શિષ્યો શ્રીગંગાને સામે કાંઠે ભ્રમણ કરતા હતા ત્યારે શ્રીશંકરભગવાને સર્વ શિષ્યોને વેલાસર પોતે વિરાજતા હતા તે કાંઠે પોતાની સમીપ આવવામાટે હાંક મારી, અન્ય શિષ્યો હોડી, ત્રાપો કે કોઈ લાકડાની શોધમાટે ચાલ્યા. <u>સનંદન</u> તેવો પ્રયત્ન નહિ કરતાં જે સદ્ગુરુની ભક્તિ અપાર જેવો જણાતો આ ભવસાગર તારવા સમર્થ છે તે ભક્તિ શું મને આ નાની નદી તારવા સમર્થ નહિ થાય ? અવશ્ય થશેજ. આવો વિચાર કરી શ્રીસદ્ગુરુનું પરમપ્રેમથી ધ્યાન ધરી પ્રેમાવેશમાં શ્રીગંગાપર ચાલવા લાગ્યા. શ્રીગંગાએ તેમની અગાધ ગુરુભક્તિથી પ્રસન્ન થઇ તેમના પગને આધાર આપવા સ્થલે

સ્થલે તેમના પગનીચે સોનાનાં કમલો ઉપજાવ્યાં. સનંદન સુખપૂર્વક શ્રીગંગા ઊતરી પોતાના સદ્ગુરુ જ્યાં વિરાજતા હતા ત્યાં આવ્યા, ને તેમણે પોતાના શ્રીસદ્ગુરુના ચરણકમલમાં દંડવત્પ્રણામ કર્યા. પછી બીજા શિષ્યો હોડી આદિ સાધનવડે શ્રીગંગા ઊતરી પોતાના સદ્ગુરુની સમીપ આવ્યા. તેમણે જ્યારે સનંદનની ગુરુભક્તિની અને શ્રીગંગાએ કરેલા સાહાય્યની વાત જાણી ત્યારે તેઓએ સનંદનના હૃદયની પોતાના હૃદયના કરતાં વધારે યોગ્યતા જાણી પોતાના હૃદયમાં તેમના ઉપર રહેલી ઈર્ષ્યાનો ત્યાગ કર્યો. તે દિવસથી તે સનંદનને શ્રીશંકરભગવાને પદ્મપાદ ( જેના ચરણની નીચે કમલ ઉપજ્યાં ) એવું નામ આપ્યું.

કોઇ વેલા શંકર ભગવાને પોતાના શિષ્યોને વેદાંતનું અધ્યયન કરાવતાં આ જગત્નું અભિન્નનિમિત્તોપાદાનકારણ ઈશ્વર છે એમ કહ્યું. તે સાંભળી ત્યાં બેઠેલા બહુ ગર્વવાળા પાશુપતમતવાળાઓએ કહ્યું કે:–“ કાર્ય, કારણ, યોગ, વિધિ ને દુઃખાંત એવા પાંચ પદાર્થોને ભગવાન્ પશુપતિએ નિર્માણ કર્યા છે. મહત્તત્ત્વાદિ કાર્ય કહેવાય છે, પ્રકૃતિ કારણ કહેવાય છે, ચિત્તનો પશુપતિમાં નિરોધ એ યોગ કહેવાય છે, સવારે બપોરે ને સાંજે સ્નાન કરવું ઇત્યાદિ વિધિ કહેવાય છે, અને સર્વ દુઃખોની નિવૃત્તિરૂપ મોક્ષ દુઃખાંત કહેવાય છે. તેમાં પ્રકૃતિ આ જગત્નું ઉપાદાનકારણ છે, અને ભગવાન્ પશુપતિ આ જગત્નું નિમિત્તકારણ છે. જેમ ઘડાનું ઉપાદાનકારણ માટી ને ઘડાનું નિમિત્તકારણ કુંભાર છે, તેમ આ જગત્નું ઉપાદાનકારણ પ્રકૃતિ ને આ જગત્નું નિમિત્તકારણ ભગવાન્ પશુપતિ છે. તમે ઈશ્વરને આ જગત્ના ઉપાદાનકારણરૂપ માનો છો તે યોગ્ય નથી, કેમકે અવયવવાળું જડ ને અશુદ્ધ આદિ લક્ષણવાળું જગત્ તેનાથી વિપરીત લક્ષણવાળા ઈશ્વરમાંથી ઉત્પન્ન થઇ શકે નહિ. વળી જો આ જગત્ ઈશ્વરમાંથી થયું હોય તો આ જગત્માં ઈશ્વરના ધર્મો જણાવા જોઇએ, પરંતુ તે જણાતા નથી, માટે પણ આ જગત્ ઈશ્વરમાંથી ઉપજ્યું નથી એમ સિદ્ધ થાય છે.”

પાશુપતમતાભિમાનીઓના ઉપર જણાવેલા પૂર્વપક્ષનું સમાધાન ભગવાન્ શંકરે આ પ્રમાણે કર્યું:–“ ઈશ્વરથી ભિન્ન જો આ જગત્નું અન્ય ઉપાદાન કારણ હોય તો શ્રુતિમાં એક ઈશ્વરના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એમ કહ્યું છે તે સંભવી શકે નહિ. નિમિત્તકારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થતું નથી, માટે ઈશ્વરને આ જગત્ના ઉપાદાનકારણ પણ માનવા જોઈએ. જો પ્રકૃતિને આ જગત્નું ઉપાદાનકારણ માનીએ તો “ एकमेवाद्वितीयं ब्रह्म ” ( બ્રહ્મ એકજ અદ્વિતીય છે ) આ શ્રુતિ બ્રહ્મથી ભિન્ન અન્ય વસ્તુનો અસદ્ભાવ કહેનારી છે તેનો વિરોધ આવે છે. જેમ કરોળીઓ પોતાના જાળાનું ઉપાદાનકારણ ને નિમિત્તકારણ છે, અને આપણું સાક્ષિચેતન જેમ આપણા સ્વપ્નપ્રપંચનું ઉપાદાન-કારણ ને નિમિત્તકારણ છે, તેમ ઈશ્વર આ જગત્ના ઉપાદાનકારણ ને નિમિત્તકારણ છે. કાર્યમાં ઉપાદાનકારણના ગુણો આવવાજ જોઇએ એવો નિયમ નથી, કેમકે માટી ને છાણ આદિમાંથી થનારા વીંછી આદિમાં માટી ને છાણ આદિના ગુણો ક્યાં જોવામાં આવે છે? ઉપાદાનકારણ પોતાના જેવા ધર્મવાળા કાર્યને ઉત્પન્ન કરે છે એમ પણ કહી શકાતું નથી. મનુષ્યના શરીરમાંથી નખ ને વાળ ઉપજે છે, તે ક્યાં શરીરના જેવા ધર્મવાળા હોય છે?”

ઉપરનાં વચનોથી ને અન્ય પ્રમાણો ને યુક્તિવાળા વચનોથી પાશુપતમતાભિમાનીઓના હૃદયમાં સત્યનો પ્રકાશ પડ્યો, અને તેમણે શંકરભગવાનનું શરણ-ગ્રહણ કર્યું આ પ્રમાણે જે જે દ્વૈતવાદીઓ આચાર્યભગવાનના સમાગમમાં આવતા તેમાંથી જેઓ પુણ્યશાલી હતા તેમના અંતઃકરણપર સત્યનો પ્રકાશ પડવા માંડ્યો, અને અદ્વૈતસિદ્ધાંત પુનઃ જનસમૂહમાં વિસ્તાર પામવા માંડ્યો

કોઈ વેલા શ્રીગંગાના રમણીય તટઉપર વિરાજી આચાર્યભગવાન્ પોતાના જિજ્ઞાસુ શિષ્યોને બ્રહ્મસૂત્રઉપરનું પોતાનું ભાષ્ય શીખવતા હતા શિષ્યોને નિયમાનુસાર ભાષ્યનો પાઠ આપ્યા પછી તેઓશ્રી બ્રહ્માકારવૃત્તિ કરવાનો વિચાર કરતા હતા ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણે તેઓશ્રીની સમીપ આવી તેમને પૂછ્યું:— "તમે કોણ છો? અને આ વિદ્યાર્થીઓને તમે શું ભણાવતા હતા?" આ પ્રશ્ન સાંભળી આચાર્યભગવાનના એક શિષ્યે કહ્યુ -" આ અમારા સદ્ગુરુ છે. તેઓશ્રીએ બ્રહ્મસૂત્રઉપર શારીરકનામનું ભાષ્ય રચ્યું છે, જેમાં અદ્વૈત સિદ્ધાંત પ્રમાણો ને યુક્તિઓવડે બહુ સ્ફુટ કર્યો છે, તે ભાષ્ય અમને અમારા ઉપર નિર્હેતુકી કૃપા કરીને ભણાવવાનો શ્રમ લેતા હતા " આવાં વચનો સાંભળી તે વૃદ્ધ બ્રાહ્મણે આચાર્યભગવાનને કહ્યું કે -" તમારું વય નાનું પ્રતીત થાય છે, છતાં તમે અતિ ગંભીર ને ગૂઢ અર્થવાળા બ્રહ્મસૂત્રપર ભાષ્ય કર્યું છે એ સાંભળી મને બહુ આશ્ચર્ય થાય છે જો તમે બ્રહ્મસૂત્રનું ભાષ્ય કર્યું હોય તો તમે હું પૂછું તે એક સૂત્રનું વ્યાખ્યાન કરી મને સંભળાવો " તે સાંભળી આચાર્યભગવાને તેમને કહ્યું:-" આપ જે સૂત્રનું વ્યાખ્યાન સાંભળવા ઇચ્છતા હો તે સૂત્ર પ્રસન્ન મને કહો, એટલે નિરભિમાનપણે તેનું યથામતિ વ્યાખ્યાન કરવા પ્રયત્ન થઇ શકશે." આચાર્યભગવાનનાં આવાં સરલ ને અભિમાનરહિત વચનો સાંભળી તે વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું:-" બ્રહ્મસૂત્રના ત્રીજા અધ્યાયના પ્રથમપાદના 'तदन्तरप्रतिपत्तौरंहति संपरिष्वक्त प्रश्ननिरूपणाभ्याम्॥' આ પહેલા સૂત્રના ઉપર તમારે જે બોલવું હોય તે બોલો " આચાર્યભગવાને તે સૂત્રનું સંક્ષેપમાં આ પ્રમાણે તાત્પર્ય કહ્યું:-" પૂર્વદેહથી ઉત્તરદેહની પ્રાપ્તિમાં જીવ દેહનાં બીજ જે પાંચ સૂક્ષ્મભૂતો તેવડે પરિવેષ્ટિત થયો છતો જાય છે એમ 'જલ પાંચમી આહુતિમાં જેમ પુરુષરૂપ પરિણામ પામે છે તેમ હે શ્વેતકેતો! તું જાણે છે?' એવા પ્રવાહણરાજાના પ્રશ્નથી ને "એવી રીતે જલ પાંચમી આહુતિમાં પુરુષરૂપે પરિણામ પામે છે" એવા પ્રવાહણ રાજાના ઉત્તરથી નિશ્ચય થાય છે."

તે વચનો સાંભળી તે વૃદ્ધ બ્રાહ્મણે આ આઠ પ્રકારના પૂર્વપક્ષો તે વ્યાખ્યાન ઉપર કર્યા:—" વ્યાપક જીવાત્મા ને ઇંદ્રિયો અન્ય શરીરમાં પોતાનાં કર્મોવડે વૃત્તિરૂપ પરિણામ પામે છે એવો સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાંત છે, તેથી પાંચ ભૂતોના સૂક્ષ્મ અંશોસહિત જીવનું અન્ય શરીરમાં જવું સંભવતું નથી ૧

વિકલ્પરહિત આત્મા બીજા નવા શરીરમાં વિકલ્પસહિત વૃત્તિને પામે છે, ને ભોગ્ય ઇંદ્રિયો અન્ય શરીરમાં નવી ઉત્પન્ન થાય છે આવા બૌદ્ધના સિદ્ધાંત પ્રમાણે પણ તમારું કહેલું સંભવતું નથી. ૨

મન એકલું ભોગસ્થાન-શરીર-માં જાય છે એવા કણાદના મતથી પણ તમારું કહેવું વિરુદ્ધ છે. ૩

પોપટ જેમ એક વૃક્ષઉપરથી ઉડીને બીજા વૃક્ષઉપર બેસે છે તેમ જીવ એક શરીર ત્યજીને બીજા શરીરમાં જાય છે એવા જૈનના સિદ્ધાંતથી પણ તમારું કહેવું વિપરીત છે. ૪

'यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति' (જ્યારે આ મુએલા પુરુષની વાણી અગ્નિમાં લીન થાય છે) ઇત્યાદિ શ્રુતિમાં અહીંજ ઇંદ્રિયો વિલીન થાય છે એમ કહ્યું છે, તેથી જીવની સાથે ઇંદ્રિયો જાય છે એમ તમે કહેતા હો તો તે તમારું કથન શ્રુતિવિરુદ્ધ છે. ૫

શ્રુતિમાં સ્વર્ગલોકરૂપ અગ્નિમાં શ્રદ્ધારૂપ આહુતિ હોમવાનું કહ્યું છે, પણ જલની આહુતિ હોમવાનું કહ્યું નથી; તેથી પણ જીવની સાથે સૂક્ષ્મભૂતોનું જવું સંભવતું નથી. ૬

જલની આહુતિના ક્રમવડે પાંચમી આહુતિમાં જલ પુરુષરૂપ પરિણામ પામે છે એમ તમે માનો તેમાં અડચણ નથી, પણ જીવ જલાદિ સૂક્ષ્મભૂતોથી વીંટાઇને અન્ય શરીરને પામે છે એમ માનવું યોગ્ય નથી. ૭

શ્રુતિમાં જલનું નામ આવે છે, તેથી એકલા જલથી વીંટાયેલો જીવ અન્ય દેહમાં જાય છે એમ માની શકાય, પણ અન્યભૂતો પણ તેની સાથે હોય છે એમ માની શકાય નહિ. ૮"

તે પૂર્વપક્ષોનું આચાર્યભગવાને નીચે પ્રમાણે સમાધાન કર્યું:—

"શ્રુતિવિરુદ્ધ સાંખ્યનો મત પ્રમાણ ગણાય નહિ. ૧ બૌદ્ધો, જૈનો ને કણાદનું શ્રુતિવિરુદ્ધ કથન આદર આપવાયોગ્ય ગણાય નહિ. ૨-૩-૪।

વાણીઆદિ ઇંદ્રિયોના અગ્નિઆદિ દેવો, પુરુષનું મરણ થાય છે ત્યારે તેની વાણી આદિ ઇંદ્રિયોપર, આગળની પેઠે ઉપકાર કરતા નથી, તેથી વાણી આદિ ઇંદ્રિયો અગ્નિ આદિ દેવોમાં લય પામે છે એમ તે શ્રુતિમાં ગૌણપણે કહ્યું છે. પ્રાણ અને ઇંદ્રિયોવિના એકલો જીવ એક શરીર છોડીને બીજા શરીરમાં જઇ શકે નહિ, તથા ભોગ ભોગવી શકે નહિ, માટે પ્રાણ ને ઇંદ્રિયોસહિત જીવ બીજા શરીરમાં જાય છે. ૫

ઉપક્રમ તથા ઉપસંહારની એકરૂપતા વિચારતાં શ્રદ્ધા શબ્દનો અર્થ જલ કરવો જોઇએ એમ જણાય છે. જો પહેલી આહુતિમાં જલ ન કહ્યું હોય તો પાંચમી આહુતિમાં જલનું પુરુષરૂપ પરિણામ થાય છે એમ શ્રુતિ કહે નહિ. શ્રદ્ધા એ અંતઃકરણનો ધર્મ છે, તેથી તે અંતઃકરણમાંથી કાઢીને અગ્નિમાં હોમી શકાય નહિ. વળી શ્રદ્ધાનો અર્થ જલ પણ થઈ શકે છે એમ 'श्रद्धा वा आपः' એ શ્રુતિથી જણાય છે. ૬

સૂક્ષ્મભૂતો વિના નવીન શરીર ઉપજે નહિ, માટે જીવ જલાદિ સૂક્ષ્મભૂતો સહિત નવા શરીરને પામે છે એમ માનવું જોઈએ. ૭

જીવ જલના વધારે ભાગથી વીંટાઈને જાય છે, તેથી એકલા જલનું નામ

આપ્યું છે, પણ શરીરના ઉપાદાનકારણરૂપ પાંચ ભૂતો છે, માટે બીજાં ચાર ભૂતો પણ તેની સાથે હોય છે એમ માનવું જોઈએ. ૮ "

આચાર્યભગવાનના સમાધાનથી તે વૃદ્ધબ્રાહ્મણ સંતોષ પામ્યા. તે વૃદ્ધબ્રાહ્મણ અન્ય કોઈ નહિ, પણ વ્યાસભગવાનજ હતા એમ આચાર્યભગવાનને જણાયું. પછી આચાર્યભગવાનની પ્રાર્થનાથી તેમણે પોતાનું મૂલરૂપ પ્રકટ કર્યું. તેમને આચાર્યભગવાને પ્રણામ કર્યા, ને તેમની સ્તુતિ કરી. પછી પ્રસન્ન થયેલા વ્યાસ ભગવાને આચાર્યભગવાનને આ પ્રમાણે કહ્યું-" હે વિદ્વન્! તમારા પાંડિત્યથી ને વિનયથી મને ઘણો સંતોષ થયો છે તમે મારાં સૂત્રો ઉપર ભાષ્ય રચ્યું છે એવું મારા જાણવામાં આવતાં તે ભાષ્ય કેવું થયું છે એ જાણવાની ઇચ્છાથી મારું અહીં આવવું થયું છે" પછી આચાર્યભગવાને તેમના દર્શનથી પોતાને બહુ હર્ષ થયાનું પ્રદર્શિત કર્યું પશ્ચાત્ વ્યાસભગવાને આચાર્યભગવાને કરેલા ભાષ્યનો અગત્યનો ભાગ જોઈ પોતાની પ્રસન્નતા જણાવી, અને બીજું સોળ વર્ષનું આયુષ્ આપી, ભરતખંડમાં અદ્વૈત મતનો પ્રસાર કરવાની આજ્ઞા કરી પોતે અંતર્ધાન થયા (ક્રમશઃ)

---

## आपणा आचार्यश्रीनी आख्यायिकाओ

(ગતાંકથી ચાલુ)

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

**रामनवमी**

રામના ત્રણ અર્થ થાય છે. रा એટલે રાક્ષસોના म એટલે મરણમાં જે હેતુભૂત છે તે રામ, યોગીઓનાં ચિત્ત જેમના વિષે રમણ કરી રહ્યાં છે તે રામ, અથવા સર્વને જે પોતાના આનંદસ્વભાવવડે રમાડી રહ્યા છે તે રામ. પરમાત્મા પરબ્રહ્મ એવા જે રામ તે નવમીના એટલે નવના આંકડાજેવા અવિકારી છે. તેમને પોતાના પુરુષાર્થવડે તથા પોતાના શ્રીસદ્ગુરુની કૃપાવડે પામીને-તે રૂપે થઈને-હૃદયમાંથી સર્વ પ્રકારના શોક મોહને દૂર કરવા એ રામનવમીનું ખરું રહસ્ય છે.

મોટા પુરુષાર્થવિના કદાચ એ પ્રમાણે ન બને તો પોતાના ઇષ્ટદેવની બહુ શ્રદ્ધા તથા પ્રેમથી ઉપાસના કરી તેમના લોકને ( સત્યલોકને ) પમાય તોપણ સારું છે. તેમ જો ન બને તો સ્વર્ગલોકથી માંડીને તપલોક સુધીના કોઈપણ દેવલોકને પમાય તોપણ ઠીક. એમાંનું કાંઈ ન બને તો છેવટ શુભકર્મો કરીને મનુષ્યમાંથી મનુષ્ય થવાય એ પણ ઠીક, પણ એવાં પાપ ન જ થવાં જોઈએ કે જેથી મનુષ્યમાંથી પશુપક્ષી કે વૃક્ષની યોનિ પ્રાપ્ત થાય.

નવનો આંકડો અવિકારી છે. નવને એકે ગુણીએ તો ૯, નવને બેએ ગુણીએ તો ૧૮, તેમાં એક ને આઠ મળીને ૯, ચાર નવાં ૩૬ તો ૩ ને ૬ મળીને ૯ એમ નવને દશ સુધીના આંકડાએ ગુણતાં ગુણાકારના જે આંકડા આવે તેનો સરવાળો નવ ને નવ જ રહેશે. આમ હોવાથી નવના આંકડાને અવિકારી કહ્યો છે.

ગુરુવારનું રહસ્યઃ આજે ગુરુવાર છે. ગુરુ એટલે મહાન્-મોટું મોટું બ્રહ્મ છે, માટે ગુરુ તે બ્રહ્મસ્વરૂપ. કાવ્યની રીતે પણ ગુરુની બે માત્રા ને લઘુની એક માત્રા ગણાય છે. લઘુ

તે સંસારી જીવો, ને આ લોકને તથા બ્રહ્મને જાણનાર તે સદ્ગુરુ–પરમાત્મા–બ્રહ્મ. જીવે લઘુ મટીને ગુરુ( બ્રહ્મ )સ્વરૂપે સ્થિત થવાનું છે. આ ગુરુવાર ઉપરથી શીખવાનું છે.

**હૃદયમાંથી શોક કેમ દૂર થાય ?**

વેદાદિ અનેક વિદ્યાઓનો અભ્યાસ કર્યા છતાં હૃદયમાંથી શોકની નિવૃત્તિ નહિ થવાથી નારદજીએ ભગવાન્ સનત્કુમારને વિધિવત્ ( સમિત્પાણી થઇને–હાથમાં યથાશક્તિ ભેટ લઇને ) શરણે જઇ તેમને પ્રાર્થના કરી કેઃ—" હે પ્રભો ! હું નાના પ્રકારના શોકથી તપું છું, મને શોકનિવૃત્તિનો ઉપાય કહેવા કૃપા કરો. " " તમે શું જાણો છો ? " એમ ભગવાન્ સનત્કુમારે તેમને પૂછ્યું. પ્રત્યુત્તરમાં નારદજીએ સવિનય કહ્યું કેઃ—" હે ભગવન્ ! હું ઋગ્વેદ જાણું છું, યજુર્વેદ, સામવેદ ને ચોથો અથર્વણવેદ પણ જાણું છું. ઇતિહાસપુરાણરૂપ પાંચમો વેદ, વ્યાકરણ, શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પત્તિજ્ઞાન, નિધિશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, તંત્રવિદ્યા, ધનુર્વેદ તથા નૃત્ય, ગીત, વાદ્ય અને શિલ્પ આદિ ઘણા ઘણા પ્રકારની વિદ્યાઓ અને કલાઓને જાણું છું, પણ આ બધું જાણતાં છતાં " **सोऽहं भगवो मंत्रविदेवास्मि नाऽऽत्मविच्छ्रुतं ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयतु ॥** " ( હે ભગવન્ ! તે હું મંત્ર ( કર્મ ) જાણનાર જ છું. હું આત્મવેત્તા નથી, કારણ કે આપશ્રીના જેવાથી મેં સાંભળ્યું છે કે આત્મવિત્ પુરુષ મનના પરિતાપરૂપ શોકનું ઉલ્લંઘન કરે છે. હું તો શોકથી સર્વદા તપું છું, માટે હે પ્રભો ! હું આવો શોકયુક્ત છું તેને શોકના પારને પમાડો. ) ભગવાન્ સનત્કુમારે તેમની પ્રાર્થના સાંભળી તેમને જણાવ્યું કેઃ—" તમે જે જાણો છો તે બધું નામમાત્ર છે. નામથી વાણી શ્રેષ્ઠ છે, વાણીથી મન અધિક છે, મનથી સંકલ્પ શ્રેષ્ઠ છે, એમ એક એકથી શ્રેષ્ઠ બાવીસ પદાર્થ કહીને તે સર્વમાં બ્રહ્મબુદ્ધિ કરવા સૂચવ્યું, તથા છેવટે કહ્યું કે સુખ જ જાણવા યોગ્ય છે, ને એમ કહેતાં કહ્યું કેઃ—" **यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्यः ॥** " ( જે ભૂમા નિરતિશય–જેનાથી બીજું કોઇ વધારે નહિ તે–બ્રહ્મ–છે, તેજ સુખ છે. અલ્પ અધિક તૃષ્ણાનો હેતુ છે, ને તૃષ્ણા દુઃખનું બીજ છે, તેથી સુખ નથી. નિરતિશયરૂપ બ્રહ્મજ સુખ છે. તે નિરતિશય જ વિશેષે જાણવાયોગ્ય છે. ) ભગવાન્ સનત્કુમારે તેમને બ્રહ્મના સ્વરૂપ આદિનો ઉપદેશ કરીને અજ્ઞાન ને તજ્જન્ય શોકના પારને પમાડ્યા.

**સુખ ક્યાં છે ?**

બ્રહ્મથી ( નિરતિશય વસ્તુથી ) ભિન્ન જે કાંઇ છે તે દેશ, કાલ ને વસ્તુવડે પરિચ્છિન્ન છે. પરિચ્છિન્નમાં વાસ્તવિક સુખ નથી. જેમ ગોલની સર્વે ત્રિજ્યાઓ મધ્યબિંદુમાં એકત્ર થાય છે તેમ સર્વ પરિચ્છિન્ન વસ્તુનું બ્રહ્મ એકજ વાસ્તવિકસ્વરૂપ છે, ને તેજ સાચા સુખરૂપ છે, બાકી ચક્રવર્તી રાજાને અને મહાધનાઢ્યને પણ ખરેખરું સુખ નથી, ઊલટું મોટી ઉપાધિને લઇને તેમને ઘણીવાર વિશેષ દુઃખનો અનુભવ થાય છે. વ્યવહારમાં " **નાને ભડકે દીવાળી ને મોટે ભડકે હોળી** " એવું અનુભવાય છે. રાજા કે ધનાઢ્ય સત્તાના કે ધનના અભિમાનવડે અલ્પકાલ સુખાનુભવ કરે છે, પરંતુ ખરું જોઇએ તો વ્યાવહારિક મોટી સ્થિતિવાળાના કરતાં મધ્યમસ્થિતિવાળાઓ વધારે શાંતિસુખનો અનુભવ કરે છે. વિચારસાગરમાં શુભસંતતિ રાજા કહે છે કેઃ—

" ઓર તો લોગ દુઃખી અપને દુઃખ, મેં ભુક્સો જગક્લેશ અપારા. "

વળી અન્ય કવિએ પણ કહ્યું છે કેઃ—

" બહુ બણુજ બહુ બેટિયાં, દો નારી ભરતાર; તિનકુ કહા મારના, માર દિયા કિરતાર."

(જેને ઘણો વેપાર હોય, જેને ઘણી દીકરીઓ હોય, અને જે બે સ્ત્રીનો ધણી હોય તે બધાને શું મારવા ? તેમને તો પ્રભુએ જ મારી દીધેલા છે).

**પ્રત્યેક સ્થિતિમાં આનંદી રહેવા પ્રયત્ન કરો.**

જો વાસ્તવિક સુખરૂપ બ્રહ્મને પામવું હોય તો પરમ શ્રદ્ધા ને અડગ ઉત્સાહથી સ્વધર્મ-પાલન કરો, અને તેમ કરતાં પ્રારબ્ધાનુસાર જે સુખદુઃખો આવે તેને શાંતિથી ભોગવો. " **पूरे है वो मर्द जो हरहालमें खुश है** " જો પરમાનંદરૂપ વસ્તુને જાણી હોય તોજ પ્રત્યેક સ્થિતિમાં આનંદી રહી શકાય. જો તે બ્રહ્મરૂપ વસ્તુને ન જાણી હોય તો પછી રાજા, ગૃહસ્થ, યુવાન, વૃદ્ધ કે અન્ય કોઈ સર્વદા પ્રસન્ન ન રહી શકે. તેમના કોઇના ૨૪ કલાક સરખા (આનંદવાળા) ન જાય, માટે **બ્રહ્મના અનુભવવડે શોકના પારને પામો.**

અંધારું માત્ર પ્રકાશથીજ દૂર થાય, બીજા કોઈ ઉપાયવડે કે–ઉલેચવાથી–સૂપડે સોવાથી, કે કપડાની ઝાપટો મારીને કાઢવાથી–અંધારું દૂર થતું નથી. કોઈ પુરાણી ગુફામાં લાંબા કાલથી અંધારું કબજો ભોગવટો રાખી ધામો નાંખીને પડ્યું હોય, પણ એક દીવાસળી ઘરડી કે ખલાસ! તેણે ત્યાંથી દૂર થઈ જવુંજ જોઈએ. એવી રીતે હૃદયરૂપ ગુફામાં લાંબા સમયનું અજ્ઞાનરૂપ અંધારું રહ્યું હોય છે તે બ્રહ્મનું જ્ઞાન થાય કે તે કાલેજ દૂર થાય છે, અને અજ્ઞાનરૂપ અંધારું દૂર થયું કે શોકમોહાદિ પ્રેતો તત્કાલ નિઃસને માટે પલાયન કરી જાય છે, ને પરમાનંદરૂપ પ્રકાશ સર્વત્ર છવાઈ રહે છે.

અંધારું એકવાર ભગવાન્ પ્રજાપતિપાસે ગયું, ને તેમને તેણે પ્રાર્થના કરી કે–" હે પ્રભો ! મને એક ભારે દુઃખ છે તે આપ નિવૃત્ત કરવા કૃપા કરો." ભગવાન્ પ્રજાપતિએ તેને કહ્યુંઃ—" તમને શું દુઃખ છે ? " તેણે કહ્યુંઃ—" સૂર્ય મને બહુ અકળણ કરે છે. તે એવી કે જ્યાં તેનો પ્રકાશ આવ્યો કે મારે ત્યાંથી નાસવું પડે છે. મારાથી ત્યાં રહેવાતું નથી." ભગવાન્ પ્રજાપતિ બોલ્યાઃ—" બહુ સારું. ફરીઆદીની એકલાની વાત સાંભળીને ફેંસલો ન અપાય. પ્રતિવાદીને પણ પૂછવું જોઇએ. તમે જઈને સૂર્યને બોલાવી લાવો. તેમનું કહેવું સાંભળી પછી હું ન્યાય કરું" અંધારાએ કહ્યુંઃ—" પ્રભો ! એજ દુઃખ છે. મારાથી તેમની પાસે જવાય જ કેમ ? તે હોય ત્યાં હું જઈજ ન શકું" પછી ભગવાન્ પ્રજાપતિએ તેને સમજાવ્યું કેઃ—" ભાઈ ! પરમાત્માનો એ અનાદિકાલનો નિયમ છે કે જ્યાં પ્રકાશ આવે ત્યાંથી અંધારાંએ દૂર થવું, માટે એમાં તમારે શોક કરવા જેવું કે ફરીઆદ કરવા જેવું કાંઈ નથી."

**પરમાનંદરૂપ વસ્તુથી અંતઃકરણને રંગી નાંખો.**

પરમાનંદરૂપ વસ્તુથી જો અંતઃકરણ રંગાઈ જાય તો પછી શોક, મોહ ને ભય આદિ તેનાથી હજારો ગાઉ વેગળા ચાલ્યા જાય છે. વ્યવહારના કઠિન પ્રસંગોમાં પણ એવા અનુભવ-વાળા પુરુષો શાંત રહી શકે છે. દીકરાના કે અન્ય પ્રિયજનના મૃત્યુનો પ્રસંગ આવ્યો હોય તો તેઓ વિચારે છે કેઃ—

" હમરા ઉનકા હો રહા, અબલગકા સયોગ."

ધનહાનિનો પ્રસંગ આવે તો તે બધા માયાના ખેલ છે, પ્રારબ્ધાનુસાર બધું થયે જાય છે, લક્ષ્મી ચપલ છે, ને અલ્પ ધનથી ઘણાનો વ્યવહાર ચાલે છે તો અમારો વ્યવહાર કેમ નહિ ચાલે ? વળી આમ થવામાં પરમાત્માનો કાંઈક સારો હેતુ હશે, એ આદિ વિચારોથી તે

પોતાના અંતઃકરણની શાંતિ ચુંથાવા દેતા નથી. તે સદા પોતાના આનંદમાં નિમગ્ન **રહે છે.** સર્વદા અનુભવાતા પરમાનંદની આગળ વ્યાવહારિક દુઃખો તેમને અસર કરી શકતાં નથી. દશહજારની કમાઈવાળાને કદાચ બસો રૂપિયાની ખોટ આવી તો તે શા લેખામાં ?

**સંતોનો અડગ નિશ્ચય.**

સત્પુરુષોનો શુભનિશ્ચય ક્યારે પણ ડગતો નથી. તેઓ સર્વદા એકધારા વહ્યા કરે છે. **સીતાજીને** અશોકવાટિકામાં **રાવણે** બહુ લોભલાલચ અને છેવટે ભયત્રાસ આદિ દેખાડ્યાં, તોપણ તે પોતાના શુભનિશ્ચયથી લેશપણ ચલિત ન થયાં, અને ધૈર્યથી રાવણને પ્રત્યુત્તર આપતાં કહ્યું કેઃ—" મારી ગ્રીવા( ડોક )ઉપર કાંતો પ્રભુનો હાથ પડશે, ને કાંતો તારું ચંદ્રહાસનામનું ખડ્ગ પડશે? બીજું નહિ થાય. " પ્રભુ રામચંદ્રજીનો નિશ્ચય પણ અડગ. ઈશ્વરાવતારો ને મહાપુરુષો પરમાનંદ પરિપૂર્ણ રહી પ્રાપ્તવ્યાવહારમાં આવતાં સુખદુઃખને ન ગણકારી સ્વકર્તવ્યમાં કેવા વળગી રહે છે તે લક્ષ્મણજીને યુદ્ધમાં સાંગ વાગી તે વેલા કોઈ કવિએ નીચે પ્રમાણે જણાવેલાં શ્રીરામચંદ્રજીનાં વચનોથી જણાય છેઃ—

" અવધ અનાથકો શોચ નહિ, નહિ શોચ પિતા સુરધામ ગયેકો;
રાજ ગયો પુનિ શોચ નહિ, નહિ શોચ પુનિ બનવાસ ભયેકો;
સીતાહરનેકો શોચ નહિ, નહિ શોચ દશાનનરારઠયેકો,
લક્ષ્મણશક્તિકો શોચ નહિ, એક શોચ બિભીષન બાંહ્ય ગ્રહેકો."

શ્રીરામચંદ્રજીના ચરિતમાંથી મનુષ્યે સહનશીલતા, કર્તવ્યનિષ્ઠા, નિઃસ્પૃહતા, ન્યાયબુદ્ધિ ને પિતાની આજ્ઞાપાલકતા શીખવાનાં છે.

**બ્રહ્માનંદ તે પરમાનંદ–અનંતાનંદ–પરમસુખ–સુખનો અવધિ.**

કોઈને શંકા થાય કે જે વડે શરીર, ઇંદ્રિયોં ને અંતઃકરણને કષ્ટ થાય એવાં સાધનો સાધીને એટલું બધું શું મેળવવું છે? તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે વ્યવહારનું અલ્પસુખ મેળવવા માટે પણ મનુષ્ય કેટલો બધો પ્રયત્ન કરે છે? માણસ પોતાનું ને પોતાના કુટુંબિજનોનું પોષણ ચલાવવાને આખો દિવસ ધૂળ ધાલે છે, ત્યારે પરમાત્માનો આનંદ તો મહા-આનંદ–પરમાનંદ–છે. જેનાથી બીજો કોઈ આનંદ વધારે નથી તેવો આનંદ છે. તેને પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો પડે એમાં શું ખોટું? એ આનંદ–એ રસ–કેવો છે ? એક સંત કહે છે કેઃ—

" યહુ રસકાજ ભયે નૃપ યોગી, છાંડે બિબિધ બિલાસા;
સેજ સિંહાસન બૈઠે રહેતે, ભસ્મ લગાઇ ઉદાસા;
ગોરખનાથ ભરથરી રસિયો, સોઈ કબીર અભ્યાસા;
ગુરુ દાદુ પરસાદ કછુ પીતે, પાયો સુંદરદાસા."

આમ છે, છતાં ઘણા મનુષ્યોને પરમાત્માનો મહિમા સમજાતો નથી, ને તેથી તેમને મેળવવા તેઓ પ્રયત્ન કરતા નથી. તેમને પરમાત્માને મેળવવાની ઇચ્છાજ ઉપજતી નથી. જેમ પાંચ રૂપિયાના પગારની યોગ્યતાવાળાને પાંચસો રૂપિયાની જમા મળે તો તે નિભાવી ન શકે. યોગ્યતા ન હોવાથી તેને ત્યાં ગમે જ નહિ, માટે મનુષ્યે પુણ્યકર્મ કરીને અંતઃકરણમાં યોગ્યતા આણવી જોઇએ, ને શોક રહિત પરમાત્માને પામવાની શુભ ઇચ્છા ઉપજાવવી જોઇએ.

**વિષયોની તૃષ્ણાને વશ થયેલો જીવ પોતાને ભૂલી જાય** છે. તે અત્યંત દીન થઈ જાય છે–વિષયાધીન થઇ જાય છે. વિષયો પણ તેને એવા વળગી જાય છે કે પછી તે ધારે

તોપણ મોટા પ્રયત્ન વગર તેની જાળમાંથી મોકળો થઈ શકતો નથી.

એકવાર ચોમાસામાં નદીના પૂરમાં એક રીંછ તણાઈ જતું હતું. તેનો ઉપલો ભાગ કાળા ધાબળા જેવો જણાતાં "ચાલ આ ધાબળો કાઢી લઉં" એમ ધારી એક સિંધી તે લેવા માટે નદીમાં પડ્યો. રીંછ નદીના પૂરમાં તણાતાં થાકી ગયું હતું, ને આધાર શોધતું હતું. તે સિંધી જેવો તેને પકડવા ગયો કે તરતજ તેણે સિંધીને પોતાના આગલા પગોથી પકડી લીધો. સિંધી તેનાથી છૂટવામાટે ધમપછાડા કરવા માંડ્યો પણ તે તેને મૂકે શાનું? કાંઠે ઉભેલા બીજા સિંધીઓ તેને કહેવા લાગ્યા કેઃ—"છડ છડ હણે કંઇો છડ." (છોડ, છોડ, હવે ધાબળો છોડી દે.) નદીમાં તણાતો સિંધી બોલ્યો કેઃ—"આઉં છડું પણ કંપો ન છડે!" (હું છોડું છું, પણ ધાબળો છોડતો નથી!) જો સંભાળ ન રાખે તો આ પ્રમાણે મનુષ્ય વિષયોના પાશમાં ફસાઈ જાય છે, ને પછી તેમાંથી છૂટવું તેને કઠણ પડે છે. આમ છતાં મનુષ્ય જો હૃદયથી ધારે ને દૃઢતાપૂર્વક પ્રયત્ન કરે તો તે વિષયપાશમાંથી છૂટી શકે છે.

વિષયો સ્વભાવથી જડ છે, ને મનુષ્ય ચેતનરૂપ છે. ચેતનને જડ પકડી શકે જ નહિ. જડમાં પકડવાની શક્તિ નથી. મનુષ્ય પોતેજ સુખની લાલચે તેને વળગી રહે છે ને મૂકતો નથી. એ સંબંધી એક ઉદાહરણ આપવામાં આવે છેઃ—

એક સંત પુરુષ હતા. તે ગુરુપદને યોગ્ય હતા. ગુરુનું સંક્ષિપ્ત લક્ષણ આવું કહેવાય છેઃ—

> "સમદર્શી શીતળ મન, જાકી અદ્‌ભુત ચાલ;
> ઐસા સદ્‌ગુરુ કીજીએ, [જો] પલમેં કરે નિહાલ."

તે સંતપુરુષને તેમનો એક ભલો જિજ્ઞાસુ શિષ્ય વખતોવખત કહેતો હતો કેઃ—"મહારાજ! મને સંસારનો ત્યાગ કરવાની બહુ ઇચ્છા થાય છે, પણ સંસાર મને છોડતો નથી. હું શું કરું? મને ઉપાધિ જરાએ ગમતી નથી, પણ તે મને છોડતી નથી." ગુરુ તેને પ્રત્યુત્તરમાં કહેતા કેઃ—"ભાઈ! જો આપણું મન દૃઢ હોય તો સંસાર આપણને કયાં પકડી રાખે છે?" પણ તે વાત શિષ્યના માન્યામાં આવતી નહિ આમાં તેના મનની નબળાઈજ કારણરૂપ છે એવું તેને પ્રત્યક્ષ બતાવવાને ગુરુ એકવાર જંગલમાં દિશાએ જતા ગયા હતા, ત્યાંથી પાછા આવતાં પોતાના આશ્રમથી થોડે દૂર આવેલા એક બાવળને બાથ ભરીને બૂમો પાડવા લાગ્યા કેઃ—"દોડજો, દોડજો, આ બાવળે મને પકડી રાખ્યો છે." ચેલો શિષ્ય એ વેલા આશ્રમ ભણી જતો હતો તે પોતાના ગુરુનો પોકાર સાંભળીને એકદમ તેની સમીપ ગયો, ને વિનયથી તેમને પૂછવા લાગ્યો કેઃ—'મહારાજ! શું છે? શું છે? ગુરુએ કહ્યુંઃ—"આ બાવળે મને પકડી રાખ્યો છે તે મને મૂકતો નથી". શિષ્ય હાથ જોડીને બોલ્યો કેઃ—"દેવ! એવું તે કયાંઈ હોય? બાવળ આપને કેમ પકડી શકે? આપે જ બાવળને બાથ ભરી છે. તે મૂકી દ્યો તો તુરતજ આપ છૂટા થઈ જાઓ." ગુરુ હસ્યા, ને બાવળને છોડી દઈ બોલ્યા કેઃ—"બેટા! તું પણ આમ સંસારને વળગી રહ્યો છે. જો તું તે મૂકી દેવા ધારે તો આ પ્રમાણે હમણાં જ તેને મૂકી શકે." શિષ્ય પોતાના મનની નબળાઈ સમજી ગયો, ને વૈરાગ્ય વધારવા પ્રયત્ન કરવા લાગ્યો. (ક્રમશઃ)

## श्रीशंकरजयन्ती महोत्सव

### પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા-આચાર્યજીનું વ્યાખ્યાન.

સુરત, વૈશાખ સુદિ ૫ સંવત્ ૧૯૮૧

**[ શ્રીમહેશ્વરાવતારરૂપ આચાર્યભગવાન્‌ની—આદ્યશંકરાચાર્યજીની—મહામંગલ જયંતી ઊજવવા માટે શ્રીસુરત સનાતનવૈદિક ધર્મસભાની યોજનાથી સનાતનધર્મી સજ્જનોની એક સભા સુરતમાં આજે સાંજે સાતવાગે મળી હતી. પૂજ્યપાદ મહાત્માશ્રી દહેણુથી આજે એકાદ કલાક પહેલાંજ પધારેલા હોવા છતાં ને પ્રવાસથી શરીરે શ્રમિત છતાં સનાતનવૈદિકધર્મસભાના અગ્રગણ્ય પુરુષોના આગ્રહથી તેઓશ્રીએ સભાનું પ્રમુખપદ સ્વીકાર્યું હતું. તે વેલાના તેઓશ્રીના વ્યાખ્યાનનો અગત્યનો સાર નીચે આપવામાં આવ્યો છેઃ—**

**[ સંપાદકઃ શ્રી. માણિક્યવર્મા. ]**

### શ્રીઆદ્યશંકરાચાર્યજીનું મહત્કાર્ય અને તેઓશ્રીના ગ્રંથો.

શ્રીઆદ્યશંકરાચાર્ય ભગવાનનો પ્રાદુર્ભાવ કેરલ દેશના કાલ્ટી ગામમાં થયો હતો. તે સમયે બુદ્ધધર્મના તથા જૈનધર્મના પ્રાબલ્યથી વૈદિક કર્મમાર્ગ શિથિલ થયો હતો, ઉપાસકોના નાના પ્રકારના ઝગડા ચાલી રહ્યા હતા, અને સકામતંત્રાદિનું જોર વધી ગયું હતું. બાલ્યાવસ્થામાંજ વેદાદિશાસ્ત્રોનો અભ્યાસ પૂર્ણ કરી તેઓશ્રીએ સંન્યાસ ગ્રહણ કર્યો હતો. માત્ર ૩૨ વર્ષપર્યંત તેઓશ્રી આ પૃથ્વીઉપર વિરાજ્યા હતા. એટલા ટુંકા સમયમાં તેઓશ્રીએ અદ્‌ભુત કાર્ય કર્યું હતું. પ્રસ્થાનત્રય—શ્રીઉપનિષદો, શ્રીવેદાંતસૂત્રો, ( બ્રહ્મસૂત્રો ) અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—પરનાં તેઓશ્રીનાં અદ્‌ભુત ભાષ્યો એઓશ્રીની અદ્‌ભુત જ્ઞાનશક્તિની, અલૌકિક બુદ્ધિબલની, ને બ્રહ્મનિષ્ઠાની સાક્ષી આપે છે. ઈશાદિ દશ ઉપનિષદોપર તેઓશ્રીનાં ભાષ્યો છે. શ્વેતાશ્વતર નામના ૧૧મા ઉપનિષદ્‌પરના તેઓશ્રીના નામથી પ્રચલિત ભાષ્યવિષે વિદ્વાનોમાં મતભેદ છે. તે વાદગ્રસ્ત વિષય હોવાથી તેની તકરારમાં આપણે ન પડતાં તેઓશ્રીનાં દશ ઉપનિષદો ઉપર ભાષ્ય હોવાની વાત જે સર્વ સંમત છે તેજ આપણે તેઓશ્રીનાં રચેલાં છે એમ કહીશું. એ ભાષ્યો મનોહર ને અદ્વૈત બ્રહ્મમાં નિષ્ઠા ઉપજાવનારાં છે. ભગવદ્‌ગીતા ઉપર તેઓશ્રીનું સુંદર, ગંભીર ને પ્રૌઢ ભાષ્ય છે, અને વેદાંતસૂત્રો ઉપર પણ તેઓશ્રીનું શારીરકભાષ્ય નામનું પ્રૌઢ અર્થવાળું તથા પ્રમાણો ને યુક્તિથી ભરેલું અતિ અદ્‌ભુત ભાષ્ય છે. તેમાં પ્રતિપાદન કરેલા વિષયની ગહનતાથી એ ભાષ્યોમાં પંડિતોવિના બીજા સામાન્યજનોનો પ્રવેશ થઇ શકે એમ નથી, એટલે સામાન્ય મનુષ્યો ઉપર કૃપા કરીને તેઓશ્રીએ ઉપદેશસાહસ્રી, વિવેકચૂડામણિ, અપરોક્ષાનુભૂતિ ને શતશ્લોકી ઇત્યાદિ વેદાંતનું પ્રતિપાદન કરનારાં રત્નરૂપ ઘણા નાના ગ્રંથો ને સ્તોત્રો લખ્યાં છે. જેમાંનાં અષ્ટાદશરત્નોનું મૂલ સહિત ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થયેલું છે. બત્રીસ વર્ષ જેટલી નાની વયમાં પણ તેઓશ્રીએ જે અદ્‌ભુત સંખ્યાબંધ ગ્રંથો રચ્યા છે. તે રચવાનું કામ અન્ય સામાન્ય મનુષ્યથી નજ બને એટલું જ નહિ, પણ તે સમજવાનું કામ પણ સામાન્ય મનુષ્યને અત્યંત કઠિન છે. બત્રીસ વર્ષમાં—ખરેખરી રીતે સત્તર વર્ષમાં—તેઓશ્રીએ જે લખાણ કર્યું તે બત્રીસ વર્ષમાં કે સત્તર વર્ષમાં સામાન્ય માણસથી વાંચીને સમજાય એવું પણ નથી. તેઓશ્રીના ગ્રંથો એટલા બધા છે કે સર્વનાં નામ પણ ઘણા મનુષ્યોના જાણવામાં નહિ હોય. એઓશ્રીની મોટામાં મોટી ખૂબી એ છે કે એઓશ્રીએ

ભાષ્યોમાં પ્રસંગાનુસાર મુમુક્ષુઓને માટે પરમતનું અસારપણું જણાવવાનાં તે પરમતનાં મનુષ્યોના હૃદયને ભેદી નાંખે એવા કુશબ્દોનો પ્રયોગ કર્યો નથી, જ્યારે બીજા કેટલાક દુરાગ્રહી પંડિતો પોતાના લેખમાં પરમતનું ખંડન કરતી વેળા "शेषं कोपेन पूरयेत्" (દલીલો ખૂટે ત્યારે બાકીનું ક્રોધ કરવાવડે પૂરું કરે) એમ કરે છે. વાસ્તવિક રીતે વિચારીએ તો ધાર્મિક ગ્રંથોમાં જે અન્યના મતના ખંડનનો ભાગ જોવામાં આવે છે તે ખંડનને માટે નથી, પણ પોતાના વિધેયની સ્તુતિમાટે છે–સ્વમતના મંડનમાટે છે. ખંડનરૂપે ભાસતાં વચનોનું ખંડનમાં તાત્પર્ય નથી, પણ પોતાને કહેવાનો વિષય દૃઢ કરવામાટેજ છે. જો ખંડનનું ખંડનમાંજ તાત્પર્ય માનીએ તો એક પણ મત સિદ્ધ ન થાય; કેમકે પરસ્પર બધા મતનું ખંડન થઈ જાય. સિદ્ધ કરવાના વિષયને સમજાવવા યોગ્ય પ્રમાણો આપવાં, ને સુયુક્તિઓવડે તે વિષયનું સમર્થન કરવું એ યોગ્ય છે, પણ પરસ્પર ગાળાગાળીથી ઝગડા કરવા એ કોઈ પણ રીતે યોગ્ય નથી. સામાને અયોગ્ય શબ્દો કહેવાથી કંઈ સિદ્ધ કરવાની વાત સિદ્ધ થઈ જતી નથી, પણ તેથી ઊલટી કહેનારની નિર્બળતા ને હલકાઈ જણાઈ આવે છે. પૂર્વેના કાશી નરેશના જૂના દિવાન સીતારેહિંદ **શિવપ્રસાદજી**એ એક સ્થલે વાદમાં પ્રતિવાદીને માટે અયોગ્ય શબ્દોનો પ્રયોગ કરનાર એક પંડિતને માટે લખ્યું છે કે આજસુધી હું એમને વિદ્વાન્ જાણતો હતો, પણ હવે તો એ માલુમ છે કે કેમ એ વિષે મને શંકા ઉપજે છે! આચાર્ય ભગવાન્ તો એમજ કહે છે કે તમે સ્વસ્થ મને ન્યાયબુદ્ધિથી શાસ્ત્રીય લેખો જુઓ, ને પ્રમાણ તથા યુક્તિ તમને જ્યાં લઈ જાય ત્યાં તમે પ્રસન્નતાથી જાઓ.

આચાર્ય ભગવાન્નો સિદ્ધાંત "एकमेवाद्वितीयम्" આ બધું એક અદ્વિતીય બ્રહ્મસ્વરૂપજ છે—એ શ્રુતિમાં જે જણાવેલો છે તે છે. એઓશ્રીનો એ સિદ્ધાંત કેવલાદ્વૈત સિદ્ધાંત કહેવાય છે. એ સિદ્ધાંત તેઓશ્રીએ શ્રુતિ, યુક્તિ ને અનુભવથી સંપૂર્ણરીતે સિદ્ધ કરી બતાવ્યો છે, અને તેમ કરતાં તેમણે પ્રસંગોપાત્ત શ્રુતિયુક્તિથી પરમતનું આવશ્યક ખંડન કર્યું છે. આગળ કહી ગયા તે પ્રમાણે એ ખંડનનું તાત્પર્ય વિધેયની સ્તુતિમાટે છે. ભિન્નભિન્ન મતો ને તેનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો તેના તેના અધિકારીઓને માટે ઠીક છે. સૌ સૌની જગાએ સૌ સાચાં છે. ખંડન દુરાગ્રહીઓને માટે છે–અંધગોલાંગુલન્યાયે જે પોતાનો કક્કો ખરો કરવા માગે છે તેને માટે છે,–દુરાગ્રહવિનાના સત્ય સમજનારને માટે નથી. સુજ્ઞ મનુષ્ય તો ષટ્શાસ્ત્રોનો ને સર્વ વિચારો, મતો કે સિદ્ધાંતોનો સારગ્રાહી દૃષ્ટિએ સમન્વય કરી શકે છે.* પક્ષપાત મૂકી દઈ શાંતિથી વિચારીએ તો ચાર્વાક પણ પોતાની હદમાં સાચા છે. તેઓ દેહને આત્મા માને છે, ને આરંભમાં મનુષ્યનું લક્ષ દેહને આત્મા માનવાભણી જાય એ સ્વાભાવિક છે. તેઓ આગળ જતાં અનુભવવડે ઠોકર ખાઈ પોતાની મેળે સત્યમાર્ગભણી વળશે જે મનુષ્ય શાસ્ત્રાદિનો સમન્વય કરી શકે છે તેને અન્ય મતવાળા ઉપર દ્વેષ પ્રકટતો નથી. તે પોતાની શાંતિ જાળવી શકે છે. જૈનમત પણ કેટલીક સ્થૂલ વ્યાવહારિક બાબતો આપણે બાદ કરીએ તો વેદાંત-સિદ્ધાંતની લગભગ પાસે આવી જાય છે. દૃશ્ય પદાર્થને મિથ્યા જણાવનારો ક્ષણિકવિજ્ઞાનવાદ–બુદ્ધિને આત્મા માનનારો બૌધસિદ્ધાંત–પણ ઠીક છે, કેમકે તે દૃશ્યના વિરાગમાટે ઉપયોગી છે. કોઈપણ મત શ્રદ્ધાથી માનીને પછી જ્ઞાનમાટે જો પ્રયત્ન કરશે તો તે મનુષ્ય ક્રમે કરીને અધિકાર પ્રાપ્ત થતાં વાસ્તવિક સત્યને અવશ્ય પીછાણશે. વેદાંતસિદ્ધાંતમાં સાંખ્યનું અને યોગસિદ્ધાંતનું જે ખંડન જોવામાં આવે છે તે તે સિદ્ધાંતમાં સ્વીકારેલા યમનિયમાદિનું ખંડન નથી, પણ તે એ

---

* પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા-કૃત "ષટ્દર્શનની એકવાક્યતા" જુઓ.

રામ નહિ અબ કૃષ્ણ નહિ, નહિ શંકર આચાર્ય;
સદ્ગુરુ આયે જગતમેં, કરને ભક્તન કાર્ય. ૪
પાઉં પડો શિર રજ ચડો, દર્શન વારંવાર;
કરકે પાવન હોઈ કે, ઉતર જાઓ ભવ પાર. ૫
બહુત ભટકે જગતમેં, બહુત ભોગે દુઃખ;
અબી ભટકનાં છોડદો, સો ગુરુપદમેં સુખ. ૬

× × × ×

રામ આપ જુદા નહિ, આપ રામ સબ ઠામ;
ક્યા બાહિર ઢુંઢત ફિરો, આપહીં સુંદરશ્યામ. ૭
અપનેપર આશક બનો, અપનેસેં કુછ ઓર;
નહિ સુંદર યહુ જગતમેં, અન્ય છોડ દો દોર. ૮
કહેનીથી સો કહ દીઈ, ખુલ્લે ખુલ્લે બાત;
ચુપચાંપ રટને લગો, ફૂટેગી સબ ઘાત. ૯
મુર્દાકું કુછ હે નહિ, રાગ દ્વેષ ભય ક્લેશ;
જીતે મુર્દા હો રહો, તો આનંદ હમેશ. ૧૦

× × × ×

મસ્ત રહો મુશ્કેલીસેં, પાઈ સચ્ચિદાનંદ;
મુશ્કેલી ક્યા કર સકે? સુખદુઃખ સબ કુછ ફંદ. ૧૧

× × × ×

ફિરત ચક્ર શિર કાલકા, કર લો અચ્છા કામ;
રટત રહો પ્રભુ નામકું, ક્ષણહુ ન બિસરો રામ. ૧૨

× × × ×

લિખનેકી તો લિખ ગઈ, અબ ફિરનેકી નાંહી;
છૂટ ગઈ ગોલી પીછે, ક્યા રટતે ડર પાઇ? ૧૩
હોનીથી સો હો ગઈ, નેઇ હોનેકી નાંહી;
અબ ધોખા ક્યા કરત હો, પાનીથી સો પાઈ. ૧૪
હોનેવાલા હો ગયા, નહિ હોનેકા નાંહી;
ડરત ડરત ક્યા ફિરત હો, ચલના જો પલમાંહી. ૧૫

× × × ×

ઓ બ્હેરા! ઓ બ્હાવરા! સુન લે સચ્ચિ બાત;
પાયા હે નરદેહકું, નાવ મિલા ચલ જાત. ૧૬

× × × ×

ગોલા લગે ન તોપકા, વિદ્યુતસેં કુછ નો'ય;
રોગ દોગ અપમાનસેં, આત્માકું ક્યા હોય? ૧૭
ગુજર ગયે આયે પુનિ, અબ ન હમેશા કોઈ;
ક્યા ચિંતા અબ ઈશ્વરકી, હોના હોય સો હોયઃ ૧૮

હમ રહેતે બ્રહ્મલોકમેં, ફિરતે હે જગબીચ;
અબ હમકું ના લગ સકે, મૃગજલ-માયાકીચ. ૧૯
હમ જીતે નહિ મર ગયે, નહિ હમેરા કોઈ;
રામ હમેરા રૂપ હે, સગાં કુટુંબી સોઈ. ૨૦

× × × ×

રિદ્ધિ સિદ્ધિ ચાતુરી, સબ ગુડિયનકા* ખેલ;
કાટ બાસના સ્વરૂપમેં, સ્થિતિ સો સચ્ચા ખેલ. ૨૧
નિશાનબાજી સ્વરૂપકી, ચલી રહી સબ કાલ;
સબ વૃત્તિશર સ્વરૂપમેં, હોતે લીન નિહાલ. ૨૨
નાક કાન જિસ્કુ નહિ, આંખ ન જિસ્કી અંધ;
ઐસા હો કે આઇઓ, (તો) કટે જગતકા બંધ. ૨૩
સદ્‌ગુરુ ઐસા કહત હૈ, રહો ભજન-મશગુલ;
સ્તુતિનિંદાકું છોડ દો, પાઓગે નિજકુલ. ૨૪

× × × ×

ધોખા કિસ્કા કીજીએ, ઓર જ્ઞાન મતિ ઓર;
અપની અપની બુદ્ધિસેં, જીવ કરત હૈ દોર. ૨૫

× × × ×

જિસ્કે શિર મૃત્યુ ખડા, તિસ્કું ઘટે ન ભોગ;
સર્પમુખ મેડક પડા, ક્યા મચ્છરકા યોગ? ૨૬

× × × ×

કિસ જાગેં તુમ જાઓગે, નિશ્ચિત કર લો યાર;
ઠોર ઠિકાનાં બિન ચલે, જો નર હોત ગવાઁર. ૨૭
સચ્ચા સ્થલ અપના સ્વરૂપ, ભલા ન ઉસ્સેં ઓર;
ઐસા દૃઢ નિશ્ચય રખો, ઇસસેં લગાઓ દોર. ૨૮
અબ તુમ ચલનેકે લીયે, સદા રહો તૈયાર;
કાલ ઝપાટા કબ લગે ખબર ન ઉસ્કી યાર! ૨૯

× × × ×

---:૦:---

## एक खेदजनक अवसान

**[ કરાચીથી આપણા ગુરુબંધુ શ્રી. ટોકરશીભાઈ તરફથી મળેલું ]**

સખેદ જણાવવાનું કે કરાચીનિવાસી આપણા ગુરુબંધુ શ્રી. નરસીદાસ દેવકરણનું ફાગણ વદિ ૮ને ગુરુવારે અવસાન થયું છે. તેઓ શ્રીસદ્‌ગુરુદેવના અનન્ય ભક્ત હતા, પૂજ્યચરણ કૃપાનાથની યોગી મહાત્મા તરીકેની સુકીર્તિ કરાચીમાં સંભળાતાં તેઓ સ્વયં શ્રીખીલખા—આનંદાશ્રમમાં જઈ ત્યાં પ્રભુશ્રીની દીક્ષા લેવા સુભાગી થયા હતા. ત્યારબાદ શ્રીસદ્‌ગુરુદેવનાં દર્શનસત્-

---

* ઠીંગલાઠીંગલીનો ખેલ.

મેપાભાઈ મિસ્ત્રી-કંપાલા ( આફ્રિકા ), રૂ. ૧૫—૦—૦ શ્રી. દ્વારકાદાસ ખેતશી-કરાચી, રૂ. ૧૨—૪—૦ મુંબઈમાં ગત શ્રીદત્તજયંતીના દિવસે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું પૂજન થતાં ત્યાંના આનંદાશ્રમમુમુક્ષુમંડળતરફથી પૂજનભેટના—હા. શ્રી. શેઠ દામોદરદાસ માધવજીભાઈ, રૂ. ૧૬—૮—૩ ઉપરોક્તમંડળ તરફથી મકરસંક્રાંતિના દિવસની પૂજનભેટના, રૂ. ૨૧—૧૨—૦ ઉપરોક્તમંડળતરફથી ફાગણ સુદિ ૫ પારોત્સવના દિવસે પ્રભુશ્રીનું પૂજન થતાં ભેટના, હા. શ્રી. શેઠ દામોદરદાસ માધવજી જેસંગભાઈ-મુંબઈ. રૂ. ૨૫—૦—૦ હા. દામોદરદાસ નરસિંહદાસના પુણ્યાર્થે હા. શ્રી. ગોવિંદ ભાણજીને સાંથી. રૂ. ૬૧—૦—૦ શેઠ ધનજીશા અરદેશર મિસ્ત્રી-મુંબઈ. રૂ. ૨૫—૦—૦ શ્રી. હરિલાલ હરકીશનદાસ-મુંબઈ.

**મિષ્ટાન્નભોજન અને થાળ:**—આ માસમાં નીચેના ગુરુબંધુઓ આદિ તરફથી પૂજ્યપાદશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૧૬—૮—૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ-લગ્નપ્રસંગનિમિત્તે ભોજન. રૂ. ૧૩—૩—૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા. રૂ. ૨૩—૮—૧॥ શ્રી. શેઠ દામોદરદાસ માધવજી જેસંગભાઈ-મુંબઈ. રૂ. ૮—૧૦—૯ શ્રી. હરિદાસ ગોકુલદાસ ભાટીયા-મુંબઈ. રૂ. ૫—૪—૦ શ્રી. રતિલાલ પુરુષોત્તમ જોશી-સુરત ( ભોજન નિમિત્તે ).

ઉપરાંત નીચેના ગુરુબંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂ. ૨૫—૪—૦ મુંબઈનિવાસી ઠાકોર ગુણવંતસિંહજી જાલમસિંહ તરફથી આખા ચૈત્રમાસમાં નિત્યપ્રતિ એક મિષ્ટાન્ન થાળ, મિષ્ટ દૂધ તથા અખંડદીપક નિમિત્તે મળ્યા છે. રૂ. ૧—૪—૦ શ્રી. હિંમતલાલ વનમાળી ઓઝા-મુંબઈ. ૧—૪—૦ શ્રી. મનસુખલાલ દામોદર લખધારી-માંગરોળ. રૂ. ૧—૪—૦ શ્રી. જટાશંકર જગજીવન જૂનાગઢ. રૂ. ૨—૦—૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ ( બે થાળ ), રૂ. ૧—૪—૦ શ્રી. લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ. રૂ. ૨—૮—૦ શ્રી. શેઠ દામોદરદાસ માધવજીભાઈ-મુંબઈ ( ૨ થાળ ), રૂ. ૧—૪—૦ શ્રી. માવજી દેવશી-મોટાદેવળીયા. રૂ. ૧—૪—૦ શ્રી. સોમજી વાલજી-ખડીયા રૂ. ૨—૮—૦ શ્રી. રતનશી લલુભાઈ-ઉમરાળા ( બે થાળ). રૂ. ૧—૪—૦ ત્રિવેદી છોટાલાલ પ્રાણશંકર-ભાવનગર. રૂ. ૨—૮—૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા ( બે થાળ ). રૂ. ૨—૮—૦ શ્રી. શેઠ પ્રાણજીવનદાસ નરોત્તમદાસ-કાનાબેંગલોર ( બે થાળ ).

**અખંડદીપક:**—શ્રીદક્ષિણામૂર્તિ નાથભગવાનના મંદિરમાં અખંડદીપકમાટે નીચેના બંધુઓ તરફથી નીચેની રકમ મળી છે:—

રૂ. ૦—૮—૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ ભટ્ટ-પોરબંદર. રૂ. ૦—૫—૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા.

**જૂનાગઢમાં** શ્રી. પોપટલાલ તારાચંદ વકીલને ઘેર પૂજ્યપાદ કૃપાનાથનું ગત મહાશિવરાત્રિના દિવસે યથાવિધિ પૂજન ત્યાંના શિષ્યમંડળે એકત્ર થઈ કર્યું હતું.

**ગોધરામાં** ગત શ્રીગીતાજયંતી, શ્રીદત્તજયંતી, મકરસંક્રાંતિ, મહાશિવરાત્રિ તથા ફાગણ સુદિ ૫ પારોત્સવના મંગળદિવસે શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા આદિ ગુરુબંધુઓએ મળી પૂજ્યપાદ કૃપાનાથનું વિધિપૂર્વક પૂજનઅર્ચન કર્યું હતું.

ગત પારોત્સવના દિવસે ભટ્ટ જમનાદાસ પરમાણંદદાસ જેઓ ભજનપૂજનાદિ માટે



કેટલાક મહિનાથી આનંદાશ્રમમાં સાધક તરીકે રહ્યા હતા તેમણે પણ આ મંગલપ્રસંગનો લાભ લીધો હતો. તેઓ હાલ પોતાને વતન ગયા છે.

**શ્રીલીંબુડા આનંદાશ્રમઃ**—અહીંના આનંદાશ્રમમાં શ્રીરામનવમીના શુભદિવસે પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીમન્નાથભગવાનનું યથાવિધિ પૂજન સૌ ભાઇઓ તથા બ્હેનોએ મળીને કર્યું હતું. વચ્ચે શ્રીસદ્‌ગુરુ વિજયધ્વનિ ભાઇઓ બોલતા હતા, બ્રાહ્મણ ભાઇઓ રૂદ્રીનો પહેલો તથા બીજો અધ્યાય બોલ્યા હતા, તથા શ્રીદક્ષિણામૂર્તિ સ્તોત્ર સૌ બોલ્યા હતા. પૂજન થઇ રહ્યા બાદ રામાયણના બાલકાંડમાંથી ભગવાન્ શ્રીરામચંદ્રજીના જન્મપ્રસંગનું થોડું વાચન થયું હતું. ત્યારબાદ ભજનધૂન થયાં હતાં. બાદ સૌને પ્રસાદી તથા ચરણામૃત અપાયાં હતાં. આ શુભ પ્રસંગનો લાભ ૪૦ થી ૫૦ માણસોએ લીધો હતો.

ગત મહાશિવરાત્રિના દિવસે પણ ઉપરોક્તરીતે પૂજ્યપાદશ્રીનું યથાવિધિ પૂજન ત્યાંના સૌ ભાઇઓ તથા બ્હેનોએ મળી આ આનંદાશ્રમમાં કર્યું હતું.

## परचुरण भेट

આ માસમાં પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના દર્શનસત્સંગાર્થે આવેલા ગુરુબંધુઓ આદિ તરફથી તથા મનીઓર્ડરદ્વારા નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છેઃ—

રૂ. આ. પા.

૨-૫-૦ શ્રી. કરસનજી પ્રાણજીવન–વાંકાનેર

૨-૦-૦ શ્રીમાન્ દરબારશ્રી અમરાવાળાસાહેબ વાજસુરવાળા સાહેબ–બગસરા.

૭-૮-૩ ગત મહાશિવરાત્રિના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું પૂજન થતાં જૂનાગઢના સાધકબંધુઓ તરફથી પૂજનભેટના હા. શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ–જૂનાગઢ

૦-૨-૦ બ્હેન મયાકુંવર અંબારામ–બગસરા

૧-૦-૦ શ્રી. ભાઇશંકર ધનજી દવે. પોતાના ૭૬મા વર્ષપ્રવેશનિમિત્તે ભેટ. ભાવનગર.

૦-૬-૦ શ્રી. ભાઇશંકર ધનજી દવે. ,,

૦-૮-૦ ,, ગિરજાશંકર ભીમશંકર–મોણદડ.

૧-૦-૦ ,, રેવાશંકર નાથાભાઇ ઓઝા. ભાવનગર.

૪-૦-૦ પૂ. બ્ર. શ્રી આત્મપ્રકાશજી–મોણદડ.

૧-૦-૦ શ્રી. અંબાલાલ જેઠાલાલ વ્યાસ અમદાવાદ

૦-૪-૦ ,, ચંપકલાલ મૂળશંકર–મેંદરડા.

૦-૪-૦ ,, દયાશંકર પ્રાણજીવન ,,

૦-૧-૦ શ્રી. લખમણ નથુ રાજગર મેંદરડા

૧-૪-૦ ,, પોપટલાલ વાલજી જામનગર.

૫-૪-૦ ,, મથુરાદાસ શિવજી–ખંભાળીયા.

૨-૦-૦ ,, કૃપાશંકર પ્રભાશંકર આચાર્ય. મુન્સફ સાહેબ વીસાવદર.

૦-૮-૦ ,, જટાશંકર જગજીવન–જૂનાગઢ

૦-૨-૦ બ્હેન મણિબાઇ–બીલખા

૦-૬-૦ શ્રી. કાનસજીભાઇ ને તેમનું કુટુંબ. બીલખા

૧-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી–જૂનાગઢ

૦-૫-૦ ,, લાલજી ઝીણાભાઇ ,,

૧-૦-૦ ,, શેઠ જમશેદજી પેસ્તનજી, રૂા. પીરોજશાહભાઇ અને મંચેરશાભાઇ તરફથી.

૫-૦-૦ શ્રી. મંગળદાસ માધવલાલ–સાદરા.

૧-૫-૯ ,, અંબાલાલ તુલજારામ હસ્તે જંબુસરમાં મહાશિવરાત્રિના પૂજનભેટના ત્યાંના સાધકો તરફથી.

૫-૪-૦ શ્રી. સાધુ જીવણદાસ આણંદરામ બીલખા તેમના પિતાના ભંડારાના દિવસે પ્રભુશ્રીની પધરામણિની ભેટના.

૦-૧-૩ બ્હેન કસ્તુરબાઇ જયશંકર–બીલખા

૧-૦-૦ શ્રી. કિશોરચંદ ત્રિભુવન–મુંબઈ

રૂ.આ.પા.

૫–૦–૦ શ્રી. શેઠ રવજી દેવજી ગાંધી હા. શ્રી. છગનલાલ વાલજી–જામનગર

૦–૨–૦ બેન નર્મદા મકનજી–આંકડીયા

૦–૫–૩ શ્રી. હરિદાસ ગોકુલદાસ–મુંબઈ

૦–૧–૩ ,, ગિરજાશંકર પ્રભાશંકર

૦–૨–૦ બેન મણિબાઈ–ખીલખા

૦–૪–૦ શ્રી. કરશનજી પ્રાણજીવન–વાંકાનેર

૦–૩–૦ ચિ. લલિતપ્રસાદ અંબાશંકર જોશી આનંદાશ્રમ–ખીલખા

૦–૪–૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર–મેંદરડા

૦–૨–૦ ,, જગજીવન નિકમજી

૧–૮–૦ લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક કરાવનારા બંધુઓ તરફથી પૂજાપાના

૧–૨–૨ પરચુરણ

**ગોધરામાં** શ્રીગીતાજયંતીના દિવસે પૂજનભેટના નીચે પ્રમાણેઃ—

૧–૦–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા

૦–૨–૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ–ગોધરા

**ગોધરામાં** ગત શ્રી દત્તજયંતીના દિવસે પૂજનભેટ નીચે પ્રમાણેઃ—

૧–૦–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા.

૦–૮–૦ ,, કેશવલાલ માણેકલાલ ,,

૦–૧૦–૦ શ્રી. માણેકલાલભાઈનું અન્ય કુટુંબ.

૦–૨–૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ–ગોધરા

**ગોધરામાં** ગત મકરસંક્રાંતિના દિવસે પૂજનભેટ નીચે પ્રમાણેઃ—

૧–૦–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા.

૧–૦–૦ ,, કેશવલાલ માણેકલાલ ,,

૦–૮–૦ ,, માણેકલાલભાઈનું અન્ય કુટુંબ.

૦–૨–૦ ,, હરિશંકર રેવાશંકર–ગોધરા

૦–૨–૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ ,,

૦–૨–૦ ,, ગોરધનદાસ ભોગીલાલ ,,

**ગોધરામાં** ગત મહાશિવરાત્રિના દિવસે પૂજનભેટના નીચે પ્રમાણેઃ—

૧–૦–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા

૦–૮–૦ ,, કેશવલાલ માણેકલાલ ,,

૦–૧૩–૦ ,, માણેકલાલભાઈનું અન્ય કુટુંબ.

**ગોધરામાં** ગત ફાગણ સુદિ ૫ પૂજ્ય પ્રતિમાજીના પાટોત્સવનિમિત્તે પૂજનભેટનાઃ—

૧–૦–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા

૦–૮–૦ ,, કેશવલાલ માણેકલાલ ,,

૦–૧૪–૦ ,, માણેકલાલભાઈનું અન્ય કુટુંબ

---

કુલ રૂ. ૧૦–૧૫–૦ હા. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–ગોધરા.

—:૦:—

## श्रीदक्षिणामूर्तिनाथभगवान्‌नां पूज्यप्रतिमाजीना पाटोत्सवना दिवसे पूजनभेट

રૂ.આ.પા.

૧–૦–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી–જૂનાગઢ

૧–૦–૦ વકીલ પોપટલાલ તારાચંદ–જૂનાગઢ

૧–૦–૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે–ભાવનગર

૧–૦–૦ ,, જમનાદાસ પરમાણંદદાસ–પોરબંદર

૦–૪–૦ ,, પંડિત રઘુનંદન ઝા. આનંદાશ્રમ

૦–૪–૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ–જૂનાગઢ

૦–૮–૦ ,, પ્રેમજી કરસન જૂનાગઢ

૦–૮–૦ ,, હરિલાલ બહેચર–વીસાવદર

૦–૪–૦ ,, પૂ. બ્ર. શ્રી પ્રણવપ્રકાશજી–આનંદાશ્રમ

૦–૮–૦ શ્રી. પ્રેમજી રાઘવ–જૂનાગઢ

૦–૪–૦ ,, મેઘજી રૂડાભાઈ

૦–૫–૩ ,, દેવશંકર મોરારજી–માણીયાહાટીના

૧–૦–૦ પૂ. બ્ર. શ્રીઆત્મપ્રકાશજી–મોજીદડ

૧–૦–૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર–માંગરોળ

૦–૪–૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે–આનંદાશ્રમ

૧–૦–૦ બહેન સુખજીબા–ખીલખા

૦–૧–૦ ,, માનકુંવરબાઈ

૦–૮–૦ ,, કસ્તુરબાઈ જયશંકર–ખીલખા

| | |
|---|---|
| ૧—૦—૦ શ્રી. મેરારજી ઓધવજી—બીલખા | ૧—૦—૦ શ્રી. નરભેરામ ઓધવજી—બીલખા |
| ૦—૮—૦ ,, નરભેરામ ઓધવજી ,, | ૦—૪—૦ ,, માણેકલાલ હરિશંકર—વઢવાણ |
| ૦—૪—૦ બેન નાનબાઇ લક્ષ્મીરામ ,, | ૧—૦—૦ બેન દુધીબાઇ લાલજી—દહેણું |
| ૧—૪—૦ બેન પ્રાણકુંવર ચકુભાઈ—ગજોટ | ૦—૪—૦ શ્રી. વાસુદેવ લાલજી—જૂનાગઢ |
| ૧—૦—૦ ,, મણિબાઇ વલ્લભરામ—બીલખા | ૧—૦—૦ ,, હિંમતલાલ વનમાળી—મુંબઈ |
| ૦—૮—૦ શ્રી. કાનજી કરસનજી ,, | |
| ૦—૨—૦ બેન રૂડીબાઇ જુઠાભાઇ ,, | રૂા. ૧૯—૪—૦ |
| ૦—૮—૦ વકીલ મૂળશંકર કાનજીનાં ધર્મપત્નિ ,, | |

---

## લવાજમની પહોંચ

આ માસમાં નીચેના ગ્રાહકબંધુઓ તરફથી માસિકનાં લવાજમો મળ્યાં છેઃ—

શ્રી. અંબારામ હરકીશનદાસ—સુરત વર્ષ ૮—૯
,, વિઠ્ઠલદાસ ભીખાભાઈ—સુરત ,, ,, ,,
,, રણછોડદાસ મેઘજીભાઈ—મુંબઈ ,, ,, ,,
,, વિઠ્ઠલદાસ ગોરધનદાસ—મુંબઈ ,, ,, ,,
,, કેશવલાલ જોઠાભાઈ ,, ,, ,, ,,
,, દેવનંદ સુંદરજીભાઈ ,, ,, ,, ,,
,, પ્રભુભાઈ ભગવાનભાઈ ,, ,, ,, ,,
,, વાલજી બહેચરભાઈ ,, ,, ,, ,,
,, જીવણલાલ છોટાભાઈ—વડોદરા ,, ,, ,,
,, દેવજી માવજી સુતાર—જામનગર ,, ૯
,, જયશંકર પરમાણંદ—જામસલાયા ,, ,,
,, મફતલાલ ઇશ્વરદાસ—રીદરોલ ,, ,,
,, ગોપાળજી ડાહ્યાભાઈ—કોટડી ,, ૧૦
,, કાળાભાઈ માવજી લુહાર—પ્રાંઢા વર્ષ ૮—૯
,, રામજી જેઠાભાઈ ,, ,, ,,
,, નથુભાઈ નારણભાઈ—પ્રાંઢા ,, ,,
,, ભોગીલાલ હીરાલાલ પ્રાંતીજ ,, ૯
,, મહાશંકર અંબારામ—અમરેલી ,, ૯
,, વનમાલી કાશીરામ—ગોંડલ ,, ૯
,, નાનાલાલ વિશ્વનાથ—ઘોળા ,, ૯—૧૦
શ્રી. ભાઈશંકર ધનજી દવે—ભાવનગરવાળા હસ્તે નીચેનાં લવાજમો આવ્યાં છે.
શ્રી. માણેકલાલ હરગોવિંદ—ભાવનગર વર્ષ ૯
,, જીવનરામ મકનજી—ભાવનગર ,, ૯
શ્રી. દુર્લભજી વાઘજીભાઇ—ભાવનગર વર્ષ ૯
,, કપિલરાય ભાઈશંકર—ભાવનગર ,, ૯

× × ×

,, દેવશંકર મૂળજી આણંદપુર વર્ષ ૭—૮—૯
,, નથુભાઇ મવાભાઈ—મંગળપુર ,, ૯
,, કરુણાશંકર ગૌરીશંકર—જામકંડોરણા ,, ૧૦
,, મથુરાદાસ શિવજી—જામનગર વર્ષ ૯
,, જીવરાજ દુર્લભજી—ભાવનગર ,, ૧૦
,, અંબાશંકર ગોરધનભાઈ—બીલખા ,, ૯
૩—૦—૦ કરાચીના ગ્રાહકો તરફથી વર્ષ ૮ માના લવાજમના
૮—૦—૦ વર્ષ ૯ માના લવાજમના
હ. શ્રી. કૃષ્ણદાસ શ્યામજી—કરાચી
શ્રીમતી બહેન સુશીલા મોતીલાલ—રાજકોટ વર્ષ ૮—૯
શ્રી. સન્મુખલાલ એમ. જોગી—સુરત ,, ૮—૯
,, રામજીભાઈ માણેકચંદ—રાજકોટ ,, ૮—૯
શ્રી. જોઠાલાલ મંછારામ ઉમરેઠ ,, ૮—૯
બેન પ્રેમકુંવરબાઇ—મુંબઇ ,, ૮—૯
શ્રી. રામસિંહજી સારાભાઇ—વરતેજ ,, ૮—૯
વાઘેલા દેવિસિંહ કાળુભાઈ—સાણંદ ,, ૮—૯
શ્રીમતી બહેન કેશરબાઈ—મુંબઈ વર્ષ ૧૦
શ્રી. ભીમશંકર મહાશંકર—મોરબીઢ વર્ષ—૯
(બાકીનાં નામો હવે પછી)

---

## શ્રીમન્નાથપ્રભુનો આદેશ

જો આત્માનો ને અનાત્માનો વિવેક ન હોય તો ધન, વૈભવ ને સત્તા આદિ વ્યાવહારિક સુખનાં જે સાધન હોય તે ઊલટાં દુઃખજનક થાય છે, માટે ભૂમા (બ્રહ્મ) જે કેવલ સુખરૂપ છે તેની ઉપાસના કરો, તેનું જ્ઞાન મેળવો, ને તે રૂપ થઇ જાઓ. તમે તે રૂપે–બ્રહ્મરૂપે–છો તો ખરાજ, પણ તેવો અનુભવ તમને થતો નથી તો પુરુષાર્થે કરીને તેવો અનુભવ કરો.

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે-માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વ. બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું-પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઇ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

વર્ષ ૯ મું
વૈશાખ
અંક ૧૨ મો
સંવત્ ૧૯૮૭

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂા. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રી આનંદાશ્રમ

मनाधवियोपहतात्मसंविदः तन्मूलसंसारपरिश्रमातुराः ।
यदृच्छयेहोपसृताः स्वमाप्नुयुः सुखाश्रमोऽयं नथुरामशर्मणाम् ॥ १ ॥

પોતાના ખરા સ્વરૂપના માફિક છતાં ખરું લાગે એવા અજ્ઞાનવડે જેમને પોતાના ખરા સ્વરૂપની માફિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિ થયેલી છે તથા પોતાના ખરા સ્વરૂપની માફિક છતાં ખરી લાગે એવી વિસ્મૃતિજ જેનું મૂલ છે એવા આ સંસારના પરિશ્રમથી જેઓ દુઃખી થયેલાં છે તેઓ કદી અનાયાસ અહિં આવી ચડે તોપણ પાછા પોતાના સ્વરૂપસુખને પામી રહે એમ છે એવો આ આશ્રમ પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માજીનો આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



---

## લવાજમસંબંધી જરૂરીનોંધ

જે બંધુભક્તોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)**

### જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, ઠે. આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા. „

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો ઍન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
**માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

પઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૯ મું] સંવત્ ૧૯૯૭ વૈશાખ [ અંક ૧૨

## मुमुक्षुओने श्रीसद्गुरुना देशमां आववानुं निमंत्रण

પદ

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

સંતો! ચાલો ગુરુના દેશમાં રે, ત્યાં બારે માસ આનંદ; સંતો૦ ટેક.
અતિ રમણીય દેશ છે ગુરુતણો રે, જ્યાં શોકનું ન મળે નામ; સંતો૦
સુખ સુખ સુખ છે ત્યાં સર્વદા રે, છે તે અવિચળ આઠે જામ. સંતો૦ ૧
દેશ અક્રિય શાંત પ્રકાશ છે રે, શાંતિ શાશ્વતી ત્યાં ઉભરાય, સંતો૦
કામ ક્રોધ લોભાદિનો ડર નહિ રે, મદ મત્સર ભય ન જણાય. સંતો૦ ૨
અંધકાર અજ્ઞાન ત્યાં છે નહિ રે, ત્યાં અહોનિશ જ્ઞાનપ્રકાશ; સંતો૦
જનિ–મરણ–જરા–દુ:ખ ત્યાં નહિ રે, એહ દેશ સદા અવિનાશ. સંતો૦ ૩
ત્યાં અભાવ આધ્યાત્મિક દુઃખનો રે, આધિભૌતિક દુઃખ ન લેશ; સંતો૦
આધિદૈવિક દુઃખ પણ ત્યાં નહિ રે, એવો અનુપમ છે એ દેશ. સંતો૦ ૪

———:o:———

## શ્રીનાથવચનામૃત

### [ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમાત્માની કૃપાની ક્ષણિક આતુરતા ન રાખવી જોઈએ, પણ જીવનના પ્રત્યેક ક્ષણમાં તીવ્ર એવી આતુરતા રાખવી જોઈએ.

સુભાગ્યનો ઉદય શુભ પ્રયત્ન ચાલુ રાખવાથી થાય છે તે સ્મરણમાં રાખવું.

સદ્ગુરુના ને સત્શાસ્ત્રના ઉપદેશને પ્રેમપૂર્વક હૃદયમાં સુસ્થિર રાખવો, ને શ્રદ્ધા તથા દૃઢતાથી તેને આચારમાં મૂક્યા કરવો.

સ્થૂલ શરીરના જીવનમાટે જેમ અન્નાદિના આહારની અગત્ય છે તેમ આધ્યાત્મિક જીવનમાટે સત્સંગની ને સ્વધર્મપાલનની અગત્ય છે.

કમલ જેમ જલમાં રહ્યા છતાં લેપાતું નથી, તેમ સંસારમાં ને દેહમાં રહ્યા છતાં વિવેકી જીવે સંસારમાં ને દેહમાં લેપાવું નહિ જોઇએ.

સંસારના (વ્યાવહારિક) ઘરનેજ પોતાનું સાચું ઘર જાણી જીવે ત્યાંજ પોતાની વૃત્તિને ન અટકાવી રાખવી જોઇએ, પણ સંસારના ઘરને માત્ર માર્ગમાંના ઉતારો સમજી પોતાના સાચા ઘરભણી ચાલવાનો યોગ્ય પ્રયત્ન જીવે સતત આદરપૂર્વક રાખવો જોઇએ.

વૃત્તિ સ્વકર્તવ્યમાં જોઇએ તેવી સ્થિર રહેતી નથી તે ઠીક થતું નથી, માટે હવે વૃત્તિને વધારે સ્થિર, કર્તવ્યનિષ્ઠાવાળી ને ઉત્સાહી રાખશો.

ચિત્તસંશોધન ચાલુ રાખશો. નમ્રતા, શ્રદ્ધા, વિવેક ને ઉત્સાહમાં દિનપ્રતિદિન વધારો કરવા પ્રયત્ન સેવશો.

ધર્મ, વૈરાગ્ય, જ્ઞાન, ઐશ્વર્ય, શ્રી ને યશ એ છ ભગ કહેવાય છે. એ છ ભગ જેમનું અંતઃકરણ શુદ્ધ સત્ત્વગુણવાળું થયું હોય છે તેમના અંતઃકરણમાં સંપૂર્ણપણે પ્રકટે છે. તે તેમના સહવાસમાં અનુકૂલ બુદ્ધિથી આવનારને પોતાના બુદ્ધિબળ પ્રમાણે અવશ્ય પ્રતીત થાય છે.

આત્મસાક્ષાત્કારનાં શાસ્ત્રોક્ત શુભસાધનો ચાલુ રાખશો, અને પરમાત્માની અનન્યભક્તિ વધારતા રહેશો.

જ્ઞાનયુક્ત ભક્તિરસનો આસ્વાદ પણ શુભ પ્રયત્નથી સમય આવે પ્રાપ્ત થશે.

સાત્ત્વિકકર્મનું ફલ સમજવાળું સુખ છે, રાજસકર્મનું ફલ બહુ દુઃખવાળું થોડું સુખ છે, ને તામસકર્મનું ફલ અણસમજવાળું દુઃખ છે.

બિલ્વદલના પવિત્ર ઉત્તમ ગુણને લીધે તથા તેનાં એક સાથે રહેલાં ત્રણ પાનદાંવડે ત્રણ ગુણો અર્પણ કર્યાનું સૂચવાય છે, એટલામાટે શ્રીશંકરે ભક્તે અર્પણ કરેલા બીલીના પત્રને સ્વીકાર્યું છે.

શ્રીશંકરના બાણવડે તેમનું ચેતનસ્વરૂપ સૂચવાય છે. તેઓશ્રીનું મુખ તો માત્ર શોભા માટે ક્વચિત્ બાણ ઉપર ચઢાવવામાં આવે છે.

બ્રાહ્મણે નિત્ય શિવપૂજન કરવું, ને વિષ્ણુથી તેમનો અભેદ સમજવો. બળેવ જેવા નિમિત્તે વિષ્ણુનું પણ પૂજન કરવું. બીજી વેળાએ જો કોઇ બ્રાહ્મણની ઇચ્છા થાય તો શંકરની સાથે વિષ્ણુનું પણ તે પૂજન કરે.

પૂજા કરનારાઓની રૂચિના ભેદને લઈને તે બંનેનાં સ્વરૂપો શાસ્ત્રે ભિન્ન ભિન્ન પણ દેખાડ્યાં છે.

દ્વિજને કર્મકાલે સંધ્યામાં ગાયત્રીનો જપ મુખ્ય છે.

શિવનું નામ નહિ લેનારા વૈષ્ણવોએ વિષ્ણુને ને શૈવોએ શિવને પરમપ્રીતિથી ઉપાસવા જોઇએ; પણ અન્ય દેવની તેમણે નિંદા ન કરવી જોઇએ. શૈવોને મતે વિષ્ણુ શિવના પરમ ભક્ત છે, ને વૈષ્ણવોને મતે શિવ વિષ્ણુના પરમ ભક્ત છે. વસ્તુતાએ તો તે બંનેનો અભેદ છે.

બ્રાહ્મણોએ શંકરને મુખ્ય માનવા, ને તેમના અંશરૂપ સર્વ સાત્ત્વિક દેવોને પણ તેમણે માનવા. બ્રાહ્મણોને માટે શિવની ઉપાસના ને વૈશ્યોને માટે વિષ્ણુની ઉપાસના પ્રાચીન કાલમાં હશે એમ જણાય છે. (ક્રમશઃ)

———:o:———

## श्रीनाथमप्रणीत केटलांएक जीवनचरित्रो

(અનુસંધાન ગતાંકથી ચાલુ)

[૪]

### પૂજ્યચરણ શ્રીશંકરભગવાન્

પછી આચાર્યભગવાન્ પોતાના શિષ્યો સહિત ભટ્ટપાદને (કુમારિલભટ્ટને) મળવા ત્યાંથી વિદાય થઈ પ્રયાગ પધાર્યા. ત્યાં ત્રિવેણીમાં સ્નાન કરી ભટ્ટપાદને મળવા પધારતા હતા ત્યાં ભટ્ટપાદ ડાંગરનાં ફોતરાં સળગાવી તેમાં બળી મરે છે એવા સમાચાર સાંભળ્યા, તેથી તેઓશ્રી ઉતાવળે ત્યાં પધાર્યા ભટ્ટપાદને આચાર્યભગવાને પોતાનું શારીરકભાષ્ય બતાવ્યું, ને તેના ઉપર લોકહિતાર્થે તેમણે વાર્તિક કરવું એવી પોતાની ઇચ્છા તેમને પ્રદર્શિત કરી. ભટ્ટપાદે જણાવ્યું કેઃ—

"હવે હું આ શરીરનો ત્યાગ કરવાની તૈયારીમાં છું, તેથી મારાથી તે કાર્ય થવું અશક્ય છે આપ મારા પ્રસિદ્ધ શિષ્ય મંડનને આ કામ સોંપશો તો તે આ કામ સારી રીતે કરી શકશે અને આપ તારકમંત્રનો ઉપદેશ કરવાની કૃપા કરો, અને એક મુહૂર્ત આપ અહીં વિરાજો, તેટલામાં હું મારા આ ક્ષણભંગુર શરીરનો ત્યાગ કરી દઉં." પછી આચાર્ય ભગવાને તેમને તારકમંત્રનો ઉપદેશ કર્યો, અને ભટ્ટપાદે પોતાના સ્થૂલશરીરનો થોડા સમયમાં પરિત્યાગ કર્યો.

મંડનમિશ્રનો પરાજય કર્યા વિના તેને આ કામમાં જોડી શકાય નહિ, તેથી મંડનમિશ્રનો પરાજય કરવા આચાર્ય ભગવાન્ માહિષ્મતી નામની નગરી જ્યાં મંડનમિશ્ર રહેતા હતા ત્યાં પધાર્યા. બીજે દિવસે પ્રાતઃકાલનું નિત્યકર્મ કરી આચાર્યભગવાન્ મંડનમિશ્રને ઘેર પધારતા હતા ત્યાં માર્ગમાં મંડનમિશ્રની દાસીઓ જલ ભરવા જતી હતી તેમને મંડનમિશ્રનું ઘર ક્યાં આવ્યું, એમ પૂછાવતાં તે દાસીઓએ મંડનમિશ્રની પંડિતાઈને પરોક્ષપણે જણાવવા નીચે પ્રમાણે ઉત્તર કહેવરાવ્યુંઃ—

"વેદ સ્વતઃ પ્રમાણ છે કે પરત પ્રમાણ છે? પ્રાણીઓને ફલ આપનાર કર્મ છે કે ઈશ્વર છે? ને જગત્ નિત્ય છે કે અનિત્ય છે? ઈત્યાદિ શાસ્ત્રીય વિષયનાં

પ્રશ્નો ને ઉત્તરો જેમના 'ઘરના દ્વાર આગળ લટકાવેલા પાંજરામાં રહેલાં મેના ને પોપટ કરી રહ્યાં છે તે પંડિત મંડનમિશ્રનું ઘર છે એમ જાણો.''

દાસીઓએ બતાવેલે માર્ગે ચાલતાં ચાલતાં તેમણે બતાવેલા ચિહ્ન ઉપરથી મંડનમિશ્રનું ઘર ઓળખી તે ઘરમાં આચાર્ય ભગવાને પ્રવેશ કર્યો. તે દિવસે મંડનના પિતાનું શ્રાદ્ધ હોવાથી આ સંન્યાસીને અચાનક પોતાને ઘેર આવેલા જોઇને મંડનમિશ્રને ક્રોધ ઉપજ્યો, તેથી તેમણે આચાર્ય ભગવાનનો સત્કાર ન કર્યો પણ વ્યવહારપક્ષે કાંઈક તેમનું અપમાન થાય એવી પ્રવૃત્તિ કરી. પછી ત્યાં પધારેલા વ્યાસભગવાનના સમજાવવાથી મંડનમિશ્ર કાંઈક શાંત થયા, ને તેમનો સત્કાર કરી ભિક્ષાનું નિમંત્રણ કર્યું. આચાર્યભગવાને મંડનમિશ્રને કહ્યું કેઃ "હે મંડન! આ શરીરનું અન્નની ભિક્ષા લેવા માટે અહીં આવવું થયું નથી, પણ કર્મ અને જ્ઞાનમાં કોણ શ્રેષ્ઠ છે? તેનો શાસ્ત્રાર્થ કરી નિર્ણય કરવા માટેની વાદ-ભિક્ષા લેવા માટે અહીં આગમન થયું છે માટે તમારે પ્રસન્નમને તે ભિક્ષા આપવી. જો તમારો કર્મમત શ્રેષ્ઠ ઠરે તો મારે તમારા શિષ્ય થઈ તે મત અંગીકાર કરવો ને જો મારો જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ ઠરે તો તમારે મારા શિષ્ય થઇ તેનો સ્વીકાર કરવો.''

મંડનમિશ્ર આ વચનો સાંભળી પ્રસન્ન થયા, ને કહ્યું:—"હે સ્વામિન્! હું તે વિષેનો શાસ્ત્રાર્થ કરવા પ્રસન્નમને તૈયાર છું. મારા મનમાં ઘણા દિવસ થયાં એવી ઇચ્છા હતી કે મારો કોઇ સમર્થ પંડિતની સાથે શાસ્ત્રાર્થ થાય તો ઠીક, કે જેથી પંડિતોને મારો બુદ્ધિવિભવ જોવાની તક મળે. આજ મારી તે ઇચ્છા પાર પાડવાનો સમય આવેલો જોઇ હું સંતોષ પામું છું. હું ઇશ્વરને નહિ માનનારો પૂર્વમીમાંસક છું. તમે જ્યાંસુધી મારું ભાષણ સાંભળ્યું નથી ત્યાંસુધી તમે મારી સાથે શાસ્ત્રાર્થ કરવાની માગણી કરો છો, પણ તમે જ્યારે મારું ભાષણ સાંભળશો ત્યારે તમે પોતાની મેળેજ શાસ્ત્રાર્થ કરવાથી નિવૃત્ત થશો.''

પછી બંનેની સંમતિથી બીજે દિવસે શાસ્ત્રાર્થનો પ્રારંભ કરવાનું નક્કી થયું, ને મંડનમિશ્રનાં ધર્મપત્ની સરસ્વતીને બંનેના શાસ્ત્રાર્થનું તોલન કરી ન્યાય કરવાનું કામ સોંપવામાં આવ્યું, પછી આચાર્યભગવાને મંડનના આગ્રહથી તેમને ઘેર તે દિવસે ભિક્ષા કરી.

બીજે દિવસે પ્રાતઃકાલનું નિત્યકર્મ થઈ ગયા પછી મંડનમિશ્રના ઘરના વિશાલ ભાગમાં શાસ્ત્રાર્થનો પ્રારંભ થયો. પ્રથમ બંનેએ ક્રમપૂર્વક નીચે પ્રમાણે પ્રતિજ્ઞા કરી:—

પ્રથમ શ્રીશંકરે કહ્યું:—"એકજ અદ્વિતીય બ્રહ્મ સત્ય છે, એવો જ્ઞાનમાર્ગ શ્રુતિઓને આધારે મારા તરફથી પ્રસિદ્ધ કરી બતાવવામાં આવશે, તથા કર્મથી મોક્ષ નથી, પણ જ્ઞાનથીજ મોક્ષ છે એવું પણ સિદ્ધ કરી બતાવવામાં આવશે. એ સિદ્ધાંત જો મારાથી સિદ્ધ ન કરી બતાવાય તો મારો પરાજય માની, હું આ ભગવાં વસ્ત્રોનો ત્યાગ કરી, તમારો શિષ્ય થઈ, ધોળાંવસ્ત્રો પહેરી, ગૃહસ્થાશ્રમને અનુસરીશ. આ શાસ્ત્રાર્થમાં કોનો જય કે કોનો પરાજય થયો તેનો નિર્ણય કરવાનું કામ તમારાં પત્ની સરસ્વતી કરે તેમાં મને વાંધો નથી.''

પછી મંડનમિશ્રે કહ્યું:—"વેદનો કર્મકાંડરૂપ ભાગજ સત્ય છે, ને જ્ઞાનકાંડનો

ભાગ અર્થવાદરૂપ છે એમ હું શ્રુતિ આદિનાં પ્રમાણો બતાવી સિદ્ધ કરી દેખાડીશ. જો આ શાસ્ત્રાર્થમાં મારો પરાજય થશે તો હું ગૃહસ્થાશ્રમનો પરિત્યાગ કરી, તમારો શિષ્ય થઈ, ભગવાં વસ્ત્રો ધારણ કરી, સંન્યાસી થઈશ. જયપરાજયનો નિર્ણય કરવાનું કામ મારી સ્ત્રી સરસ્વતી કરે એ વાતનો મને સ્વીકાર છે."

ભરતખંડના બે મહાસમર્થ વિદ્વાનોના શાસ્ત્રાર્થનો નિર્ણય કરવા જે સ્ત્રીને નીમવામાં આવી તે સ્ત્રીની યોગ્યતા કેવી હોવી જોઈએ !

પછી સરસ્વતીએ મધ્યસ્થ રહી ન્યાય આપવાનો સ્વીકાર કર્યો, એટલે શાસ્ત્રાર્થનો પ્રારંભ થયો. સરસ્વતીએ પરિણામનો વિચાર કરી બંનેના કંઠમાં પુષ્પની મંત્રેલી માલા પહેરાવીને કહ્યું કે:— "મારે ઘરના કામની દેખરેખ રાખવામાં વધારે સમય ગાળવો પડે છે, તેથી હું તમારા બંનેનો પૂરો શાસ્ત્રાર્થ સાંભળવા અહીં બેસી શકીશ નહિ. આ પુષ્પની માલાઓ મંત્રીને મેં તમારા કંઠમાં પહેરાવી છે. તેમાંથી જેમના કંઠની પુષ્પમાલા સૂકાય તેમણે પોતાનો પરાજય થયો એમ સમજવું." આમ કહી તે પોતાના ઘરમાં કામકાજની દેખરેખ રાખવા ગયાં.

મંડનમિશ્રે કર્મમાર્ગનું મંડન કરવા માંડ્યું ને જ્ઞાનમાર્ગનું ખંડન કરવા માંડ્યું. આચાર્યભગવાન્ જ્ઞાનમાર્ગનું મંડન ને કર્મમાર્ગનું ગૌણપણું વર્ણવવા લાગ્યા. પ્રત્યેક દિવસે મધ્યાહ્ન પછી સરસ્વતી મંડનમિશ્રને ભોજનમાટે પધારવાની ને શ્રીશંકરને ભિક્ષામાટે પધારવાની વિનતિ કરતાં. પૂર્વપક્ષની સ્ત્રીને મધ્યસ્થનું સ્થાન આપવામાં, ને તેને ઘેરજ ભિક્ષા કરવાનો સ્વીકાર કરવામાં, શ્રીશંકરે પોતાના હૃદયનું કેટલું બધું ઔદાર્ય ને નિર્ભયતા જણાવ્યાં છે તે વાંચનારે વિચારવાનું છે. ભોજન ને ભિક્ષા થઈ ગયા પછી પુનઃ શાસ્ત્રાર્થ ચાલુ થતો. બંને પરસ્પરનું કહેલું ધ્યાનપૂર્વક સાંભળતા હતા, ક્રોધને વશ થતા ન હોતા, વિલંબ કે વિચાર કર્યા વિના તુરત યોગ્ય ઉત્તર આપતા હતા, મુંઝાતા નહોતા, ને ભય કે ખેદને વશ થતા ન હોતા.

આવી રીતે કેટલાક દિવસોસુધી શાસ્ત્રાર્થ ચાલ્યો, કોનો જય થશે, ને કોનો પરાજય થશે, એ વાત સાંભળનારાઓના અનુમાનમાં આવી શકી નહિ. અંતે શાસ્ત્રના સૂક્ષ્મ વિષયો ઉપર પ્રશ્નોત્તર ચાલવા લાગ્યાં, ને શ્રીશંકરે શ્રુતિઓ ને યુક્તિઓથી કર્મમાર્ગના કરતાં જ્ઞાનમાર્ગનું શ્રેષ્ઠપણું સિદ્ધ કરી મંડનમિશ્રને નિરુત્તર કર્યા. મંડનમિશ્રના કંઠમાંની પુષ્પમાલા સૂકાઈ ગઈ. સરસ્વતીએ મંડનમિશ્રનો પરાજય ને શ્રીશંકરનો જય થયેલો જાણી, તથા મંડનમિશ્રને વાણીવડે સંન્યાસી થઈ ગયાનું માની, બંનેને ભિક્ષામાટે પધારવાની વિનતિ કરી. પછી બંનેએ ભિક્ષા કરી.

મંડનમિશ્રને નિરુત્તર કર્યા છતાં ઘણા સમયથી માનેલી પૂર્વમીમાંસાની સત્યતા તેમના હૃદયમાંથી દૂર ન થવાથી તેમણે આચાર્ય ભગવાનને કહ્યું:—"મારો પરાજય થવાથી મને લેશ પણ ખેદ થતો નથી, પણ શ્રીજૈમિનિના મતનું ખંડન થયું, તેથી મને બહુ ખેદ થાય છે. ત્રિકાલદર્શી શ્રીજૈમિનિનો અભિપ્રાય અસત્ય ન હોવો જોઈએ એમ હજી મને પ્રતીત થાય છે." આચાર્યભગવાને તેના મનનું સમાધાન કરવા કહ્યું:—"હે વિદ્વન્! શ્રીજૈમિનિનો અભિપ્રાય અસત્ય નથી તેમણે જે કહ્યું છે તે સત્ય કહ્યું છે. તમે તેમનો અભિપ્રાય સમજી શક્યા

નથી." આવી રીતે કહી પૂર્વમીમાંસાનાં કેટલાંક સૂત્રોનો અભિપ્રાય આચાર્યભગવાને તેમને કહી દેખાડ્યો, તોપણ મંડનમિશ્રના મનનું જોઇએ તેવું સમાધાન થયું નહિ, તેથી તેમણે શ્રીજૈમિનિનું સ્મરણ કર્યું. તે સ્મરણવડે શ્રીજૈમિનિ ત્યાં પ્રકટ થયા, ને તેમણે મંડનમિશ્રને કહ્યું:-"હે વત્સ! દુરાગ્રહ રાખવાનું કાંઈ કારણ નથી. શ્રીશંકરે મારા રચેલા સૂત્રોનો જે મુખ્ય અભિપ્રાય તમને કહી દેખાડ્યો તેજ મારો અભિપ્રાય છે. મારા સદ્‌ગુરુ વ્યાસભગવાન્‌થી મારો અભિપ્રાય ભિન્ન કેમ હોઇ શકે? નિષ્કામકર્મવડે ચિત્તશુદ્ધિ થાય છે એ મારો અભિપ્રાય છે. શ્રીશંકર મહેશ્વરનો અવતાર છે. સત્યયુગમાં શ્રીકપિલ, ત્રેતાયુગમાં શ્રીદત્તાત્રેય ને દ્વાપરમાં વ્યાસભગવાન્ જેવા જ્ઞાની થયા તેવાજ જ્ઞાની કલિયુગમાં આ શ્રીશંકર છે; તેથી તેમના અભિપ્રાયને અનુસરીને તમે આ ભવસાગર તરી જાઓ." એમ કહી શ્રીજૈમિનિ અંતર્ધાન થયા. પશ્ચાત્ મંડનમિશ્રે આચાર્યભગવાનને માનપૂર્વક કહ્યું:-"પ્રભો! આપ મુમુક્ષુઓનો ઉદ્ધાર કરવા પ્રકટ્યા છો. આપનું વાસ્તવિક સ્વરૂપ ઓળખ્યાવિના મારાથી અજ્ઞાનને લીધે આપનાપ્રતિ જે અવિનય કરાયો હોય તેની હું નમ્રભાવે ક્ષમા યાચું છું. આપના દર્શનથી હું કૃતાર્થ થયો છું. હું મારા માનેલા સર્વ પ્રાણિપદાર્થોનો પરિત્યાગ કરી આપશ્રીને શરણે આવ્યો છું, મારા અંતઃકરણના સર્વ સંશયો દૂર થઇ ગયા છે. હવે હું આપશ્રીની સર્વ આજ્ઞાઓને શિરોધાર્ય ગણી અક્ષરશઃ તેજ પ્રમાણે વર્તવાને શુદ્ધભાવથી તત્પર છું."

પછી આચાર્યભગવાનની મંડનમિશ્રને સંન્યાસ આપવાની ઇચ્છા જાણી મંડનમિશ્રનાં પત્ની સરસ્વતીએ આચાર્યભગવાનને કહ્યું કે:—

"સ્ત્રી એ પુરુષનું અર્ધું અંગ ગણાય છે, માટે આપે જ્યાંસુધી શાસ્ત્રાર્થમાં મારો પરાજય કર્યો નથી, ત્યાંસુધી મારા પતિનો આપે પૂરો પરાજય કર્યો ગણાય નહિ, તેથી આપે મારી સાથે શાસ્ત્રાર્થ કરી મારો પણ પરાજય કરવો જોઈએ." સરસ્વતીનાં એવાં વચનો સાંભળી આચાર્યભગવાને તેમને કહ્યું:— "સંન્યાસીએ કોઈ પણ સ્ત્રીની સાથે શાસ્ત્રાર્થ કરવો યોગ્ય ગણાય નહિ, તેથી તમારી સાથે શાસ્ત્રાર્થ કરી શકાય નહિ." તેના ઉત્તરમાં સરસ્વતીએ કહ્યું કે:— "આપ જ્ઞાની છો. પૂર્વે જ્ઞાની યાજ્ઞવલ્ક્યે ગાર્ગીની સાથે અને રાજર્ષિ જ્ઞાની જનકે સુલભાની સાથે શાસ્ત્રાર્થ કરેલો છે. આપ પણ જ્ઞાની છો, તથા આપને મારા મતનું ખંડન કરવું પડશે, માટે આપે મારી સાથે અવશ્ય શાસ્ત્રાર્થ કરવો જોઇએ." સરસ્વતીનો આવો અસાધારણ આગ્રહ જોઈ આચાર્યભગવાને તેમની સાથે શાસ્ત્રાર્થ કરવાનો સ્વીકાર કર્યો. પછી શાસ્ત્રાર્થ પ્રારંભાયો. આ શાસ્ત્રાર્થ કેટલાક દિવસો સુધી ચાલ્યો. અંતે સરસ્વતીનો પણ પરાજય થયો.

પછી મંડનમિશ્રે આચાર્યભગવાનની પ્રેમપૂર્વક સ્તુતિ કરી તેઓશ્રીની પાસે આદરપૂર્વક પ્રસન્નમને પ્રૈષોચ્ચારપૂર્વક સંન્યાસ ગ્રહણ કર્યો. આચાર્યભગવાને તેમને સંન્યાસ આપતી વેલા તત્ત્વમસિ એ મહાવાકયનો ઉપદેશ કરી તેનો અર્થ પ્રમાણ ને યુક્તિથી વિચારપૂર્વક સમજાવ્યો.

પછી તેમને કહ્યું:— "સુખને માટે રાતદિવસ જે જે કર્મો કરવામાં આવે

છે તે તે કર્મોથી મનુષ્યને કાંઈપણ વાસ્તવિક સુખ પ્રાપ્ત નહિ થતાં ઉલટું દુઃખજ પ્રાપ્ત થાય છે. સુખરૂપ આત્મસ્વરૂપના સાક્ષાત્કાર વિના મનુષ્યને સુખની પ્રાપ્તિ થતી નથી. મનુષ્યને આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર દૃઢ વૈરાગ્યાદિ સાધનોથી ને પોતાના સદ્ગુરુની સેવાથી થાય છે. પવિત્ર ને એકાગ્ર અંતઃકરણવાળા ઉત્તમ અધિકારી મનુષ્યને સદ્ગુરુ એકવારજ બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કરે તોપણ તેને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, પણ મંદ ને મધ્યમ અધિકારવાળા મનુષ્યને પોતાના સદ્ગુરુના ચરણકમલનું સેવન કરતાં કરતાં ધીમે ધીમે આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. પ્રણવનો વિધિપૂર્વક જપ કરવાથી, શાસ્ત્રે કહેલાં નિષ્કામ કર્મો કરવાથી, અને પોતાના સદ્ગુરુની આદરપૂર્વક સેવા કરવાથી અંતઃકરણના દોષો દૂર થાય ત્યારે સદ્ગુરુએ ઉપદેશ કરેલા આત્માથી અભિન્ન બ્રહ્મનું સ્વરૂપ ધારણ કરવા તેમનું અંતઃકરણ સમર્થ થાય છે. શિષ્યે સર્વદા પોતાના સદ્ગુરુના ધ્યાનમાંજ પોતાનું અંતઃકરણ રાખવું જોઇએ. પોતાના સદ્ગુરુના વચનમાં અડગ શ્રદ્ધા જોઇએ. સદ્ગુરુની યોગ્ય કૃપાથી ન બને એવું આ જગતમાં કાંઇ છેજ નહિ. પોતાના સદ્ગુરુની આજ્ઞા પાળવામાં શિષ્યે પોતાના અંતઃકરણમાં હર્ષ ને ઉત્સાહ રાખવો જોઇએ. જો કોઈ દેવનો મનુષ્યપર કોપ થાય તો સદ્ગુરુ તે મનુષ્યનું રક્ષણ કરી શકે છે, પણ સદ્ગુરુનો કોઈ કારણથી કોપ થાય તો તે મનુષ્યનું કોઇપણ દેવ રક્ષણ કરી શકતા નથી, માટે પોતાના સદ્ગુરુ અપ્રસન્ન થાય એમ શિષ્યે વર્તવું નહિ. કરવાયોગ્ય ને નહિ કરવાયોગ્યનો ઉપદેશ સદ્ગુરુજ કરે છે, માટે ઇષ્ટની પ્રાપ્તિ ને અનિષ્ટની નિવૃત્તિ સદ્ગુરુથીજ થાય છે એમ વિદ્વાનો કહે છે. સદ્ગુરુની કૃપા વિના અજ્ઞાની મનુષ્ય મન ને વાણી આદિ ઇંદ્રિયોના અવિષયરૂપ બ્રહ્મને શી રીતે જાણી શકે ? સર્વાત્મભાવને પામેલા સદ્ગુરુ પ્રસન્ન થાય તો સર્વ દેવો અનાયાસે પ્રસન્ન થાય છે, ને જો તેવા સદ્ગુરુ કોઈ કારણથી કોઇના ઉપર અપ્રસન્ન થાય તો તેના ઉપર સર્વ દેવો અપ્રસન્ન થાય છે, માટે પોતાના સદ્ગુરુને પ્રસન્ન કરવા સુશિષ્યે સર્વદા પ્રયત્નશીલ રહેવું જોઇએ."

શ્રીસદ્ગુરુનું માહાત્મ્ય સમજાતાં આનંદમિશ્ર બહુ દીનભાવે આચાર્ય ભગવાન્‌ના ચરણકમલમાં પડ્યા. તેમને સુરેશ્વર એવું યોગપટ્ટ (નામ) પ્રાપ્ત થયું, ને આચાર્ય ભગવાનના મુખ્ય શિષ્યોમાં તેમની ગણના થઇ. પછી આચાર્ય ભગવાન્ ભરતખંડમાં જનસમૂહનું અકલ્યાણ કરનારી સ્થિતિએ પહોંચેલા મતોનું અપકારકપણું પ્રતિપાદન કરતા કરતા, મુમુક્ષુજનોને સદ્બોધામૃતનું ઉત્સાહપૂર્વક ઉદારપણે પાન કરાવતા કરાવતા, મલદોષવાળા મનુષ્યોને નિષ્કામકર્મનો ને વિક્ષેપદોષવાળા મનુષ્યોને નિર્દોષ ઉપાસનાનો બોધ આપતા આપતા, સર્વ પ્રાણીઓને પોતાના દર્શનવડે પવિત્ર તથા સુખી કરી તેમનાં નેત્રો સફલ કરતા કરતા, ને જનસમૂહમાં અદ્વૈતસિદ્ધાંતનો પ્રસાર કરતા કરતા, દક્ષિણ દેશમાં રહેલા શ્રીશૈલપર્વત ઉપર પધાર્યા. ત્યાં પાતાલગંગાનામની પવિત્ર નદીમાં સ્નાન કરી, તથા શ્રીમલ્લિકાર્જુનની પૂજા કરી, કેટલોક સમય વિરાજ્યા; ને પોતાના યોગ્ય શિષ્યોને શારીરકભાષ્યાદિ ગ્રંથો ભણાવ્યા. (ક્રમશઃ)

---:o:---

# શ્રીશંકરજયન્તી મહોત્સવ

## (ગતાંકથી ચાલુ)

### શ્રીશંકરજયંતી ઊજવી સાચી ક્યારે કહેવાય?

જેમણે આપણે માટે એવો મહાભારત પ્રયત્ન કરીને ભારતવર્ષમાં અદ્વૈતવાદનો પુનરુદ્ધાર કર્યો તેઓશ્રીની જયંતી ઊજવવી એ આપણું ધાર્મિક કર્તવ્ય છે, પણ તે જયંતી ઊજવી સાચી ત્યારેજ કહેવાય કે જ્યારે આપણે તેઓશ્રીના સિદ્ધાન્તને યથાયોગ્ય રીતે સ્વીકારીએ, ને તેમના ગ્રંથોનું વાચન–મનન કરીએ. વધારે નહિ તો આવતા વૈશાખસુદિ ૪ સુધીમાં તેઓશ્રીનો એક નાનો લેખ–અપરોક્ષાનુભૂતિ, વિવેકચૂડામણિ કે અન્ય કોઇપણ–જેમણે તે ન વિચાર્યો હોય તેઓ વાંચે-વિચારે તોજ તેઓશ્રીની જયંતી ઊજવી સાર્થક ગણાય. બાકી વર્ષ દહાડે એકવાર તેઓશ્રીની જયંતીવેલા મળીએ ને બે શબ્દો બોલીને ચાલ્યા જઇએ તો તેથી શો સ્થાયી લાભ છે? તમારામાંથી જે સમર્થ વિદ્વાનો હોય તે શારીરકભાષ્ય વાંચે, અથવા ગીતાભાષ્ય કે ઉપનિષદ્‌ભાષ્ય વાંચે તો ઘણી સારી વાત છે. બુદ્ધિમાન્ અને વિદ્વાન્ પુરુષોએ તો એમજ કરવું જોઇએ, ને બ્રહ્મ-વિચારવડે **"एकमेवाद्वितीयं ब्रह्म"** આ સર્વ એક અદ્વિતીય બ્રહ્મરૂપજ છે–એ આચાર્ય ભગવાનના સિદ્ધાંતને હૃદયસ્થ કરી લેવો જોઇએ. બાહ્યદષ્ટિએ ભેદ પ્રતીત થાય છે, છતાં શાસ્ત્રદષ્ટિએ તે સાચો નથી. શ્રુતિ, સ્મૃતિ, યુક્તિ ને વિદ્વાનોના અનુભવ પ્રમાણે અભેદજ સત્ય છે. બાહ્યદષ્ટિએ પ્રાણિપદાર્થોનાં નામરૂપ ભિન્ન ભિન્ન જણાય છે તે વ્યવહારપક્ષે ભલે ઠીક હોય, પણ તે સર્વમાં સચ્ચિદાનંદરૂપે વ્યાપીને રહેલું ચેતન ભિન્ન નથી, એકજ છે. પદાર્થ માત્રમાં પાંચ અંશ જણાય છે. સત્, ચિત્, આનંદ, નામ અને રૂપ. તેમાં પહેલા ત્રણ અંશ એટલે સત્, ચિત્ ને આનંદ એ સાચા છે, ને બાકીના બે અંશ એટલે નામ ને રૂપ પરમાર્થની દષ્ટિએ મિથ્યા છે. પ્રત્યેક વસ્તુમાં જે છે એવો અંશ છે તે સત્ અંશ છે; પ્રત્યેક વસ્તુ ભાસે છે, એટલે જ્ઞાનનો વિષય થાય છે તે તેમાં રહેલા ચિત્ અંશને લઇને છે; અને પ્રત્યેક વસ્તુ પ્રથમની દષ્ટિએ પ્રિય જણાય છે, તે તેના પ્રિય અંશને લઇને છે. કોઈ કહે કે સર્પ ને વ્યાઘ્ર ઇત્યાદિ ઝેરી ને હિંસક પ્રાણીઓ ક્યાં પ્રિય જણાય છે? તેને જોતાંજ મનુષ્યને ભય કે દ્વેષ ઉપજે છે, તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે પ્રથમની દષ્ટિએ इदं રૂપે–આ એવા સામાન્ય જ્ઞાનની વેલાએ–પ્રત્યેક પ્રાણિપદાર્થ પ્રિયજ જણાય છે; પણ પછી તત્કાલ બીજી વ્યાવહારિક વૃત્તિ ઊઠે છે ત્યારે તે મનુષ્યના મનમાં ભય કે દ્વેષ ઉપજે છે. એ બે વૃત્તિઓ ક્રમે કરીને ઊઠે છે એ વાત નિશ્ચિત છે. જેમ નાગરવેલનાં સો પાન ક્રમે કરીને એક ઉપર એક એમ ગોઠવીને રાખ્યાં હોય, પછી તેના ઉપર મોચીની આર એકદમ મારવામાં આવે તો તે પાન એક સાથે વિંધાઇ ગયાં એમ લાગે પણ જો સૂક્ષ્મદષ્ટિએ વિચારીએ તો તે પાન ક્રમે કરીને વિંધાયાં છે, એક સાથે વિંધાયાં નથી. તે પાનોમાં ક્રમે કરીને આર પેઠી છે. આ પ્રમાણે પ્રત્યેક પદાર્થના આ કંઇક છે એવા સામાન્ય જ્ઞાનકાળે તેમાં પ્રિયતાનુંજ ભાન થાય છે, અને પછી તેના વિશેષ જ્ઞાનકાળે વ્યાવહારિક અનુભવના સંસ્કાર જાગતાં જોનારને ભયદ્વેષાદિકની બીજી વૃત્તિ ઉઠે છે. જો સર્પ, સિંહ ને વ્યાઘ્રાદિક સર્વથા અપ્રિય હોય તો સર્વદાજ તે અપ્રિય લાગવાં જોઇએ, પણ તેમ બનતું નથી. જો કોઇ કારણથી ભયનું કારણ નિવૃત્ત થાય તો તે સર્પ વ્યાઘ્રાદિ પણ પ્રિય–આનંદરૂપ–લાગે છે. વાદીપાસેના સર્પને જોઇને મનુષ્યોને આનંદ થાય છે. સિંહવાઘને જો પિંજરામાં પૂર્યા હોય તો મનુષ્યો તેને જોવા જાય છે, ને આનંદ મેળવે છે. સરકસમાં સિંહના ખેલ જોઇને પણ મનુષ્યો આનંદ પ્રાપ્ત કરે છે. આ બધું શાથી થાય છે? તેમાં પ્રિયતાનો વા આનંદનો

અંશ છે, તેથી પ્રત્યેક પ્રાણિપદાર્થમાં અસ્તિ, ભાતિ ને પ્રિય અથવા હોવું, જણાવું, ને પ્રિય લાગવું એ ત્રણ અંશો આત્માના વા બ્રહ્મના છે. પ્રાણિપદાર્થોમાં રહેલા બીજા બે અંશ જે નામ ને રૂપ તે માયાના છે-મિથ્યા છે. નામ શરીરનું કે આકારનું છે, ને તે તેના જન્મ પછી કલ્પાયું છે. પ્રાણિપદાર્થનું રૂપ ક્ષણે ક્ષણે બદલાતું જાય છે, અને તે અંતે નાશ પામે છે. મનુષ્યના એકજ જન્મમાં ધંધાપરત્વે તેમજ ભિન્ન ભિન્ન સગાના સંબંધને લઇ તેનાં અનેક નામ પડે છે, ને અવસ્થાને તથા રોગાદિને લઇ મનુષ્યનું રૂપ બદલાયા કરે છે, અને અંતે તે અદર્શન-ભાવને પામે છે. સર્વ પ્રાણિપદાર્થનું એમજ થાય છે. તેમાં સૌનો અનુભવ ને શાસ્ત્રોનાં વચનો પ્રમાણરૂપ છે. આ પ્રમાણે વિવેકવિચારવડે પ્રાણિપદાર્થમાંથી નામરૂપને દૂર કરીને તેમાં રહેલા એક સચ્ચિદાનંદ બ્રહ્મમાંજ મુમુક્ષુએ પોતાની ચિત્તવૃત્તિને આરૂઢ કરવી જોઇએ. જ્યારે પ્રત્યેક સભ્ય આવો પ્રયત્ન કરે ત્યારેજ તેમણે શ્રીશંકરજયંતીના મહોત્સવનું વાસ્તવિક ફલ પ્રાપ્ત કર્યું ગણાય.

**વેદાંતના જ્ઞાનથી ચિત્તની મોટામાં મોટી વિશાલતા ને ઉંચી નીતિ પ્રકટે છે.**

"**विज्ञानमानन्दं ब्रह्म**"-બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ ને આનંદસ્વરૂપ છે, એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે બ્રહ્મ નિરુપાધિક જ્ઞાનસ્વરૂપ ને વિષયરહિત આનંદસ્વરૂપ હોઇ બધા સ્થાવરજંગમના સ્વરૂપભૂત હોવાથી વ્યાપક છે. આકાશાદિ પાંચ ભૂતોમાં આકાશ સૌથી વધારે વ્યાપક છે. આકાશનું કારણ જે માયા તે આકાશના કરતાં વધારે વ્યાપક છે, ને બ્રહ્મ માયાના કરતાં પણ બહુ વધારે વ્યાપક છે. સર્વ જડ પદાર્થોના મૂલમાં એ એકજ અવિભક્ત ચેતન રહેલું છે. સર્વ જીવોનું વાસ્તવિક સ્વરૂપ પણ એ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મજ છે. જીવોના અને ઈશ્વરના સ્વરૂપમાંથી અવિદ્યા ને માયારૂપ ઉપાધિનો બાધ કરીએ તો ચેતનરૂપે જીવોની ને ઈશ્વરની એકતા સિદ્ધ થાય છે. આવીરીતે સર્વત્ર એકાત્મભાવ અનુભવનાર મહાપુરુષને કોઇના ઉપર દ્વેષ પ્રકટતો નથી; સર્વને તે પોતાના સ્વરૂપે જુએ છે. પોતાના ઉપર કોને દ્વેષ પ્રકટે? નજ પ્રકટે. આ પ્રમાણે વેદાંતના વાસ્તવિક જ્ઞાનવાળો પુરુષ સર્વને પોતાના આત્મરૂપે જોનારો હોવાથી સર્વમાં પ્રેમવાળો થાય છે-સર્વત્ર દ્વેષરહિત થાય છે. લોકોમાં વાસ્તવિક સંપ પણ આવા વેદાંતજ્ઞાનથીજ રહી શકે છે. વર્તમાનમાં જ્યાં ત્યાં ભાઇચારો રાખવાનું કહેવાય છે, પણ આમાં તો સર્વને આત્મરૂપે-પોતારૂપે જોવાનું છે-**आत्मवत् सर्वभूतेषु** (પોતાની પેઠે સર્વ પ્રાણીઓમાં) વર્તવાનું છે. આથી ચિત્તની વધારે વિશાલતા અને વધારે ઉંચી નીતિ બીજી કઇ કહેવાય? આ પ્રમાણે વેદાંતશાસ્ત્ર ચિત્તની મોટામાં મોટી વિશાલતા ને ઉંચામાં ઉંચી શુદ્ધ નીતિ પ્રાપ્ત કરવા મનુષ્યને ઉપદેશ કરે છે.

**આત્માની પરમપ્રિયતા:**—આ જગતમાં બધું પોતાને માટે-આત્માને માટે પ્રિય લાગે છે. દ્રવ્યાદિક સામગ્રીવડે પોતાને સુખ થાય છે, માટે દ્રવ્યાદિક સામગ્રી મનુષ્યને પ્રિય લાગે છે. મનુષ્ય પ્રસંગોપાત્ત અન્યને ધન આપે છે તે પણ પોતાના સુખને માટે-સંતોષને માટે આપે છે, અને આવા વિચારથીજ એટલે આત્મસંતોષ માટેજ સારો વેપારી ચાલે ત્યાંસુધી સર્વ ધનનો ત્યાગ કરીને પણ દેવાળું કાઢતો નથી. મનુષ્યને ધનના કરતાં પોતાનાં સ્ત્રીપુત્રાદિનાં શરીરો વધારે પ્રિય લાગે છે, કેમકે તેના રક્ષણને અર્થે મનુષ્યો પોતાના દ્રવ્યાદિકનો કેટલોક ત્યાગ-ખર્ચ કરે છે. એ સ્ત્રીપુત્રાદિનાં શરીરો પણ તેમને માટે પ્રિય નથી, પણ પોતાને માટે પ્રિય લાગે છે-તે વડે પોતાને ભવિષ્યમાં સુખ થશે એવી માન્યતાથી પ્રિય લાગે છે. જો પોતાનાં સ્ત્રીપુત્રાદિ પોતાને કષ્ટ આપે તો તે અપ્રિય લાગે છે, પ્રિય લાગતાં નથી. પોતાનાં સ્ત્રીપુત્રાદિના શરીરો કરતાં

મનુષ્યાદિને પોતાનું શરીર વધારે પ્રિય લાગે છે. દુષ્કાળવેળા મનુષ્યો ભૂખના કષ્ટથી પોતાનાં સ્ત્રી-બાલકોને મૂકીને ચાલ્યા જાય છે વા તેમને વેચી નાંખે છે એ કેટલાકના અનુભવની વાત છે. માળામાં વા ઘરમાં આગ લાગવાના ખબર મળે કે તુરત પુરુષ બેબાકળો થઇને વેગમાં ને વેગમાં પ્રથમ પોતે માળામાંથી કે ઘરમાંથી બહાર નીકળી જાય છે, ને પછી પોતાના સ્ત્રીપુત્રાદિનું સ્મરણ થઇ આવતાં તે પાછળથી તેમને કાઢવાનો કે કઢાવવાનો પ્રયત્ન કરે છે. અન્ય પ્રાણીઓને પણ પોતાનાં બચ્ચાંના કરતાં પોતાનું શરીર વધારે પ્રિય લાગે છે. એક વખત એક રાજાએ પોતાના મંત્રીને કહ્યું કેઃ—"જુઓ આ વાંદરીને તેનું બચ્ચું કેટલું બધું પ્રિય છે! તેને પેટે વળગાડીને તે ફર્યા કરે છે! પોતાના પ્રાણ કરતાં પણ તે તેને વધારે વહાલું લાગે છે." મંત્રીએ કહ્યું કેઃ—"પોતાનો પ્રાણ જવાને પ્રસંગે પ્રાણી પોતાના બચ્ચાંને જતું કરીને પણ પોતાનો પ્રાણ બચાવવા ઇચ્છે છે." રાજાને ગળે આ વાત બરાબર ન ઉતરી એટલે મંત્રીએ તે વાત રાજાને પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવવા માટે એક હોજમાં પાણી ભરાવવા માંડ્યું, ને વચ્ચે એક ખીલા સાથે બાંધી વાંદરીને બચ્ચાં સહિત રાખી. પછી તે હોજમાં વધારે વધારે પાણી ભરાવવા માંડ્યું. જેમ જેમ પાણી વધારે ભરાતું ગયું તેમ તેમ વાંદરી બચ્ચાંને લઇને ઉંચી થવા માંડી, ને જ્યારે પાણી બહુ ચઢવા માંડ્યું, ને પોતે ડુબી જશે એવો ભય તેને લાગ્યો ત્યારે ઝટ બચ્ચાને પકડી તેણે પોતાના પગની નીચે નાંખ્યું ને પોતે તેના ઉપર ચઢી ઉભી રહી. એમ થયું કે તુરત જ આગળથી રાખેલી ગોઠવણપ્રમાણે હોજનું પાણી એકદમ ખાલી થઈ ગયું, અને માણસે તે બચ્ચાને ઉપાડી લીધું. વાંદરી તથા બચ્ચું એ બંનેને કાંઇ હરકત ન આવી. આ દૃશ્યથી રાજાને મંત્રીના વચનની પ્રત્યક્ષ ખાત્રી થઇ. પોતાના શરીરમાં પણ શરીરના બીજા ભાગોના કરતાં કર્મેન્દ્રિયો વધારે પ્રિય છે, કેમકે તે કર્મના સાધનરૂપ છે. કર્મેન્દ્રિયોના કરતાં જ્ઞાનેન્દ્રિયો વધારે પ્રિય છે, કેમકે તે જ્ઞાનના સાધનરૂપ હોવાથી વધારે ઉપયોગી છે. આંખ પર વાગવાનો પ્રસંગ આવે તો માણસ સ્વાભાવિકરીતે પોતાનો હાથ આડો દઇને પોતાની આંખને બચાવવા પ્રયત્ન કરે છે. આમ કર્મેન્દ્રિયોના ભોગે પોતાની જ્ઞાનેન્દ્રિયનું રક્ષણ કરવા મનુષ્ય પ્રયત્ન કરે છે. જ્ઞાનેન્દ્રિયોના કરતાં પણ પ્રાણ વિશેષ પ્રિય છે. રાજા કોઇ મોટા અપરાધીને પ્રાણાંતદંડની એટલે ફાંસીની કે શૂળીની શિક્ષા કરે તો તે અપરાધી પોતાની આંખ ફોડાવીને કે બીજી જ્ઞાનેન્દ્રિયનો નાશ કરાવીને પ્રાણ બચાવવા માટે રાજાને પ્રાર્થના કરે છે. પ્રાણના કરતાં પણ આત્મા વિશેષ પ્રિય છે. જ્યારે પોતાને થયેલા કોઇ અસહ્ય વ્યાધિથી અથવા કોઇ નિમિત્તે આબરૂ જવાના ભયથી માણસનો જીવાત્મા બહુ પીડાતો હોય ત્યારે તે દુઃખમાંથી છૂટવામાટે માણસ મારો પ્રાણ નીકળી જાય તો ઠીક એમ બોલી પોતાનો પ્રાણ ત્યાગવા ઇચ્છે છે, ને વખતે આપઘાત કરી પ્રાણનો ત્યાગ પણ કરે છે. આથી પ્રાણના કરતાં આત્મા વધારે પ્રિય છે એમ સમજાય છે. આમ જેને માટે જે અનુકૂળ હોય તે બધું પ્રિય લાગે છે તે આત્મા—પોતે—પોતાને પરમપ્રિય છે. જે આનંદરૂપ વા આનંદના સાધનરૂપ હોય તેજ પ્રિય લાગે છે. જે કષ્ટરૂપ હોય વા કષ્ટજનક હોય તે અપ્રિય વા દ્વેષ્ય લાગે છે. આત્મા પરમપ્રિય હોવાથી તે પરમાનંદરૂપ છે એમ નક્કી થાય છે, માટે પ્રતીત થતા વ્યાવહારિક ભેદની નિવૃત્તિ કરી "**सर्वं खल्विदं ब्रह्म**" નિશ્ચય આ બધું બ્રહ્મ છે—એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે તેમજ "**वासुदेवः सर्वमितिस महात्मा सुदुर्लभः**" આ સર્વ વાસુદેવરૂપ છે એમ જાણનારા મહાત્મા અત્યંત દુર્લભ છે—આ સ્મૃતિમાં (શ્રીમદ્ ભગવદ્ગીતામાં) કહ્યાપ્રમાણે સર્વત્ર પોતાના પરમાનંદસ્વભાવવાળા આત્માનો અનુભવ કરવો.

**ભેદભાવ ભયજનક છે:** ભેદભાવમાં જગત, જીવો ને ઈશ્વર મારાથી જુદા છે એવી માન્યતા હોય છે. "द्वितीयाद्वै भयं भवति"–બીજાથી નિશ્ચય ભય થાય છે. અલ્પ પણ બેપણું–જુદાઇ–હોય તો તે ભયનું કારણ છે. જ્યાંસુધી સર્વત્ર પૂર્ણ અભેદભાવ ન અનુભવાય ત્યાં-સુધી, પ્રયત્ન કરીને વેદાંતશાસ્ત્ર કહે છે તેવા અભેદભાવને–સર્વાત્મભાવને–અનુભવી મનુષ્યે કૃતાર્થ થવું જોઇએ.

**શૂન્યવાદ અસંગત છે:** પોતાના અભાવને કોઇપણ સમજુ માણસ ઇચ્છતું નથી, અને અભાવનો અથવા શૂન્યનો કોઇપણ સાક્ષી હોવો જોઇએ, કેમકે સાક્ષી વિના તે શૂન્યના સદ્ભાવનો નિશ્ચય થઇ શકે નહિ. એનીરીતે પોતાના (આત્માના) અભાવનું પ્રતિપાદન કરનારો શૂન્યવાદ અસંગત છે.

**જો મનુષ્ય આત્માને જાણે તો તેનાં સર્વે દુઃખોનો વિલય થાય છે.**

"आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः।
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥"

આ શ્રુતિમાં કહ્યાપ્રમાણે જો પુરુષ (આત્માને–પોતાના વાસ્તવિક સ્વરૂપને) જાણે તો ક્યા કલ્પિત ભોક્તાને માટે ક્યા કલ્પિત ભોગ્યને ઇચ્છતો છતો પૂર્વની પેઠે શરીરની પાછળ સંતાપ પામે? મતલબ કે જો મનુષ્ય પ્રયત્ન કરીને પરમાનંદરૂપ ને અદ્વૈત એવું પોતાનું આત્મસ્વરૂપ જાણે તો તેને સર્વ કામનાઓનો ઉચ્છેદ થઇ જવાથી ને પરમતૃપ્તિ પ્રાપ્ત થવાથી કાંઇપણ કષ્ટ રહેતું નથી. જે પોતાથી ભિન્ન કોઇ સત્ય વસ્તુજ ન જુએ તેને ભોગ્યની કામનાનો સંભવ ક્યાં છે? સર્વાત્મભાવને પામેલા જ્ઞાની પુરુષને સર્વ દેશમાં ને સર્વકાલમાં અખંડ શાંતિ અનુભવાય છે. તે કોઇનો દ્વેષ કરતા નથી. તેઓ સર્વ ધર્મોને, સર્વ મતોને ને સર્વ ગ્રંથોને મનુષ્યોના અધિકારા-નુસાર તેની તેની કક્ષામાં ઠીક માને છે, કોઇનો દ્વેષ કરતા નથી, ને સૌનું કલ્યાણ ઇચ્છે છે.

અંતમાં સર્વ શ્રોતૃવર્ગને કહેવાનું કે જેમ કોઇ યુરોપિયનની દુકાનમાં કોઇ ગૃહસ્થ જાય તો તેણે જેન્ટલમેનતરીકે–સારા સદ્ગૃહસ્થતરીકે તે દુકાનમાંથી કાંઇક પણ ખરીદવુંજ જોઇએ. છેવટ બે આનાનીજ ચીજ પણ ખરીદવી જોઇએ, તેમ તમે પણ તમારામાટે આજના વ્યાખ્યાનમાંથી કાંઇક લઇ જજો. ખાલી હૃદયે ઘેર નજ જશો. ભગવાન્ શંકરાચાર્યના સિદ્ધાંતને સમજવાનો ને તેને પોતાનો કરી લેવાનો નિશ્ચય કરજો, ને તેને કર્તવ્યમાં મૂકી આવતા વર્ષના વૈશાખ સુદિ ૪ સુધીમાં તમારા અંતઃકરણને શાંત ને સુખી બનાવજો. હરિઃ ૐ.

———:૦:———

## આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ

(ગતાંકથી ચાલુ)

**[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]**

**મનુષ્યના હૃદયમાં રહેલો ભય નિર્લજ્જ રાઘવનામના માણસ જેવો છે, તેને બલપૂર્વક ગળચી પકડીને બહાર કાઢો.**

કોઈ નગરમાં ચંદ્રશેખર નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે દાનધર્મમાં બહુ પ્રીતિવાળો હતો. અતિથિઓનો તે ઘણા પ્રેમથી સત્કાર કરતો. તેમને માટે તેણે એક ખાસ ઓરડો રાખ્યો હતો, અને અતિથિના ભોજનની ગોઠવણ તેણે પોતાની ગાદીજ નાખી હતી. તેના આવા અતિથિસત્કારની વાત ચોતરફ ફેલાઈ ગઈ. તે નગરની પાસેના ગામડામાં ચાર મહાધૂર્તો રહેતા

હતા. તેઓ યુવાન્ છતાં પણ ઘણા આળસુ ને મૂર્ખ હતા. તેમને ચંદ્રશેખરના ઉદારસ્વભાવનો ખોટો લાભ લેવાની ઇચ્છા થઈ. તેમણે મનમાં ધાર્યું કે ચાલો ત્યાં જઇએ. ત્યાં રોજ નવું નવું જમીશું, ને આનંદ કરીશું. તેઓ પોતાના ગામથી નીકળ્યા, ને ચંદ્રશેખરના ઘેર આવી તેના અતિથિઓ માટેના ઓરડામાં ઉતર્યા. નિયમ પ્રમાણે ચંદ્રશેખરે તેમને પોતાની સાથે જમાડ્યા. અતિથિ એટલે જેને મધ્યાહ્નના સૂર્યે અથવા આથમતા સૂર્યે મનુષ્યને ઘેર મોકલ્યો છે, ને જે એક તિથિ પૂરી રહેવાનો નથી, અથવા જેના આવવાની તિથિ નિશ્ચિત નથી, તથા જે સગો, ઓળખીતો કે મિત્ર નથી, તે જો બપોરે આવે તો જમીને જાય, ને જો સાયંકાલે આવે તો રાત્રિનિવાસ કરીને સવારે ચાલ્યો જાય. ગૃહસ્થે આવા અતિથિને ઈશ્વર-તુલ્ય ગણીને તેનું પૂજન કરવું, અર્થાત્ તેનો યથાશક્તિ અન્ન, જલ, નિવાસસ્થાન ને પથારી આદિથી સત્કાર કરવો એવી શાસ્ત્રાજ્ઞા છે.

ચંદ્રશેખરનો અતિથિ ઉપરનો પ્રેમ જોઇ, આવેલા તે ચાર આળસુ બ્રહ્મબંધુઓની (બ્રાહ્મણ જેના ભાઇ છે તેવા અજ્ઞાનીઓની–મૂર્ખોની) બને ત્યાંસુધી ત્યાં રોકાઇ જવાની ઇચ્છા દૃઢ થઇ. તે એક દિવસ રહ્યા, બે દિવસ રહ્યા, ને ત્રીજે દિવસ પણ રહ્યા. "પહેલે દિ પરોણો, બીજે દિ પઇ, ત્રીજે દિ રહે તેની અક્કલ ગઇ." આમની અક્કલ તો ગયેલીજ હતી. ચંદ્રશેખરે ધાર્યું કે આ કોઇ મૂર્ખો છે, પણ મોઢેથી તે કાંઇ બોલ્યો નહિ. જોઇએ છીએ શું થાય છે, એમ ધીરજ રાખી. પાંચ દિવસ વીત્યા, સાત દિવસ વીત્યા. પણ આ લપ ખસે શાની? એ તો મેલડીનો વળગાડ! એક માસ વીત્યો, પણ તેઓ ગયા નહિ. ખાય, સૂએ ને નકામી વાતો કરે. કર્તવ્ય કાંઇ કરે નહિ. ચંદ્રશેખરની ધીરજ હવે કાંઇક ખૂટવા લાગી. તેણે તેઓ પોતાની મેળે રજા લે એવો ઉપાય રચ્યો. પોતાના પુત્ર સાથે તેમને સૂવા માટે સાદડીઓ મોકલાવી કહેવરાવ્યું કેઃ—"અમારે ગાદલાંનો ખપ છે માટે આ સાદડીઓ તમે વાપરો, ને ગાદલાં પાછાં આપો" ધૂળમાં જેમ કાંકરા સારા તેમ ચારમાં એક કાંઇક ઠીક હતો તેણે બીજા ત્રણને કહ્યું કેઃ—"ભાઇઓ! હવે ચંદ્રશેખર મહારાજની આપણને રાખવાની ઇચ્છા નથી, માટે હવે આપણે અહીંથી નીકળી જવું જોઇએ." તેઓ બોલ્યાઃ—"તારે જવું હોય તો જા. સાદડીઓ ઉપર સૂવામાં શી અડચણ છે? અમે તો અહીં રહીશું". આ સાંભળીને તે એકલો ચાલી નીકળ્યો. પછી ત્રણ રહ્યા. તે ક્યારે જાય, ક્યારે જાય એમ ચંદ્રશેખર તેમની રાહ જોયા કરે, પણ બીજો એક માસ પૂરો થયા છતાં તેઓ ગયા નહિ, ત્યારે ચંદ્રશેખરે એક બીજી યુક્તિ રચી. તેણે તેમને કહેવરાવ્યું કેઃ—"અમારે આ ઓરડાની જરૂર છે, માટે તમે આ ઓરડાની સામેના એકઢાળીઆમાં રહો." ત્રણમાં એક જરાક ઠીક હતો તેણે બીજા બેને કહ્યું કેઃ—"હવે ચંદ્રશેખરની આપણને અહીં રાખવાની ઇચ્છા નથી, તો હવે આપણે અહીં પડ્યા ન રહેવું. જો તમારે આવવું હોય તો આવો, નહિ તો હું જાઉં છું." તે સાંભળી બીજા બેએ કહ્યુંઃ—"આપણે વળી કેવાક મહેલમાં રહેનારા છીએ? એકઢાળીઆમાં રહેવામાં શું દુઃખ છે? અમે તો રહીશું, તારે જવું હોય તો જા, આવું ખાવાપીવાનું સુખ મૂકીને અમે નહિ આવીએ." બે રહ્યા, ત્રીજો ગયો. ચંદ્રશેખર મનમાં વિચારવા લાગ્યો, આ તો કેવલ નકટા છે. આનું શું કરવું? આજ જશે, કાલ જશે, એમ કરતાં ત્રીજો માસ વીત્યો, તો પણ ગયા નહિ, ત્યારે ચંદ્રશેખરે તે બેને ભોજનમાં માત્ર જુવારના રોટલા ને અડદની દાળ આપવાનું ધાર્યું, પણ "**गृहस्थः पंक्तिभेदेन**"–ગૃહસ્થ પંક્તિભેદ કરવાથી પાપભાગી થાય છે, એવું શાસ્ત્રવચન હોવાથી તેને પંક્તિભેદ કરવાનું ઉચિત ન લાગ્યું. પછી તેણે વિચાર કરી તેમને કહેવરાવ્યું કેઃ—

"તમારું રહેવાનું તો નિસત્તુ થયું, માટે તમે તમારી રસોઈ હાથે કરી લો તો સારું" પછી તેણે રસોઈમાટે તેમને જુવારનો લોટ ને અડદની દાળ મોકલ્યાં. આ જોઈ તે બેમાંના એકને લાગ્યું કે હવે અહીં નજ રહેવું જોઈએ, પણ રાઘવ નામનો એક બીજો બ્રાહ્મણપુત્ર જે બહુ આળસુ ને નફટ હતો, તેણે ધાર્યું કે જુવારનો રોટલો ને અડદની દાળ જો મફતનાં મળે તો તે શામાટે મૂકવાં? આપણે ઘેર આપણે શું સારું ખાવાના છીએ? ત્રીજો ગયો, પણ એ રાઘવ તો સાંજ રહ્યો. ચોથો માસ વીત્યો, પણ તે ખસ્યો નહિ. ચંદ્રશેખર હવે બહુ અકળાયો. તેની ધીરજ કેવલ ખૂટી ગઈ. તેને રાઘવ ઉપર ગુસ્સો આવ્યો. ક્રોધના આવેશમાં તેણે રાઘવનું ગળું પકડીને તેને ધક્કા મારતો મારતો તે નગરના દરવાજા સુધી લઈ ગયો, ને કહ્યું કે:– "ચાલ્યો જા, તારા બાપનું અહીં શું લાગે છે કે તું અહીં નકામો પડ્યો રહ્યો છે?" પછી ભુંડું મોઢું લઈને તે ચાલ્યો ગયો.

**આમ ઇંદ્રિયો ને અંતઃકરણમાં ઘર કરીને રહેલા ભય અને બીજા દોષોને પોતાનું હિત ઇચ્છનારે ગળું પકડીને બહાર કાઢવા જોઈએ. સેવેલા દોષો (કુસ્વભાવો) તે વિના જાય એવા નથી.**

**કાળીનાગનું રહસ્યઃ ઇંદ્રિય અંતઃકરણને કેવી રીતે વશ કરવાં?**

શ્રીકૃષ્ણભગવાને દશ ઇંદ્રિયોરૂપી દશ ફણાવાળા બહિર્મુખ અંતઃકરણરૂપ કાળીનાગને વિવેકરૂપ પાટુ મારી, તેમ સાધકે પોતાની દશ ઇંદ્રિયોને તથા અંતઃકરણને દબાવી રાખવાં જોઈએ. તેમને ઉંચું માથું કરવા નજ દેવું જોઈએ. ઇંદ્રિયોને તથા મનને તેમના ઇચ્છિત વિષયો આપ્યા કરવાથી તે કદીપણ શાંત થતાં નથી, પણ ઊલટાં તે વધારે વ્યગ્ર ને વધારે તૃષ્ણાયુક્ત થાય છે, માટે તેને વિવેકવડે અંતર્મુખ કરવાં જોઈએ. ભગવાન્ મનુએ પણ એમજ કહ્યું છે કે:–

" न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्तते ॥ "

(ઇચ્છિત ભોગોવડે કામ કદાપિ પણ શાંત થતો નથી, પણ અગ્નિમાં હવિષ્ નાંખવાથી જેમ તે વૃદ્ધિ પામે છે, તેમ ઊલટો ઇચ્છિત ભોગોથી કામ વૃદ્ધિ પામે છે.) જેમ તરસ્યો મનુષ્ય ખારું પાણી બહુ પીએ તોપણ તેની તરશ છીપતી નથી, પણ તે વધતી જાય છે, અને પરિણામે તે માણસ ગાંડો થાય છે, તેમ ઇંદ્રિયો અંતઃકરણને માગ્યું આપ્યા કરવાથી તે બહેકી જાય છે. ઇંદ્રિયાદિરૂપ છોકરાંને કેળવવામાં "દૂધ ને ડાંગ" બેઉનો ઉપયોગ કરવો જોઈએ. એકપક્ષે પ્રેમ ને બીજે પક્ષે દાબ. તેમને ખાત્રી થવી જોઈએ કે સારી વાતને તેઓ (પિતા કે અન્ય વડીલ) અનુમોદન આપશે, ને અપરાધ નહિ કરીએ ત્યાંસુધી તે કદી કાંઈ નહિ કહે–નહિ વઢે; અને તે સાથે એ પણ તેમના મનમાં નિશ્ચિત હોવું જોઈએ કે જો ભૂલ કરશું તો જવા પણ નહિ દે, ચોક્કસ કાંઈ કહેશે, વા શિક્ષા કરશે. જ્યાં આ બેઉ વાતની બાળકને અને ઇંદ્રિયાદિને ખાત્રી હોય ત્યાંજ તે સુધરી શકે છે, અન્યથા તે બગડે છે.

વિરાટ્ ભગવાન્ પણ સૂર્યચંદ્રરૂપી ઉષ્ણ ને શીતલ એવી બે આંખો રાખવી એમ શીખવે છે. **આ પ્રમાણે ઇંદ્રિયો અને અંતઃકરણને તેમના વિહિત વિષયો આપવા, અને નિષિદ્ધ વિષયોથી તેમને અટકાવવાં.** આથી તેઓ શક્ત અને પ્રસન્ન રહી ઇષ્ટમાર્ગે વળશે.

જેને શુભાશુભનો વિવેક હોતો નથી તેનાં ઇંદ્રિયો અને અંતઃકરણ બહુ ઉન્માર્ગગામી થઈ જાય છે, ને તેમ થયાપછી તેમને વશ કરવાનું કામ બહુ કઠિન થઈ પડે છે. ઘણાં

માણસો નાટક કે સીનેમા વારંવાર જોતાં છતાં ધરાતાં નથી. તેઓ પોતાનું દ્રવ્ય ને આરોગ્ય બગાડે છે, એટલુંજ નહિ પણ કુસંગવડે નઠારા સંસ્કારો પાડી પોતાનું અંતઃકરણ પણ બગાડે છે. અંતઃકરણ બગડયું એટલે તેનો વ્યવહાર પણ બગડે છે. આવા માણસો ધર્મસાધન કરી આત્મકલ્યાણ ક્યાંથીજ સાધી શકે? આમ આંખની પેઠે બીજી ચારે જ્ઞાનેંદ્રિયોને પણ પોતપોતાના વિષયના સંબંધમાં ભરમક રોગ થયો છે.

અજ્ઞાનીના કાન નવા નવા પ્રકારનાં શૃંગારી ગાયનો સાંભળવાને આતુર રહે છે. જીભ આ ખાઉં ને તે ખાઉં એમ નવા નવા પ્રકારના સ્વાદ લેવામાટે વલખાં માર્યા કરે છે. સ્પર્શેન્દ્રિય નાના પ્રકારના સ્પર્શમાટે આતુર રહ્યા કરે છે, અને નાસિકા ઇંદ્રિય જાતજાતની સુગંધી લેવાને ચંચલ રહ્યા કરે છે. એ પ્રમાણે પાંચ જ્ઞાનેંદ્રિયોના પાંચ વિષયો કામના પાગીઆ છે, માટે તેમને નબળા કરવા જોઇએ. (ક્રમશઃ)

———:o:———

## शिक्षणसंबंधी

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

આત્મા જ્ઞાનસ્વરૂપ હોવાથી પ્રત્યેક અંતઃકરણમાં ભરપૂર જ્ઞાન રહ્યું છે, માત્ર અંતઃકરણાદિની અયોગ્યતાથી તે જ્ઞાન બહાર પ્રકાશી શકતું નથી. તે અંતઃકરણ આદિને યોગ્ય કરવા શિક્ષણ છે. આ વાર્તા ધ્યાનમાં રાખી જો શિક્ષણ આપવામાં આવે તો શિક્ષણ લેનારાઓને થોડા સમયમાં બહુ લાભ થાય.

બાળકોને અલ્પ સામર્થ્યવાળાં ગણી તેમને બહુ સહેલું સહેલું શિક્ષણ આપવાથી તેઓ લાંબે કાળે પણ જોઇએ એવું શીખી શકતાં નથી, પણ જો તેમને સામર્થ્યવાળાં ગણી તેમને ઉંચું શિક્ષણ આપવાનો ક્રમપૂર્વક પ્રયત્ન થાય તો તેઓ થોડા કાળમાં સારું શિક્ષણ મેળવી શકે.

———:o:———

## स्वास्थ्यसंबंधी

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

હરડાં, બેડાં ને આમળાં ખાંડીને તેનો ભૂકો કરી, તેમાંનો પાંચ રૂપીઆ ભાર ભૂકો રાત્રે માટીના ઠામમાં એક શેર પાણીમાં પલાળી તે ઠામ નેવાં ઉપર મૂકી રાખવું. તે પાણી સવારમાં ગાળીને આંખપર છાંટવાથી આંખમાં પાણી આવતું હશે તો તે ધીરે ધીરે બંધ પડી જશે, અને આંખોની બળતરા પણ મટશે.

ગ્રીષ્મઋતુમાં કફ ઘટી ન જાય માટે, ઋતુસંધિ વેલાએ ક્રમે કરીને ખારો, તીખો ને ખાટો રસ ત્યજી દેવો. જે પદાર્થો મીઠા, સ્નિગ્ધ, ટાઢા, લઘુ અને દ્રવરૂપ છે તે ખાવા. ઘણા ભારે પદાર્થો ન ખાવા. સાકર, સાથવો, દૂધ, તરબુચ, ચીભડાં ને સાકરચોખા જમવાં. શિખંડ ખાવો. ગરમીમાં રહેવું નહિ. પરિશ્રમ કરવો નહિ. ચંદ્રનાં કિરણો તથા ચંદનાદિનું સેવન કરવું. ટાઢું પાણી પીવું. દક્ષિણદિશાનો પવન સેવવો.

———:o:———

## બાળકોને માટે

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

### ડાહ્યો છોકરો.

હરિ એવા નામનો એક છોકરો બહુ ડાહ્યો હતો. તે નિત્ય વહેલો ઊઠી નિશાળે જતો. નિશાળે જતાં કદીપણ રોતો કે કજીઆ કરતો નહિ. તે માબાપની તથા મહેતાજીની આજ્ઞા માનતો, ને કોઈપણ નિશાળીઆ સાથે કજીઓ કરતો નહિ; તેમજ કોઈને ગાળો પણ ન દેતો. તે પોતાનો પાઠ પાકો કરતો, ને ઉપર નંબર રાખવાની બહુ ઇચ્છા રાખતો. તે પોતાનું શરીર, લુગડાં, ચોપડીઓ ને પથ્થર-પાટી સ્વચ્છ રાખતો, ને પુસ્તકો તથા પથ્થરપાટી સાચવીને મૂકતો. તે કદીપણ ખોટું બોલતો નહિ, સર્વદા સાચુંજ બોલતો હતો. તે કોઇની કાંઈ પણ વસ્તુ પૂછયા વિના લેતો નહિ, તથા પોતાનું કામ કાળજી રાખીને સમયસર કરતો હતો. તેને કામમાં મંડયા રહેવું બહુ ગમતું. કાંઈ દુઃખ આવી પડે તો તે મુંઝાતો નહિ. તે ખાવાની વસ્તુમાટે કદીપણ કજીઓ ન કરતો, તથા નઠારાં છોકરાં સાથે રઝ-ળવા જતો નહોતો. તે સૌની સાથે પ્રીતિ રાખતો હતો, ને કોઇને દુઃખ દેતો નહિ. તેની આવી સારી ચાલથી તેનાં માબાપ, મહેતાજી ને નિશાળીઆ તેના-પર પ્રીતિ રાખતાં હતાં. બધા છોકરાઓએ હરિની પેઠે વર્તવા યત્ન કરવો જોઇએ. જે છોકરો નાનપણમાં નઠારી રીતે વર્તે છે, ને સુધરવાનો યત્ન કરતો નથી તે મોટપણે દુઃખી થાય છે.

---

## સમાલોચના

ડૉ. ફીરોઝશાહ એરચશાહ હાથવાય એમ. બી. બી. એસ. તરફથી યોજાયેલું અને પ્રકટ થયેલું "શ્રીસદુપદેશરૂપકામૃત" નામક પુસ્તક જિજ્ઞાસુઓએ મનન કરવાયોગ્ય છે. આ ગ્રંથનું પ્રકાશન કરી યોજકે શ્રીમન્નાથપ્રભુપ્રતિનો પોતાનો ભક્તિભાવ વ્યક્ત કર્યો છે, એટલુંજ નહિ પરંતુ આચાર્યપ્રવર શ્રીમન્નાથભગવાન્પ્રણીત ગ્રંથોની મહત્તા પણ દાખવી છે, સત્યરીતે લખીએ તો ઉક્ત ગ્રંથમાં પૂજ્યચરણ નાથપ્રભુની જ્ઞાનગંગાનું પાવનપણું અને શીતલના અનુભવ-ગમ્ય થાય છે. જિજ્ઞાસુ પૂજ્યપાદશ્રીના બધાં પુસ્તકો ન વાંચી શકે તો આવા પુસ્તકદ્વારા એ ગ્રંથોનું રહસ્ય જરૂર સમજી શકે અને સંતજીવનના પ્રકાશને ઝીલવા ભાગ્યશાળી થઇ શકે.

આ સદુપદેશરૂપકામૃતની ૧૦૦૦ પ્રતો છપાવી શ્રીબીલખા–આનંદાશ્રમમાં પૂજ્યપાદ કૃપા-સિંધુ શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નાથભગવાનની (શ્રીમન્ નથુરામશર્મા આચાર્યજીની) પરમપાવન સેવામાં ડૉ. ફીરોઝશાહ એરચશાહ હાથવાય તરફથી અર્પણ કરવામાં આવી છે. સનાતની પ્રજાને આ ગ્રંથ પડતર મૂલ્યે મળે તેવી તથા હવે પછી જ્યારે જ્યારે આ ગ્રંથની નવી આવૃત્તિઓ છપાવવાની આવશ્યકતા જણાય ત્યારે ત્યારે તે છપાવવાની વ્યવસ્થા શ્રીબીલખા–આનંદા-શ્રમ તરફથી રહેશે.

પોણી કિંમત રૂ. ૧–૨–૦ પોસ્ટેજ અલગ.

**મળવાનું સ્થળ:—વ્યવસ્થાપક–આનંદાશ્રમ પો. બીલખા.–( કાઠિયાવાડ. )**

—:૦:—

## ગુણજ્ઞતા.

**ભાવનગર** નિવાસી ગુરુબંધુ શ્રી. જીવનરામભાઇ-રિટાયર્ડ વેટેરિનરી સર્જન-નીચેના ભાવનું લખી મોકલાવે છેઃ-

શ્રી. કરણસિંહભાઇએ રચેલું "Mahatma Shri Nathuram Sharma & His Message" નામનું પુસ્તક મળ્યું. તે વાંચીને પરમ આનંદ અનુભવ્યો.

પશ્ચિમના જડવાદે આર્યધર્મના અધ્યાત્મવાદપર ઊલટી અસર કરવી શરુ કરી, અને આર્ય-સંસ્કૃતિને નષ્ટપ્રાય કરવી શરુ કરી ત્યારે શ્રીમહેશ્વરની કૃપાથી પૂજ્યપાદશ્રીનો જન્મ થયો, અને તેમણે આર્યધર્મની રક્ષા કરી, સનાતનધર્મનું રહસ્ય શ્રદ્ધાળુ સનાતનીઓને સમજાવ્યું. પોતે ધર્મનું અતિ ગૂઢ રહસ્ય જાણી તેને આચારમાં ઊતારી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પદનું સાર્થક કરી બતાવ્યું.

આવા મહાનુભાવ પૂજ્ય પુરુષનું જીવન એક નાની પુસ્તિકામાં આલેખવું તે સાધારણ કાર્ય નથી. આપણા પ્રિય ગુરુભાઇશ્રી કરણસિંહભાઇએ મુશ્કેલ કામ સહેલ કરી બતાવ્યું, અને પોતામાં રહેલ અનુપમ શ્રદ્ધા, અંગ્રેજી ભાષાનું સર્વોત્તમ જ્ઞાન અને સંસ્કારી લેખકનો ઉત્તમ પુરાવો આપ્યો છે.

આખું પુસ્તક સુંદર ભાષા, ઉત્તમ વિચારો અને અનુપમ આર્યસંસ્કારોનું સુંદર દશ્ય અર્પે છે.

મારું તો નમ્ર માનવું છે કે ભાઇશ્રી કરણસિંહજી પૂજ્યપાદ મહાત્માશ્રીનાં બધાં પુસ્તકોનું અંગ્રેજી ભાષાંતર કરવાની સેવા કરે તો દરેક પ્રાંતમાં પૂજ્યપાદશ્રીનો સંદેશો પહોંચે અને આર્ય-સંસ્કૃતિ જળવાઈ રહે.

ભાઇશ્રી કરણસિંહજીને સુંદર પુસ્તક લખવામાટે મારા હાર્દિક અભિનંદન અર્પું છું, અને આવાં શુભ કર્મો કરવા તેઓ દીર્ઘાયુષી થાય તેમાટે પ્રભુને પ્રાર્થના કરું છું.।

---:o:---

## શ્રીનાથ ધૂન

**[ રચયિતાઃ-શાસ્ત્રી દયારામ મૂલજી-આનંદાશ્રમ ]**

[ ૧ ]

**જય ભવતારક જય સુખધામ;**
**નાથ નિરંજન શ્રીભગવાન્. ૧**
**જય કરુણાકર સંતચકોર;**
**અધમ ઓધારણ કંજકિશોર. ૨**

**ભાવાર્થઃ**—સંસારનાં દુઃખોથી તારનારા, સુખના સ્થાનરૂપ, અવિદ્યાના પારને પામેલા શ્રીમન્નાથભગવાન્ આપનો જય હો. ૧

દયાના કરનારા, સત્પુરુષોરૂપી ચકોરને આનંદ આપનારા આપશ્રીનો જય હો. પાપીનો ઉદ્ધાર કરનાર, પુષ્પની પેઠે સુકોમળ હૃદયવાળા શ્રીસદ્‌ગુરુદેવ આપશ્રીનો જય હો. ૨

[ ૨ ]

**જય કલિતાપનિવારણ ચંદ;**
**જય જય જય ગુરુ કરુણાકંદ. ૧**
**ભવભીતિ ભંજન કરનાર;**
**જય જય જય ગુરુ દીનદયાળ. ૨**

જય જય કરુણાકર ભવસાર;
જય જય જય° ગુરુ હૃદયાધાર. ૩

**ભાવાર્થ:**—કલિયુગના સંતાપને દૂર કરનારા ચંદ્રસમાન હે સદ્ગુરુદેવ! આપશ્રીનો જય હો. હે દયાના ભંડાર સદ્ગુરુદેવ! આપશ્રીનો જય હો, જય હો, જય હો. ૧

સંસારના સંતાપને હરનારા, દીનજનોપર દયા કરનારા શ્રીસદ્ગુરુપરમાત્મા! આપશ્રીનો જય હો, જય હો, જય હો. ૨

દયાના કરનારા, સંસારના સારરૂપ, શ્રીસદ્ગુરુદેવ! આપશ્રીનો જય હો, જય હો, જય હો. ૩

—:o:—

## શ્રીઆનંદાશ્રમ–સમાચાર

(ચૈત્ર માસ)

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવા માટે આનંદાશ્રમ સાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલા માટેજ શકય તેટલા ઝીણા મોટા સમાચાર આપવાની પ્રથા રાખેલી છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણ જેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવામાં હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઈ શકાય છે ]

**શ્રીસદ્ગુરુદેવની પધરામણી:**—બીલખાનિવાસી શ્રી. કેશવલાલ જયશંકર વ્યાસના પુત્રની સદ્ગતિનિમિત્તે તેમને ઘેર બીલખામાં શ્રીમદ્ભાગવતનું સપ્તાહપારાયણ થયું હતું, અને આ પ્રસંગે તેમણે પૂજ્યપાદ કૃપાનાથનાં પૂજ્ય છબીજી તથા પાદુકાજીને પોતાને ઘેર પધરાવ્યાં હતાં, તથા વિધિવત્ પૂજન અર્ચન કર્યું હતું. ત્યારબાદ સૌ આનંદાશ્રમવાસીઓ આદિને પ્રસાદ તથા ચરણામૃત વહેંચવામાં આવ્યાં હતાં.

**શ્રીમદાદ્યશંકરાચાર્યજીનો જયંતી મહોત્સવ:**—વૈશાખસુદિ ૫ ગુરુવારના મંગલદિને પૂજ્યપાદ શ્રીમદ્ આદ્યશંકરાચાર્યજીનો જયંતીમહોત્સવ હોવાથી તે નિમિત્તે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું યથાવિધિ પૂજન સૌ આનંદાશ્રમવાસીઓ, સાધકો અને મહેમાનોએ એકત્રિત થઇ કર્યું હતું. પૂજનાંતે પંડિત રઘુનંદનશાસ્ત્રીએ "પૂજ્યચરણ શ્રીશંકરાચાર્યજીનો સિદ્ધાંત" એ વિષયપર વ્યાખ્યાન કર્યું હતું. ત્યારબાદ સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયાં હતાં

**શ્રીમદ્ભાગવતનું સપ્તાહપારાયણ:**—શ્રીબીલખા–આનંદાશ્રમમાં વૈશાખસુદિ ૫ ગુરુવારથી શરુ થયેલું અને તેની પૂર્ણાહુતિ વૈશાખસુદિ ૧૨ ને ગુરુવારે આનંદપૂર્વક થઈ હતી. વંથલીવાળા ગુરુબંધુ શ્રી. કાનજીભાઈ, તેમના ભાઈ શ્રી. રામજીભાઈ તથા તેમના ભત્રિજા શ્રી. ત્રિભુવનભાઈ તરફથી આ સપ્તાહપારાયણ શ્રી. કાનજીભાઈતરફથી બંધાયેલ શ્રીઆનંદાશ્રમને અર્પણ થએલા એક ઓરડાના વાસ્તુનિમિત્તે કરાવવામાં આવેલું ઉપરાંત શ્રી. કાનજીભાઈએ

પોતે બંધાવેલા ઓરડામાં, પૂજ્યપાદ કૃપાનાથનાં છબીજી તથા પાદુકાજીને પધરાવીને વિધિવત્ પૂજન કર્યું હતું, અને પોતે બંધાવેલો ઓરડો પૂજ્યપાદ કૃપાનાથના ચરણકમળમાં સંકલ્પપૂર્વક અર્પણ કર્યો હતો. સારબાદ ભજનધૂન થયાં હતાં, અને ચરણામૃત ને પ્રસાદ સૌને અપાયાં હતાં.

સમાહનિમિત્તે શ્રીઆનંદાશ્રમવાસીઓને બે મિષ્ટાન્નભોજન તેમના તરફથી આપવામાં આવ્યાં હતાં.

શ્રીઆનંદાશ્રમના શાસ્ત્રી શ્રી. દયારામભાઈ આ ભાગવતસપ્તાહના વ્યાસસ્થાનપર હતા.

**સનાતનધર્મપ્રચાર:**—આનંદાશ્રમના ઉપદેશક **શ્રી. શાસ્ત્રી મગનલાલ રામજી જોશી સાહિત્યાચાર્યે** નીચેનાં સ્થળોએ જઈને ત્યાંની પ્રજાને સનાતનધર્મવિષયક પ્રવચનો દ્વારા ધાર્મિક લાભ આપેલો હતો:—

હડમડીયા, થોરડી, ભાંખા, એભલવડ, બાબરીયા, આલીદડ, ડોરાસા ને સોનપર.

**શ્રીકરાંચી-આનંદાશ્રમ:**—ગત ચૈત્રસુદિ ૧૩ થી ચૈત્ર વદિ ૩ તા. ૧૦ થી ૧૪ એપ્રીલના રજાના દિવસો હોવાથી પાંચ દિવસના એક સાધનસત્રની યોજના ત્યાંના મુમુક્ષુમંડળે યોજેલી હતી. જેમાં ઉત્સાહી સાધકબંધુઓએ નીચે દર્શાવેલા કાર્યક્રમ પ્રમાણે આ સાધનસત્રમાં ભક્તિભાવપૂર્વક ભાગ લીધો હતો:—

## શ્રીકરાંચી-આનંદાશ્રમમાં પાંચ દિવસનું
## સાધનસત્ર
## કાર્યક્રમ

**સવારના:**–૬ વાગે ઉત્થાન ને પ્રાતઃસ્મરણ
૬ થી ૭ શૌચ દંતધાવન ને સ્નાન
૭ થી ૭॥ સંધ્યાદિ નિત્યકર્મ
**૭॥ થી ૮ સંયમ સહિત જપ**
**૮ થી ૮॥ પૂજન, શ્રીસદ્ગુરુપૂજન-પદ્ધતિ પ્રમાણે.**
**૮॥ થી ૯ વાચન શ્રીઅંતર્યામીના આદેશો.**
**૯ થી ૯॥ વ્યાખ્યાન**
**૯॥ થી ૧૦ કીર્તન**
**૧૦ થી ૧૦॥ આરતિ.**
૧૦॥ થી ૧૧॥ પ્રભુશ્રીને થાળ ધરીને સાત્ત્વિક ભોજનરૂપ પ્રસાદી લેવી.
૧૧॥ થી ૪॥ વિશ્રાંતિ અથવા વ્યાવહારિક કામ પ્રસંગે બહાર જવાની રજા
**સાંજના ૪॥ થી ૫ વાચન-ઉપદેશ-ગ્રંથાવલિ.**
**૫ થી ૫॥ વ્યાખ્યાન**
**૫॥ થી ૫॥। સંયમ**
**૫॥। થી ૬ ધૂન**
૬ થી ૭ સાયંસંધ્યા
૭ થી ૮ ઉપાહાર
૮ થી ૮॥ વિશ્રાંતિ
**રાત્રિના ૮॥ થી ૯ વાચન-સદુપદેશ-દિવાકર.**
**૯ થી ૯॥ કીર્તન**
**૯॥ થી ૧૦ સંયમ**
૧૦ થી ૧૦॥ શયનની તૈયારી
૧૦॥ શયન

**તા. ૬. રવિવારે સવારના ૭॥ થી ૧૦ ના** ક્રમમાં નીચે મુજબ ફેરફાર થશે.
૭॥ થી ૮ સંયમસહિત જપ
૮ થી ૯ સંયમ—સાધન ક્રિયાઓનો અભ્યાસ
૯ થી ૧૦॥ દર રવિવારનો ચાલુક્રમ

—:o:—

**શ્રીપ્રાક્રા-આનંદાશ્રમ:**—શ્રીઆનંદાશ્રમના બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજી શ્રીપ્રાક્રા આનંદાશ્રમમાં થોડો સમય રહીને સેવાનો લાભ લઈ આવ્યા. પ્રાક્રાના ગુરુબંધુ તાલુકદાર શ્રી. નાનાભાઈ હાલ આશ્રમની સેવાનો લાભ લઈ રહ્યા છે.

